# ભદ્રપુરની ભદ્રશ્યામા

વા

# વીરેન્દ્રનું વીરત્વ

રમણીક અ. મ્હેતા



વિક્રમાબ્દ ૧૯૭૩ ખ્રિસ્તાબ્દ ૧૯૧૭

મૂલ્ય રુ. ૨-૦-૦

"ગુજરાતી" પ્રિંટિંગ પ્રેસમાં મણિલાલ ઇચ્છારામ દેશાઇએ છાપ્યું.
સાસુન બિલ્ડિંગ, સર્કલ, કોટ, મુંબઈ.

મુંબઈ, ગિરગામ, કાંદાવાડી, કલ્યાણ મોતીની ચાલ નં. ૪
રમણિક અ. મ્હેતાએ પ્રસિદ્ધ કર્યું.

મળવાનું ઠેકાણું—

એલ. એમ. ઠક્કર બુકસેલર્સ, કાલબાદેવી રોડ, મુંબઈ.
દી. લક્ષ્મીદાસ–બુકસેલર્સ, બજારગેટ સ્ટ્રીટ, મુંબઈ.
ગુજરાતી પ્રિંટિંગ પ્રેસ, સાસુન બિલ્ડિંગ, કોટ, મુંબઈ.
અને જાણીતા બુકસેલરો.

# પ્રસ્તાવના

ઇંગ્લાંડના માજી પ્રધાન, પ્રસિદ્ધ વક્તા, નામાંકિત રાજનીતિતત્વ-વિદ્ મી૦ બાલ્ફરે એડિનબર્ગની સર વોલ્ટર સ્કોટ કલબમાં એક ભાષણ આપતાં કહ્યું છે કે, "તમ્બાકુ અને દૈનિક સમાચાર પત્રોની માફક હવે નવલકથા પણ એક સામાન્ય આવશ્યકતા થઈ પડી છે."* નવલકથા લોકાદરને પાત્ર થતી જાય છે; તેનું વાંચન દિવસો દિવસ વધારે પ્રચાર પામે છે; તેની ઉપયોગિતાનો સ્વીકાર કરવામાં આવે છે અને આપણા સાહિત્યના ઉપાસકોમાંના ઘણા આ દિશાએ વિચરવા માંડ્યા છે.

કંઇક પ્રસંગે એક સ્નેહીએ અમુક નવલકથાના અનુવાદ માટે સૂચના કરી હતી. આ નવલકથા એ સૂચનાનું પરિણામ છે અને Mary Stuart નામક અંગ્રેજી નવલકથાનું રૂપાંતર છે. વિદેશીય ઐતિહાસિક ઘટનાઓને આપણા સંસારને અનુકૂળ કરવી એ કઠિન કાર્ય છે. મૂળ પુસ્તકને આગ્રહપૂર્વક અનુસરવા છતાં એકાદ બે પ્રકરણોમાં સ્હેજ ફેરફાર યોજ્યો છે. ઇતિહાસ નહિ–ઇતિહાસની છાયામાં નવલકથાનાં પાત્રો તથા પ્રસંગોને અહીંના વાતાવરણમાં ઉતારવા યથાશક્તિ પ્રયત્ન કર્યો છે. અંગ્રેજીમાં જેને Romance–અદ્‌ભુત નવલકથા–કહે છે, તેવા પ્રકારની આ નવલકથા છે. આવા પ્રકારની નવલકથાના વિશિષ્ટ લક્ષણો શાં? તે પૂર્વે એક વખતે સવિસ્તર ચર્ચ્યાં છે, એટલે તે સંબધી લખવું નિ-ષ્પ્રયોજન છે. કેટલીક અમૂલ્ય સૂચના અને મુદ્રણની વ્યવસ્થા માટે લેખક તેના સુહૃદ "ગુજરાતી"ના ઉત્સાહી તંત્રીનો આભારી છે.

મુંબઈ,
નારિયળી પૂર્ણિમા
૧૯૧૬

રમણીક અ. મ્હેતા.

---

* "Like tabacco and the daily press novels have now become a general necessity."

A. J. BALFOUR.
Speech, Sir Walter Scott Club
Edinburgh 29th December 1897.

# અનુક્રમણિકા









પૃ. ૩૫૮ આપ કૃપાવંત થઈ આપવા અનુગ્રહ કરશો. ચિત્રકાર રા. રા. ધુરંધર.

# ભદ્રપુરની ભદ્રશ્યામા

## વા

# વીરેન્દ્રનું વીરત્વ

## પ્રકરણ ૧ લું

### સંગમેશ્વરનો સ્વામી

આપણી વાર્તાનો સમય ૬ ઠ્ઠા સૈકાના મધ્યકાળનો છે. **ન**ર્મદાના દક્ષિણમાં **હિં**દુસ્તાનનો ભાગ ન્હાનાં રાજ્યોમાં વ્હેંચાયલો હતો, **ચા**લુક્ય વંશજો **પ**લ્લવોની સાથે વિગ્રહમાં ઉતરી, જય મેળવી, રાજ્ય સીમાનો વિસ્તાર કર્યે જતા હતા. કેટલાંક રાજ્યો **ચા**લુક્યની સર્વ શ્રેષ્ઠ સત્તાને અધીન થયાં હતાં; કેટલાક પોતાનું સ્વાતંત્ર્ય ડગમગતું રાખી શકવા સમર્થ નીવડ્યાં હતાં. કેટલાક રાજ્યોમાં **બૌદ્ધ** લોકોની પ્રબળતા હતી, જ્યારે, અન્ય રાજ્યોમાં બ્રાહ્મણધર્મની શ્રેષ્ઠતા સર્વમાન્ય ગણાતી હતી. કોઈ વખતે પ્રજાજનોમાં ધર્મના મતભેદને લીધે અનેક ખટપટો ઉભી થતી, અને રાજ્યદ્વારના મૂળ સૂધી પહોંચતી. કોઈ કોઈ વખત આ ખટપટો એવી તો ભીષણ નીવડતી કે રાજ્યસત્તાને પણ ડોલાવી નાખતી હતી.

આ સમયે **સં**ગમેશ્વરનું બંદર વેપારને માટે ઘણું જ પ્રખ્યાત હતું. **વે**ણ નદી સમુદ્રને મળે છે તે સંગમસ્થાન આગળ આવ્યાથી તેનું નામ કદાચ **સં**ગમેશ્વર પડ્યું હશે. ગમે તેમ હો, પરંતુ **અ**નર્ગ દેશના વેપારના મુખ્ય દ્વારમાં આ **સં**ગમેશ્વર ઘણું જ વિખ્યાત હતું. ઉત્તર તરફ **ગુર્જ**રોના વેપારનો વહિવટ આ બંદર સાથે ઘણા લાંબાં કાળથી હતો અને **અ**નર્ગ દેશની રાજ્યધાની **ભ**દ્રપુર, તે આ બંદરથી ઘણે છેટે ન હતી; વળી, રાજ્યના મુખ્ય નગરમાં પહોંચવાને માટે **સં**હ્યાદ્રી પર્વત ઓળંગીને જવાની જે બે ચાર વાટ હતી; તેમાં સહુથી સુલભ અને નજીક તે આ બંદરની નિકટ હતી. આવાં અનેક કારણોને લીધે **સં**ગમેશ્વર **હિં**દુસ્તાનના મુખ્ય બંદરોમાંનું એક લેખાતું હતું.

આવા જાણીતા બંદરપર મુસાફરોની આવજાવને લીધે, વેપારીઓના માલની લેવડદેવડને લીધે, માણસોની ગર્દી હોય એ સ્વાભાવિક છે; પરંતુ, આપણી વાર્તાની શરુઆત જે દિવસથી થાય છે, તે દિવસે એટલે ચૈત્ર વદ આઠમને

દિવસે, આ બંદરપર માણસોની મેદિની ભરાઈ હતી. વાસ્તવિક રીતે જોતાં વસંત ઋતુનો આરંભ હમણાં જ થઈ ચૂકયો હતો; છતાં, આજના દિવસનું સ્વરૂપ કંઈક વિલક્ષણ હતું. આજનો દેખાવ વસંત ઋતુને અનુરૂપ ન હતો. વર્ષાએ જાણે પોતાનું સામ્રાજ્ય ચોગરદમ ફેલાવ્યું ન હોય એવો ભાસ થતો હતો. આકાશ કાળાં વાદળાંના ઢગથી ઘેરાઈ ગયું હતું. સૂર્યદર્શનની આશા જ ન હતી. સૂસ્વાટ ભેર પ્રચંડ વાયુનું તોફાન જામ્યું હતું. સમુદ્રની પ્રચંડ ઉર્મિમાળા નદીના મુખમાં જોરશોર ઘૂમતી, કિનારા સાથે તુમુલ યુદ્ધ કરી ગર્જતી હતી. વિજળીના કડાકા, અને આકાશની ગર્જના કાનના પડદા ફાડી ભીરૂના મનમાં ભય ઉત્પન્ન કરતી હતી. ગઇ રાતના ઝંઝાવાતથી શહેરમાં અતોનાત નુકસાન થયું હતું. રસ્તામાં ઠેરઠેર પાણી ભરાઈ ગયું હતું અને કેટલેક ઠેકાણે ભૂઆ પડ્યા હતા. કેળ, નારિયેળ આદિ ઝાડો મૂળમાંથી ઉખડી જઈ જુદાં પડ્યાં હતાં. બાગબગીચા ખેદાન મેદાન જેવા થઈ ગયા હતા. કેટલાકના ઘરની જીર્ણ ભીંતો તુટી ગઈ હતી, તો કેટલાકના ઝુંપડાના છાપરાં ઉડી ગયાં હતાં. આમ ચારે તરફ દુર્દશા થઈ ગઈ હતી; પ્રકૃતિએ કઠોર અને ભવ્ય આકૃતિ ધારણ કરી હતી.

શહેરની આવી સ્થિતિ છતાં ઘણા માણસો સમુદ્ર કિનારા તરફ જતાં હતાં અને ઘણાક સમુદ્ર કિનારે એકઠાં થયાં હતાં. સમુદ્રના મોજાં કિનારાપર જે વસ્તુને ફેંકે છે તે તેઓ ઉતાવળથી તૂટાતૂટ કરીને લઈ લે છે. કેટલાક નિડર માણસો સમુદ્રના પ્રચંડ ખળભળતા મોજામાં ઝંપલાવે છે અને સપાટીપર જણાતી વસ્તુને ગ્રહણ કરી કાંઠે લઈ આવવા મથે છે. સમુદ્ર કિનારાપર રહેનાર દ્રઢ બાંધાના શૌર્યવાન માણસ સિવાય બીજા કોઇની હિંમત આવા તોફાની સમુદ્રમાં ઝંપલાવવા ચાલે નહિ. અહા! આ કાળરૂપી સમુદ્રમાં માનવી આકૃતિ જેવા પદાર્થને બહાર કાઢવા કેટલા તરૂણો ધડોધડ તેમાં કૂદી પડે છે! આ અહીં એકઠા થયેલા માણસોના ટોળામાં આ વૃદ્ધ મહંત કોણ છે? અરે! આતો સંગમેશ્વરના મઠના અધિષ્ઠાતા પદ્માચાર્યના ગુરુબંધુ કમલનયનાચાર્ય છે. અરે! પણ તેઓ અહીં શું કરે છે? તેઓ સમુદ્રમાં પડતા માણસોને આશ્વાસન અને ઉત્તેજન આપતા જણાય છે.

"શાબાશ! શાબાશ! મારા વીરો! શાબાશ" સમુદ્રમાં પડેલા માણસોને ઉદ્દેશી તે મઠનો સાધુ બોલ્યો,–"આ કાળ સમુદ્રે બળિરૂપે લીધેલા માણસોના પ્રેતને ધર્માનુસાર અંત્યેષ્ટિ સંસ્કાર થવા તમે જે પ્રયત્ન કરો છે તેમાં, ખરેખર તમને મહાપુણ્ય છે. તમારી આવી શુદ્ધ ધર્મભાવના ખરેખર સ્તુત્ય છે. તમારા આવા સારા પ્રયત્નનું ફળ ઈશ્વર આપ્યા વગર રહેવાનો નથી. પણ

અરે! બાપુ! તમે આ શું કરો છો?"—એટલું કહેતાં કહેતાં તે વૃદ્ધ પુરુષનો સ્વર ઘણો જ કરુણ, આજીજી કરતો હોય તેવો જણાયો—"અરે! તમે તમારી જીંદગીને ભારે જોખમમાં નાંખતા પરવા કરતા નથી. બાપુ! પરોપકાર કરતાં જરા તમારા પોતાના જીવ તરફ લક્ષ્ય રાખતા જાઓ. પરોપકાર કરતાં તમારી પોતાની જાતને અનિષ્ટ ન થાય, તેની સંભાળ રાખો. ભાઇઓ! તમે જાણો છો કે તમારા પર તમારા કુટુમ્બ જનોનો આધાર છે. તમારામાનાં કેટલાકના વૃદ્ધ માબાપ, ભાઈબ્હેન અને સ્ત્રીઓ તમારી ચિંતા કરતાં હશે? સંભાળીને બાપુ! સંભાળીને કામ લ્યો."

"ગુરુમહારાજ!" જેને ઉદ્દેશી કમળનયનાચાર્યે ઉપલા શબ્દ ઉચ્ચર્યા હતા, તેમાંનો એક તરુણ પાસે આવી બોલ્યો, "આ કાળ સર્પરૂપી સમુદ્રના મ્હોમાં કોળિયો થઈ પડેલાં પદાર્થોમાંથી એક પ્રેત પણ અમારા હાથમાં ન આવવા દેવા, આ મોજાંએ અને જળચરોએ નિશ્ચય કર્યો હોય એમ ભાસે છે. અમે ક્યારના અહીં નિરીક્ષણ કરીએ છીએ. સમુદ્રના મોજાંની સપાટીપર કંઇક જણાતાં, ધડ લઇને અંદર પડીએ છીએ, પરંતુ દૂરથી જે મનુષ્યવત્ જણાય છે તે પાસે આવતા ભાંગેલા વહાણના ટુકડા સિવાય કંઇજ હોતું નથી."

"તો શું દેવદત્ત," તે સ્વામીએ કહ્યું, "તારું એમ કહેવું છે કે તે ખરાબાપર ભાંગેલા વહાણમાંના માણસો પૈકી એક જણનું પણ શબ હાથ લાગ્યું નથી?"

"હા, પ્રભુ!" તે તરુણે પ્રત્યુત્તર આપ્યો, "મળસ્કું થતાં ન થતાં હું અને મારા સોબતીઓ અહીં નજર કરીએ છીએ, પરંતુ, હજી સુધી કોઈ પણ મનુષ્યનું પ્રેત હાથ લાગ્યું નથી. ગઈ રાતના તોફાને તે દુર્દૈવી વ્હાણની શી દશા કરી હશે? તે મોજાંમાં તણાઈ આવતાં અસંખ્ય લાકડાના ટુકડાપરથી જણાઈ આવે છે. મને લાગે છે કે વ્હાણ જે સમયે ચૂર્ણ થઈ ગયું હશે, તે સમયે ભરતી હોવાથી કદાચ વ્હાણપરનાં માણસોના પ્રેત નદીના અંતર્મુખમાં ઘસડાઈ ગયાં હશે અને કદાચિત્ કિનારાપર પડ્યાં હશે.—કિંવા પાછા ઘસડાઈ ફરી સમુદ્રમાં તણાઈ ગયાં હોય તો પ્રભુ જાણે!"

"એ બનવા જોગ છે." સ્વામીએ કહ્યું. "જ્યારે મનુષ્યનું મન અમાનુષિક કલ્પનાના તોફાનથી ખળભળી ઉઠે છે; ત્યારે, મનોવિકારની ખાડીઓમાં ઉચ્ચતર લાગણીઓ ભરાઈ જાય છે; તેમ આ સરિત્સંગમના મુખ આગળ થાય છે. આ ખાડાઓ જણાતા નથી ખરા, પણ, અંદરને અંદર વમળમાં નુકશાન કર્યા કરે છે." આમ સ્વામી કહેતા હતા એટલામાં સમુદ્ર કિનારાપરના માણસોમાં બોભાટ થતો સંભળાયો. તેઓ એક તરફ દોડી જતા જણાવા લાગ્યા. આ અવાજ

સાંભળતાં જ દેવદત્ત પણ તે તરફ દોડ્યો. સમુદ્રના મોજાંપર તણાઈ આવતા કોઈ કાળા પદાર્થ તરફ સઘળા આતુરતાથી જોઈ રહ્યા હતા. દેવદત્ત પણ ઘણા વખત સુધી ત્યાં ઉભો રહ્યો. આખરે નિરાશ થઈ, કપાળ કુટી, પાછો ફર્યો અને સ્વામીને મળ્યો.

"જોયું! મહારાજ! એની એ જ અવદશા! દૂરથી જે કાળું કાળું જણાતું હતું અને જેને માટે એટલા લોકો દોડી ગયા, તે આખર રેતીપર આવતાં લાકડું જ નિકળ્યું. પણ હા, દૂરથી તે કેવું આબેહૂબ મનુષ્યાકૃતિને મળતું જણાતું હતું? મને લાગે છે કે અમારી આ મહેનતનો કંઈ બદલો આ વખતે મળે એમ નથી."

ખિન્ન મુદ્રા અને તિરસ્કારયુકત સ્વરે સ્વામી બોલ્યા;–"દેવદત્ત! આ શું? તારા મોંમાથી આ શબ્દ! તારા આવા શબ્દોથી સ્પષ્ટ જણાઈ આવે છે કે સ્વાર્થ-પરતાએ તારા મનપર કેટલો બધો અધિકાર મેળવ્યો છે? તું અને તારા સોબતીઓ મળસ્કાથી અહીં આવી શ્રમ કરો છો, તે માત્ર લોભને ખાતરને? તારા મનુષ્ય બંધુઓ જે મૃત્યુના તડાકામાં સપડાયા છે, તેમના પ્રેતનુ ધર્માનુસાર ઔર્ધ્વદેહિક થાય, એટલા માટે તો નહિ જ ને? અરે આ તોફાની હવામાં, લગભગ ઉઘાડા શરીરે અહીંથી આમતેમ દોડાદોડ કરો છો? આ ઉગ્ર સ્વરૂપ ધારણ કરેલા સમુદ્રની છોળોમાં કૂદી પડો છો, અને જીવની પણ પરવા કરતા નથી, તે કેવળ લોભને માટેજને? અરેરે! આ સમુદ્રનાં મોજાં જે તમને આપતાં અચકાય છે અને જે પદાર્થથી વિખૂટા થવા સંકોચાય છે, તે ગ્રહણ કરવાને માટે જ આ સર્વ માથા ફોડ છે? દેવદત્ત! દેવદત્ત, આનંદગિરિ મઠમાં તેં જે બોધ-ગ્રહણ કર્યો, જે કથાવાર્ત્તા શ્રવણ કરી, તે સર્વ ધૂળપર લીંપણ સમાન નહિ વારુ? અરે! તેં મારા શ્રમનું આવું જ સાર્થક કર્યું કે તે ભાંગેલા વ્હાણપરના દુર્દૈવી માણસોના પ્રેતને બહાર કાઢી, તેમના શરીરપરથી જે મળે તે હીસ્કાવી લેવા અને આપણા પૂજ્યપાદ પદ્માચાર્ય મહારાજ જે બક્ષિસ પ્રેત બ્હાર કાઢવા બદલ આપે છે તે મેળવવા સિવાય બીજો કોઈ ઉચ્ચ હેતુ મને જણાતો નથી." આટલું કહેતાં કહેતાં સ્વામીની મુખમુદ્રા બદલાઈ. તેઓ રોષકમ્પિત સ્વરે બોલ્યા;– "ખરેખર માટે જ વિધિ તમારા પ્રયત્નને ફળીભૂત થવા દેતી નથી. તમે જેને પ્રેત સમજી આનંદથી લોભાવેશમાં સમુદ્રમાં ઝંપલાવો છો, તે તમારા હાથમાં આવતાં કાષ્ઠનો ટુકડો બની જાય છે. અને તમારા નીચ સ્વભાવને યોગ્ય બક્ષિસ આપે છે."

કમલનયનાચાર્ય સ્વામી ક્રોધના આવેશમાં ઉપર પ્રમાણે બોલતા હતા, છતાં, દેવદત્તના ઉદાર અને નિષ્કપટ મ્હોંપર ગુસ્સાની કે શરમની લેશ પણ

છાયા જણાઈ નહિ. તે યુવકે શાંતપણે પણ દૃઢતાથી જવાબ આપ્યો;–"પ્રભુ! આપ મારા ઉપર ખોટો દોષ મૂકો છો, એટલું જ નહિ, પણ આ કિનારાપર એકઠા થયેલા બીજા બહાદુર માણસોને પણ વિના કારણ કલંક લગાડો છો, કાલ્ય રાતના ભયંકર તોફાનમાં, મૂષળધાર વરસાદમાં, કાન ફાડી નાખે તેવા કડાકામાં, એક ડગલું કયેમ ભરવું એની સુઝ ન પડે એવા ઘોર અંધારામાં, બ્હાર નિકળતાં ભલભલાના પ્રાણ કાંપી ઉઠે એવા ભીષણ તોફાનમાં, 'વહાણ ભાગ્યું.' એ સાંભળતાં જ અમે પ્રાણની પણ પરવા ન કરતાં, સુખની આશાને તિલાંજલિ આપી, કચરા કાદવમાં ખરડાતા, વરસાદમાં ભીંજાતાં બહાર પડ્યાં; તે, કયા સુખની આશાએ? કે ઇંદ્રાસનની લાલસાએ? કહો, કહો, મહારાજ!" આટલું બોલતાં તે યુવકના મનમાં ક્રોધ આવ્યો હોય ત્યેમ આવેષમાં, ઉંચા સ્વરે ધ્રુજતો બોલવા લાગ્યો,–"તેલના કઢાની માફક ખળભળતા સમુદ્રના મોજાંમાં માત્ર એક દોરડું કેડે બાંધી કુદી પડ્યો ત્યારે શો સ્વાર્થ, અને શી 'ઐહિક વાસના' મારા મનમાં થઈ આવી હતી? હું આપને પૂછું છું કે,—"

દેવદત્તનું નિષ્કપટ આવેશભર્યું બોલવું સાંભળી સ્વામીની સંતપ્ત મુદ્રા પહેલાંની માફક શાંત થઈ ગઈ તેઓ દેવદત્તની ભણી એક ટશથી જોઈ રહ્યા હતા. તે તેને બોલવા ન દેતાં વચ્ચે જ બોલી ઉઠયા;–"દેવદત્ત! મને લાગે છે કે મેં વિનાકારણ તારા અને તારા સોબતીઓપર દોષ મુકયો. ખરેખર ગઈ કાલ્ય રાતે બનેલી હકીકત મારા સ્મરણમાં રહી નહિ. મેં અને તારા સોબતીઓએ તે દુર્દૈવ વહાણના મંદભાગ્ય મનુષ્યોનો પ્રાણ બચાવવા, જે પ્રાણતોડ મહેનત કરી હતી, તે હું કયેમ વિસરી ગયો, તે ઈશ્વર જાણે! એટલું જ નહિ, પરંતુ સંગમેશ્વરના લોકો સ્વાભાવિક રીતે ધર્મપરાયણ છે, અને જ્યાં સાક્ષાત્ દયામૂર્તિ મહારાજ પદ્માચાર્યનો વાસ છે ત્યાં તમારા મનમાં સ્વાર્થ અને ક્રૂરતા ક્યાંથી સંભવે? ખરેખર મારું આ પ્રમાણે બોલવું વગર પાયાનુ હતું. એમાં મારી ભૂલ્ય હતી અને તે માટે–"

"મહારાજ એમ દીન શબ્દો કહી મને દોષમાં નાંખતા ના," તે ઉદારચિત્ત યુવાને જવાબ આપ્યો, "અમે આપના બાળક છીએ, આપ પૂજ્ય છો, અને અમને બોધ આપવો એ આપનું કર્તવ્ય છે. મહારાજ! ખરી વાત તો એ છે કે અમે જે શ્રમ કરીએ છીએ, તેનો બદલો કોઈ ઉદાર માણસ આપે તો ખુશીથી લઇએ છીએ, પરંતુ પ્રસંગે જ્યારે અમે સહુ પ્રાણની પરવા વગર સમુદ્રમાં ઝંપલાવીએ છીએ ત્યારે દયા અને ધર્મ સિવાય બીજો વિચાર અમારા મનમાં હોતો નથી. જુઓની! કાલ્ય રાતે જ્યારે તે યુવાનને સમુદ્રમાંથી બહાર કાઢી

આણ્યો, કિનારાપર મૂક્યો, અને તેના શરીરપર હાથ ફેરવતાં, તેનામાં પ્રાણ છે એમ જણાતાં, તેની સારવાર કરતાં તે માણસમાં ચેતન આવ્યું, તે જોઈ મને જે આનંદ થયો તે ન પૂછો વાત. એ આનંદ આગળ મને કૂબેરનો વૈભવ પણ તુચ્છ ભાસે છે, મહારાજ!"

"તારું કહેવું વાસ્તવિક છે, દેવદત્ત!"–સ્વામીએ આશ્વાસન આપતા હોય તેમ જવાબ આપ્યો, પરંતુ, હાં, શું આખા વ્હાણમાંથી તે એક જ માણસ મળી આવ્યો કે?"

"હા, પ્રભુ, તે એક માણસ સિવાય બીજા કોઇને બચાવવા અમે સમર્થ નિવડ્યા નથી. અમે અમારાથી બનતું કર્યું; પણ અમારું કંઈ વળ્યું નહિ. તે યુવાનને ઘેર લઈ ગયા પછી શુદ્ધિમાં આવતાં તેણે કહ્યું હતું કે અંધારામાં પવનના સપાટામાં વ્હાણ ઘસડાઇને જોતજોતામાં ખડક સાથે અથડાયું અને તેના ચૂરેચૂરા થઈ ગયા. વ્હાણમાંનાં માણસો સમુદ્રમાં હોમાયાં. આ સર્વ આંખનાં એક પલકારામાં બન્યું. મહારાજ, તે માણસ એકતો તરનાર જબરદસ્ત અને હાથમાં એક લાકડાનો ટુકડો આવ્યો તેથી જ તે બચ્યો."

સ્વામીએ દુઃખનો દીર્ઘ નિશ્વાસ નાંખી કહ્યું, "'बलीयसी केवलमीश्वरेच्छा'–ખરેખર ભવિષ્યના અભેદ્ય પટને જાણવા કોણ સમર્થ છે? પણ અહાહા! તે સર્વ એક મનુષ્યો સિવાય જળમાં સમાધિ પામ્યા! પ્રભુ સમર્થ!! પણ હાં દેવદત્ત! મેં સાંભળ્યું કે તે વ્હાણ આપણી તરફનું ન હતું. તે ખરી વાત કે?"

"હા, મહારાજ! તે આપણી તરફનું વ્હાણ ન હતું. તે દેવદુર્ગથી નિકળ્યું હતું. તે આપણા સંગમેશ્વર આવવાનું હતું; પણ જુઓ મહારાજ! શી પ્રારબ્ધની બલિહારી છે, કે જો તે એકાદ પહોર વ્હેલું આવી પહોંચ્યું હોત કે એટલું જ મોડું આવ્યું હોત, તો, આ અનર્થ ન થાત; પરંતુ મનુષ્યની ધારણા એક હોય છે, જ્યારે દૈવનું ધારવું અન્ય પ્રકારનું હોય છે. ક્યાં એકાએક તોફાનનું ચઢી આવવું અને એક માણસ સિવાય સર્વનો જ નાશ થવો! કાલ્યના જેવા પ્રખર તોફાનમાં બચવું એ કંઈ રમત વાત નથી, મહારાજ?"

"પણ દેવદત્ત!" સ્વામીએ ચિંતાતુર ચ્હેરે પ્રશ્ન કર્યો. "તે માણસ શું દેવદુર્ગનો રહેવાશી છે! તે કેવો જણાતો હતો વારુ?"

"એટલું તો ખરું કે, મહારાજ!" દેવદત્તે પ્રત્યુત્તર આપ્યો;–"તે આ તરફનો ન હતો. મેં ઝાઝી પૂછપાછની ભાંજગડ કરી નહિ, કારણ કે, એક તો તે મરતાં મરતાં બચેલો અને તેનામાં આ બધા પ્રશ્નોની જવાબ આપવા જેટલી

શક્તિ પણ ન હતી. માત્ર તેણે જે કહ્યું તેપરથી હું સમજી શકયો કે તે મનુષ્ય આ તરફનો નથી. જ્યારે પહેલ વ્હેલો અમે તેને સમુદ્રમાંથી બહાર કિનારાપર લાવી, તેની સારવાર કરવા માંડી કે થોડીવારમાં શુદ્ધિનાં ચિહ્ન તેના મ્હોંપર આવવા લાગ્યાં. જરા શુદ્ધિમાં આવતાંજ તે પોતાની ભાષામાં કંઈ બબડયો. અને ઝટ પોતાનો હાથ છાતીપરની જરીની બંડીની અંદર નાંખ્યો અને ગણગણવા લાગ્યો."

"જરીની બંડી!" આશ્ચર્ય પામી સ્વામીએ પૂછયું–શું કહે છે? જરીની બંડી! તો તે માણસ અવશ્ય કોઈ રાજવંશી કે ઉચ્ચ કુટુમ્બનો હોવો જોઇએ. "એમાં કંઇ જ શંક નથી, મહારાજ"

દેવદત્તે કહ્યું–"તેની મુખાકૃતિ પરથી તે કોઈ રાજવંશી નર હોય એમ જણાય છે. તેના શરીરપરનાં વસ્ત્રો ઘણાં સાદાં હતાં છતાં તેની કમરે બાંધેલ થેલીમાં સુવર્ણ મુદ્રાઓ હતી, તે પરથી તે અવશ્ય કોઈ શ્રીમાન્ મનુષ્ય હોવો જોઇએ. તેની વાતચીતની ભભક સ્હામાનું મન આંજી લે એવી છે. આપણી ભાષા તે પરદેશનો માણસ બોલે તે પ્રમાણે બોલે છે ખરો, પરંતુ તેનો અવાજ મિષ્ટ અને ઢબ છબ કોઈ સરદાર જેવી ભાસે છે. ખરેખર મહારાજ! એ પણ આપણાં સદ્‌ભાગ્ય કે રાણી સાહેબ ગાદીપર આવ્યાં ત્યારથીજ આપણી રાજ્યધાનીમાં ઘણા મોટા માણસો આવવા લાગ્યા છે. આપણા આ બંદરની પણ મહત્તા વધી છે. ભદ્રપુર આગળ કોઈ જાણતું ન હતું કે શું છે, પણ આજ કાલ્ય તો સિંધુ, ગુર્જર, સૌરાષ્ટ્ર આદિના માણસો અને સિંહલદ્વીપ સુધીના સામંત વીરો અહીં આવે છે."

"હા, એ આપણા દેશનુ મહાભાગ્ય છે—" સ્વામીએ અધિરાઇથી કહ્યું;- "પણ હા, એ ગૃહસ્થ શું કહેતો હતો તે તો કહેવાનું રહી ગયો."

"અરે હા! હું શું કહેતો હતો, મહારાજ! તેજ વિસરી ગયો." દેવદત્ત બોલ્યો.

"તું એમ કહેતો હતો કે,–" સ્વામીએ તેને સ્મરણ આપવા કહ્યું–"જ્યારે તમે એને કિનારે લાવી શુદ્ધિમાં આણુવા પ્રયત્ન કર્યા ત્યારે તે શુદ્ધિમાં આવ્યો અને કંઈ બડબડ્યો, તથા તેણે પોતાના હાથ છાતીપરના જરિયન બદનમાં નાખ્યા."

"હા, મહારાજ! જુઓની," દેવદત્તે જવાબ આપ્યો,–"જ્યારે અમે તેને દરિયામાંથી બહાર કાઢયો, ત્યારે તેના શરીરમાં ચેતન ન હતું. કિનારાપર ઝુંપડામાં લઈ મસાલ સળગાવી તેના શરીરપર હાથ ફેરવતાં માલમ પડ્યું કે તેનામાં પ્રાણ છે; ત્યારે તેના અંગને ગરમ કરવા તેના છાતીના બંધ છોડી હાથ

પગ અને છાતી ઘસવા માંડ્યાં. થોડીવારે તેને કંઇક શુદ્ધિ જેવું આવ્યું કે કંઈ તે બબડ્યો. આવી સ્થિતિમાં માણસને શુદ્ધિ આવતાં ઘણીવાર લાગે છે; પણ આ માણસ તો થોડીવારમાં શુદ્ધિમાં આવ્યો અને આવતાંનીવાર તે આમતેમ જોવા લાગ્યો. તેના મ્હોંપર વિલક્ષણ તેજ ચમકવા લાગ્યું. જે માણસ થોડા સમયપર પ્રાણરહિત જેવો દિસતો હતો. જેને શ્વાસોચ્છ્વાસનું પણ ઠેકાણું ન હતું તે એકદમ સફાળો આમ તેમ જોવા લાગ્યો. મને લાગે છે કે મહારાજ! તેના મનમાં એક ક્ષણમાં અનેક વિચાર જાગૃત થયા હોવા જોઇએ. એટલામાં તેણે પોતાનો હાથ તે જરિયન બંડીમાં નાંખ્યો અને એક ચીશ પાડી, કે ઝટ ચાર પાંચ ડગલાં પાછો ફર્યો. મારી સોબતીના હાથમાંની મશાલ નીચે પડતાં એક વસ્તુ ચળકતી જણાઈ. ઝટ, મેં તે ઉચકી લીધી. આ ચીજને માટે તે એટલો ગાભરો થયો હતો કે શું? તે ઈશ્વર જાણે. પરંતુ તેણે તે વસ્તુને મારા હાથમાં જોતાં જ 'આહ:' કરી ફરી બૂમ મારી. સફાળો એકદમ બેઠો થયો અને તેને મારા હાથમાંથી ઝડપી લીધી. તેના મ્હોંપર આનંદ છાયો. મને લાગે છે કે જ્યારે મેં તેના બદનની કશો છોડી, તેનું હૃદય ચાલે છે કે નહિ તે જોવા હાથ ફેરવવા લાગ્યો, તે વખતે તે નીચે સરી પડી ગઈ હશે."

"પણ હેં દેવદત્ત એવી તે શી ચીજ હતી વારુ?" સ્વામીએ આતુરતાથી પૂછ્યું.

"કંઇ નહિ મહારાજ!" દેવદત્તે જવાબ આપ્યો—"એક માત્ર નાની સરખી નળી હતી. બહુ તો તે રૂપાની હશે, અને માત્ર એક વેંત જેટલી લાંબી હતી. કોણ જાણે એટલું બધું એમાં તે શું હતું કે તે માણસ એટલો બધો ફાંફળો હાંફળો થઇ ગયો વારુ? મને લાગે છે કે તેની અંદર કંઈ હોવું જોઇએ ખરું?"

"શું તે બન્ને છેડે બંધ હતી કે ઉઘાડી?" સ્વામીએ પૂછ્યું.

"મહારાજ! તે છેડેથી બે તરફ બંધ હતી" દેવદતે જવાબ વાળ્યો:— "પરંતુ મારું એમ ધારવું છે કે તે પોકળ હતી; કારણ કે તે વજનદાર ન હતી. તે ક્ષણભર મારા હાથમાં હતી એટલામાં હું અનુમાન કરી શકયો કે અંદર કંઈ ભારે વસ્તુ નથી. પણ તેણે તે ઝટ લઇને મારા હાથમાંથી ઝુંટવી લીધી અને પાછો તે બેહોશ જેવો થઇ ગયો. અને મેં એને ઘેર મોકલવાની તજવીજ કરવા માંડી. મને આશ્ચર્ય લાગ્યું તે એ કે મહારાજ! જેવી તે નળી તેણે હીસ્કાવી લીધી કે તરત જ તેણે પોતાની બંડીમાં મૂકી દીધી અને બંધ બાંધી દીધા અને જો કે તે થાકીને લોથ જેવો થઈ ગયો હતો; તેને પુરી

ઉભા રહેવા જેટલી શક્તિ પણ ન હતી, છતાં તે શુદ્ધિમાં હતો ત્યાં સૂધી તેણે પોતાના બે હાથ ઘટ્ટ છાતીપર રાખ્યા હતા. અને જરા પણ તેને ખસવા દેતો નહિ. પ્રાણથી પણ અધિક વ્હાલી એવી એની અંદર શી વસ્તુ હશે, તે ઈશ્વર જાણે? પણ મને એ પ્રવાસીની રીતભાતથી ઘણું જ આશ્ચર્ય લાગ્યું એટલું જ નહિ પણ, મને સ્હેજ ગુસ્સો પણ આવ્યો. મારાથી છેવટે કહ્યા વગર રહેવાયું નહિ કે 'આપ આ સંગમેશ્વરના માણસોને ચોર કે લુટારુઓ ધારતા નહિ. દૈવી કોપથી અશક્ત થયેલા માણસોને પકડી તેમની વસ્તુ હરણ કરી લેવાનો ધંધો અમારો નથી. અમને અમારા ધર્મનું પણ અભિમાન છે. અમે અમારો ધંધો કરી નિર્વાહ કરીએ છીએ. એમ શંકાની જરૂર નથી.'"

"દેવદત્ત! તું ખરેખર હોંશિયાર માણસ છે," સ્વામીએ કહ્યું–"એટલું જ નહિ પણ ચતુર અને શાંત છે. તેં નાનપણમાં જે ઉપદેશ મઠમાં લીધો છે તેનું તું સાર્થક કરે છે. તારા કામનો બદલો ઈશ્વર અવશ્ય આપશે પણ હે દેવદત્ત! ત્યાર પછી તે પ્રવાસીનું બિચારાનું શું થયું વારુ?"

"શું થાય! મહારાજ!" દેવદત્ત બોલ્યો,–"તેને તરતજ ઘેર મોકલાવી આપ્યો. બીજું શું? ઘેર આગળ બ્હેને તેને પથારી કરી આપી, તેનું શરીર સેકવા માંડ્યું અને બીજા ઉપચાર કરવા વૈદ્યને બોલાવવાનું કહી, તેને ગરમ લુગડાં આપી, હું અહીં પાછો આવ્યો. તે જે કંઈ બોલ્યો કર્યો તે તો મેં આપને જણાવ્યું છે. અહીં આવી આ ખટપટમાં પડ્યો છું. મહારાજ! તે તમે જુઓ છો. આ સમુદ્ર હજારો લાકડાના ટુકડા કિનારા પર લાવે છે, પરંતુ એક પણ મનુષ્યનું શવ જણાતું નથી. આજ આ નદીએ અને વીચીઓએ એક પણ મનુષ્યને બહાર ન કાઢતાં ઉદરમાં જ રાખવાનો નિશ્ચય કર્યો છે."

આમ બોલતાં બોલતાં દેવદત્તની દૃષ્ટિ કિનારા તરફ વળી. ત્યાં અન્ય માણસો સમુદ્રની છોળોપર કંઈ તણાઈ આવતા પદાર્થ તરફ ટપીને બેઠા હતા. ગઈ રાતના દૂર્દૈવી તોફાનમાં સપડાયલા વ્હાણના અનેક ભાગ્યા તુટ્યા ભાગ મોજાંમાં તણાઈ આવતા; પરંતુ, તેપરના મનુષ્યોનું શું થયું? તેની કંઈ લેશ પણ ખબર પડે એમ જણાતું નથી; કારણ કે, એક માણસનું અવશિષ્ટ ચિહ્ન હજી સૂધી મળી આવ્યું નથી.

થોડીવાર પછી વિચારયુક્ત ખિન્ન મુદ્રાએ સ્વામી બોલ્યા;–

"તો ઠીક દેવદત્ત! હું તારા ઘરભણી જાઉં છું. અને તે પરદેશી ગૃહસ્થની તબિયત કયેમ છે તે જોઉં છું. ત્યાં જઈ તેને બે ચાર વાતો કહી આશ્વાસન

આપીશ" એટલું કહી દેવદત્તને આશીર્વાદ આપી, સ્વામી સમુદ્ર તરફ પીઠ કરી, ગામ તરફ વળ્યા. મુખ્ય રસ્તામાં થઇ બજાર ભણી વળ્યા. ત્યાંથી તેઓ જમણી બાજુની ગલીમાં ગયા. ત્યાં શિવમંદિરની અડોઅડ એક મકાન હતું. મકાન જો કે ન્હાનું હતું છતાં એકવાર અંદર દાખલ થયા પછી સગવડતાવાળું અને સાફ-સુફ માલમ પડતું હતું. કમલનયનાચાર્ય મુખ્ય દ્વાર વટાવી અંદર ગયા. ઘરનો પાછલો ભાગ રસ્તાપર પડતો હતો અને તેને અડોઅડ ન્હાનોસો બાગ હતો અને બાજુમાં ઢોરઢાંખર બાંધવાની જગા હતી. અંદરના ભાગમાં એક વૃદ્ધ બાઈ ચોખા વીણી બાજુએ રાખી, શાક સમારતી બેઠી હતી. તે સ્વામીને જોતાં જ ઉભી થઈ, સ્વામીને આદરપૂર્વક નમસ્કાર કરી બોલી;–

"અહો મહારાજ! આજ ધનભાગ્ય કે અત્યારમાં આપનાં પગલાં આજ અહીં થયાં." એટલું કહી તે સ્વામીને માટે બેસવાને આસન લઈ આવી અને તેપર સ્વામીને બેસવાનું કહી તેમના મ્હોં આગળ થોડા ફળ મૂક્યાં.

"પ્રસન્ન બાઈ આની શી જરૂર છે?" આસનપર બેસતાં બેસતાં સ્વામી બોલ્યાઃ–"અહા! આ બધી રાંધવાની તૈયારી આજ ઘણી ઉતાવળથી ચાલી છે જો! ખરે દેવ આજ થાકી કરીને આવવાનો તેને માટે આજ આ બધી ઉતાવળ છે નહિ વારુ? પણ હા પ્રસન્ન! કાલ્યે જે પ્રવાસીને સમુદ્રમાંથી કાઢી આણ્યો હતો તે ક્યાં છે? તેની તબિયત કયેમ છે વારૂ?"

"કાલ્યે દેવે સમુદ્રમાંથી બૂડતો કાઢયો હતો તે કે? જો એની વાત પૂછતા હો, તો મહારાજ આપ ઘણા મોડા આવ્યા" પ્રસન્ને જવાબ આપ્યો.

"મોડો!" સ્વામીએ આશ્ચર્યયુક્ત મુદ્રાએ પૂછયુંઃ–"સૂર્યોદય થયાને હજી પાંચ ઘડી ભાગ્યે જ થઈ હશે, ને મોડો શી રીતે?"

"આપ કહો છો તે ખરું મહારાજ!" તે બાઇએ જવાબ વાળ્યો;–"પણ તે તો ક્યારનો અહીંથી ચાલી નિકળ્યો છે. મહારાજ! બધું ખરું પણ તે માણસ તો ખરેખરો સજ્જન એમાં ના નહિ. દેવે તેનો પ્રાણ બચાવ્યો અને જરા તરા ચાકરી કરી તથા અહીં આરામ પામ્યો, તેના બદલામામાં તેણે આટલી બધી મહોરો આપી. જાણે તે અહીં વર્ષો રહ્યો ન હોય મહારાજ?"

"હેં! શું ત્યારે એ ચાલી ગયો?" ચકિત અને સાશંક ચ્હેરે બાઇના તરફ જોઈ સ્વામી બોલ્યા;–"એટલામાં તે અહીંથી ચાલી ગયો?"

"હા, મહારાજ! હું ખોટું શું કામ કહું?" તે બાઇએ જવાબ વાળ્યો;– "મને પણ આશ્ચર્ય લાગ્યું ખરું કે હજી તેનો થાક ઉતર્યો નથી; શરીર જોઇએ

તેટલું સારું નથી, છતાં, તે સાજા માણસની માફક અંધારામાં તો ઉઠ્યો અને આવી કહેવા લાગ્યો કે,–'મા, મારે જલદી જવાનું છે માટે જરા તમને મહેનત આપવી પડશે' મેં ઘણુંએ કહ્યું પણ માન્યું નહિ. ગમે તેમ પણ મહારાજ! તે માણસ રાજા જેવો ઉદાર, દેખાવમાં પણ તેવો; કોઇને જોતાં જ તેનાપર હેતનો ઉમળકો આવે. જુઓ, આ મહોરો તેણે મારા દેવને માટે આપી છે એટલું જ નહિ, પણ તેના સોબતીઓને માટે તથા સમુદ્રમાંથી કોઇનું શવ મળી આવે તે તેના સંસ્કાર કરવા બીજી આટલી મહોરો આપી છે. વળી તેણે થોડા દિવસ પછી અહીં આવવા કહ્યું છે અને જો તેનાથી તેમ ન બને તો કોઇની જોડે સંદેશો મોકલીશ એમ કહી ગયો છે.'

"વારુ પ્રસન્ન! પણ એ કેણી તરફ ગયો એ શું તું જાણે છે?" સ્વામીએ પૂછ્યું;–"અને શું એ એવો થાકેલો હતો છતાં પગે ચાલતો ગયો? કોણ જાણે આ સર્વ કંઈ વિલક્ષણ જણાય છે!"

"એમ બને કયેમ, મહારાજ!" બાઇએ ઉલ્સાહથી જવાબ આપ્યો;– "એવા રાજવંશી નરને ચાલતી જવા દઉં ખરી કે? તમે તો જાણો છો કે શવજી બારોટે કરજ પેટે આપેલો અબલખ ઘોડો આપણે ત્યાં હતો. દેવદત્તને તે વેચવાનો પણ હતો."

"ઠીક તે તેં એને ગળે વળગાડો કે?" સ્વામીએ હસ્તાં હસ્તાં કહ્યું.

"મારે શું કામ ગળે બાંધવો પડે?" બાઇએ ઉત્તર આપ્યો;–"એ તો એણે જ પૂછ્યું કે આ ઘોડો વેચવાનો છે કે? માત્ર હા કહેવાની વાર એટલે ફટ કરીને પચ્ચીશ મહોર નાખી. લાગલો જ ઘોડા પાસે જઈ ખોગીર નાંખી અને તૈયારી કરી. થોડો સામાન લીધો ન લીધો અને આછુ પાતળુ ખાઈ ચાલ્યો. ઉતાવળ તો એટલી કે જાણે બોલવાની પણ ફુરસદ નહિ."

"હરિ ઇચ્છા! તે પ્રવાસી એટલી ઉતાવળ કરી ચાલ્યો ગયો એમાં કંઈક ભેદ હોવો જોઇએ. પણ હા, દેવદત્ત કહેતો હતો કે તેની પાસે એક રૂપાની નળી હતી. જેનું તે પ્રાણથી પણ વધારે જતન કરતો હતો. તે જોઈ હતી કે?" સ્વામીએ પૂછ્યું.

"મહારાજ! દેવુ કાલ્ય રાતે એને લઈ આવ્યો ત્યારે એના સોબતીઓની સાથે એવું કંઈક કહેતો હતો ખરો. અને મને પણ વાત કરી હતી. પણ આ ધાંધલમાં મને કંઈ યાદ રહ્યું નહિ અને બળ્યું પૂછવું ભુલી ગઈ." ખિન્નમુદ્રાએ પ્રસન્ન બોલી.

"ઠીક થયું." સ્વામીએ પ્રત્યુત્તર આપ્યો;–"જો એ વાત યાદ રહી હોત તો તે બિચારી પ્રવાસીનો પુછી પુછીને તમે અંત જ કાઢી નાંખ્યો હોત. અને તેમાં પણ તમારી જિજ્ઞાસાનું પૂછવું જ શું? તમે એને પટાવીને બધી હકીકત પૂછી લીધી હોત. અને તેને જંપીને બેસવા પણ ન દીધો હોત. ગમે તેમ તે બિચારો ગયો. વારૂ હવે વખત પણ થવા આવ્યો. મારે પણ મધ્યાહ્ન સ્નાનનો વખત થયો. ઠીક ત્યારે હું જાઉં છું."

એટલું કહી સ્વામી ત્યાંથી ઉઠયા. પ્રસન્ને તેમને ફરીથી નમસ્કાર કર્યાં. સ્વામી તેને આશીર્વાદ કહી બ્હાર પડયા. દેવદત્ત જલ્દી આવશે માટે તેણે રસાઈ ઝટ આટોપવા માંડી.

---

## પ્રકરણ બીજું
## નવીન પ્રવાસી

જેના સંબંધમાં કમલનયનાચાર્ય સ્વામીએ ચોકસી કરી હતી, તે પ્રવાસી જ્યારે ઘરમાંથી બહાર નિકળ્યો ત્યારે તેણે રસ્તા વગેરેની માહીતી કોઇને પૂછી નહિ. આપરથી કદાચ એમ ભાસ થાય છે કે જે રસ્તે તેને જવાનું હતું, તે, તેને બરાબર માલમ હોવો જોઇએ, કિંવા, તે ક્યાં જવા ઇરાદો રાખે છે તે કોઇને માલમ ન પડે માટે એણે એ ન જણાવવાને દૂરદર્શીપણાથી સાવધગિરિ રાખી હોવી જોઇએ. તેણે જે ઘોડો ખરીદ કર્યો હતો, તે દેખાવમાં જેવો ચંચળ જણાતો હતો, તેવા તેનામાં ગુણ હતા કે નહિ, તે ઝટ જણાઈ આવશે. આપણો આ પ્રવાસી ઘોડાની કેશાવળી પર હાથ રાખી ઝડપથી ખોગીર પર કૂદી પડ્યો. તે એવી સફાઇથી બેઠયો કે તેની બેટ પરથી કોઈ તરતજ કહી શકે કે તે અઠ્ઠલ ઘોડેસ્વાર હોવો જોઇએ. ઘોડાપર બેસતાંની વાર તેણે લગામ છોડી મુખ્ય રસ્તાપરથી બહાર જવાના ખુલ્લા પ્રદેશ તરફ તેને વાળ્યો.

સ્વામીને પ્રસન્ન બાઇએ કહ્યું હતું, તે પ્રમાણે આ મુસાફરનો ચ્હેરો મોહક અને તેનો દેખાવ આકર્ષક હતો. તેનું વય સુમારે બાવીશ તેવીશ ઉપર હશે. તેના ચ્હેરાનો વર્ણ શ્યામ નહિ તેમજ ગૌર પણ નહિ. અર્થાત્ કે ઘઉં વર્ણનો હતો. તેની ઉંચાઈ વયના પ્રમાણમાં, અને, બાંધો મજબૂત હતો. તે શરીરે એકદમ પાતળો ન હતો, તેમ, બહુ સ્થૂલ પણ ન હતો. તેનામાં સ્ત્રીઓને ઉચિત કોમળતા નહતી, તેમ જ દક્ષિણના અજ્ઞ લોકોમાં જણાતી

વિકટતા પણ તેનામાં નહતી. તેના શરીરના સઘળાં અવયવો પ્રમાણસર અને અંગ કસેલું જણાતું હતું. ભાલ વિશાલ, ભ્રકુટી ધનુષ્યાકાર, નેત્ર અણિયાળાં અને નક્ષત્ર માફક ચમકતાં હતાં. કપોલ ભાગ માંસલ, નાક સીધું અને સ્હેજ ઉંચ, ઓઠ નહિ જાડા કે પાતળા અને પ્રવાળરક્ત, દાંતપંક્તિ કુંદકલિકા સમાન અને સ્હેજ મુચ્છોનો દોરો ફુટયો હતો. તેનો પહેરવેષ એકંદર રીતે સાદો અને છટાદાર હતો. માથાપર કેસરી સાફો બાંધ્યો હતો. તેમાંથી થોડા કાળા વાળના ઝુલફા કાનપર હવામાં ફરકતા હતા. શરીરપર તસતસ્તુ જરીયાન બદન અને તે પર સાદું અંગરખું પહેર્યું હતું. કમરબંધમાં જાંબિયો અને કટાર હતાં તથા ડાબી બાજુએ શત્રુઓના હૃદય વિદારવા તીક્ષ્ણ તરવાર લટકતી હતી. પગમાં સાદાં પગરખાં હતાં. તેણે ડાબા હાથમાં લગામ અને એક ઝીણી સોટી રાખી હતી અને જમણા હાથને છૂટો રાખ્યો હતો. તેની જોવાની છટા એવી હતી કે સ્હામા માણસનો પ્રાણ બ્હાર ખેંચી કાઢે, તેની બેસવાની ઢબ અને એકંદર દેખાવ એવો હતો કે પ્રસંગ આવે આ માણસમાં હથિયારનો ઉપયોગ કરવાની શક્તિ અને ધૈર્ય અવશ્ય હોય એમ જોનારને ભાસતું.

આપણો આ મુસાફર જેવા ખુલ્લા પ્રદેશમાં આવ્યો કે તરત જ તેણે પોતાના ઘોડાની પરીક્ષા લેવાનો આરંભ કર્યો. તેણે લગામ ખેંચી, ઘોડાને જૂદી જૂદી ચાલપર ચલાવવા પ્રયત્ન કરી જોયો. તેણે આ કામ એવી સફાઇથી બજાવ્યું કે ભલભલા ચાબુક સ્વાર પણ તેના આગળ પાણી પાએ. આ પ્રમાણે તેણે તે ઘોડાને જૂદી જૂદી ચાલપર કેટલાં પગલાં ચલાવી જોયાં, પણ આ પરથી તેનું પરિણામ તેના મનને જોઇએ તેવું સંતોષજનક લાગ્યું નહિ; તથા ઘોડો તેની પૂર્ણ પસંદગીએ ઉતર્યો નહિ. તેણે આખરે ઘોડાની પીઠપર સોટી ચમકાવી લગામ છોડી દીધી.

તે પ્રવાસી મનમાં કહેવા લાગ્યો;–"ચિંતા નહિ. એ જો મને બરાબર ઠેકાણે પહોંચાડે એટલે થયું. ધૂળ નાખી. પણ હા! અહીંથી મારે કેટલું લાંબું જવાનું છે? કયી દિશામાં જવાથી જલ્દી પહોંચાશે? આ સર્વ બાબતનો નિકાલ શહેરમાંથી મેળવી લીધો હોત તો ઠીક થાત. ના–ના મેં જે કર્યું તે ઠીક જ કર્યું છે; કારણ કે લાંબી મજલ કરવાની છે અને ઘણી જ સાવધગિરી રાખવાની છે. દૂરદર્શીપણે વર્તવાનો સંકલ્પ કર્યો છે, તે જ ઠીક છે. મારું વર્તન લોકોને ગૂઢ જણાય એ જ મને લાભકારક છે. જો એમ કરવામાં સ્હેજ ગફલતી થઈ તો ભોગજ મળવાના. એક ભૂલ્યની નાની ચીણગીમાંથી મોટી પ્રચંડ અગ્નિ જ્વાળા

સળગી ઉઠવાની, અને મુરાદનું ઘર બળી ખાખ થવાનું. અહા મારા પ્રાણથી પણ અધિક વ્હાલી નળી! જો તુ મારા હાથમાંથી છટકી ગઈ હોત તો શું થાત! તારાપર બીજા લોકોની નજર પડતાં હું સાવધગિરીથી ન વર્ત્યો હોત, તો શા અનર્થ નિવડત?" આમ મનમાં બોલતાં તેણે તરત જ પોતાનો હાથ છાતી સરસો દાબ્યો અને સંતોષયુક્ત મુદ્રાથી બોલ્યો;–"મારા રત્ન! તું મારી પાસેથી ગયું એવી કલ્પના મારા મનમાં આવતાં, હું ધાભરો બની ગયો; એમાં શું આશ્ચર્ય! અરે! પણ મને આવી એક ક્ષુદ્ર નળીને માટે કાવરો બાવરો થતાં જોઈ તેમનાં મનમાં શું આવ્યું હશે? ગમે તેમ, એ સારું થયું કે નળી પાછી મારા હાથમાં આવ્યા પછી મેં એ સંબંધી કંઈ વાતજ ઉપાડી નહિ. વળી હું ઘણીજ ઉતાવળમાં શહેર છોડી ચાલી નિકળ્યો; એ વાત પણ તે ભોળી બાઇને જરા આશ્ચર્ય પમાડે તેવી લાગી હશે; પણ ખયર! હું ક્યાં જવાનો છું. અને ક્યાંથી આવ્યો છું, તે મેં તે બાઇને જણાવ્યું નહિ, એ ઠીકજ થયું. જો કોઈ પૂછપરછ કરશે તો તે કંઈ કહી શકશે નહિ અને એથી પણ એક પ્રકારનું વિઘ્ન અટકશે."

આમ આત્મગત વિચાર કરતો હતો, તેવામાં આપણો મુસાફર એકાએક અટકયો. કોઈ માણસ સ્હામેથી આવતો તેની નજરે પડ્યો. એમ માલમ પડતાંજ તેણે ઘોડાને જરા ચાંપ્યો. પાસે જતાં તેને માલમ પડ્યું કે તે વસ્ત્રવણિક–જેને આપણે હાલની પ્રચલિત ભાષામાં ફેરીવાળો કહીએ છીએ તે–હતો. આપણા પ્રવાસીએ તે ફેરીવાળાને હાક મારી, પાસે બોલાવ્યો અને કહ્યું;–"ભાઈ! મને હું પૂછું તેની થોડી માહીતી આપીશ તો હું એક સોના મહોર આપીશ."

વગર મહેનતે, ગાંસડી છોડવાની પણ મહેનત વગર એક સોના મહોર મળવાની વાતથી તે માણસને ઘણોજ આનંદ થયો. તેની આંખ્યોની કીકીઓ હર્ષથી નાચવા લાગી. તેના સમસ્ત શરીરમાં આનંદનો સંચાર થયો. તેણે વાસાં પરની ગાંસડી સરકાવી અને આદરપૂર્વક બોલ્યો:–

"મહારાજ, આપને જે હકીકત જાણવી હોય તે બેલાશક મને પૂછો. મારા કામને અંગે મારે ગામોગામ ફરવું પડે છે જે હકીકત હું આપને આપી શકીશ તે બીજા કોઇ પાસેથી આપને મળી શકશે નહિ"

"ખરી વાત! પણ ભાઈ!" તે પ્રવાસીએ પૂછ્યું;–"આ રસ્તો ભદ્રપુરનો જ છે ને? અને હોય તો હું એમ–"

"હા, સરદાર!" તે વણિક વચ્ચે જ બોલી ઉઠયો;–"આ ભદ્રપુરનો જ રસ્તો છે. આપ આ દેશના નથી, મહારાજ, એટલું જ નહિ પણ આ બાજુથી ભોમિયા પણ નથી. સરદાર! આપ બે પ્રહરમાં કનકપુર પહોંચી જશો."

"પ્રવાસી;-"આ કનકપુર અહીંથી કેટલું છેટું છે વારુ?"

"વણિક;-"આઠ નવ કોસનો રસ્તો ખરોસ્તો. ત્યાંથી જો આગળ વધવું હશે તો શુભ્રઘાટ ઓળંગી આપ સારંગપુર સંધ્યાકાળ સુધીમાં પહોંચી શકશો. ત્યાંથી આપને કહું કે દશ કોશ છેટે ભદ્રપુર છે. લગભગ બધી મળીને ત્રીશ કોશની મજલ છે, મહારાજ! સારા ચાલનારને દોઢ દિવસથી અધિક સમય લાગતો નથી."

"ભાઈ તારો મોટો ઉપકાર થયો. મને આ હકીકત કામ લાગશે." એટલું કહી તે પ્રવાસીએ ચટ્ટ લઇને એક મહોર તે ફેરીવાળાને આપી. તે ફેરીવાળાએ પ્રણામ કર્યા. સ્હામા તે પ્રવાસીએ પ્રણામવાળી પોતાનો ઘોડો આગળ છોડી દીધો.

આમ થોડે દૂર ગયા પછી આપણા પ્રવાસીના મનમાં એકાએક વિચાર સ્ફૂર્યો. તેણે ઘોડાની લગામ પકડી અને મનમાં બોલ્યો;-"અરે, તે ભલા ફેરીવાળાને મેં એકાદ બે વાત પૂછી લીધી હોત તો સારું થાત! ના, ના, જે થયું છે તે ઠીક જ છે; કારણ કે એક જ માણસને સઘળી હકીકત પૂછવી એ મેં સાવધપણે વર્તવાની જે નીતિ ધારણ કરી છે, તેને અનુસરતું થાત નહિ." એટલું મનમાં બોલી તેણે પોતાનો ઘોડો આગળ ચલાવવા માંડ્યો. આ વખતે તેણે ઘોડાની લગામ બરાબર પકડી સંભાળપૂર્વક ઘોડાની ચાલ તરફ ધ્યાન આપવા લાગ્યો, કારણ કે, તે ગુણિયલ ઘોડાનાં લક્ષણ તેના ધ્યાનમાં બરાબર આવ્યાં હતાં.

જે રસ્તે આપણા પ્રવાસીને જવાનું હતું તે ડુંગરી અને ખડકાળ હતો. વચ્ચે વચ્ચે દીટ ઝાડી આવતી હતી. જે સમયની વાત અમે લખીએ છીએ, તે સમયે અનંગ દેશ દ્રવ્ય વૈભવમાં વધતો જતો હતો, છતાં, તે વખતે હાલના જેવા રસ્તા ન હતા. માલની લાવજા બળદની પીઠપર થતી હતી અને આ વણજારી ઢોરો જઈ શકે તેવા રસ્તા હતા. આવે રસ્તે પ્રવાસ કરતાં ઘણી વખત અકસ્માત બની આવતા હતા. આવા રસ્તે આ મુસાફર માર્ગક્રમણ કરતો હતો. તે વસ્ત્રવણિકના મળવા પછી ચાર પાંચ કોશ ગયો ત્યાં સૂધી રસ્તામાં તેને કોઈ માણસનો મેળાપ સુદ્ધાં થયો નહિ. વચ્ચે વચ્ચે ટેકરીના ચઢાવ, ધીચ ઝાડી હતી. હવા માત્ર થંડી લાગતી હતી, અને જે તોફાની આકાશ પ્રથમ દિવસે જણાતું હતું તે આજ નિરભ્ર હતું. આનંદજનક દેખાવ વખતો વખત નજરે પડતા હતા, આ સિવાય આખો રસ્તો કંટાળાભર્યો હતો. આમ પાંચેક કોશ આગળ વધવા પછી, સ્હામેથી ઘોડાપર બેસી આવતો કોઈ માણસ તેને નજરે પડ્યો. પાસે આવતાં તે માણસ આધેડ લગભગ પચ્ચાશ વર્ષનો જણાયો. તેના ચ્હેરા-

પરથી તે ઘણો જ આનંદી, સરળ સ્વભાવનો અને નિર્મળ મનનો હોય એમ ભાસ્યું. તે શરીરે સશક્ત તેના અંગપરનાં વસ્ત્ર જાડાં પરંતુ સ્વચ્છ હતાં. તેણે જે ઘોડાપર પલાણ કર્યું હતું, તે ઘોડો બટકો અને જડ હતો. તેના એકંદર દેખાવ-પરથી તે એકાદ ગામડાનો રહીશ હોય એવો જણાતો હતો. આ મનુષ્યને પાસે આવતાં આપણા પ્રવાસીએ રામ રામ કર્યા. અને પૂછ્યું;–"આપ કયા ગામથી આવો છો અને ત્યાંના શા સમાચાર છે?"

"મહારાજ! હું કનકપુરથી આવું છું." તે વટેમાર્ગુએ જવાબ આપ્યો;– "સમાચાર! સમાચાર તો કંઇ જ નથી. માત્ર એમ સંભળાય છે કે અમારાં રાણી સાહેબનાં લગ્ન સરદાર દારુક સાથે થવાનાં છે. કેટલાક સરદારો આ વાતની વિરુદ્ધમાં છે."

પ્રવાસી;–"કોણ બૌદ્ધ સરદારો કે?"

"હશે કદાચ!" તે વટેમાર્ગુએ પ્રત્યુત્તર વાળ્યો અને શંકાશીલ સ્હેરે કહ્યું;– "રાણી સાહેબ અને ધનાઢ્ય સરદારોની બાબતમાં મારા જેવા ગરીબ માણસને માથુ મારવું એ ઘટિત નથી. આ તો માત્ર કનકપુરમાં જે વાત થતી હતી તે મેં આપને કહી."

"કનકપુર અહીંથી કેટલું છેટું હશે વારુ? પેલી ટેકરીની બાજુમાં હશે નહિ?"

તે વૃદ્ધ વટેમાર્ગુએ પોતાના ઘોડાનું મ્હોં ફેરવ્યું અને બોલ્યો;–"આ બે ટેકરી દેખાય છે તેની પેલી તરફ જે મોટી ટેકરી છે તેના પગ આગળ છે. પણ સરદાર! આપ અહીંના તો નથી, એટલું જ નહિ પણ આપ દક્ષિણ તરફથી આવતા હો એમ પણ જણાતું નથી. પૂર્વના માણસોની કર્કશ રીતભાત પણ આપનામાં નથી. તરુણ સરદાર મારા બોલવાપર આપ ગુસ્સો લાવતા ના."

"એમાં ગુસ્સો શાનો?"–હસ્તે ચહેરે તરુણ પ્રવાસીએ જવાબ આપ્યો;– "તમારું કહેવું બરાબર છે. હું અમરપૂરથી આવું છું. આપ રાણી સાહેબ વિષે કંઈક કહેવા જતા હતા, તે તો એમનું એમ રહ્યું. ભાઈ! રાણી સાહેબની સ્વારી હાલ ભદ્રપુરમાં જ છે કે?"

"ખરેખર આપ એવા સજ્જન જણાઓ છો કે;" તે વટેમાર્ગુએ જવાબ આપ્યો;–"મને અમારાં રાણી સાહેબ બાબત જે કંઈ ખબર હોય તે આપને કહેવાને કંઈ પણ હરકત નથી. પણ સરદાર! વાત એ છે કે હું એવા એક ગામ-ડામાં રહું છું, ને, તે શહેરથી એટલું દૂર છે કે અમને જે કંઈ ખબર પડે, તે ઘણી જ મોડી. કોઈ કોઈ વખત તો બનાવ બનવાને પૂરું પખવાડિયું વીતી જાય

છે એટલે તે નકામી થઈ પડે છે. પણ હા! ઠીક યાદ આવ્યું. રાણી સાહેબ અહીં આટલામાં એક ગામ છે ત્યાં આવવાનાં હતાં. બળી આ મારી યાદ શક્તિ,"–એટલું કહી માથું ખજવાળવા લાગ્યો;–"બળ્યું નામ પણ કંઈ ગિરિદુર્ગ કે શું છે?"

"જરા બરાબર યાદ કરો તો;"–પ્રવાસી જાણવાની ભારે જિજ્ઞાસા હોય તેમ બોલ્યો;–"એથી મને ઘણો લાભ થશે." અવિચારથી એકદમ એટલા શબ્દો બોલ્યો ખરો, પણ, તરત જ તેને પોતાની ભૂલ જણાઈ અને વાત ફેરવી કહ્યું;–"હું જે આ પૂછું છું એનું કારણ એ છે કે હું બીજા રજવાડામાંથી આવું છું. મારે જવાનું તો દક્ષિણમાં છે, પરંતુ તમારાં રાણી સાહેબની કીર્તિ એટલી બધી સાંભળી છે કે, આટલે આવ્યા પછી દરબારમાં હાજરી આપી, દર્શન કરી કામે જઉં. એવું સંભળાય છે કે રાણી સાહેબનું સૌન્દર્ય એક ઇંદ્રની દેવાંગનાને લજાવે એવું છે, એટલું જ નહિ, પરંતુ રાજકાર્યમાં તેમની કુશળતા અને ડહાપણ એવું છે કે ભલભલા રાજ્ય કારભારીઓ તેમના આગળ પાણી ભરે."

આપણા પ્રવાસીની આ યુકિત બરાબર ફાવી. પરદેશના માણસને મોંએ પોતાની રાણીની તારીફ સાંભળી તે વટેમાર્ગુ ઘણો જ ખૂશી થયો. તેને એક પ્રકારનું અભિમાન લાગ્યું અને તેના આવેશમાં તે બોલ્યો;–" પરમેશ્વર રાણીને સો વર્ષનું આયુષ્ય આપે, રાજ અચળ તપે, અને તેના શત્રુઓનું નિકંદન જાય! આપ રાણી સાહેબનાં વખાણ કરો છો તે બરાબર છે. સરદાર! આપ ખરેખર કોઈ સજ્જન પુરુષ છો. બળી મારી યાદશક્તિ એવી બૂઠ્ઠી છે કે આઠ કલાક માથું ફોડું તોપણ મને તે ગામનું નામ યાદ આવશે નહિ. સરદાર! આપ કનકપુરમાં જવાના છોને ત્યાં મઠના આશ્રમ પાસેના ઉતારામાં આપને સઘળી હકીકત ખબર પડશે. ત્યાંની કામ કરનારી વૃદ્ધ બાઈ તમને જે જોઇએ તે હકીકત પૂરી પાડશે."

આટલી વાતચીત પછી બન્ને પ્રણામ કરી એક એકથી છૂટા પડચા. થોડેક દૂર ગયા પછી આપણો પ્રવાસી મનમાં વિચાર કરવા લાગ્યો;–"અરેરે! જો તે વટેમાર્ગુને તે ગામનું નામ યાદ રહ્યું હોત તો કેટલું સારું થાત! કોણ જાણે શું તે ગિરિ–ગિરિ–કરતો હતો. ખયર! હવે તેનું શું. ખરી હકીકત મેળવ્યા વગર આમ તેમ ભટકવામાં સાર નથી. ગમે તેમ, હવે કનકપુર તો પાસે જ આવી લાગ્યું છે. ત્યાં જઇને હકીકત મેળવીશ."

આમ મનમાં વિચાર કરતો કરતો ધીમે ધીમે તે રસ્તો કાપવા લાગ્યો.

થોડીવારમાં તે એક ઝાડી પાસે આવી પહોંચ્યો. રસ્તો હજી સુધી જણાતો હતો પરંતુ તે જરા આગળ વધ્યો કે રસ્તો બે રસ્તામાં ફંટાયલો જણાયો. આ બેમાં મુખ્ય રસ્તો કયો, તેની તેને સમજણ પડી નહિ. તે રસ્તાને માટે વિચાર કરવા બેઠયો નહિ, પરંતુ, તે વટેમાર્ગુએ કહેલી વાત લક્ષમાં રાખી તેણે તેમાંની એક વાટ પકડી. આ વાટે જ્યેમ જ્યેમ તે આગળ વધવા લાગ્યો ત્યેમ ત્યેમ ઝાડી ઘીચ થતી ગઇ; અને રસ્તો વિકટ જણાયો. આથી તેના મનમાં શંકા થઇ કે સંગમેશ્વર પાસેના મુખ્ય ગામમાં જવાની વાટ આવી હોવી સંભવિત નથી; છતાં તે આગળ વધવા લાગ્યો. થોડે આગળ ગયા પછી તેની ખાત્રી થઇ કે 'રસ્તો ભૂલ્યો છું અને એમ લાગતાં; તરત જ તેણે આગલા રસ્તાને મળે તેવી દિશાએ પોતાનો ઘોડો વાળ્યો. પરંતુ ઝાડી એવી દીટ હતી કે તેની આગળ દશ કદમ પર શું છે તે તેને જણાય નહિ. આ ઉપરાંત ઘોડો પણ થાકીને લોથ થઈ ગયા જેવો જણાતો હતો; અને એક ડગલું આગળ ભરવાને રાજી ન હતો. આમ એક કલાક ભટકવા પછી તે ઝાડીના સિમાડા બ્હાર આવ્યો અને પત્થરના તુકડાથી વેરાયલી એક વાટ તેને નજરે પડી. માત્ર પત્થરાજ નહિ પણ રસ્તામાં ઝાડવા અને કંટેસર પણ હતી. કનકપુરનો રસ્તો કયો હશે એ સંબંધી તે અનુમાન કરવા લાગ્યો અને તે અનુમાનને પુષ્ટિ આપે એવાં ચિન્હો જોવા લાગ્યો; એટલામાં એકાએક તે ઘોડો જમીન પર પડ્યો; પ્રવાસી પ્રવીણ ઘોડેસ્વાર હતો, તેથી એક ફલંગમાં તે કૂદી બાજુએ પડ્યો; નહિ તો, તેને પણ ઘોડાની સાથે ભૂમિ માતાને નમસ્કાર કરવા પડત.

ઘોડો જમીન પર પડ્યો કે તરત ઉભ્યો થયો નહિ; પણ તરફડિયાં મારવા લાગ્યો. જમીનમાં ભૂઓ હતો અને તે ઝાડવાંથી ઢંકાયલો હતો. ઘોડાનો પગ અંદર આવવાથી તે પડી ગયો પણ પગ બ્હાર કાઢતાં તે ભાંગી ગયો. આની વેદનાથી તે તરફડતો હતો. તે પ્રવાસીએ ઘોડાને પંપાળ્યો પણ તેને જણાયું કે હવે તે ઘોડા પર મુસાફરી કરવી શક્ય નથી. તેણે પગે મુસાફરી કરવાનો નિશ્ચય કર્યો; પરંતુ ઘોડાનું શું કરવું તેની તેને સુઝ પડી નહિ. આખરે કંઈ વેલા આણી તે ઘોડાની આસપાસ નાખ્યા અને થોડું ઘાસ તેની પાસે નાંખ્યું. તેને લાગ્યું કે કોઈ જતો આવતો ખેડુત વા પ્રવાસી તેને લઈ જઈ સંભાળ લેશે. આ પ્રમાણે તે ઘોડાને ત્યાં મૂકી આગળ ચાલ્યો.

આગળ ચાલતાં એક ચઢણ આવી. તે ચઢતાં ચઢતાં મનમાં વિચાર કરવા લાગ્યો કે "આટલા ત્રાસ પછી હવે કનકપુરના દર્શન થાય તો ઠીક, અને આ

ત્રાસમાંથી છુટાય તો સારું. થોડે ગયા પછી તે વટેમાર્ગુએ કહી હતી તે ટેકરી આવશે અને તેની નીચે કનકપુર છે."

આમ વિચાર કરતો તે પ્રવાસી ચઢણુ ચઢવા લાગ્યો. આજુબાજુ હરિયાળા ઝાડોની ઘટા હતી. રસ્તામાં ખડક નહતાં પરંતુ આજુબાજુ કરાડો હતી. આમ ચઢાવ પછી એક ઉંચો ખડક આવ્યો. તે પ્રવાસીએ આસપાસનો રમણીય દેખાવ જોવા અને ક્ષણભર વિશ્રાંતિ લેવા વિચાર કર્યો. જેવો તે તે તરફ વળે છે એવામાં સ્હામે એક મનોરમ, તેજ: પુંજ દેખાવ તેની નજરે પડ્યો. આ જોતાં જ તેને એવો અતોનાત આનંદ અને આશ્ચર્ય થયું કે પળભર તે પોતાનું ભાન વિસરી ગયો; અને, ત્યાં સ્તબ્ધ પુતળાની માફક ઉભો રહ્યો.

આ પ્રવાસીની નજરે જે પડ્યું હતું તે એક સ્ત્રીનું અદ્ભુત દર્શન હતું. અહાહા! શું અલૌકિક સૌંદર્ય ઈશ્વરે આ સ્ત્રીને આપ્યું હતું? તેના અંગમાં એક પ્રકારની એવી મોહકતા હતી કે એકવાર નજરે પડનારનારના અંતઃકરણમાં તેની મૂર્તિ કાયમને માટે કોતરાઈ રહે. તેના શરીરનું અમુક અવયવ ઘણું જ સુંદર હતું એમ નહતું; પરંતુ, શરીરનો સર્વ ભાગ એવો પ્રમાણબદ્ધ હતો, તેની એકંદર ઢબછબ એવી હતી કે દેવાંગનામાં પણ મળવી દુર્લભ તેનું વય સુમારે પંદર સોળ વર્ષનું હતું. ચ્હેરો ગૌર, નેત્રો પાણીદાર, કપોલભાગ માંસલ અને સમસ્ત શરીરનો વર્ણ કેતકી જેવો હતો. તેણે ધારણ કરેલું નીલું અંબર તેના શરીરને વધારે ખુલતુ દીસતું હતું. તેણે ધારણ કરેલા અલંકાર આછા અને જોઇએ તેટલા જ હતા. તે બહુ ઉંચી નહિ કે નીચી. શરીરે નહિ પાતળી કે નહિ જાડી. આવા એકાંત સ્થળે આ પ્રવાસીને જોતાં જણાયું કે તે કિંચિત્ ભયભીત અને આશ્ચર્ય પામી હોય એમ જણાતી હતી. આ ઉપરાંત આ પ્રવાસી કોણ હશે તે જાણવાની ઇચ્છા તેની મુદ્રાપરથી સ્પષ્ટ જણાતી હતી

આપણો પ્રવાસી આનંદાશ્ચર્યમાં દેહભાન ભુલ્યો હતો તે થોડી પળમાં જ શુદ્ધિમાં આવ્યો. તરત જ તે સ્ત્રી પાસે જઈ અતિ વિનયથી બોલ્યો;-"સુંદરી! આપ વનવિહાર માટે આ અરણ્યમાં આવ્યાં હશો અને આપનું એકાંત સુખ ભંગ કરવાના દોષને માટે આપની ક્ષમા ચ્હાઉં છું." આટલું બોલી તેણે કપાળ અને મુખપર હાથ ફેરવ્યો અને જુએ તો તે સ્ત્રી અદૃશ્ય થયેલી જણાઈ. આ પ્રકાર જોતાંજ પ્રવાસીને આશ્ચર્ય અને ભય ઉત્પન્ન થયો. તે કોઈ યક્ષ-કિન્નર-સ્ત્રી કે વનદેવી તો નહિ હોય! એક પળમાં અદૃશ્ય! આમ વિચાર કરતાં તેણે દૃષ્ટિ લાંબે ફેરવી તો તેણે ખડકની બાજુમાંની ગાઢ ઝાડીમાં જતી તે સ્ત્રીને તેના

હવામાં ઉડતા નીલાંબરથી ઓળખી. તેને એટલી ઝડપથી જતી જોઈ તે મનમાં બોલ્યો;–"મને જોઇને તે મનમાં ભીતિ તો નહિ પામી હોય! તેના એકાંત સુખને નષ્ટ કરવા બદલ તેને મારાપર ક્રોધ તો નહિ આવ્યો હોય! અરે જો તેમ હોય તો મને માફી માગવામાં શી હરકત છે?" આવા વિચાર તે પ્રવાસીના મનમાં ચાલતા હતા એટલામાં તે રમણી ફરી તેની સમક્ષ આવી ઉભી. અહા! પણ તેના પહેલાના અત્યારના દેખાવમાં આ શો ફેરફાર! ક્યાં તેની પ્રથમની સૌમ્યમુદ્રા અને ક્યાં અત્યારનાં ક્રોધભર્યાં લાલ નયન! આંખમાંથી જાણે અગ્નિ ઝરતો હોય એમ ભાસતું હતું. તેના શરીરની મોહકતામાં અત્યારે ભવ્યતા અને રોષ જણાતા હતા. તેણે હાથમાં નગ્ન કટાર ધારણ કરી હતી અને શરીર પરના વસ્ત્ર ઘટ્ટ કર્યાં હતાં. અસુરો કાપવા કોપાયમાન અમ્બિકા જેવી જણાતી હતી. તે રોષ કમ્પિત પરંતુ મધુર સ્વરે બોલી;–"ખબરદાર! આપ પુરુષ થઈ એક અબળાની પાછળ પડ્યા તો–" બાકીના શબ્દો બોલી નહિ, પરતુ તેણે હસ્તવિક્ષેપથી તેનો ભાવાર્થ જણાવ્યો.

આપણા પ્રવાસીમાં શૌર્ય અને ધૈર્યનો અભાવ ન હતો, છતાં, આવા એકાંત સ્થળે એકાએક કદિ નહિ જોવામાં આવે એવા દેખાવથી તે એવો તો સ્તબ્ધ બની ગયો હતો કે તેના મ્હોંમાંથી એક અક્ષર પણ નિકળ્યો નહિ; એટલું જ નહિ, પણ તે રમણી ફરીથી અદૃશ્ય થઇ ગઈ ત્યાં સુધી તેની નજર નીચેથી ઉંચી થઇ નહિ. કેટલી વાર પછી તે પોતાની પૂર્વ સ્થિતિ પર આવ્યો. અને તરત જ તે સ્ત્રીની પાછળ જવા વિચાર થયો. વળી ક્ષણમાં તેનો વિચાર બદલાયો અને કોઈ પણ માણસ કંઈ હેતુને માટે એકાંતમાં હોય તેનો પીછો પકડવો એ લજ્જાસ્પદ છે, એમ તેને લાગ્યું. આમ વિચારના વમળમાં તે ગોથાં ખાતો ત્યાં જ બેસી રહ્યો. હવે તેના મનમાં વિચાર કરવા લાગ્યો કે "આ સ્ત્રી કોણ હશે? શા માટે અહીં આવી હશે? એમ કરવામાં તેનો કંઇ ગુપ્ત હેતુ હશે કે નહિ? તે દુઃખની મારી આત્મહત્યા કરવા તો નહિ આવી હોય? એમ હોય તો તેને સહાય અવશ્ય કરવી જોઇએ. પણ એમ કરવા જતાં કંઈ ઓડનું ચોડ થાય તો?" આમ તેનું મન પરસ્પર વિરોધી વિચારોમાં ડૂબકી મારવા લાગ્યું. આખરે તેણે પોતાના કામનું સ્મરણ થયું. અને તે કરવા તરફ તેણે પોતાનું લક્ષ દોર્યું. તેના મનમાં જે વિચારો ડોળાતા હતા તેમાં એકનું પરિણામ તેના મનપર જબ્બર થયું હતું; અને તે એ કે જે મનોહર રમણી તેને નજરે પડી હતી; તેનું અલૌકિક સૌંદર્ય તેના હૃદયમાં કોરાઈ રહ્યું હતું.



પૃ. ૨૧ અરે એ તો એ જ. ચિત્રકાર રા. રા. દત્તાત્રય.

પોતાના કામનું સ્મરણ થતાં તે ચટ્ટ ઉભો થયો અને ખડકની ટોચ પર આવી રસ્તાના ચિન્હ વગેરે બારીકીથી જોવા લાગ્યો. પરંતુ તેને આશા જેવું કંઈ જણાયું નહિ. તે ત્યાંથી નીચે ઉતરવાનો વિચાર કરતો હતો. એટલામાં તેની દૃષ્ટિએ એક દેવાલયનું શિખર પડ્યું. તેને લાગ્યું કે ત્યાં કોઈ માણસો રહેતાં હશે, અગર, તે દેવળનો પૂજારી તો ત્યાં હશેજ, તેને કનકપુરનો રસ્તો પુછી લઈશ. આ વિચારથી તેના મનમાં નવો ઉત્સાહ, અને તેના શરીરમાં નવું જોર આવ્યું. તે ઉતાવળો તે મંદિર ભણી ચાલવા લાગ્યો. થોડીવાર પછી તે દેવાલય પાસે આવી પહોંચ્યો અને જુએ તો વસ્તી બસ્તી કંઇજ નહતી. દેવાલયનો પૂજારી પણ ન જણાયો. પાસે એક ચબૂતરો હતો અને તેના પર એક લેખ હતો. લેખનું તાત્પર્ય એ હતું કે અનર્ગ દેશના રાજાએ દક્ષિણના અનાર્યો જોડે યુદ્ધમાં અહીં ભારે વિજય મેળવ્યો હતો. અને તેના સ્મરણમાં આ શિવાલય બાંધ્યું હતું. કંઈ નહિ તો અહીં આટલામાં કોઈ સાધુ સંત રહેતા હશે, એમ ધારી તે આસપાસ શોધ કરવા ચાલ્યો. આ કામમાં તેને સફળતા મળી નહિ. આખરે થાકીને લોથ જેવો થઈ ગયો. શિવાલયની પાસે એક નિર્મળ જળ પ્રવાહ વ્હેતો હતો. અહીં તેણે પોતાનું મ્હોં ધોયું ને તે ઝરાનું ઠંડું પાણી પીધું. અને તેને કાંઠે ઉગેલા લીલા દૂર્વાંકુરપર વિશ્રાંતિ લેવા ઝાડની છાયા તળે પડ્યો. આમ થોડીવાર થાક ખાઈ તે ઉઠવાની તૈયારીમાં હતો એટલામાં સ્હામેથી કોઈ આવતું તેની નજરે પડ્યું. "અરે એ તો એ જ" એટલા શબ્દો તે ચોંકીને બોલ્યો;—"આમ ત્રીજી વખત તે સ્ત્રીનો મેળાપ થવામાં કંઈ દૈવી સંકેત હોવો જોઇએ" એમ વિચાર કરતો, તે શું કરે છે તે જોવાના ઈરાદાથી તે ત્યાં ને ત્યાં બેસી રહ્યો.

જે સ્થળે આપણો પ્રવાસી બેઠયો હતો તે સ્થળે એવી ઝાડી હતી કે, કોઈની નજરે પડ્યા વગર આસપાસ શું થાય છે, તે જોઈ શકે એમ હતો. તે સ્ત્રી તે દેવાલય પાસે આવી. કોઈ આસપાસ છે કે નહિ તે જોવાને તેણે ચારેમેર દૃષ્ટિ ફેરવી અને કોઈ નથી એમ તેની ખાત્રી થતાં તે દેવાલયના પગથિયાંમાંનો એક નાનો પત્થર ઉંચો કરી, એક પત્ર તેમાં મૂકયો. તરત જ પછી પાછો તે પત્થર હતો તેમ ગોઠવી દીધો. ફરી પાછી તેણે ચારે તરફ નજર ફેરવી. આ વખતે આપણા પ્રવાસીને જરા ભય લાગ્યો. તે કટાર, તરવાર કે શસ્ત્રથી બ્હીતો ન હતો; પરંતુ તેના મનમાં એમ આવ્યું કે 'હું આ સ્ત્રીની પાછળ પાછળ આવી તે શું કરે છે તે ગુપ્તપણે ચોરની માફક જોઉં છું, એ એને ખબર પડે તો મારે માટે કેવા નિંદ્ય વિચાર તેના મનમાં આવશે?' આ વિચારથી તે જ્યાં બેઠયો

ત્યાંથી હાલ્યો કે ચાલ્યો નહિ. આશ્ચર્યની વાત તો એ હતી કે તે રમણીની નજર પ્રવાસીનાપર હતી, છતાં, તે પ્રવાસી ત્યાં બેઠેલો છે તેની તેને ખબર પડી નહિ. પોતાનું ગુપ્ત કામ કોઈના જોવામાં આવ્યું નથી એમ જાણી તે ત્યાંથી ચાલી ગઈ અને ઝાડીમાં કયાંની કયાં અદૃષ્ય થઈ ગઈ.

આ બનાવે પ્રવાસીના મનને આશ્ચર્યમાં ગરકાવ કર્યું હતું. તેના મનમાં અનેક તરેહની કલ્પના તરી આવતી હતી. જેના દર્શન માત્રથી તેનું મન હરણ થઈ ગયું હતું. જેના વિલક્ષણ કાર્યે તેના મનને અનેક તર્કવિતર્કમાં નાંખ્યું હતું; દૈવ-યોગે ત્રણ વખત જેનું ફરી ફરી દર્શન થયું હતું, તે કોણ હશે ? એ જાણવાની તેને તીવ્ર આકાક્ષાં થઈ. તેને તે પત્થર નીચે મુકેલા પત્રનું સ્મરણ થયું. “અરેરે તેણે કાંઈ પોતાના પ્રીતિપાત્રને માટે પ્રેમપત્ર તો અહીં નહિ રાખ્યો હોય? પોતાના વડીલ વર્ગને છળી અહીં તે કોઇને મળવા તો નહિ આવી હોય? હું તેને નિર્દોષ, ભયભીત દુ:ખી સમજતો હતો ને? ગમે તેમ પણ તે પ્રેમપત્ર હોય એમ શા માટે ધારવું?” આમ અનેક વિચાર તેના મનમાં ચાલતા હતા છતાં તેણે તે પત્રને કાઢી વાંચવાનો વિચાર કર્યો નહિ. જો કે તે બાળાની હકીકત જાણવા તેને ઘણી જ તીવ્ર ઉત્કંઠા હતી; છતાં, પારકો ખાનગી પત્ર ચોરીથી વાંચવાનુ નિંઘ કામ કરવાની વૃત્તિ તેનામાં ન હતી. તેનું કર્તવ્યજ્ઞાન એટલું સતેજ હતું કે મરતાં પણ તે કાગળને અડકત નહિ.

તે સુંદરીને ગયે ઘણીવાર થઈ છતાં તે ત્યાંનો ત્યાં જ બેસી રહ્યો. તેણે તેના કલ્પનાનો ઘોડો સ્વચ્છંદ ક્રીડા કરવા છોડી મુકયો હતો. જે અરણ્ય થોડા સમય પૂર્વે નિર્જન, ઉદાસ જણાતું હતું; તે હવે દેવ ગાંધર્વાદિથી ભરેલાં જાદુથી અકસ્માત્ તૈયાર કરેલા સુખસ્થાન પ્રમાણે જણાવા લાગ્યું. તેની નજર આગળ તે સુંદરી ખેલતી હતી. બાલહરિણી માફક ભયવિહ્વલ થયેલી, ઘડીમાં વાઘણ સમાન છેડાયલી, ઘડીમાં પ્રેમાર્દ્ર દૃષ્ટિએ વક્રનેત્રથી તેની તરફ જોતી, તે તેને જોવા લાગ્યો. આવા મનોરમ ચિત્રો જોતો, આનંદનો ઉપભોગ લેતો હતો, એટ-લામાં, તેના મનને ખિન્નતા ઉત્પન્ન કરનાર વિચાર ઉદ્ભવ્યો અને તે સુખમય સ્વપ્ન સૃષ્ટિમાંથી કષ્ટમય જડ સૃષ્ટિમાં આવી પડ્યો. તે બોલ્યો;–“તેણે પોતાનું મન બીજાને અર્પણ કર્યું છે, કે કરનાર છે, તે, આ પ્રેમપત્રિકા પરથી શું સિદ્ધ નથી થતું? તો પછી મારું મન આટલી છટપટ શા માટે કરે છે? ગમે તેમ થાઓ મારે શું? અરે પણ ફરીથી તે મને મળશે ખરી? મળે તોપણ શું? તે

પરસ્ત્રી છે, સાહસી છે, અરણ્યમાં શસ્ત્ર લઈ ફરનારી છે. તેને ને મારે શો સંબંધ! જે થયું તે ઠીક જ છે. ચાલ પણ હવે હું કનકપુરની વાટે લાગું."

આ છેવટનો વિચાર ઉત્પન્ન થવાનું કારણ એ હતું કે એકાએક ઘોડાનો પગરવ તેને કાને પડ્યો. જેણી તરફથી તે અવાજ આવ્યો તે તરફ તે લક્ષપૂર્વક જોવા લાગ્યો. એક ઘોડેસ્વારને તેણે દેવાલય તરફ આવતો દીઠો તે એકાએક ઉભો થયો અને તેણે આવનાર જોડે વાત કરવા વિચાર કર્યો; પણ તેમ કરવા જતાં ખમચાયો. તેના મનમાં વિચાર આવ્યો કે; "કદાચ આ માણસ જ તે પત્રને માટે આવ્યો હોય તો? જો તેમ જ હોય તો તેને મારા વિષે શંકા જરૂર આવવાની. વળી, મને તે જાસૂસ પણ ધારી લે ખરો. અને એ જોડાના સુખ-ભંગનું કારણ હું પોતે થાઉં." આવો વિચાર આવતાં તે પાછો ઝાડની ઘટામાં ભરાયો.

એટલામાં તે ઘોડેસ્વાર દેવાલય પાસે આવ્યો, ઘોડાપરથી નીચે ઉતર્યો અને તે પત્થર ઉંચો કરી તેની નીચેથી તે પત્ર કાઢી લીધો. "મારું અનુમાન બરા-બર છે." એમ આપણો પ્રવાસી મનમાં બોલ્યો;—અરે પણ તે સુંદરીએ શું અનુપમ પસંદગી કરી છે વારુ?"

પ્રવાસીના મનમાં આવો વિચાર આવ્યો એમાં આશ્ચર્યજનક કંઇ જ નહતું, કારણ કે આવનાર નવીન ગૃહસ્થની આકૃતિ તેવી હતી. તેને જોતાં પ્રવાસીને કેવળ આશ્ચર્ય નહિ, પણ ખિન્નતા અને ધૃણા ઉત્પન્ન થઈ. જેણે તે પત્ર પત્થર નીચે મુકયો હતો તે જ્યેમ સ્ત્રીજાતિનું સૌંદર્ય એકઠું કરી બનાવેલી પૂતળી હતી, ત્યેમ આ નવીન માણસ સઘળી કદરૂપતાનો નમુનો હતો. તે વયમાં વૃદ્ધ, કપાળે કરચલી, મોં બંદર જેવું, વાળા જાડા, કદમાં વામન જેવો અને પગ લાંબા નળા જેવા હતા. જો કે તે દેખાવમાં બિહામણો જણાતો હતો છતાં તેણે પોશાક ઉચ્ચ સ્થિતિના મનુષ્યને યોગ્ય ધારણ કર્યો હતો; અને તેમાં સાદાઈ પરંતુ ટાપટીપ ન હતી. તેની ઢબ છબ પણ કોઈ સારા માણસના સહવાસમાં હોય તેના જેવી હતી. તે જે ઘોડો પલાણ કરી આવ્યો હતો તે ઘણો જ કિંમતી અને ઉમદા હતો. આપણા પ્રવાસીને આથી વધારે બારીક નિરીક્ષણ કરવા અવ-કાશ મળ્યો નહિ; કારણ કે, તેણે તે પત્ર ઝટ્ટ લઈ ફોડીને વાંચ્યો. પછી તે પોતાના કપડામાં મૂકી ઘોડાપર સ્વાર થઈ વેગથી ત્યાંથી ચાલી નિકળ્યો.

તે કદરૂપો માણસ જે રસ્તે આવ્યો હતો તે રસ્તે પાછો વળ્યો. તે અદૃશ્ય થયો ત્યાં સુધી આપણા પ્રવાસીએ પોતાની દૃષ્ટિ તેની ભણી રાખી હતી. થોડીવાર પ્રવાસી ખિન્ન વિચારમાં મગ્ન હતો. બાદ એકાએક તે બોલી ઉઠયો:—

"છીઃ મારું અનુમાન ખોટું છે. આમાં કંઈ પ્રેમ બેમની વાત જણાતી નથી. આવી કુરૂપતા અને રૂપરૂપના ભંડારનો સંયોગ! તે તરૂણ સુંદરી મોટાઇની લાલસાએ વા પૈસાને લોભે આ કુરૂપ મૂર્તિને પોતાનો દેહ સોંપે એ બનવા યોગ્ય નથી. ખયર! પણ આવા વિચારમાં મારે અહીં બેસી રહેવું યોગ્ય નથી. આ ભાજગડનું મારે શું કામ! મારે મારા કામે લાગવું જોઇએ."

આમ વિચાર કરી તે તરત ઉભો થયો. આટલી બધી વાર તે થંડી ઘટામાં બેઠેલો હોવાથી તેના શરીરને વિશ્રાંતિ મળી હતી. તેણે અરણ્યમાંથી જવાને માટે એક માર્ગ પકડ્યો. તરત જ તેને જણાયું કે આ રસ્તો તો તે ઘોડેસ્વાર આવ્યો હતો તેજ. તે પગે ચાલતો આગળ વધવા લાગ્યો. શંકા અને કુશંકાથી તેનું મન એવું તો ક્ષુબ્ધ થયું હતું કે તેને પોતાને પોતાની માનસિક સ્થિતિનો કંટાળો આવ્યો. તે ઉતાવળથી આગળ પગલાં ભરવા લાગ્યો. અને ક્યી દિશાએ જાય છે, તેનું તેને ભાન રહ્યું નહિ. આખરે એક ટેકરી ઉતરતાં તેને નીચે એક ગામ હોય એમ ભાસ્યું.

"આખરે કનકપુર આવ્યું!" એમ પ્રવાસી આનંદથી બોલી ઉઠ્યો. આ માર્ગે એક રમણીય દરીમાંનો મનોહર દેખાવ જોઈ તેના મનને એક પ્રકારની શાંતિ મળી. આ અલૌકિક સૃષ્ટિ સૌન્દર્ય જોતો હતો તેવામાં ઘોડાની ખરીઓનો ખડખડાટ, ઘુઘરાનો રણકાટ અને સ્ત્રીપુરુષોનો મંદ હાસ્યરવ તેને કાને પડ્યો. પ્રવાસીએ તે તરફ પોતાની દૃષ્ટિ ફેરવી. આ મધુર રવથી આખી દરી ગાજી ઉઠી અને પળમાં ત્યાં ઘોડાપર સજ્જ થયેલી રમણીઓ, સરદાર, નોકરવર્ગનું નાનું મંડળ પસાર થતું જણાયું.

એકાએક પ્રવાસીના મનમાં કંઈક વિચાર આવ્યો અને તે ઝટ કૂદી આગળ વધ્યો. પરંતુ આ મંડળમાંના માણસને મળે કે તેમાંના કોઇનું ધ્યાન ખેંચે ત્યાર પહેલાં તો તે વેગથી પસાર થઈ જતા હતા. અને પ્રવાસી છેટે હતો પ્રવાસીને એમ લાગ્યું કે તેણે આ જોઇને જે તર્ક કર્યો હતો તે ખરો હોવો જોઇએ. તે મંડળના મધ્ય ભાગમાં, પાણીદાર ઘોડાને ચાબુક સ્વાર માફક કાબુમાં રાખતી, બેધડક દોડાવતી, તે સૌન્દર્યલતિકા ભદ્રપુરની ભદ્રશ્યામા વગર બીજી કોણ હોય! સુંદર પોશાક ધારણ કરેલ સુંદર ચ્હેરાવાળો તરૂણ તે તેના ભાવિ પતિ સિવાય બીજો કોણ હોય વારુ? પ્રફુલ્લિત કમળની શોભા વધારનાર નાજુક કળિયો સમાન ચાર લાવણ્યલતિકા તે તેની સખીઓ સિવાય બીજી હોવાનો સંભવ શો?

આ નાનકડા રાજમંડળમાં આ સિવાય બીજા સરદાર અને રમણીઓ પણ

જણાય છે. અરે! પણ આપણો પ્રવાસી આ જોઇને એકાએક ચોંકે છે શા માટે? રાણી સાહેબના સન્નિધના મંડળમાં, તે દેવાલય આગળ જોયેલો, જેણે પત્થર તળેથી પત્ર કાઢી લીધો હતો તે બજરબટ્ટુ છે. પ્રવાસીના ચોંકવાનું કારણ આજ.

---

# પ્રકરણ ત્રીજું
## જંગલમાં ઝપાઝપી

તે તેજસ્વી રાજમંડળ સપાટાબંધ આગળ ચાલી ગયું. તે મંડળમાંના સ્ત્રી પુરુષોએ ધારણ કરેલા અલંકારની દીપ્તિ, સરદાર વગેરેનાં શસ્ત્રોનો ઝળકાટ, તેમના હવામાં ઉડતા પોશાકના છોગાંની શોભા, આ સર્વ એક નિમિષમાં દૃષ્ટિઆડ થયું. માત્ર ઘોડાના પગની ઘુઘરીનો રણકાટ અને સ્ત્રીઓના કોકિલ કંઠનો અસ્ફુટ ધ્વનિ સંભળાતો હતો. આ પણ આસ્તે આસ્તે બંધ થઈ ગયો. અને આ જગાએ પહેલાંની નિસ્તબ્ધતા વ્યાપી રહી. આ મંડળનું એકાએક આવી પહોંચવું અને તરત જ ચાલ્યા જવું, એ એવું ઝપાટાબંધ બની આવ્યું કે આપણા પ્રવાસીને આ સર્વ એક રમણીય સ્વપ્નના આલ્હાદજનક વિલક્ષણ દેખાવ સમાન ભાસ્યું.

આપણા તરુણ પ્રવાસીને જે થોડી હકીકત માલમ હતી તે પરથી તે ખાત્રી પૂર્વક અનુમાન કરી શકયો કે અહીંથી પસાર થનાર મંડળ રાજદરબારીઓનું છે. આથી વધારે તર્ક કરવાને કે તેમાંના સર્વ માણસોને ઓળખવાને જોઇતી માહીતી તેને હતી નહિ; આટલું છતાં, ભદ્રપુરની રાજકન્યા અહીં આટલામાં છે, એ જાણી તેને ઘણો સંતોષ થયો. જેના દરબારમાં જઈ મળવાને માટે આટલા સંકટો વેઠયાં, તે રાજ કન્યાનાં દર્શન પણ થયાં, એથી તેની ખુશાલીનો પાર રહ્યો નહિ. આ આનંદ જનક વિચારમાં તેને એક એક સ્હેજ ઉનપ જણાઈ. તે કદરૂપા માણસનો ખ્યાલ આવ્યો અને તે આવતાંનીવાર તેના મનમાં ખિન્નતા ઉત્પન્ન થઈ. આ તેજસ્વી રાજ દરબારી ટોળીમાં આ શકુની કયાંથી ભરાઈ ગયો, તેને માટે તે શંકા કરવા લાગ્યો. આપણો વીર પ્રવાસી જો કે ઉદાર અંતઃકરણનો હતો છતાં એ બજરબટ્ટુને પહેલી વખતે જોતાં જ, તેના મનમાં તેને માટે સારા વિચાર ઉત્પન્ન થયા નહતા. તેની બદશિકલ અને શરીરના પરના કેટલાંક ચિન્હ પરથી તે અપશુકની તથા અમંગળ હોવો જોઇએ; એમ તેને લાગ્યું હતું. આવા વિચાર દ્રઢ થવામાં શિવાલયના મંદિરના પગથિયાંમાંથી છૂપો કાગળ કાઢવાનું

તેનું કામ કારણભૂત થયું હતું. અત્યારે લોકો શુકન ને અપશુકન આટલા માને છે ત્યારે અસલના વખતમાં લોકો વધારે માનતા હોય, એમાં નવાઈ શી? વળી તે જાતે સિપાઈ બચ્ચો હતો અને સિપાઇઓનાં મન આવી બાબતમાં અપ્રગલ્ભ હોય, એ સ્વાભાવિક છે.

આપણે આ પ્રવાસીના વિચારો લંબાવ્યા કરતાં આપણી વાર્તાના વળાને પકડીએ. રાજકન્યા ભદ્રશ્યામા કયાં છે, તે જાણવા આ પ્રવાસી ઘણો જ ઉત્સુક હતો અને તે કનકપુરની પાસે છે, એમ જાણી તે ખરેખર કનકપુરમાં કે આસપાસના કોઈ ગામમાં છે, તે જાણવા તેને વિચાર થયો. વળી રાજદરબારી મંડળ અહીં કોઈ ગામમાં વિશ્રામ કરે છે, કે, મૂસાફરીએ નીકળેલ છે; તેની ભાળ બને તો મેળવવી, પણ, તેનો ઉપાય હાલ તેની પાસે ન હતો. જો તે પ્રવાસીનો ઘોડો લૂલો થઈ ન પડ્યો હત, તો, તે ખચિત તે દરબારીઓની પાછળ પાછળ ગયો હોત, પરંતુ તેમ થવું હવે અશકય હતું. આટલું છતાં રાજમંડળ કયી દિશ તરફ ગયું તે લક્ષપૂર્વક જોઈ લેવા ચૂકયો નહિ. આટલી વાત ધ્યાનમાં રાખી તેણે કનકપુર જવા નિશ્ચય કર્યો. અને ઝટ તેણે પોતાના પગલાં ઉપાડ્યા.

કનકપુરમાં જતાંની વાર તેણે આશ્રમની શોધ કરવા માંડી. આશ્રમ એ શું છે તે અમારા વાંચનારે જાણવું જરૂરનું છે. અત્યારે પ્રવાસનાં સાધન અને તે કરવાની સગવડ ઘણી વધી પડી છે. ગામે ગામે ઉતરવાની સોય લગભગ છે, એટલુંજ નહિ, પણ હોટેલ કે ધર્મશાળાનો અભાવ નથી. અસ્સલના વખતમાં જ્યારે પ્રવાસનાં સાધનોની જોઇતી સગવડતા ન હતી; ત્યારે ગાડાં, ગાડી, કે ઘોડાપર પ્રવાસ કરવો પડતો. એક ગામમાં ઉતરવાના સાધનને માટે એક મકાન જુદું રાખવામાં આવતું હતું. આ મકાનને તેઓ આશ્રમ કહેતા હતા. અને તેમાં ઉતારૂની સગવડને માટે કેટલાક માણસો રાજ તરફથી રહેતા હતા; જે, પ્રવાસીઓને જોઇતી ચીજોનો બંદોબસ્ત કરી આપતા હતા. આ આશ્રમની પાસે જ વાવ કે કુવો અને એકાદ મંદિરની પણ યોજના રહેતી હતી. કોઈ પણ જાતના માણસને અહીં રહેવાની છૂટ હતી અને ગરીબને અન્નક્ષેત્રના જેવું સાધન પણ હતું.

જેવો આપણો પ્રવાસી આશ્રમ પાસે પહોચ્યો કે તરત જ ત્યાં આશ્રમનો અધિકારી અને ચાર પાંચ માણસો ખાઈ પીને તડાકા મારતા નજરે પડ્યા. કારણ કે આ પ્રવાસીને અહિ પહોંચતાં બે પહોરથી વધારે દિવસ વ્યતીત થયો હતો. જો કે આ પ્રવાસી પગે ચાલતો આશ્રમ આગળ આવી પહોંચ્યો હતો; છતાં તેના પોશાકની ઢબ છબ અને એકંદર દેખાવથી કોઈ

ભારે માણસ છે, એમ તરતજ તે કળી ગયો અને ઉઠી ઉભા થઈ આવકાર આપ્યો. ઉતારાને માટે એક સારૂં સ્થાન સાફ કરવા નોકરને આજ્ઞા કરી, સ્નાન પાણીને માટે પૂછી, ખાવાપીવાનો બંદોબસ્ત કરવા નોકરને કહ્યું. પ્રવાસીએ એ સર્વ ખટપટ કરવા ના કહી અને જણાવ્યું કે સવારના નીકળતી વખતે "હું જમીને નિકળેલ છું;" આ પરથી સ્હેજ કાંઈ ફળફળાદિ લેવા તેણે આગ્રહ કર્યો અને સાફસૂફ કરાવી બીછાનું પથરાવી તે પ્રવાસીની પાસે આવી વાત ચીત કરવા લાગ્યો. પ્રથમ શિષ્ટાચાર પ્રમાણે 'આપ કોણ છો. કયાંથી આવ્યા?' વગેરે વાત-ચીત થવા માંડી. પ્રવાસીને લાગ્યું કે આ હકીકત મેળવવાનો ઠીક લાગે છે એમ કરી વાત પૂછી જોવા ઠરાવ કર્યો. પ્રવાસીએ પૂછયું;-

"કયેમ. આપના ગામમાં એકાદ સારો ઘોડો મળી શકશે કે કયેમ?"

"સરદાર સાહેબ!" તે અધિકારીએ જવાબ આપ્યો "આ ગામ ભદ્રપુરના રસ્તાપર આવ્યું હોવાથી અને રાજમંડળનું કામસર વારંવાર આવવું જવું હોવાને લીધે, રાજ્યની એક અશ્વશાળા છે. સિવાય એક વેપારીને ત્યાં બે ચાર ઉમદા ઘોડા વેચવાના છે. જો આપની મરજી હોય તો તેને તેડાવી મંગાવું."

"એમ કરવાની શી જરૂર છે?" પ્રવાસીએ પ્રત્યુત્તર આપ્યો." અહીં ઉપહારની તૈયારી થાય ત્યાં સૂધી આપણે જાતે જ ત્યાં જઈ ઘોડો પસંદ કરી કીંમત ઠેરવી આવીએ કે ઉપહાર કર્યા પછી તરત મને જવાને વાર લાગે નહિ. કયેમ?"

તરત જ તેઓ બન્ને જણ ઉઠી ઉભા થયા અને આશ્રમની પાછળ અશ્વશાળામાં ગયા. જતાં જતાં બન્નેની વાતચીત ચાલુ જ હતી. તે પ્રવાસીએ પૂછયું;-

"અહો તમે કહો છો કે અહીં દરબારી મંડળનું આવવું જવું વિશેષ હોય છે તો અહીં આજકાલ શા નવા સમાચાર છે?"

"કંઇ જ નહિ. અહીં સમાચાર શા હોય?" તે અધિકારીએ જવાબ આપ્યો. "પરંતુ આપ અહીં આઠેક દિવસ અગાઉ આવ્યા હોત તો આપને કંઈક જોવાનું મળત."

"ખરેખર, એવું તે જોવા જેવું શું હતું વારૂ?" પ્રવાસીએ ઉત્સુકતાથી પૂછયું.

"આપ બહારના મૂલ્કમાંથી આવો છો;" અધિકારી બોલ્યો;-"નહિ તો આ સમાચાર ક્યારના આપને કાને આવી ગયા હોત. કારણ અમારાં *રાણી

* ભદ્રશ્યામા કુંવારી હતી છતાં સામાન્ય લોકો ગાદિપરના અધિકારને લીધે રાણી કહેતા.

સાહેબની પધરામણી આ કનકપુરમાં થઈ હતી એ વાત નાનાં છોકરાંને પણ માલમ છે. અહા શો રાજસ્વારીનો ઠાઠ હતો!"

"રાણી સાહેબની સ્વારી! ક્યારે! ક્યારે અહીં હતી?" પ્રવાસીએ જાણુવાની તીવ્ર ઇચ્છા જણાવી કહ્યું.

"આઠેક દિવસ થયા સ્તો."

"શું આઠ દિવસ!" પ્રવાસીને જાણે કંઈ શંકા આવી હોય તેમ બોલ્યો;– "શું રાણી સાહેબ આઠ દિવસપર અહીં હતાં?"

"હા સરકાર! રાણી સાહેબની સ્વારી અહીં હતી, એટલું જ નહિ, પણ તેઓએ એક દિવસ અહીં મુકામ રાખ્યો હતો. અહીંથી તેમની સ્વારી દક્ષિણ તરફ દ્વારદુર્ગ જવાની હતી. ત્યાં ચારેક દિવસ મુક્કામ કરી ગિરિદુર્ગ જવાનાં હતાં. આ વાત કહું છું. તે અનુમાનથી નહિ, પણ ખાત્રીથી, કારણ કે દરબારના માણસો આશ્રમમાં આવે ત્યારે અમને કંઈ ખબર પડ્યા વગર રહે નહિ." અધિકારીએ પોતાનું જ્ઞાન બતાવતાં જવાબ આપ્યો.

પ્રવાસીને આ અધિકારીના જવાબથી ઘણો અચંબો લાગ્યો અને બોલ્યો:–

"શું! રાણી સાહેબની સ્વારી અહીંથી ગયાને આઠ દિવસ થયા! એમ બને જ કયેમ! આ પેલી દરીથી થોડે છેટે રાણી સાહેબની સ્વારી જતાં મેં આજ નજરો નજર જોઈ છે, એમાં કંઈ શક નથી. પછી આપનું કહેવું ખરું છે, એમ હું શાપરથી માનું?"

પ્રવાસીની આ વાત સાંભળી તે આશ્રમનો અધિકારી એકાએક ચોંકયો અને સ્તબ્ધ ઉભો રહ્યો. ભવાં ઉંચા ચઢાવી પ્રવાસીના સ્હામું ટગર ટગર જોઈ રહ્યો અને બોલ્યો;–"હેં! આપ કહો છો શું? એ વાત બને જ કયેમ? રાણી સાહેબની સ્વારી અહીં આટલામાં હોય અને આશ્રમમાં તેની કંઈ ખબર પડે નહિ? પણ વારું સરદાર સાહેબ! રાણી સાહેબની સ્વારી કયી દિશામાં ગઈ એ કહો જોઇએ? ઘણુંખરું મને લાગે છે કે ગિરિદુર્ગમાં તેમણે મુકામ કરવાનો વિચાર માંડી વાળ્યો હશે. અને તેથી દ્વારદુર્ગની નીચે ચંદનગઢ છે તે તરફ તેમનું વળવું થયું હશે. મને પ્રથમથી જ એમ લાગતુ હતું ખરું. ગમે તેમ હો આપે રાણી સાહેબની સ્વારી ઉત્તમમાંથી દક્ષિણ દિશાએ જતી જોઈ હશે. કયેમ ખરું કની?"

"ઉલટી આ બાજુ તરફથી આવતી જણાતી હતી અને ઉત્તમ તરફ વળી."

પ્રવાસીના મોંમાંથી આ શબ્દ નિકળતાં તે વૃદ્ધ અધિકારીને જે આશ્ચર્ય લાગ્યું તે ન પુછો વાત. તે બાઘ્રાની માફક પ્રવાસીની તરફ જોઈ રહ્યો અને ભારે તર્કવિતર્કમાં હોય એમ મુંગોમુંગો પ્રવાસીની સાથે ચાલવા લાગ્યો. તેઓ અશ્વશાળા પાસે આવી પહોંચ્યા એટલામાં તે વૃદ્ધ અધિકારીને કોઈ બોલાવવા આવ્યું. તેણે તે પ્રવાસીને ઘોડાવાળા વેપારી સાથે મેળવી આપી કહ્યું;-"તમે ઘોડો પસંદ કરો, હું હમણાંજ પાછો આવું છું." એટલું કહી તે આશ્રમ ભણી પાછો વળ્યો.

પ્રવાસી અશ્વશાળામાં ગયો. જઇને જોયું તો તેણે ત્રણ ચાર ઉમદા ઘોડા દીઠા. પ્રથમ તેણે મનમાં એમ ધાર્યું હતું કે ઘરડા ખચ્ચર જેવા કે રગસિયા બળદ જેવાં ટટવાં હશે; પણ, તેનું અનુમાન ખોટું ઠરતાં તેને આનંદ થયો. દેખાવમાં સારા હોય તે સારા જ નિવડે એમ કંઈ નક્કી નથી, વળી તેને સંગમેશ્વરથી જે ઘોડો ખરીદ કર્યો હતો, તેનો અનુભવ પણ સ્મરણમાં આવ્યો, આથી તેણે તે ઘોડા વેચનારને એક એક ઘોડાને બહાર કાઢી તેની ચાલ બતાવવા કહ્યું. તે વેપારી કબુલ થયો; પરંતુ કહ્યું;-"સરદાર! આપને જો ઘોડાની પરીક્ષા કરવી હોય તો ભલે તેમ કરો, એમાં મારી ના નથી; પરંતુ, આ જે ઘોડા અહીં છે તે ભાડાને માટે રાખેલા નથી. સરદાર વર્ગમાં આપવા માટે રાખ્યા છે અને તેમને ખરાબ ઘોડા આપે પરવડે નહિ, બીજે જ દહાડે મારે અહીં રહેવું ભારે થઈ પડે. વળી આ સિવાય હું એ પણ આપને જણાવું છું કે, આમાંનો એકાદ ઘોડો ખરીદ કર્યા પછી, જો આપને પસંદ ન પડે તો હું આઠ દિવસમાં તે પાછો લેવા બંધાઉં છું. માત્ર આઠ દિવસ રાખવા બદલ ભાડું આપવુ પડશે."

વેપારીના આ પ્રમાણે બોલવાથી તે પ્રવાસીને સંતોષ થયો અને સારા ઘોડા રાખવાનું કારણ પણ તેના ધ્યાનમાં આવ્યું. તેણે વેપારીને કહ્યું;-

"ઠીક તો ઘોડા બહાર આણવાની જરૂર નથી. હું અહીં જ જોઈ લઉં છુ." એમ કહી તેણે દરેક ઘોડાનો પગ ઉચકાવી, શરીરપર ભમરી વગેરે ચિહ્ન જોઈ એક સારો ઘોડો પસંદ કરી તેની કીંમત ઠેરવી. એટલામાં તે આશ્રમવાળો વૃદ્ધ માણસ પણ ત્યાં પાછો આવી પહોંચ્યો. તેના ચહેરા પરથી કંઈ તાજી ખબર લઈ આવ્યો હોય એમ સ્પષ્ટ જણાતું હતું.

પ્રવાસીની પાસે આવતાંની વાર બોલ્યો;-"આપે જે હકીકત કહી હતી તે બરાબર છે, અને મેં પણ જે તમને કહ્યું હતું તે ખોટું નથી. રાણી સાહેબનો મુકામ ગિરિદુર્ગ છે. વાત એમ બની, કે જે વખતે તેઓ દ્વારદુર્ગ હતાં ત્યારે

ત્યાંના પ્રખ્યાત સરદારને ત્યાં આમંત્રણ હતું, તે તે તખતે તેઓ સ્વીકારી શક્યાં નહિ. ગિરિદ્રુર્ગે આવ્યા પછી તેનો અતિશય આગ્રહ જોઈ આજ રાણી સાહેબ પાછાં દ્વારદ્રુર્ગે ગયાં હતાં; ત્યાંથી પાછા ફરતાં આપે તેમને જોયાં હશે. હમણાં જ એક આવનારે મને આ હકીકત કહી."

"વારુ તેમ હશે, પણ હાં, દ્વારદ્રુર્ગ એ ગિરિદ્રુર્ગથી કેટલે છેટે છે?" પ્રવાસીએ પૂછ્યું.

"હશે સાતેક કોશ અને અહીંથી તો દોડેક કોશ થાય. બસ્સ."

"તો રાજકુંવરી ઘોડાપર બેસવામાં બહુ જબ્બર લાગે છે."

"જબરાં!! છી!" તે વૃદ્ધ માણસ બોલ્યો;–"ઘોડે બેસીને આટલું જવું એ તો એમને મન રમત છે. એમના પિતાની વાત એથી ઉલ્ટી હતી. તેઓની સ્વારી, કદિ મેના પાલખી વગર બહાર નિકળતી જ નહિ અને રાજકારભાર માત્ર તેમના પ્રધાનના જ હાથમાં હતો એમ કહીએ તો ચાલે."

"હશે! તમારાં રાણી સાહેબની કીર્તિ ચારેમેર છે."

તે વૃદ્ધ અધિકારી કંઈ આગળ બોલવા જતો હતો પણ તે વેપારીને જોઈ તેણે વાત આગળ છેડી નહિ. પ્રવાસીને પૂછ્યું કે "ઘોડો પસંદ કર્યો કે નહિ?" પ્રવાસીએ પસંદ કરેલો ઘોડો તેને બતાવ્યો અને તે ઘોડાની કીંમત તે વેપારીને આપી દીધી અને તેનાપર સામાન નાંખી તેને આશ્રમમાં મોકલી આપવા કહી, તે વૃદ્ધ માણસ સાથે આશ્રમ ભણી ચાલ્યો. બીજો કોઈ માણસ સાથે નથી એમ જોતાં તે વૃદ્ધ માણસે વાત પાછી શરુ કરી કહ્યું;–"અહો સરદાર સાહેબ! રાણી સાહેબની કીર્તિની વાત શી? ખરેખર ઈશ્વરની એક મહાન્ દેણગી છે એમાં ખોટું નહિ. અહીંની હકીકત શી કહું? આપ પરદેશી છો એટલે કહેવામાં કંઈ વાંધો નથી." આટલી પ્રસ્તાવના કરી તે વૃદ્ધ માણસ આગળ કંઈ રાજની ખટપટ સંબંધી કહેવા જતો હતો પણ એટલામાં તેના મનમાં કોણ જાણે શાથી કંઈ શંકા આવી હોય તેવો ચહેરો કરી તેણે પૂછ્યું;–"આપ અહીંથી કઈ દિશા તરફ જશો વારુ?"

તે વૃદ્ધ માણસની વાતો કરવાની સ્વાભાવિક વૃત્તિથી તે પ્રવાસીને એમ જણાયું જે જો સ્તુતિરૂપી મધનો ઘૂંટડો આપ્યો કે તરત જ જોઇતી હકીકત આ માણસ તરફથી મળશે. તે મનમાં આવા વિચાર કરતો હતો તેથી તે વૃદ્ધના સવાલનો હેતુ તેના ધ્યાનમાં આવ્યો નહિ; અને અસાવધપણે અવિચારથી એકદમ જવાબ આપ્યો;–"ગિરિદ્રુર્ગ તરફ."

"ગિરિદુર્ગ!" તે વૃદ્ધ ચોંકીને બોલ્યો;–"મને લાગે છે કે આપ ગિરિદુર્ગથી તો અહીં આવ્યા હોવા જોઇએ, કારણ કે ગિરિદુર્ગની પાસેની દરીમાં આપે રાણી સાહેબની સ્વારી જોઈ હતી; તો અવશ્ય આપ ગિરિદુર્ગથી આ બાજુ આવ્યા હો એમાં શંકા જેવું શું છે?"

"છતાં પણ હું ગિરિદુર્ગથી આવ્યો નથી એ તો ખચિત" પ્રવાસીએ શુદ્ધિમાં આવતાં તે વૃદ્ધનો સંશય દૂર કરવા કહ્યું;–"જૂઓની મારા જેવો, સ્થળની માહિતી વગરનો, એકલો માણસ આ તમારા શૈલમય અરણ્યમાં એકવાર ભૂલો પડે કે થયું. પછીએ ક્યાંનો ક્યાં નીકળી જાય એનો નિયમ શો?" આ જવાબથી તે વૃદ્ધને સંતોષ શાનો થાય, એક તો બૂઢી અવસ્થા એટલે શંકાશીલ મન તો પ્રથમથી જ હોય? તેમાં વળી વારંવાર રાજ દરબારની જૂદી જૂદી મંડળી સાથે વાતચીતનો પ્રસંગ એથી દૂર દર્શિપણાથી ચાલવાની ટેવ; એટલે આપણા પ્રવાસીના આ જવાબથી તેના મનને સમાધાન થયું નહિ. તે શંકાશીલ ચ્હેરે તેના સ્હામું જોઈ બોલ્યો;–"હાજી આપનું કહેવું યથાર્થ છે. જે ઘડીએ જેમ બની આવે તેમ વર્તવું. આપને ગમે ત્યાં જવું હોય એ બાબતમાં મારા જેવા વૃદ્ધે માથું મારવું નકામું છે. પણ જૂઓની–"

આમ વાતચીત કરતા તેઓ પાછલે બારણેથી આશ્રમમાં આવી લાગ્યા. તે વૃદ્ધ માણસ જે કહેવા જતો હતો તે વાત બદલી બોલ્યો. "સરદાર સાહેબ! આપ જલદી જવાનું કહેતા હતાને? તો ચાલો. ઉપહારની સઘળી તૈયારી થઈ ગઈ છે." એટલું બોલી તેઓ રસોડા ભણી વળ્યા.

"બળી મારી અક્કલ!" તે સંતાપ પામેલો પ્રવાસી પોતાના મનમાં બોલ્યો, "આ અનર્ગ દેશના લોક ખરેખર ઘણા સંશયી બની ગયેલા લાગે છે. જૂદા જૂદા ધર્મના પક્ષોએ લોકોમાં બેચેનની લાગણી પેદા કરી છે, અને તેના પરિણામે લોકોનાં મન આવાં થઈ ગયાં છે. પણ ગમે તેમ મેં મારા હાથે જ બધી બાજી બગાડી. તે બૂઢાની જીભ સળવળી ઉઠી હતી એટલામાં વચ્ચે મારી જીભ ક્યાંથી ટપકી પડી! જો જરા સાવધપણાથી વર્ત્યો હોત તો તે બૂઢા પાસેથી નગ્ન કટારી લઈ ફરનારી સુંદરીની, તથા તે બજરબટુ સંબંધી જાણવાજોગ હકીકત મળી આવી હોત. કોણ જાણે ક્યાંથી સાવધપણાથી વર્તવાના મારા નિશ્ચયમાં આગ લાગી? હશે થયું તે ખરું. ચાલ એને ફરી વાતોમાં લપટાવું? ના, ના, હવે એમાં કંઈ વળે એમ નથી. એક વાર ભાંગેલી ગડ ફરીથી બરોબર બેસશે નહિ."

આમ વિચાર કરતો તે પ્રવાસી જમવા બેઠચો. જમવામાં તેનું ઝાઝુ લક્ષ ન હતું. જેમ તેમ બે ચાર કોળિયા ભરી તે ઉઠચો અને જૂએ તો તે વૃદ્ધ અધિકારી બે ત્રણ જણ સાથે વાત કરતો જણાયો. તે નવા આવનાર પ્રવાસી તરફ ટીકીટીકીને જોતા હતા તે પરથી અને તેમની સાશંક મુદ્રા પરથી પ્રવાસીના મનમાં વહેમ આવ્યો. કંઇ પણ વાતચીતમાં તેમની સાથે જોડાયા વગર કપડાં પહેરી તે વૃદ્ધ અધિકારીને રામ રામ કરી, ખર્ચના પૈસા અને છોકરાંને બક્ષિસની રકમ હાથમાં મૂકી, લાગલો જ ઘોડાપર સ્વાર થઇ પોતાને રસ્તે પડી ગયો.

પ્રવાસીને જે હકીકત મળી હતી તે પરથી ગિરિદુર્ગ જવાના માર્ગ સંબંધી અડચણ પડે તેમ ન હતું. તે ઝપાટાબંધ રસ્તો કાપવા લાગ્યો. તે જે ઘોડાપર હમણાં સ્વાર થયો હતો, તે પહેલાંના જેવો ન હતો એટલે તેને વેગથી ચલાવવામાં હાની જેવું ન હતું. આપણો પ્રવાસી જે રસ્તે રાણીની સ્વારી જોઈ હતી તે જ રસ્તે આગળ વધવા લાગ્યા. તે મંદિરદ્વાર,—જ્યાં તે વનદેવી જેવી રમણીને જતી જોઇ હતી, તે ઝાડોની ઘટામાં જોઈ શકચો. આગળ વધતા કનકપુર જતાં અરણ્યમાં જે સ્થાને તેનો લંગડો ઘોડો મૂકચો હતો ત્યાં આવી પહોંચ્યો. અહીં આવતાં તેના મનમાં સ્વાભાવિક દયા ઉત્પન્ન થઈ અને ઘોડાને કોઈ પ્રવાસી લઈ ગયું છે કે જંગલી પ્રાણીઓનો તે શિકાર થઈ પડ્યો છે, તે જોવા તેના મનમાં વિચાર થયો. વળી અહીંથી આઘે શોધવા તેને જવું પડે એમ નહોતું; માત્ર થોડી પળનો જ પ્રશ્ન હતો. આમ વિચાર કરી તે પ્રવાસી તે સ્થાન તરફ વળ્યો અને જઇને જૂએ તો ઘોડો ત્યાં નથી તેના મનમાં આવ્યું કે કદાચ જગા ભૂલ્યો હોઇશ તો? એમ ધારી જગા બારીકપણે જોવા લાગ્યો તો તે જ હતી. એમ તેની ખાત્રી થઈ આસપાસ જંગલમાં તો નહિ નાઠયો હોય! એમ વિચાર કરી તે કંઈ આસપાસ ચરતો કરતો હોય તો તે જોવા, આમ તેમ નજર ફેંકવા લાગ્યો. એટલામાં ઘોડાના પગલાંનો અને ઝાડના પાતરાંનો ખડખડાટ તેને કાને પડ્યો. અને થોડી વારે એક ઘોડેસ્વાર તે ઉભો હતો તેથી થોડે છેટે આવી ઉભો રહ્યો.

આવનાર ગૃહસ્થનું વય લગભગ ચાળીશની સુમારનું હશે. તેના શરીરપરનો પોશાક પ્રવાસને યોગ્ય અને કોઈ શ્રીમંત હોય એમ સૂચવતો હતો. તેની શરીર કાઠી બળવાન્ હતી અને શક્તિ તથા ચપળતા તેનામાં હોય એમ દર્શાવતી હતી. તેના ચહેરાને 'મોહક' એ વિશેષણ લગાડી શકાય નહિ એ ખરી વાત હતી, છતાં, તે સુંદર ન હતો એમ કહેવાય નહિ. તેની મુદ્રાપરથી તે ગંભિર વિચારશીલ

હોય એમ જણાતું હતું અને તેના વિશાળ લલાટપરની રેખાપરથી તે કારસ્થાની, અનેક ચિંતામાં વ્યગ્ર રહેનાર, અનેક પ્રકારનાં દુઃખસુખ સહન કર્યાં હોય એમ જણાતું હતું. તે જે ઘોડાપર બેઠો હતો તે કાળા રંગનો અને સુંદર હતો. તેના પરનો સામાન પણ મૂલ્યવાન્ હતો. તેના પોશાકપરથી, તેના ઘોડાપરથી, તેની એકંદર ઢબછબપરથી તે કોઈ ભારે સરદાર કે રાજ દરબારમાં રહેનાર મનુષ્ય જણાતો હતો. તેની સાથે કોઈ સિપાઈ, સ્વાર કે નોકર અવશ્ય હોવો જોઇએ એમ પ્રવાસીને લાગ્યું પરંતુ તેની પાછળ કોઈ અરણ્યમાંથી બહાર નીકળ્યું નહિ.

બન્ને જણ એક મેકની પાસે આવતાં એક બીજાને શિષ્ટાચાર પ્રમાણે પ્રણામ કર્યાં.

તે નવા આવનાર ગૃહસ્થે પોતાનો ઘોડો અટકાવી પૂછ્યું;-"આપ કંઈ ગુમાવેલી વસ્તુની શોધ કરતા જણાવ છો."

"જી, તેમ છે ખરું." પ્રવાસીએ વિનયપૂર્વક જવાબ વાળતાં કહ્યું;-"પણ તે કહેવામાં જેટલો વખત જાય તેટલી મહત્વની નથી."

"નહિ, તરુણ સરદાર!" નવીન આવનાર વચ્ચે જ બોલી ઉઠયો;-"જો આપ અહીં એક લંગડો ઘોડો હતો તેની શોધ કરતા હો, તો મને કહેવા દો કે તેની સારી વ્યવસ્થા કરવામાં આવી છે; કારણ કે મારા નોકરોમાંના બે જણ તેને અહીંથી લઈ ગયા છે."

"આપની આ વાતને માટે આપનો ઉપકારમાનું છું." પ્રવાસીએ જવાબ વાળ્યો;-'કારણ કે હું તે જ કમનસિબ પશુની જ શોધ કરતો હતો; પરંતુ તે હવે આપના જેવા ગૃહસ્થની પાસે હોવાથી તેની ચિંતા કરવાનું કંઈ કારણ નથી, તો હવે નકામો વખત ન ગુમાવતાં મનેમારા મારા માર્ગે લાગવા હરકત નથી."

"નવાસવા પ્રવાસીને માટે આ વાટ જરા નિર્જન અને ચમત્કારિક છે." આટલું કહેતાં કહેતાં તે નવીન ગૃહસ્થે પોતાની દૃષ્ટિ પ્રવાસીપર ફેંકી અને ઉમેર્યું;-"હું ભૂલતો ન હોઉં તો આપ અનર્ગ દેશના રહીશ નથી."

"આપ બરાબર તાડી શક્યા," પ્રવાસીએ નિષ્કપટપણે જવાબ આપતાં કહ્યું;-"સેવક અમરપુરનો એક ન્હાનો સરદાર છે. મને રણધીર કહે છે."

"અહો આપ અમરપુર રાજ્યમાંથી આવો છો કે?" નવા આવનારે કહ્યું;-"ઠીક, સરદાર ત્યારે એ ઘોડો આપના કોઈ નોકર પૈકીનો હશે."

"માફ કરો મહેરબાન !" પ્રવાસીએ પ્રત્યુત્તર આપ્યો;—"મારે જરા લાંબે જવું છે અને તે પણ ઘણી ઉતાવળમાં, માટે આપની સાથે મીઠા વાર્તાલાપમાં વધારે રોકાવા હું અશક્ત છું."

રણધીરના આ શબ્દોથી તે નવા આવનાર ગૃહસ્થના ચ્હેરાપર એકદમ ફરક પડ્યો માનભંગ અને તેને લીધે ઉત્પન્ન થતા રોષની છાયા તેના મ્હોં પર જણાવા લાગી. તેના દેખાવ પરથી સ્પષ્ટ જણાતું હતું, કે, આ માણસને હુકમને તાબે થવાની નહિ પણ આજ્ઞા કરવાની ટેવ વધારે છે. રણધીરને આમ કહેતો જોઈ સાધારણ તેના મનમાં રોષ આવ્યો અને તેનાથી ન ઉતરે તેવો તેજસ્વી પ્રભાવ તેની મુદ્રાપર સ્પષ્ટ રીતે વ્યક્ત થવા લાગ્યો.

"સભ્ય સરદાર." તે નવીન ગૃહસ્થે સ્હેજ રોષમાં કહ્યું;—"આપના જરૂરી કામને યોગ્ય એવી ગમે તેટલી ત્વરાથી આપ સિધાવો, તેને માટે, મારે કંઈ કહેવાનું નથી; પરંતુ, આપના લંગડા ઘોડાની શી વ્યવસ્થા કરવી તે કૃપા કરી જણાવશો ? આપ તેને લેવા માટે આપના નોકરને મોકલશો કે હું મારા—"

"આપના નોકરો જોઇએ તેવી તેની વ્યવસ્થા કરે." રણધીર, નવીન ગૃહસ્થને તેનું વાક્ય પુરું ન કરવા દેતાં વચ્ચે જ બોલી ઉઠયો;—"કારણ કે જે ઘોડો લંગડો થઈ પડ્યો છે તે પ્રવાસના કાર્યે માટે હવે શો ઉપયોગનો છે ?"

"સરદાર ! સરદાર !" નવીન ગૃહસ્થ ચીડાઇને બોલ્યો;—"મારા નોકરો રસ્તાપર લુલા થઈ પડેલા ઘોડાઓને એકઠા કરવાનું કામ કરતા નથી. સમજ્યા ? હું આપને સ્પષ્ટ કહું છે કે આપના એ જનાવરની શી વ્યવસ્થા કરવી છે, તે કહ્યા વગર આપ અહીંથી એક ડગલું ભરી શકશો નહિં."

"એક ડગલું ભરી શકીશ નહિ !" લાલ થઈ રણધીર બોલ્યો;—"ખબરદાર મહેરબાન ! એવા શબ્દો સાંભળી રહેવાની આ દેહને ટેવ નથી."

"એવા શબ્દો નિકળવાનું કારણ આપની સુસભ્યતા છે. સમજ્યા સરદાર !" એટલું કહી તે નવીન ગૃહસ્થે પોતાનો હાથ તરવારની મુઠ પર મૂકયો.

રણધીરને આ નવા માણસના બોલવાથી તેના પર ગુસ્સો ન આવતાં તિરસ્કાર જ આવ્યો. તે શાંત વૃત્તિ ધારણ કરી નિડરપણે બોલ્યો;—

"અહો મહેરબાન ! આપ જરા વિચાર કરી જૂઓ કે વાત વધવાનું કારણ તો આપની સુસભ્ય અસભ્યતા જ છે. મેં આપને મારું નામ, ગામ, કુળ સર્વ જણાવ્યું પણ આપ કોણ છો ? તે જણાવવાની તસ્દી હજી સુધી લેતા નથી."

"અહો ! હમણાં જ જણાવું છું,' એટલું બોલી તે માણસે પોતાની તરવાર અડધી મ્યાનમાંથી બહાર કાઢી.'

"જો એવી જ ઇચ્છા હોય તો જ્યેમ જલદી થાય ત્યેમ ઠીક." રણધીરે ઉત્તર આપ્યો;–"મારી સ્વતંત્રતા પર અધિકાર ચલાવવાની ઇચ્છા રાખનાર, પોતાની ક્ષુદ્ર જિજ્ઞાસા તૃપ્ત કરવા, મારા માર્ગની આડે આવનાર ઉદ્ધત મનુષ્યને સજા કરવા, મારા હાથ સતત તૈયાર છે."

"મારી જિજ્ઞાસા વ્યર્થ ન હતી." તે નવીન પુરુષે સંતપ્ત સ્હેરે જવાબ આપ્યો;–"આપ અમરપુર રાજ્યમાંથી આવો છો એ જાણતાં જ હું સારી રીતે સમજી ગયો. આજ કાલ અનર્ગ દેશમાં આપના જેવા દરિદ્રી સરદારનો તોટો નથી. તેઓ પેટ ભરવા પુષ્કળ આવવા લાગ્યા છે અને રાજકન્યાની ખોટી ખુશામત કરી પોતાનો સ્વાર્થ સાધે છે. અનર્ગ દેશને એવા સરદારોની જરૂર નથી. તેઓએ દેશનું પુષ્કળ નુકસાન કર્યું છે અને તેમને અહીંથી હાંકી કાઢવા એ જ અમારું કર્તવ્ય છે."

"સરદાર આપની ઉદ્ધતાઇને કાબુમાં રાખો, જીભને બંધ કરો." એટલું કહેતાં રણધીરનું શરીર રોષથી કમ્પવા લાગ્યું. તેના શરીરપરનાં રુંવાડાં ઉભાં થયાં. તે આવેશથી બોલ્યો;–"નીચ ! તારા સરખા માણસ સાથે સભ્યતાઇથી વર્તવામાં સાર નથી. મારા માર્ગમાંથી આઘો ખસ્સ નહિ તો, આ તલવારના એક જ પ્હારથી અનર્ગ દેશના એક રાજદ્રોહીને તો અહિં જ પૂરો કરીશ." એટલું કહી તેણે પોતાની તરવાર મ્યાનમાંથી બ્હાર ખેંચી કાઢી.

"જો એમ જ છે તો આવી જા તરુણ! મારો પણ સપાટો જો !" એટલા શબ્દો પૂરા થતાં તે નવા ગૃહસ્થે પોતાની તરવાર ઉછાળી.

બન્ને જણુ એકમેકની સ્હામે ધસ્યા. બન્ને તરવારથી પટાબાજી ખેલવા લાગ્યા. તે નિર્જન દરીમાં શસ્ત્રોનો ખણખણાટ ચારે તરફ સંભળાવા લાગ્યો. રણધીરના અંગમાં જે શક્તિ હતી તેવી જ તે અનર્ગ દેશવાસીમાં પણ હતી. ઘોડો અને પરાક્રમમાં એકમેકથી ગાંજ્યા જાય એમ ન હતા. અનર્ગ દેશવાસીનો ઘોડો યુદ્ધને માટે ખાસ કેળવાયલો હતો અને બેસનારની ખાત્રીનો હતો. થોડા જ સમયમાં અનર્ગવાસીની ખાત્રી થઈ કે મારો પ્રતિદ્વંદ્વી ખડ્ગ વિદ્યામાં વધારે નિપુણ છે, કારણ કે, તે તેના હાથમાંની ભારે તરવારને એવી ચપળતાથી અને સ્ફુર્તિથી ફેરવતો હતો કે તેના બાહુમાં અને મુઠમાં અતિશય બળ હોવું જોઇએ. અનર્ગ દેશવાસીને માટે હવે એક જ ઉપાય હતો. તે એ કે તેણે પોતાની

શક્તિને વ્યય ન કરતાં, સ્હામા પક્ષના વ્હારને બચાવી એક સપાટે એવો ઘા મારવો કે તેમાં યુદ્ધનો અંત આવે. ચતુર રણધીરની સમજમાં સ્હામાના મનનો વિચાર આવતાં વાર લાગી નહિ. તેણે પોતાની બાજી ફેરવી અને તરવારની પટાબાજી સપાટાબંધ ચલાવી. એવી કુશળતાથી એક વ્હાર કર્યો કે અનર્ગ દેશવાસીની તરવારનું પાનું મુળથી છુટું પડી હવામાં ઉંચે ઉડ્યું. તે જમીનપર પડે ત્યાર પહેલાં જ આઠ દશ ઘોડેસ્વાર ત્યાં આવી લાગ્યા. તેઓ નજર કરતાંની વાર ત્યાંની વસ્તુ સ્થિતિ સમજી ગયા અને સામટા રણધીર પર તુટી પડયા. રણધીરે ઘણી બહાદુરીથી ટકાવ ધર્યો પણ એકાએક તેનો ઘોડો અથડાઈ પડ્યો અને તેની સાથે રણધીર પણ બેહોશ થઈ જમીનપર પડયો.

જ્યારે રણધીર શુદ્ધિમાં આવ્યો ત્યારે તેને ભાસ્યું કે હું એકાએક સ્વપ્નમાંથી જાગૃત થયો છું. તેણે પોતાની દૃષ્ટિ ચોગરદમ ફેરવી તો તેના મનમાં શક આવ્યો કે હજી સુધી હું ઉંઘમાં તો નથી? તેની પહેલાંની અને અત્યારની સ્થિતિમાં અજબ ફેરફાર થયો હતો. અત્યારે તે તળાવનાં શીતળ પાણી પર ચાલતી હોડીમાં હતો. તેની આસપાસ સશસ્ત્ર માણસો હતાં. તે દેખાવમાં ઉગ્ર અને તેની તરફ સંશયી મુદ્રાથી જોતા હતાં. તેમના તરફ નિહાળી જોતાં તરત જ તેની ખાત્રી થઈ કે તેજ માણસોએ આવીને તેની જીતને હારમાં ફેરવી નાંખી હતી. સ્વપ્નમાં નથી એવી રણધીરની પક્કી ખાત્રી થઈ. કારણ કે વ્હાણના પાછલા ભાગમાં, જે યોદ્ધા સાથે તેણે દ્વંદ્વ યુદ્ધ કર્યું હતું તે સ્વસ્થપણે બેઠેલ તેની નજરે પડ્યો. "શું હું બંદિવાન તો નથી?" એવો વિચાર તેના મનમાં આવ્યો; પણ એટલામાં, બીજા વિચારે તેના મનપર આઘાત કર્યો. તેણે ઝટ લઇને પોતાનો હાથ અંદરની બંડીમાં નાંખ્યો અને એકાએક સંતાપના અને ગુસ્સાના શબ્દ તેના મોંમાંથી નિકળ્યા, તે નળી કોઇએ કાઢી લીધેલી જણાઈ.

"પ્રભો બદ્રિકેશ!!" આવેશમાં ઉભો થઈ રણધીર બોલ્યો;–"આહ! આવી નિચતા! આવો વિશ્વાસઘાત! હરિ! હરિ!"

તરત જ તેણે પોતાનો હાથ કમરે નાખ્યો તો પોતાની પ્રિય સહચરી તરવાર નથી! સુખ દુઃખમાં સદૈવ સાથે રહેનારી, સુખ અને યશ પ્રાપ્તિ માટે પોતાનો દેહ કાઢી સહાય કરનારી, પ્રસંગ પડે પર પુરૂષના સ્પર્શનું કલંક સ્ત્રી છતાં માથે વ્હોરનારી, સદૈવ સહગામી સહચરીના વિયોગથી એ વીર રણધીરને કેવું લાગ્યુ હશે? શત્રુ સમક્ષ શસ્ત્રરહિત ઉભા રહેવાનો આ તેનો પહેલોજ

પ્રસંગ હતો. તેણે ક્રોધ ભરી દૃષ્ટિ આમતેમ ફેરવી તો દરબાર કરડા દેખાવના માણસોના હાથમાંની તલવાર અને ફરસીપર ચમકતું સૂર્ય તેજ જોયું. પોતાની આવી નિરુપાય દશા જોઈ તેને ઘણો ક્રોધ આવ્યો, પણ પોતાના ક્રોધને કાબુમાં રાખી પોતાના પ્રતિસ્પર્ધી તરફ એક ગર્વભરી દૃષ્ટિ કરી તો તેના વિજયપ્રમત્ત મુખપર હાસ્યછટા જોઈ.

"રે! તમે ગમે તે હો," રણધીર બોલ્યો, "પણ એવું નિંધ કામ મારે હાથે શું થયું છે કે, તમારે આવો છળ અને વિશ્વાસઘાત કરવો પડયો? શું મેં યુદ્ધધર્મ અને નીતિનો ત્યાગ કર્યો હતો?"

"નહિ, કદિ નહિ." તે અનર્ગ દેશવાસીએ જવાબ આપ્યો;–"આપે નીતિનું ઉલ્લંઘન કર્યું નથી, એ હું કબુલ કરું છું. શત્રુના શૌર્યને કેમ માન આપવું, એ હું સારી રીતે સમજું છું. મારા સેવકો આપનાપર તુટી પડ્યા તેથી મેં તેમને તેમના કામને માટે ઘણો જ ઠપકો આપ્યો. પરંતુ આપ બેશુદ્ધ હતા અને આપને સાવધ કરવા માટે જ્યારે આપની બંડીના બંદ છોડ્યા ત્યારે અંદરથી—"

"સમજ્યો, સમજ્યો," ખેદ, તિરસ્કાર અને અભિમાનસૂચક સ્વરે રણધીર વચ્ચે જ બોલી ઉઠયો;–"હું એક પક્કા રાજદ્રોહી મનુષ્યના હાથમાં સપડાયો છું."

"રણધીર!" અનર્ગ દેશવાસીએ કરડાઈમાં કહ્યું;—"થોડા વખતપર આપે જેમ જવાબ આપવાની અનિચ્છા દર્શાવી હતી, જેને યોગે આ સર્વ બની આવ્યું છે; ત્યેમ હું પણ કોઈ પણ પ્રકારનો ખુલાસો આપવા ઇચ્છતો નથી. માત્ર એટલું જ કહું છું કે, પેલા કિલ્લામાં મારી મરજી પડે ત્યાં સૂધી આપને થોડા દિવસ ત્યાં રહેવું પડશે."

જે તરફ અનર્ગ દેશવાસી જોઈ રહ્યો હતો, તે તરફ રણધીરે નજર કરી તો તે એક જૂનો ભવ્ય કિલ્લો હતો. હોડી પણ વેગથી તે તરફ જ હંકારી જતા હતા. એ કિલ્લો એક ટાપુપર બાંધેલો હોય, એમ જણાતું હતું. એકાંતમાં આ ભયાનક સ્થાનમાં કેદી બની રહેવાનો પ્રસંગ રણધીરના મનમાં ગ્લાનિ ઉત્પન્ન કરતો હતો.

"સરદાર!" તે અનર્ગ દેશવાસી બોલ્યો;–"આ કિલ્લામાં આપને કોઈ પણ પ્રકારની અગવડ કે દુઃખ પડશે, એની ચિંતા કરતા ના. આપની પદવીને યોગ્ય સર્વ વ્યવસ્થા કરવા, અને જે પોતાનાં શસ્ત્ર એવી કુશળતાથી વાપરે છે, તેની સાથે સન્માનથી વર્તવા હું સારી રીતે જાણું છું. આપનું રહેવું દુઃખદ ન થાય, તેને માટે પૂરતી—"

"હશે! હશે!" **રણધીર** વચ્ચે જ બોલી ઉઠયો;-"તે હીસ્કાવી લીધેલ વસ્તુનો ચાહે તે ઉપયોગ કરો. પણ જો બેશુદ્ધ નહોત તો, જે વસ્તુને પ્રાણથી વધારે વહાલી ગણી સાચવી હતી, જીવના જોખમે પણ જવા દીધી નહતી, તેને આ હૃદયનું લોહી વહ્યા વગર કોઈ ચોરના અમંગળ હાથનો સ્પર્શ પણ થવા ન દીધો હત, તે—"

"બસ સરદાર!" રોષમાં **અનર્ગ** દેશવાસી બોલ્યો;-"આપ કટુ શબ્દો કહી મારા કોપને જાગૃત કરી, તમારી સાથે એક ક્ષુદ્ર કેદી પ્રમાણે વર્તવાનો પ્રસંગ મારી પર મા આણો."

પાંજરામાં પૂરેલું સિંહનું બચ્ચુ છંછેડતાં જેમ ગર્જી ઉઠે તેમ **'ક્ષુદ્ર કેદી'** શબ્દથી **રણધીર**ને પિત્તો ઉકળી આવ્યો અને જોશમાં બોલ્યો;-મને કેદ કરનાર તું છે કોણ!!"

"દુર્ગાધિપતિ સામંત સચિવ **શત્રુસાલ**." તે **અનર્ગ**દેશના યોદ્ધાએ શાંત અને પ્રૌઢપણે જવાબ આપ્યો.

"હેં!" આશ્ચર્યથી **રણધીર** બોલ્યો;-"અને તે કિલ્લો?"

"તેને **અજયદુર્ગ** કહે છે." એમ પ્રત્યુત્તર મળ્યો.

---

# પ્રકરણ ચોથું

## વળી ફરી તે જ રમણી

**રણધીર**ને પરાજિત કરનાર, 'કેદી' શબ્દ કહી સૂચનાથી તેનું અપમાન કરનાર, દુર્ગાધિપતિ સામંત સચિવ **શત્રુસાલ** કોણ? એ જાણવાની ઇચ્છા અમારા વાંચનારને થાય એ સ્વાભાવિક છે. તેના શરીરના દેખાવ અને સ્વભાવથી વાંચનાર અજાણ્યો નથી. કારણ કે ગયા પ્રકરણમાં વાંચનારે તેને જોયો છે.

**ભદ્રશ્યામા**ના પિતાનું નામ **ધૈર્યસાગર** હતું અને **શત્રુસાલ** એ તેમના કાકાનો દિકરો હતો. **શત્રુસાલ** જો કે **ધૈર્યસાગર**થી વયમાં સહેજ નાનો હતો, છતાં બન્ને લગભગ સરખી વયના અને બન્નેનો અભ્યાસ એક જ ગુરુને ત્યાં થયો હતો. બન્નેનો એક બીજાપર પ્રેમ હતો. જો કે **શત્રુસાલ** સ્વભાવે મીંઢો હતો, છતાં તેનાપર **ધૈર્યસાગર**નો પૂરેપૂરો પ્રેમ અને વિશ્વાસ હતો. **ધૈર્યસાગર**નો સ્વભાવ શાંતિપ્રિય હતો. રાજ્યને અંગે ઉભી થનારી અનેક ખટપટ, યુદ્ધ વિગે-

રૈની ચિંતા, લોકકલ્યાણના સાધનો માટે ઉત્પન્ન થતી વ્યગ્રતા, આ સર્વનો **ધૈર્યસાગરને** કંટાળો હતો. રાજ્યાસનપર આવતાં તરત જ રાજકારભારનો ભાર તેમણે **શત્રુસાલને** માથે નાંખ્યો હતો. **શત્રુસાલ** ઘણો જ હોંશિયાર, રાજકામ ખેડવામાં કાબેલ તથા યુક્તિ પ્રયુક્તિમાં નિપુણ હતો. રાજકારભાર ચલાવવો, એ **શત્રુસાલને** મન રમત હતી. અત્યારે તે રાજ્યનો મુખ્ય સામંત અને સચિવ હતો. રાજાથી ઉતરતી તેની સત્તા અને વૈભવ હતો.

અમે જે વખતનો ઇતિહાસ લખીએ છીએ, તે પહેલાં દોઢસો વર્ષથી વૈદિક ધર્મ અને બૌદ્ધ ધર્મ વચ્ચે એક પ્રકારનો ઝગડો ચાલતો હતો. લોકોમાં પણ બે પક્ષ પડી ગયા હતા. કેટલાક વૈદિક ધર્મને અનુસરતા હતા, ત્યારે કેટલાક બૌદ્ધ ધર્મને પાળનાર હતા. વૈદિક ધર્મનું જોર વધારે હતું અને તે ધર્મના મુખ્ય આચાર્યે બુદ્ધોની પ્રબળતા તોડી હતી છતાં, કેટલાક સરદાર, સામંતો, અંદર ખાનેથી બૌદ્ધમતાનુયાયી હતા. તેઓ કેટલીક વખતે રાજ્યમાં ખટપટ ઉભી કરતા અને રાજા પોતાના ધર્મમાં આવે, એને માટે સારા નરસા ઉપાય યોજતા હતા. **શત્રુસાલ** બહારથી જો કે વૈદિક ધર્મનો આડંબર રાખતો હતો, છતાં અંદર ખાનેથી તે પક્કો બૌદ્ધ હતો; આથી કરીને બન્ને પક્ષના માણસો તેનાથી સંતુષ્ટ રહેતા હતા.

**ધૈર્યસાગરની** હયાતીમાં પણ રાજની મુખ્ય લગામ **શત્રુસાલના** હાથમાં હતી. **ધૈર્યસાગરને** સંતાનમાં માત્ર એક કન્યા હતી. તેનું નામ **ભદ્રશ્યામા** હતું અને તેનાપર તેના પિતાનો અત્યંત પ્રેમ હતો. **ધૈર્યસાગરે** પોતાની ગાદીપર પોતાની કન્યા આવે એવો બંદોબસ્ત કર્યો હતો અને રાજપુત્રીને તે પ્રકારનું યોગ્ય શિક્ષણ આપવા ગોઠવણ કરી હતી. રાજાએ પોતાનો આ વિચાર સચિવ **શત્રુસાલને** દર્શાવ્યો હતો અને તેણે આ વાતને અનુમોદન આપ્યું હતું. આમ કરવામાં તેની ઉંડી નેમ હતી. દૂરદર્શી **શત્રુસાલ** આ વ્યવસ્થામાં લાભ જોતો હતો. તે મનમાં એમ ધારતો હતો કે, યદા કદાચિત્ રાજાના મરણ પછી પણ રાજ્યસત્તા તેના હાથમાં રહેશે. તેનું આ અનુમાન ખોટું નહતું. કર્મ ધર્મ સંજોગે બન્યું પણ એમ. એકાએક **ધૈર્યસાગર** પરલોકવાસી થયા. રાજકન્યાની ઉંમર આ વખતે તેરેક વર્ષની હતી, પણ તેની વયના પ્રમાણમાં તે ઘણી અતુર અને સમજદાર હતી. **ધૈર્યસાગરે** મરતી વખતે પોતાની રાણી અને કન્યાને બને તો રાજ્યનું સૂત્ર **શત્રુસાલના** હાથમાં રહેવા દેવા આજ્ઞા કરી હતી. **ધૈર્યસાગરના** મરણ પછી બે વર્ષે રાજમાતાનું મરણ થયું. આ સમયમાં **શત્રુસાલની** વર્તણુકમાં

ઘણો ફરક પડી ગયો હતો. તેને સત્તાનો ભારે મદ આવી ગયો હતો અને મદાંધતામાં તેને હાથે એકાદ બે અયોગ્ય કામ પણ થયાં હતાં. એકાદ બે વખત પ્રમાદવશ તેને હાથે રાણીનું પણ અપમાન થયું હતું. ભદ્રશ્યામા સુશિક્ષિત અને ચતુર હોવાથી આ વાત તેને પસંદ પડતી નહિ, છતાં પોતાના પિતાની મરતી વખતની આજ્ઞા, શત્રુસાલની રાજનીતિકુશળતાપર લક્ષ રાખી, તેના ઉદ્દામપણાપર લક્ષ આપતી નહિ.

ભદ્રશ્યામાના માતાપિતાના મરણ પછી તેના પ્રતિ હુંફ ધરાવનાર માત્ર તેના મામા હતા. તે કેરળ દેશના એક નાના સરદાર હતા અને ધૈર્યસાગરના સમયથી જ ભદ્રપુરમાં રહેતા હતા. તે પણ રાજકાર્યમાં ઘણા જ પ્રવીણ, રાજ્યભક્ત અને ઘણા જ ગુણવાન્ હતા તથા સ્વભાવે ઘણા શાંત અને સૌજન્યશીલ હતા. તેમનું ધૈર્ય અને શાંતિ એવી હતી કે, તેનો એક બારીક દોષ શોધવા સામા માણસને વર્ષો લાગે. તેમને કંઈ સંતતિ નહતી અને તેથી તેઓ ભદ્રશ્યામાને પોતાની પુત્રી સમાન લેખતા હતા. તેઓ રાજ્યનું અહિત ન થાય તથા ભદ્રશ્યામાનું કલ્યાણ થાય, તે તરફ બારીક લક્ષ રાખતા હતા.

ભદ્રશ્યામાને રાજગાદીપર આવ્યે ચાર વર્ષ થયાં ત્યાં સૂધી તેણે અનેક તરેહના ત્રાસ વેઠ્યા. દિવસો દિવસ શત્રુસાલ વધારે પ્રમત્ત થતો ગયો. તે કોઇને પણ ગણકારવા લાગ્યો નહિ. આ અરસામાં રાજકન્યાએ લગ્ન કરવાનો નિશ્ચય કર્યો. આ બાબતમાં તે અનેક તરેહની અડચણો નાંખવા લાગ્યો અને છેવટે અધિકારના મદમાં એટલે સૂધી આગળ ગયો કે "અમુક સાથે લગ્ન કરવાં જ પડશે." રાજકન્યાને તે દિવસથી ઘણું માઠું લાગ્યું અને રાજસત્તા શત્રુસાલના હાથમાંથી લઈ લેવા નિશ્ચય કર્યો. ધીમે ધીમે રાજસૂત્ર તેના હાથમાંથી પોતાના હાથમાં લેવા લાગી અને કેટલીક બાબતમાં શત્રુસાલની સલાહ વગર કામ કરવા લાગી. આટલું છતાં પ્રત્યક્ષપણે રાજકુંવરીએ કોઈ દિવસ શત્રુસાલનું અપમાન કર્યું નહતું. તેની પદવીને યોગ્ય કિંચિત્ માન તેને આપતી અને સન્માનથી વર્તતી હતી. શત્રુસાલ ભારે રાજનીતિપટુ હતો. રાજકન્યાની વર્તણૂકમાં ફરક પડ્યો છે, એ સમજવાને તેને વાર કેટલી? "મેં ઘણા દિવસ રાજસેવા કરી છે. હવે તેનો ભાર મારાથી નથી વેઠાતો. બીજા કોઈ યોગ્ય પુરુષને તે સોંપાય તો ઠીક" એમ કહી પ્રધાનપણાપરથી તે ખસી ગયો. આટલું કરીને તે બેસી રહ્યો હત તો કંઈ વાંધા જેવું નહતું? પણ તેનો ચટપટી સ્વભાવ તેને ઠરીને ઠામ બેસવા દે એમ નહતો. રાજ્યમાં બે પક્ષ હતા, એ આગળ ઉપર અમે

કહ્યું છે. તેમાં બૌદ્ધ પક્ષ તરફ **શત્રુસાલ** ઢળ્યો અને અનેક તરેહની મોટી રાજખટપટ ઉભી કરવા લાગ્યો.

આ પ્રમાણે **અ**નર્ગ દેશની અત્યાર સૂધીની હકીકત છે. આ ઉપરાંત એક વાત જાણવી વાંચનારને આવશ્યક છે. **અ**નર્ગ દેશમાં એક પ્રખ્યાત સામંત કુટુમ્બ હતું. રાજકુટુમ્બોમાં કન્યાની આપ લે આ વંશમાં થતી હતી. આ વંશના સામંત પ્રભુ **દારુક** નામના તરૂણ અને સુંદર યુવાન્ સાથે રાજકન્યાનો લગ્ન કરવા વિચાર હતો, પણ કંઈ ખાસ કારણને લીધે આ વિચાર પ્રસિદ્ધપણે જાહેર કર્યો નહતો; એટલે રાજ્યના કયા પક્ષને આ વાત રુચિકર છે અને કયા પક્ષને અરુચિકર છે, તે જાણવાનો પ્રસંગ મળ્યો નહતો.

આપણી વાર્તાને અંગે આટલી ઐતિહાસિક બીના જાણવી જરૂરની હતી તે કહી. હવે આપણી વાર્તા તરફ વળીએ. ગયા પ્રકરણમાં થયેલી વાતચીત પછી હોડી કાંઠે આવી લાગી, તે દરમિયાન **રણધીર** અને **શત્રુસાલ** વચ્ચે ફરી બોલવું થયું નહિ. હોડી કાંઠે આવતાં **શત્રુસાલ** જમીનપર ઉતર્યો અને વિનયપૂર્વક **રણધીર**ને કહ્યું:–“આવા પ્રસંગે શિષ્ટાચાર પ્રમાણે આપની આગતા સ્વાગતા અને આદર સત્કારની વાત કરવી, એ આપને ઉપહાસ સમાન જણાય. એટલા માટે તેમ ન કરતાં મેં જે આપને કહ્યું હતું, તે આપને ફરીથી યાદ કરવા કહું છું અને ફરીથી ખાત્રી આપું છું, કે ખાસ કારણને અંગે આપને અહીં જેટલા દિવસ રહેવું પડશે, તેટલા દિવસ આપની ખાતર બરદાશમાં કોઈ પણ તરેહની ખામી નહિ આવે. આપ મારા મહેમાન—”

“બસ્સ, બસ્સ કરો સામંત!” તિરસ્કાર ને અભિમાન મિશ્ર સ્વરે **રણધીર** બોલ્યો;–“જો હું કેદી અવસ્થામાં છું તો પછી આપની ખાતર બરદાશની શી આવશ્યકતા છે? માત્ર મારું એટલું કહેવું છે કે, જે વસ્તુને મેં અત્યાર સૂધી જીવ પ્રમાણે સાચવી હતી, જે મારી બેભાન અવસ્થામાં આપને મળી આવી છે, તેનો ગમે તે ઉપયોગ કરો, પરંતુ તેને લીધે તે વસ્તુ લાવનારના નામને વિશ્વાસઘાતનું કલંક ન બેસે તો ઠીક.”

“એ બાબતમાં બેફિકર રહો.’ **શત્રુસાલે** પ્રત્યુત્તર આપ્યો;–“આપણે એકમેકને શત્રુ માની લેવાની કંઈ જરૂર નથી અને કદાચ એમ માની લેવાનો આપનો આગ્રહ હોય તો, હું આપને પરાક્રમી તો અવશ્ય માનીશ. આપ એટલું જાણજો કે, હું ઉદાર હૃદયનો છું. હું એટલું સોગનપૂર્વક કહું છું કે, જે ખાસ કારણને લીધે આપને અહીં રોકી રાખવાની અગત્ય મને જણાઈ છે, તે પૂરી

થતાં હું મારા સહી સિક્કા સાથ એક કાગળ આપીશ. એ કાગળમાં હું લખી આપીશ કે તમને જે કામ સોંપવામાં આવ્યું હતું, તે તમે વિશ્વાસપૂર્વક પાર પાડવામાં કંઈ કમીના કરી નથી અને એ પાર ન પડવામાં તમારું ધૈર્ય સાહસ વગેરેનો અભાવ પણ ન હતો."

થોડી વાર રણધીર શત્રુસાલના સ્હામું જોઈ રહ્યો અને તેના મનમાં કંઈ આશાનો સંચાર થયો હોય, એમ ઉત્સુકતાથી પ્રેમાળ સ્વરે બોલ્યો;-"ખરે જ! શૌર્યની સાથે રહેનારું ઔદાર્ય આપનામાંથી હજી નષ્ટ થયું નથી. આપના જેવાના અંતઃકરણમાંથી ઉદારતા સમૂળગી જતી રહે, એ બને જ કયેમ? સામંત સચિવ! મારી આપને એક પ્રાર્થના છે. હું મારા પોતાને માટે કંઈ કહેતો નથી. પરંતુ આપ જે કંઈ કરો, તેનો પૂરો વિચાર કરજો. ગમે તેટલું તોએ તો આપના સ્વર્ગસ્થ ભાઈ અને મિત્રની પુત્રી છે. તેની પ્રત્યે નિષ્ઠુરપણે વેર દર્શાવી રાજદ્રોહનું કલંક વ્હોરી લેતા પહેલાં આપ બરોબર વિચાર કરજો અને-"

શત્રુસાલના મ્હોંની છાયા બદલાઈ તેના કપાળપરની રેખાઓ ગુંથાઈ: ભવાં ઉંચા ચઢયાં: હોઠ કંપવા લાગ્યા: નિમિષમાત્રમાં ફરીથી તેણે પોતાની સ્વાભાવિક મુદ્રા ધારણ કરી કંઇક કર્કષ સ્વરે કહ્યું;-"સરદાર! જે વાતની આપને બરોબર માહિતી નથી; વા આપ જાણો છો એવો ખાલી ભાસ છે, તેવી બાબતમાં માથું ન મારવા, મારી શિખામણ છે. આવી સ્થિતિમાં મારે તમને કઠોર શબ્દ કહેવા એ ઠીક નથી, પરંતુ હું આપને ચેતાવું છું કે, અનર્ગદેશની સ્થિતિ હું સારી રીતે સમજું છું. મારા જેવા સામંતને ન સંતાપવા અને આપ મારા તાબામાં છો, એ વાત ધ્યાનની બહાર ન જવા દેવા મારી સૂચના છે."

"અહો રાજદ્રોહી સચિવ! જો એમ જ છે તો તારાથી જે થાય તે કરી લે." ક્રોધના આવેશમાં લાલ આંખ્યો કરી બેપરવાઇથી રણધીર બોલ્યો;-"તારા ગુસ્સાને છોડ; તારાથી જે નિંદ્ય અને ક્રૂર કામ થાય તે કર; હું સહન કરવા તૈયાર છું. તારી ધમકીથી હું ડરતો નથી. અહા! જે એક સુકુમાર નિર્દોષ બાળિકાપર,-પોતાની રાણીપર, એટલું જ નહિ પણ પોતાના મિત્ર તથા ભાઇની કન્યાપર હાથ સ્હામે ઉંચકવા તૈયાર થયેલ છે તે, વિશ્વાસઘાત અને વિદ્રોહ સમું કોઈ પણ કામ કરવા તૈયાર, એમાં શું નવાઈ છે?"

શત્રુસાલનો ચ્હેરો એકદમ શાંત હતો. રણધીરના અપમાનભર્યા શબ્દથી કે ગુસ્સાથી તેને લેશ પણ સંતાપ થયો નહિ. વિષારી સાપની ઝેરી દાઢ કાઢી લીધા પછી તેના ફુંફાડા જેમ નકામા છે, તે પ્રમાણે રણધીરના શબ્દો પણ

તેવા જ હતા; એ તે સારી રીતે સમજતો હતો. રણધીરના આવેશભર્યા શબ્દોથી શત્રુસાલના સાથેના શસ્ત્રધારી માણસો ચીડાઇને પાસે આવતા રણધીરને જણાયા. ફરી રણધીરને પોતાની ખરી સ્થિતિનું ભાન થયું. નકામા શબ્દો બોલી પાણી વલોવવામાં કંઈ માલ નથી, એમ સમજી મુગો મુગો રણધીર કિલ્લાના દરવાજા ભણી ચાલવા લાગ્યો. શત્રુસાલ પણ ગુપચુપ સાથે જ ચાલતો હતો. કિલ્લાનો દરવાજો અને બે દેવડી ઓળંગી તેઓ વાડાના મુખ્ય ચોકમાં આવી પહોંચ્યા. ચોકમાં આવતાં શત્રુસાલે કરડાકીમાં કહ્યું;—

"સરદાર સાહેબ! આ નોકરો મારી સાથે રહે એ ઠીક પડશે કે, આપ એકલા હું જ્યાં લઈ જઉં ત્યાં આવશો?"

રણધીરે સહેજ હસીને મર્મમાં જવાબ આપ્યો;–

"અહો સામંત સચિવ! આપ મને મારી તલવાર જરા પાછી આપો અને પછી જુઓ કે, હું ખુશીથી આપનો કેદી રહું છું કે નહિ? જ્યાં સૂધી હું હથિયાર વગરનો છું ત્યાં સૂધી કોઈ પણ જાતની ગરબડ કરવી નકામી છે, એ હું સારી રીતે સમજું છું. નકામાં વચનો કહી મને મારી સ્થિતિ સંબંધી યાદ આપવી ઘટિત નથી."

રણધીરના કંઈ પણ પ્રકારની ગડબડ ન કરવાના સંમતિસૂચક શબ્દોના જવાબમાં શત્રુસાલે માથું નમાવ્યું. તેણે પોતાના નોકરોને દેવડીમાં જવા આજ્ઞા કરી અને તેઓ બીજે માળે જવા માટે પત્થરની સીડી ચઢવા લાગ્યા. રણધીરને આગળ થવા કહી શત્રુસાલ પાછળ પાછળ ચાલવા લાગ્યો. તેઓ સીડીપરથી એક લાંબા ઓરડા આગળ આવી પહોંચ્યાં. અહીં એક બાજુએ ઓરડીઓ અને સ્હામે બારીઓ હતી. શત્રુસાલ જે આગળ થવા ઇચ્છતો ન્હોતો તે બોલ્યો;–"સરદાર! આગળ થાઓ." તેઓ આગળ વધવા લાગ્યા, એટલામાં પાછળથી એક બારણું ઉઘડવાનો અવાજ રણધીરને કાને પડ્યો અને—

"ઘેલી! અહો તું આવી પહોંચી! જાણે હું બેચાર મહિનાથી તને મળ્યો જ ન હોઉં!" શત્રુસાલના મુખમાંના આ પ્રેમાળ વાક્યો તેના કાનમાં પડ્યા. આ શબ્દો સાંભળતાં રણધીરે પાછા ફરી જોયું તો ઓરડીમાંના ઉમરા પર એક તરુણી ઉભી હતી. તેના મુખ પર હાસ્યછટા વિલસતી હતી. શત્રુસાલનો એક હાથ તેના ખભાપર અને બીજો તે તરુણીની હડપચીપર હતો. આ જોતાં જ રણધીરને જે આશ્ચર્ય થયું, તે શબ્દોથી જણાવવું અશક્ય છે. તે ચિત્રવત્ દિંગ્મૂઢ થઈ ગયો. કારણ કે તે તરુણી તે બીજી કોઈ નહિ પણ રણધીરે જેને પ્રવાસમાં

ત્રણ વખત જોઈ હતી તેજ હતી. જે નગ્ન કટારી લઈ અરણ્યમાં ફરતી હતી, તેને ચોથી વખત અજય દુર્ગમાં જોઈ રણધીરના અચંબાનો પાર રહ્યો નહિ, અન્યોન્યે એક બીજાને ઓળખ્યાં. તે તરુણી રણધીરને જોતાં જ આશ્ચર્યચકિત થઈ. તે સફાળી તેની તરફ જોઈ રહી; તેના ભવાં ઉંચાં થયાં. આ સર્વ બનવાને ક્ષણવાર લાગી. તરત જ તે અંદર ચાલી ગઈ અને બારણાં બંધ થયાં. રણધીર આગળ ડગલાં ભરતો હતો ખરો, પણ તેનું મન સ્વપ્નની અવસ્થા ભોગવતું હતું. તેના મનમાં અનેક વિચાર ચાલતા હતા.

“આ રમણી અહીં અજયદુર્ગમાં ક્યાંથી? તે એકાએક ચકિત શાથી થઈ? શત્રુસાલ તેને લાડ કરે એ શું? શું તે તરુણી તેની રાખેલી તો નહિ હોય!” આ ઉપરાંત તે સ્ત્રીની વનમાં ગાંઠ પડવી; તેના હાથમાંની નગ્ન કટારી; દેવળના મંદિરના પગથિયામાં પત્ર સંતાડવો; તે બજરબટ્ટનું દર્શન વગેરે બીના સમુદ્રની પ્રચંડ ઊર્મિઓની માફક એક પછી એક તેના મગજમાંથી પસાર થઈ.

તે શત્રુસાલના એકાએક બોલવાથી સ્વપ્નસ્થિતિમાંથી જાગૃત થયો. શત્રુસાલે કહ્યું:—

“સરદાર સાહેબ! જેટલો વખત આ અજયદુર્ગમાં આપને મારા અતિથિ તરીકે રહેવું પડે, ત્યાં સૂધી આ દિવાનખાનું અને ઓરડા આપને સ્વાધીન છે. આપની વ્યવસ્થાને માટે એક ખાસ નોકરની ગોઠવણ કરી છે. આપ કહેશો તે વખતે, તે આપની સેવામાં હાજર રહેશે. આપને માટે ભોજન પાન, વસ્ત્ર વગેરેની સર્વ સોય કરી છે. આ સિવાય આપને જે કંઈ જોઇએ કરે તે નોકરને આજ્ઞા કરતાં સંકોચાતા નહિ. આપને જે પ્રકારે અહીં આરામ લાગે, તે પ્રમાણે કરવા કોઈ જાતનો વાંધો નથી. એ નોકર આપની સર્વ આજ્ઞા શિરસાવંદ્ય પાળશે.”

આટલું કહી જવાબની રાહ ન જોતાં શત્રુસાલ ત્યાંથી ચાલી ગયો. દરવાજાને આડ પડી, તાળું લાગ્યું અને તેનો ખડખડાટ રણધીરને કાને આવ્યો.

રણધીરના મનપર આ જ કંઈક વિલક્ષણ પ્રકારની અસર થઈ હતી. તે તરુણીનાં દર્શન પછી તેનું મન એવા તર્કવિતર્કમાં કળી ગયું હતું, કે, તે એ દિવાનખાનામાં શી રીતે આવ્યો અને કોણ લાવ્યું, તેનું ભાન તેને તે પળે ન હતું. તે રમણીની નજરેનજર મળી તે વખતે તે સુંદર ચ્હેરા પર નાના પ્રકારના મનોવિકારની જે મિશ્રછાયા જણાઈ હતી, તે તેના મનપર ઠસી ગઈ હતી. તે પોતાના મનમાં વિચાર કરતો કે:-“તે ચારુ ચંદ્રબિંબ સમાન મનોહર મુખપર રાહુગ્રહણ થયું હોય, તેમ એકાએક તેનું મ્હોં બદલાઈ કયેમ ગયું હશે? તેના

મનમાં શા વિચાર ઉત્પન્ન થયા હશે? વિચાર! તે તો તેની મુદ્રા સ્પષ્ટ જણાવતી હતી. એક વાત તો નક્કી કે, જે મનુષ્યને તેણે અરણ્યમાં જોયો હતો, તેને ફરીથી શત્રુસાલ સાથે આ કિલ્લામાં જોઈ, તેને ઘણું આશ્ચર્ય લાગ્યું હતું. અરે! પણ તે એકાએક શરમાઈ ગઈ કયેમ વારુ? પોતે કુલસ્ત્રીની પદવીથી ભ્રષ્ટ થઈ છે, તે વિચાર તેના મનમાં તો નહિ આવ્યો હોય? પોતે ઘણું નીચ કામ કરી રહી છે, એનું ભાન એને થયું હશે કે નહિ?" આ વિચાર આવતાં તેની છાતીમાં દચક બેઠી; તેનું મન ઘણુંજ અસ્વસ્થ થયું; પોતાના પ્રશ્નનો ઉત્તર પોતે જ દેવા લાગ્યો.

"અવશ્ય તેમ જ હોવું જોઇએ, એમાં કંઈ શક નથી. નક્કી શત્રુસાલ અને તેની વચ્ચે આડો વ્યવહાર હોવો જોઇએ, નહિ તો તે એકદમ એટલું લાડ શા માટે કરે? અને કરે તોપણ પારકાની નજર પડતાં જ શરમાઈ જાય અને ભય પામે એ બને કયેમ? અવશ્ય તે શત્રુસાલની રાખ જ છે અને તે તેનાં નીચ કામમાં સહાય્ય કરે છે. વળી તે બજરબટ્ટુ પણ તેનો જ પક્ષપાતી છે. તેમનો પત્રવ્યવહાર! સમજ્યો! સમજ્યો! એમાં કંઈ પ્રેમ પ્રકરણ નથી. એ તો અનંગ દેશની ભોળી રાણીની વિરુદ્ધ કંઈ તરકટ છે. હા. પ્રભો બદ્રિકેશ! તે તરકટને તોડવાનું સામર્થ્ય આપ! હે પ્રભો! તારા વગર બીજો કોઈ સહાય્ય કરે એમ અહીં કોઈ નથી." એકાએક તેના મનમાં કંઈ તરંગ ઉઠી આવ્યો. તે બેઠો હતો ત્યાંથી ઉઠી બારી પાસે ગયો. પણ તે બારીના ચોકઠામાં બેસાડેલા મજબૂત લોઢાના ગજ તેને બહાર જવા દે એમ થોડા હતા? માત્ર બહારનો દેખાવ અત્યંત રમણીય હતો. દૂર લીલા પીળા વાગા ધારણ કરેલો ઉંચો નીચો ભૂભાગ, અસ્તાચલ જતા સૂર્યનારાયણના તે પર નમતાં કિરણો, સોનાના રસથી રસ્યું હોય એવું તે તળાવનું નિર્મળ પાણી, આદિ દેખાવ અત્યંત મનોવેધક જણાતા હતા. દૂરની પર્વતશ્રેણી એક પ્રકારની ભવ્યતા આ સ્થળને આપતી હતી. આ સૃષ્ટિસૌંદર્યને વિલોકતો, રણધીર, કેટલોક વખત ત્યાં ઉભો રહ્યો. તેના મનમાં આથી કંઇક ઉલ્લાસ આવ્યો. થોડીવાર એમ ઉભો રહ્યા પછી, વળી પ્રથમનો વિચાર તેના મનમાં આવતાં તે બારીમાંના લોઢાના ગજને હલાવવા લાગ્યો. તેનો આ પ્રયત્ન નકામો હતો. ગજ જરા પણ હાલે તેવા નહતા. આખરે તે પાછો ફર્યો. દિવાનખાનામાં આવી આમ તેમ નજર કરવા લાગ્યો. ચારે તરફ ઉત્તમ બેઠકો હતી. જમીનપર સુંદર જાજમ નાંખી હતી. ભીંતોપર શત્રુસાલના પૂર્વજોના તથા અનંગ દેશના વીરોનાં ચિત્રો હતાં. દિવાનખાનું ઉત્તમ

રીતે શણગારેલું હતું. દિવાનખાનાની એક બાજુએ શયનગૃહની ઓરડી હતી. એમાં પલંગ પર ઉત્તમ તળાઈ ઓશિકાં હતાં; અને તે સજ્જ કરી રાખ્યાં હતાં. બીજી તરફ સ્નાન ભોજનને માટે ઓરડો હતો. એકંદર રીતે સર્વ વ્યવસ્થા એવી તો બરોબર રીતે કરેલી હતી કે, જાણે કોઈ મોટા ઘરનો પરોણો આવીને ઉતરવાનો હોય અને પ્રથમથી જ ખબર આવી હોય, તેની માફક સર્વ તૈયારી કરી રાખી હતી.

થોડા સમય બાદ દિવાનખાનાના દરવાજાનું બારણું ઉઘડ્યું અને એક ન્હાનો પણ સુંદર ચ્હેરાનો યુવાન્ નોકર અંદર દાખલ થયો. તેણે ઘણા જ નીચા નમી પ્રણામ કર્યા અને સાથે સ્વચ્છ કપડાં વગેરે આણ્યાં હતાં તે યથાસ્થાને રાખ્યાં. તે કંઈ પણ બોલ્યા ચાલ્યા વગર સુવાની ઓરડીમાં ગયો. રણધીરના મનમાં કંઈ વિચાર આવતાં તેણે તે છોકરાને બહાર બોલાવ્યો અને પૂછ્યું:–

"આ કિલ્લામાં સામંત શત્રુસાલ સિવાય બીજાં તેમનાં નિકટનાં કોણ કોણ રહે છે વારુ?"

"સરદાર સાહેબ!" તે તરુણે અતિ વિનયપૂર્વક જવાબ આપ્યો:–"સરકારની મને સખ્ત અને સ્પષ્ટ આજ્ઞા છે કે, બે બાબત સિવાય આપ જે કંઈ ફરમાવો તે કરવા હું તૈયાર છું. માત્ર આ બે બાબત–"

"એ બાબતો કઈ વારુ?" ચ્હીડાઇને રણધીરે પૂછ્યું.

"સરદાર સાહેબ!" તે તરુણ બોલ્યો;–"પ્રથમ તો એ કે, મહારાજની આજ્ઞા સિવાય કોઈ પણ કારણસર આપને આ દિવાનખાનાની બહાર લઈ જવા નહિ. બીજું એ કે આપ જે ફરમાવો તે વગર બોલે કરવું. આપને કંઈ કહેવાનું હોય તે મારે મહારાજને ખબર કરવી. એટલું જ. કોઈ પણ કારણસર આપની સાથે વાતચીત કરવા મને સ્પષ્ટ મનાઈ છે. મારે મ્હોંએ જાણે તાળું માર્યું હોય એમ મારે વર્તવું, એવી આજ્ઞા છે. આપ એટલા માટે સેવકપર ગુસ્સો નહિ જ કરો."

રણધીર, અવિચારી નહતો. નોકર પોતાના માલેકની આજ્ઞા બરોબર રીતે પાળે, તો તે તેનાપર ગુસ્સે થાય, એમ એના હાથે બને એમ નહતું. તે ધીમેથી બોલ્યો;–"છી; એમાં ગુસ્સે થવા જેવું છે શું? હું માત્ર એક જ સવાલ પૂછવા માગું છું. માત્ર એક."

તે તરુણે ડોકું હલાવી ના સૂચવી પાછો સુવાની ઓરડીમાં કંઈ અધુરી રહેલી વ્યવસ્થા પૂરી કરવા જવા લાગ્યો. તરત જ રણધીરે તેનું કાંડુ પકડી કહ્યું;–"અરે ભલા માણસ! દુર્દૈવથી જેને કેદખાનામાં રહેવાનો પ્રસંગ આવ્યો છે, તેની સાથે

આમ નિષ્ઠુરપણે વર્તવું ઠીક નથી.” એટલું કહી બેદરકારી જેવો દેખાવ કરી, તે ફરીથી બોલ્યો;–“મારે માત્ર એક નજીવી બાબત પૂછવી છે. માત્ર એક શુષ્ક જિજ્ઞાસા તૃપ્ત કરવાની છે. વળી આ સવાલ પછી બીજી કોઈ પણ વાત હું પૂછીશ નહિ. થયું? જ્યારે હું સીડી ચઢી ઉપર આવતો હતો ત્યારે વચ્ચે જે તરુણ સ્ત્રી બારણું ઉઘાડી આવી તે કોણ છે? તે સુંદર ચહેરાવાળી, જેણે વાદળી સાળુ પહેર્યો હતો તે. હું કઈ તરુણી વિષે કહું છું તે તું સમજ્યોને?”

તે તરુણ નોકર નમ્રપણે હાથ છોડાવી ગુપચુપ પાછો અંદર જઈ બીછાનાં વગેરે સાફસુફ કરી મૂકવા લાગ્યો. રણધીરને આમ પોતાની ફજેતી જેવું થવાથી એવું માઠું લાગ્યું કે, તે નોકરની સાથે ફરીથી વાતચીત કરવા પ્રયત્ન કરવો, એ તેના અભિમાની સ્વભાવને હલકું લાગ્યું. તે ચુપ બેસી રહ્યો. નોકર બધું વ્યવસ્થાસર ગોઠવી બહાર ચાલી ગયો અને દરવાજાને પહેલાંની માફક તાળું પડચું. તેના મનમાં તે તરુણ સુંદરી સંબંધી વિચારો ડોળાવા લાગ્યા, તે એટલે સુધી કે પોતે બંદિખાને છે, એ વાત પણ વિસરી ગયો. તે મનમાં વિચાર કરવા લાગ્યો; “જ્યારે તેણે મને દીઠો, તે વખતે તેના મોં પર જે વિલક્ષણ ફેરફાર થયો તે શત્રુસાલના જોવામાં આવ્યો હશે કે નહિ? મેં તેને આ પહેલાં જોઈ હોવી જોઇએ, એવી શંકા તેના મનમાં નહિ થઈ હોય વારુ? ના, ના, એવી શંકા શા માટે આવે? તે તો એમજ સમજ્યો હશે કે પરાયા માણસને જોઈ તે સ્વાભાવિક રીતે શરમાઈ. ખયર! પણ કદાચિત્ તે શત્રુસાલને વાત કરે તો? અમે એક બીજાની દૃષ્ટિએ પડ્યાં હતાં, એ વાત તે શત્રુસાલ કહે તો? આમ તર્ક વિતર્કના વમળમાં તેને ઝાઝો વખત નહિ થયો હોય, એટલામાં બે નોકરો દરવાજો ઉઘાડી દાખલ થયા. તેમના હાથમાં જે ભોજનનાની થાળ હતા તે દીવાનખાનાની જોડેની ઓરડીમાં મૂકી ઇશારાવતી ભોજનની તૈયારી જણાવી. રણધીરે તેમની સાથે બોલવા કે વાતચીતનો પ્રસંગ શોધવા કંઈ પ્રયત્ન કર્યો નહિ. માત્ર મુગે મ્હોંએ તે અંદર ગયો. અનર્ગ દેશમાં પગ મૂકયા પછી તેણે અનેક જાતનાં સંકટો વેઠચાં હતાં; અને તેમાં પણ અત્યારે તે બંદિખાનાના સંકટમાં હતો છતાં, તેને ભોજન કરવા પર અરુચિ થાય, એવું તેનું મન ઉદાસીન ન હતું. જુવાનીની મજા એ છે કે, ગમે તેવું સંકટ માથે આવી પડે છતાં, ભૂખ અને નિદ્રા જતી રહે એવી ચિંતા થતી નથી. તેણે પ્રસન્ન બાઇને ત્યાં આછું પાતળું ભોજન લીધું હતું. બપોરે કનકપુરમાં નાસ્તો કર્યો હતો પણ તે જેવો તેવો જ. અત્યારે તેણે બરાબર પેટની તૃપ્તિ કરી. કારણ કે પ્રવાસ અને

ઝપાઝપીને લીધે તેને ભુખ પણ સપાટીને લાગી હતી. વાળુ પૂરું થતાં જ દીવા બત્તી કરી તે નોકરો બહાર નિકળ્યા અને દરવાજાને પહેલાંની માફક તાળું પડ્યું. આ વખતે રણધીરના ધ્યાનમાં એક વાત આવી અને તે એ કે, જો કે નોકરો અંદર હોય ત્યાં સુધી દરવાજો મોકળો રહેતો છતાં બહાર એક સંત્રી તેટલી વખત પહેરો ભરતો હતો. આમ ઘડિયો પછી ઘડિયો વીતવા લાગી. રણધીર સ્વસ્થપણે દિવાનખાનામાં વિચાર કરતો પડ્યો હતો. એવામાં એકાએક દરવાજાના બારણા પરનું તાળું ઉઘડવાનો અવાજ તેને કાને પડ્યો અને તરત જ અંદર કોઈ દાખલ થયું. રણધીર સાવધપણે બેઠો હતો તે એકાએક ચોંકી ઉઠયો. અરે આ કોણ! એક સ્ત્રી. ના. તે રમણી, ફરીથી અહીં! તે સર્પ સમાન કૃષ્ણ કેશ, વાદળી સાળુ, ગાલપર ગુલાબને લજાવનાર મૃદુ રતાશ! શરમથી તેના ગાલપર શેરડા પડ્યા હતા. તેના હોઠ પણ સ્હેજ કમ્પતા હતા. તેના મનમાં જાતજાતના વિચાર ઉત્પન્ન થતા હોય તેમ તેનો ઉરપ્રદેશ ધડકતો હતો. ભીતિથી તે ફરી દરવાજા તરફ જોતી હતી. તેના મનમાં બોલું કે ન બોલું વા પાછી ફરું? એમ થતું હતું. આખરે ધીરજ આણી તે બોલી;–

"અહો શૂર સરદાર?"–કાંપતાં કાંપતાં ધીમેથી તે એટલા શબ્દ બોલી. અહા! તે સુંદર મુખથી નિકળતો કોમળ સ્વર કેવો મધુર હતો! ઇંદ્રભુવનમાંથી પારિજાતક પુષ્પથી સુગંધિત થયેલી વાયુ લહરીપરથી આવનાર દિવ્યાંગનાના ગીત ધ્વનિ કરતાં પણ આ શબ્દો રણધીરને વધારે મનોહારી લાગ્યા–'અહો શૂર સરદાર! આવા સમયે હું આપની પાસે આવી, તેથી આપને હું અવિચારી જણાઈશ; પરંતુ આવું અવિચારી પગલું શા માટે ભર્યું, તે કહેવાને માટે અવકાશ નથી. વળી સારું કામ કરવાને પ્રયત્ન કરવા જતાં કોઈ કોઈ વખતે લજ્જા અને વિનયને બાજુએ રાખવાં પડે છે."

"અવશ્ય! મુખ્ય બીના તરફ લક્ષ રાખતાં બીજી ગૌણ બાબત પ્રતિ આંખો આડા કાન કરવામાં કંઈ દોષ નથી." રણધીરે કંઇક શંકાશીલપણે નિરુત્સાહથી જવાબ આપ્યો. તે તરુણીના આવવાથી તેને લેશ પણ આશ્ચર્ય લાગ્યું નહિ. તે મનમાં એમ સમજ્યો હતો કે, કૃષ્ણનીતિપટુ શત્રુસાલે કંઇક નાટક રચ્યું છે અને આ નટીને રંગભૂમિપર પ્રથમ મોકલી છે. મનનો સંશય વ્યક્ત ન કરતાં તે બોલ્યો:–

"મારે માટે આપના મનમાં એવો સારો હેતુ શો છે? અને તે આપ શી રીતે પાર પાડશો?'

"વચ્ચે બોલી મને કહેતા અટકાવો ના," તે રમણી ભયચકિત અવાજે

બોલી. તે એવી ઝડપથી વાત કરતી હતી કે, તેથી તેના મનમાં એક તરેહનો ત્રાસ હોય એમ સ્પષ્ટ જણાઈ આવતું હતું. વારંવાર તેની દૃષ્ટિ દરવાજા ભણી વળતી હતી. "મને વચ્ચે બોલી અટકાવો નહિ, સરદાર! મારે જે કહેવાનું છે તે સાંભળી લ્યો; કારણ કે વખત ઘણો થોડો છે. મારે અહીંથી ઝટપટ પાછા ચાલી જવું જોઇએ. આપ રાજકન્યા ભદ્રશ્યામાના હિતેચ્છુ અને વિશ્વાસુ માણસ છો, એમ મને હમણાં ખબર પડી છે. સ્હવારમાં જે સમયે આપની સાથે મેળાપ થયો, તે વખતે આ વાત મને માલમ ન હતી. મને તે વખતે એમ લાગ્યું હતું કે, હું શું કરું છું? તે જોવા તમે મારી પાછળ ફરો છો; અથવા તો મારે માટે તમારા મનમાં કંઈ ખરાબ હેતુ હોવો જોઇએ; એવી મારી ધારણા હતી. આપણે એકમેકની સાથે તે વખતે વાતચીત થઈ હોત તો કેવું સારું થાત! પણ હવે ગઈ ગુજરીનો વિચાર કરવામાં લાભ નથી."

"કંઈજ નહિ." રણધીર બોલ્યો. તે તરુણી કપટ રચવા તેની પાસે આવી હતી એવો તેનો સંશય હવે ઘણો ઓછો થઈ ગયો હતો. જો કે તે પૂરેપૂરો ટળી ગયો ન હતો છતાં તે બોલ્યો:–"પછી?"

"જે માણસને આવો મહત્વનો સંદેશો લઈ જવાનું કામ સોંપવામાં આવ્યું છે." તે અપરિચિત રમણી ઉત્સુકતાથી બોલી–"તે અવશ્ય વિશ્વાસુ અને પ્રભુભક્ત, શૂર હોવો જોઇએ—"

"હું ધારું છુ કે હું તેવો છું." તે અભિમાની સરદાર બોલ્યો:–" યુદ્ધમાં મારી તરવાર કેવી ચાલે છે, તે આપને આપના સામંત સચિવે જરૂર કહ્યું હશે જ. નહિ વારુ?" એટલું કહી આ શબ્દનું પરિણામ શું થાય છે, તે જોવા સારુ તેણે પોતાની દૃષ્ટિ તેના મ્હોં પર રોપી.

પરિણામ આબાદ અને તાબડતોબ જણાયું. તે શબ્દો તેના અંતઃકરણમાં તીક્ષ્ણ ધાર સમાન લાગ્યા હોવા જોઇએ. તેના ચ્હેરા પર વિષાદની છાયા છવાઈ. તેજસ્વી આંખ્યોમાં અશ્રુ ભરાઈ આવ્યાં. તેની આવી દુઃખદ સ્થિતિ જોઈ રણધીરના ઉદાર હૃદયને પણ વ્યથા થઈ. તે સૌંદર્ય લતિકાના મૃદુ હૃદયમાં વિષદગ્ધ બાણ મારવામાં પોતે નામર્દ હિચકારાનું કામ કર્યું છે, એમ તેના મનને લાગ્યું અને તે બદલ તેને પશ્ચાત્તાપ થવા લાગ્યો. તે મનમાં વિચાર કરવા લાગ્યો–"બહુ તો શત્રુસાલની રાખ હશે, પણ તેથી શું? ગમે તેટલું તોએ તે કોમળ મનની સ્ત્રી જાત છે. મારે શૂરવીર થઈ તેને નકામી રીબાવવી એ ઠીક નહિ. એક સિપાઇનું એ કર્તવ્ય નથી. છીઃ"

એક નિમિષમાં સર્વ વિચાર તેના મગજમાં પસાર થઈ ગયા. તે જરા આગળ સર્યો અને માથું ઝુકાવી વિનયપૂર્વક બોલ્યો:–"બાળા! મારા મ્હોંથી આપના હૃદયને વ્યથા ઉપજાવે એવાં વાકયો નિકળ્યાં, તેને માટે હું આપની ક્ષમા માગું છું."

"સરદાર!" તે રમણી ઉતરેલે ચ્હેરે બોલી:–"આપ મને દુઃખી કરવા એવાં વચન બોલ્યા, એમ મને મુદ્દલ લાગતું નથી. આપ રાણી સાહેબના પક્ષના માણસ નહોં તો જ આપના મનમાં મને જાણી જોઈ દુઃખી કરવાનો વિચાર ઉત્પન્ન થાય."

"પણ હું રાણી સાહેબના પક્ષનો માણસ છું," રણધીર બોલ્યો:–"એની આપને ખાત્રી હોવી જ જોઇએ. સામંત સચિવે હું બેશુદ્ધ હતો, તે વખતે એક નળી મારી પાસેથી કાઢી લીધી હતી; અને તેમાં જે મહત્વનો સંદેશો પહોંચાડવાનું કામ મારા માથે હતું, તે પરથી આપ જાણી શક્યાં હશો."

"હું સારી રીતે જાણું છું." તે રમણી બોલી;–"જેને માટે આપને કારાગૃહ સોશવો પડે છે, તે પત્રિકા મેં જોઈ છે; અને તે પરથી જ આપને માટે મારો પૂરો ભરોસો છે. એમ નહોત તો આ કામ કરવા અને તે તમને સોંપવા તૈયાર થાત નહિ. છતાં, આપે જે કટુ વચનો થોડા વખત પર કહ્યાં હતાં, તે હું રાણી સાહેબના હિતને માટે બીજા પક્ષનો વિશ્વાસઘાત કરું છું. માટે જ. ગમે તેમ, જો આપ, રાજકન્યાપર મારો કેટલો પ્રેમ છે, એ જાણતા હોત તો મને એવો અન્યાય ન કરત."

"તમે અહીં શા હેતુથી આવ્યા છો તે હજી સૂધી હું જાણતો નથી." રણધીર બોલ્યો:–"તો પછી આપ એક પક્ષનો વિશ્વાસઘાત કરો છો અને બીજા પક્ષનું હિત કરો છો, એની ખબર મને શી રીતે પડે વારુ? હું આપનો દોષ શી રીતે કાઢું? અહીં આવવામાં આપને શું કારણ છે, તે મારી કલ્પનામાં આવવું મુશ્કેલ છે."

"ખરી વાત!" તે તરુણીએ જવાબ આપ્યો;–"મારું મન બળ્યું! વિવિધ વિચારોથી અને જૂદા જૂદા મનોવિકારથી એટલું તો તપી ઉઠયું હતું, કે કહેવાની મુદ્દાની વાત હું વિસરી ગઈ; અને અત્યાર સૂધી બીજી જ બડબડ કરી. અરેરે! વખત તો ચાલ્યો જાય છે. રાત ટૂંકી ને વેષ ઘણા છે. કહો સરદાર! જો અહીંથી છૂટવાનો ઉપાય હું આપને બતાવું તો તેમ કરવા તૈયાર છો? અને આપ અહીંથી છૂટો કે તરત જ ગિરિદુર્ગે જઈ રાજકન્યાને મળી એક મહત્વનું કામ કરી, એક મોટી આફતને ટાળવા તૈયાર છો?"

તે તરુણી એવી ઉત્સુકતાથી, એવી હૃદયની લાગણીથી બોલતી હતી કે, તેના ચ્હેરા પર જાણે નિખાલસપણું ટપકતું હોયની. તેના ખોટાપણા માટે કે કપટ માટે રણધીરના મનમાં જરા પણ શંકા રહી નહિ. તે બોલ્યો;-

"સુંદરી! હું અહીંથી છૂટચો કે તરત જ ગમે તેમ કરી ગિરિદુર્ગમાં રાણી સાહેબની સ્વારી છે ત્યાં પહોંચીશ. ત્યાં જઈ તેમને જણાવીશ કે જે નળીમાં આપને માટે હું સંદેશો લઇને આવ્યો હતો, જેને મેં મારા જીવથી પણ વધારે જાળવી હતી, તે હું બેશુદ્ધ થઈ પડ્યો તે વખતે શત્રુસાલે અતિ નીચતાથી અને વિશ્વાસઘાતથી મારી પાસેથી ચોરી લીધી છે."

"એ કહેવાની આપને જરૂર જ રહેશે નહિ." તે રમણીએ પ્રત્યુત્તર આપ્યો:- "હું આપનો છૂટકારો કરી આપું છું, તેના બદલામાં મારી આપની પાસે એટલી જ પ્રાર્થના છે કે, રાણી સાહેબને આ હકીકત જણાવતાં શત્રુસાલને નુકસાન પહોંચે તેવી બાબત, જેમ બને તેમ ન આવે એની સંભાળ રાખવી.' આટલું કહેતાં કહેતાં ફરીથી તેના ચ્હેરાપર ઉદાસીનતા જણાઈ.

"રમણી! રમણી! આપ શું કહો છો?" રણધીર આશ્ચર્ય અને ગભરાટમાં બોલ્યો;-"તે પત્ર મારી પાસેથી ચોરાઈ ગયો એને માટે શું એક બનાવટી વાત ઉભી કરી રાણી સાહેબને કહું? જો એમજ હોય તો—"

"છીઃ છીઃ સરદાર! આપે મારા કહેવાના અર્થનો અનર્થ કર્યો." રમણી હસતાં હસતાં બોલી;-"હું તે પત્ર જ આપને આપીશ. પછી થયું ને?—"

"આપ તે પત્ર પાછો આપશો?" આશ્ચર્ય ચકિત રણધીર તે તરુણી તરફ સ્નેહપૂર્ણ નજરે જોતો બોલ્યો;-"બાળા! આપના બોલવાપર મેં પ્રથમ જે શક આણ્યો હતો તે યાદ આવતાં મને અત્યંત ખેદ થાય છે. આપ રાણી સાહેબને માટે આપની ભકિતના અને પ્રેમના બદલામાં એ વસ્તુ પાછી આણી આપો તો હું આપ કહો તેમ કરવા અને વર્તવા તૈયાર છું."

"બસ્સ! બસ્સ સરદાર સાહેબ!" તે તરુણી હર્ષભર્યા ચ્હેરે બોલી;- હું એક પ્રહર પછી અહીં પાછી આવીશ. ઈશ્વર કરે ને આપણું આ કામ નિર્વિઘ્ન પાર પડે."

એટલું કહી તે રમણી ચટ લઇને દિવાનખાનાની બહાર નીકળી અને પ્રથમની માફક તાળું હતું તેમ વાસી ત્યાંથી તે અલોપ થઈ ગઈ.

રણધીરને તે તરુણીના જવા પછી એમ લાગ્યું કે, તે એક અપૂર્વ સ્વપ્નમાં છે. શા માટે એમ ન લાગે? તેની સ્થિતિમાં કેવો વિલક્ષણ ફેરફાર થયો હતો,

તે કેદખાનામાંથી છૂટવાનો સંભવ, પ્રાણ તુલ્ય જતન કરી રાખેલી, હાથમાંથી ગયેલી વસ્તુ પાછી મળવાની ખાત્રી અને રાજકન્યા-રાજરાણી ભદ્રશ્યામાનું સંકટ ટાળવાને મળનારી સંધિ, આ બાબતો શું થોડી હતી? અરે! પણ તે તરુણી જતાં જતાં શું બોલી? તેના એ ઉદ્‌ગારોથી તો આ કામ પાર પડે એમ થોડું જણાતું હતું. નહિ પણ રણધીર નિરાશ થાય તેમ નહતો. એવી શંકા તેના મનમાં ઉત્પન્ન થતાંની વાર જ નષ્ટ પામી. રણધીર યુવાન્ હતો. યુવાન્ આશા સુંદરીને પરણેલ રહે છે. અને તેમાં શૂર સિપાઇની તો વાત જ શી? રણધીરના મનમાંથી એ શંકા નિર્મૂળ થઈ. વળી તે બીજા જ વિચારમાં પડ્યો. તેના મનમાં કંઇક ગ્લાનિ ઉત્પન્ન થઈ." "શું તે મનને હરણ કરવાવાળી, અનુપમ લાવણ્યવતી તરુણી કૌમાર્યભ્રષ્ટ હોય, એ શું સંભવિત છે? પ્રભો બદ્રિકેશ! કુલ સ્ત્રીના નામને તે અયોગ્ય તો નહિ થઈ હોય!"

તે દેહથી પવિત્ર છે, મનની નિર્મળ છે એવી ખાત્રી કરી આપનાર, જો તેને તે વખતે કોઈ મળ્યો હોત, અને જો તે ત્રિભુવનનો માલીક હોત તો, તેને ત્રિભુવનનું રાજ્ય, તેણે એ ખાત્રી કરી આપવા બદલ આપી દીધું હોત. જે બાહ્ય સ્થિતિ તેની જોઈ હતી તે સર્વનો તે વિચાર કરવા લાગ્યો, પરંતુ તે ભ્રષ્ટ નથી એમ માનવાને તેને કંઈ પણ બારું જડ્યું નહિ. એક વિષય-પરથી બીજાપર, બીજા પરથી, ત્રીજા પર, એમ એનું મન ભ્રમણ કરવા લાગ્યું. તે પોતાના મનમાં કહેવા લાગ્યો:–"ખરેખર તે મંદિરના પગથિયામાં કાગળ મૂક્યો હતો, એમાં કંઈ પ્રેમ પ્રકરણ હોય, એ સંભવિત નથી. વળી તે પત્ર રાણી ભદ્રશ્યામાની વિરુદ્ધ તર્કટ રચવા કે ખોટી ખબર આપવા મૂક્યો હોય, એ પણ બનવાજોગ નથી. ત્યારે આ પત્રવ્યવહાર શાનો હશે વારુ? તે બદ-શિકલ ભૂત રાણી સાહેબના ભલાને માટે જ આ બધું કરતો હોવો જોઇએ. રાજદરબારમાં આવી બીના ક્યાં ઓછી બને છે? ખુદ ન કળે એમ શત્રુના અંતઃકરણમાં જઈ વસનાર, બાતમી રાખનાર ક્યાં નથી હોતા? આવા નીચ અને બદફેલ માણસોને વિશ્વાસઘાત તેમની રાખેલી ઉપસ્ત્રીઓને હાથે થયાના દાખલા ઇતિહાસમાં ક્યાં થોડા છે?"

રણધીરના આ વિચારો એકદમ અટક્યા. બારણા આગળ ખડખડાટ થયો. તાળું ને આડ દૂર થઈ, દરવાજો ઉઘડ્યો અને તે તરુણ નોકર અંદર દાખલ થયો. તેણે આવીને દીવાબત્તી પેટવી બિછાનું યથાસ્થિત ગોઠવી કંઈ આજ્ઞા હોય તો તે જાણવાની ઇચ્છાથી ઉભો રહ્યો. રણધીરે હાથના ઇશારાથી જ "કંઈ જોઇતું

નથી; બધું ઠીક છે," એમ સૂચવ્યું. અનુચર પ્રણામ કરી દરવાજા આગળ ગયો તાળું માર્યું અને મ્હોટી ભીડ મારી ચાલ્યો ગયો.

"પ્રભો અદ્રિકેશ!" રણધીર આતુરતાથી બોલ્યોઃ–"આથી વધારે કંઈ ચોકી પહેરો ન બેસે અને તે રમણીની ગોઠવણ ન ફસે એટલી પ્રાર્થના છે."

તેના મનની આ કુશંકા ટાળવા માટે તે ઉઠ્યો અને બારી પાસે આવી ઉભો રહ્યો. વદની આઠમ હતી તેથી હજી ચંદ્ર ઉગ્યો ન હતો. આકાશ નિર્મળ હતું અને અનેક તારાઓ ઉગી નીકળ્યા હતા. સૃષ્ટિકર્ત્તાએ પોતાનું અગાધ ચાતુર્ય, અતુલ્ય મહત્તા, અને અનુપમેય શકિત દર્શાવવા આકાશપત્રપર જ્વલંત તેજથી અવિનાશી લેખ લખ્યો હોય એમ જણાતું હતું. પાસેના તળાવનું પાણી સ્હેજ ડોલતું હતું. તે જળને સ્પર્શી શીતળ મંદ પવન વહેતો હતો. તળાવના જળમાં તારામંડળ સ્નાન કરતું જણાતું હતું. "પ્રભો! તારી દયાથી થોડા વખતમાં આ કારાગૃહથી છૂટી, આ શીતળજળને સ્પર્શી પહેલાં સંતાપ હારી મંદ પવનનું સેવન કરીશ અને ફરીથી સ્વાતંત્ર્યસુખનો ઉપભોગ પહેલાંની માફક લઇશ"

આમ રણધીર મનમાં વિચાર કરતો હતો, એવામાં કોઈ બખ્તર ધારણ કરેલ પહેરેગીર દરવાજા આગળ આવતો હોય એમ તેને ભાસ્યું. એકાએક તેના મનમાં ફાળ પડી. "અરેરે! તે તરુણી હવે શી રીતે દરવાજો ઉઘાડશે? હવે હું અહીંથી શી રીતે છૂટીશ? અહીં અંદર આવવાને બીજો માર્ગ પણ નથી." અરે! પણ એટલામાં કોઈ તાળું ઉઘાડે છે, એમ તેને જણાયું. અવાજ ન આવે એમ ધીમેથી આડ ઉંચું કરતું હોય એમ તેને ભાસ્યું. ફરી પાછો બખ્તરનો અવાજ અને તેની સાથે જ કોઈ અંદર દાખલ થયું. અંદર આવનારે ઉચ્ચ દરજ્જાના નોકરનો વેષ ધારણ કરેલો હતો. તેના બન્ને હાથમાં કવચ અને ટોપ હતા. તેણે પોતાનું મ્હોં નીચું રાખ્યું હતું. તેથી આ આવનાર નોકર કોણ છે? તે રણધીર એકદમ કળી શકયો નહિ. દીવાની આગળ આવતાં રણધીરનો ભ્રમ દૂર થયો. જેની તે આતુરતાથી વાટ જોતો હતો તે જ એ રમણી, એમ તેની ખાત્રી થઈ.

"સરદાર! પ્રભુકૃપાથી હજી સુધી તો કંઈ વિઘ્ન નડ્યું નથી" તે રમણી બોલી. અત્યારે તે પહેલી વખતની માફક ગભરાયલી જણાતી ન હતી. તેના શરીરનો કમ્પ અત્યારે દૂર થયો હતો. નેત્રની તે વખતની ચંચળતા અદૃશ્ય થઈ હતીઃ નિગ્રહ અને ધૈર્ય અત્યારે સ્પષ્ટ જણાતાં હતાં.

"ત્યારે બ્હારથી જે અવાજ આવ્યો, તે આ બખ્તરનો જ કે ?" "રણધીરે પૂછયું:–"કંઈ પહેરેગીર બહેરેગીર તો નથી ને ?"

"પહેરેગીર તો કોઈ અહીં નથી. આ ભીંતો એટલી મજબૂત છે અને દરવાજે મજબૂત આડ અને તાળું લાગેલ છે, કે અહીંથી છૂટી જવાના પ્રયત્નમાં સફળતા મળે એમ એમને લાગ્યું નહિ હશે: તેથી પહેરેગીરને બારણા આગળ રાખ્યો નથી. માત્ર જ્યારે આ દરવાજો ઉઘાડી નોકર અંદર આવે છે, તે વખતે માત્ર એક પહેરેગીર તેટલી વખત બ્હાર ઉભો રહે છે. એટલા માટે કે બારણું ઉઘાડું જોઈ આપ ન્હાસી જવા પ્રયત્ન કરો, તે અટકાવવા તેને રાખે છે. તેમને કયાં ખબર છે કે ઘરભેદુ તમને મદદ કરે છે. હશે ? આપ ઉતાવળ કરો. આ બખ્તર વગેરે ધારણ કરો."

આટલું બોલી તે રમણીએ બખ્તર અને કવચ ભણી આંગળી કરી. રણધીર તે લઈ સૂવાની ઓરડીમાં ગયો અને થોડી વારમાં સજ્જ થઈ સામંત સચિવનો એક મોટો અનુચર હોય, તેવા વેષમાં બ્હાર આવ્યો. માથાપર શિરસ્ત્રાણ, છાતીપર વક્ષકવચ, હાથપર હસ્તત્રાણ અને પગમાં ઉરુવર્મ વગેરે કવચના જૂદા જૂદા ભાગ બરાબર ઠેકાણે ઘાલ્યા હતા. તેની તરવાર કમરે લટકતી હતી ! અહા ! તે જ તરવાર કે જેણે દ્વંદ્વ યુદ્ધમાં શત્રુસાલને હરાવ્યો અને જે પ્રણયકલહથી થોડા સમય માટે વિખૂટી પડી હતી ને પાછી આવી તેને મળી હતી. આવા થાટમાં રણધીર અત્યારે સજ્જ થયેલો હતો. વધારામાં હાથમાં એક ફરસી હતી.

વાંચક ! આપણી વાર્તાનો ભાગ આગળ શરૂ કરવો, એમ તારી ઇચ્છા હોય તો તે વ્યાજબી છે, પરંતુ, એકવાર આ રમણી નવા વેષમાં સજ્જ થઈ છે, તેના પર દૃષ્ટિપાત કરવો જરૂરનો છે. તેમ ન કરવું એ પ્રમદાજનનો અને તેમાં પણ એક અપૂર્વ રમણીરત્નનો અપરાધ કરવા બરાબર છે. આ તરુણીના કેશ અત્યારે છૂટા ન હતા. તેણે પોતાના કાળા કેશને ઉલટાવી તે પર એક શોભીતો સાદો ફેંટો કસકસીને બાંધ્યો હતો. કપાળમાં કંકુ વગેરે ન હોવાથી વિશાળ જણાતું હતું. ચ્હેરો શાંત અને નેત્ર સ્થિર ભાસતાં હતાં. શરીરે એક ઘટ્ટ અંગરખું હતું અને કેડે આડિયુ વિંટાળ્યું હતું. રેશમી સુરવાળ પગની પાની સુધી હતો, અને હાથમાં એક ફરસી હતી. તેનો આ વેષ એવો દીપી ઉઠતો હતો કે, તેને જોતાં કોઈ સ્ત્રી છે, એમ ભાગ્યે જ અનુમાન કરે ? તે અત્યારે એક શૂરવીર યુવાન્ સિપાઈ જેવી જણાતી હતી. રણધીરને આ વેષમાં તે રમણી તેના હમેશના પોશાક કરતાં વધારે મોહક જણાઈ.

રણધીરે આવતાંની વાર પોતાની દૃષ્ટિ તેનાપર ફેરવી કે લાગલી જ તે રમણીએ પોતાની નજર તેનાપર ફેરવી. શા માટે? રણધીરે ધારણ કરેલો પોશાક યથાસ્થાને બરાબર છે કે નહિ, તે જોવા માટે. રણધીરે બખ્તર કવચ બરાબર સજ્યું હતું, એ જોતાંની વાર તે રમણી બોલી:–

"વારુ ! આપ મારી પાછળ પાછળ આવો."

"એક ઘડી બાળા!" રણધીર બોલ્યો, "મારી તે વસ્તુ બદલ એટલી ઉત્સુકતાને માટે મને દોષ આપશો પણ–"

"હા, સમજી! મને ફામ ન રહી. ક્ષમા કરજો" એટલું કહી તે નળી તેણે પોતાના અંગરખામાંથી બ્હાર કાઢી અને રણધીરના હાથમાં મૂકી. નળી એક છેડેથી કાપેલી હતી અને તેની ટોચ ફરીથી બેસાડેલી હતી. અંદરનો કાગળ સુરક્ષિત છે તેની ખાત્રી કરી તે નળી તેણે બખ્તર તળેની બંડીની અંદર મૂકી.

રણધીરના ચ્હેરા પર આનંદછાયા ચમકવા લાગી. તે ઘણાજ પ્રફુલ્લ ચ્હેરે બોલ્યો;–"સુંદરી ! આજે જે ઉપકાર આપે મારાપર કર્યો છે, તેનો બદલો કદાપિ વાળી શકાય એમ નથી."

"સરદાર!" તે રમણીએ પ્રત્યુત્તર વાળ્યો,–"એમાં ઉપકાર શાનો છે? હું માત્ર મારી ફરજ બજાવું છું અને આ જોખમનું કામ કરતાં મને શું શું વેઠવું પડે છે, તે હું તમને શું કહું?" એટલું કહી તેણે એક દીર્ઘ નિ:શ્વાસ નાખ્યો પણ તરત જ પહેલાંની જેવી સ્થિતિ ધારણ કરી બોલી;–"કંઈ નહિ. આપ મારી પાછળ પાછળ આવો અને હું કહું છું, તે બરાબર ધ્યાનમાં રાખો. ચાલતાં ચાલતાં બરાબર એક અહીંના ભોમિયા માણસની માફક જોસબંધ અને રોફભેર પગલાથી સિપાઇની માફક ડોલતા આગળ વધજો-"

"વારુ બને તેટલું કરીશ. સિપાઇગીરીની ટેવ ઓછી. શું કરું?" રણધીરે હસ્તાં હસ્તાં જવાબ આપ્યો. તે રમણી પણ સ્હેજ હસી, પણ તે માત્ર એક નિમિષ જ.

બન્ને જણુ દિવાનખાનામાંથી બ્હાર નિકળ્યાં. તરતજ તે તરુણ નોકરે દરવાજાને આડ અને તાળું હતું તેમ વાસી બંધ કર્યો. પછી પત્થરની સીડીપરથી તેઓ નીચે ઉતરવા માંડ્યા. રણધીરને નોકર સાથે પહેલ વહેલો ઉપર ચઢ્યો હતો તે સમય યાદ આવ્યો. સીડી ઉતરી બન્ને જણ ચોકમાં આવ્યાં. અત્યારસુધી તેમને કંઈ પણ અડચણ નડી નહતી. તે તરુણ સેવક રુઆબથી આગળ ચાલતો હતો. રણધીર પણ ભભકમાં પગલાં ઉપાડતો હતો; પણ તેમ કરતાં કોઈ તેનું

મોં બરાબર જુએ નહિ; તેની સંભાળ રાખતો હતો. આમ તેઓ કિલ્લાના મુખ્ય દરવાજા પાસે આવી પહોંચ્યાં. ખરેખરું ભયનું સ્થાન તો આ જ હતું. કારણ કે અહીં આગળ સિપાઇઓનો જબરો પહેરો હતો. દરવાજો બંધ હતો અને દરવાજામાંની નાની બારી ઉઘાડી હતી, કારણ કે હજી મધરાત વીતી નહતી. તેઓ આ દરવાજા આગળ આવ્યા ત્યારે સિપાઇઓ ધૂમ્રદાત્રીનું ચુંબન લેવામાં મશગુલ હતા અને રણધીરનો પહેરવેષ પોતાના માણસોના જેવો હતો. તેથી કોઇએ તેમને કંઈ પૂછ્યું નહિ અને સહિસલામત તેઓ દરવાજાની બારીમાંથી બહાર નીકળી ગયાં. તેઓ તળાવની પાળપર હોડીઓ લાગેલી હતી ત્યાં આવ્યા. એકાએક એક હોડીમાંથી અજવાળું ચમક્યું અને તેની સાથે જ ખોખરા કર્કશ સ્વરે એક પહેરગીર બોલ્યો:– "કોણ છે?" રણધીરને પોતાને માટે નહિ પણ પોતાની સહચારિણી–વાંચકો, મૂળ અર્થમાં આ શબ્દ વાપર્યો છે, તે માત્ર ધ્યાનમાં રાખવું–ને માટે ભીતિ ઉત્પન્ન થઈ. ઝટ તેણે પોતાની તરવાર પર હાથ નાંખ્યો; પરંતુ તે તરૂણ સેવક આગળ આવ્યો અને તે પહેરેગીરને પોતાની મુદ્રા બતાવી. તે વીંટી જોતાં જ તે પહેરેગીર પર જાદુઈ અસર થઈ. તે બોલ્યો;–"જોઇએ તે હોડી લ્યો."

બે જણ બેસી શકે એવી એક ન્હાની હોડી હતી તેને છોડી તે તરૂણ નોકર અંદર કુદી પડ્યો. તાબડતોબ આપણા સિપાઇરાજ પણ પાછળ ઝટ લઇને કુદી પડ્યા. સેવક સુકાન પાસે બેઠો અને સિપાઈ બંદાને હલ્લેસાં લેવા કહ્યું. તે હોડી વેગથી પાણીપર ચાલવા લાગી. સેવકનું લક્ષ કિલ્લા તરફ હતું. બન્નેનાં મન સ્વસ્થ નહતાં. બન્ને કંઈ પણ બોલ્યા વગર ગુપચુપ સ્હામે કિનારે આવી લાગ્યાં. અહીં રણધીર પહેલો કિનારેથી ઉતર્યો. તે તરૂણ સેવકે હોડી કિનારે બાંધી, રણધીરને પાછળ આવવા કહ્યું. થોડે છેટે ગયા પછી રણધીરને અંધારામાં ઉભા રહેવાનું કહી, તે તરૂણ સેવક અશ્વશાળા આગળ ગયો; અને દરવાજો ઠોક્યો. તરત જ અશ્વશાળાનું બારણું ઉઘડ્યું અને "કોણ" કરી નોકરે પૂછ્યું. તે તરૂણ સેવકવેષધારીએ વીંટી બતાવી કે તરત જ તેને જે ઘોડો જોઇએ તે લઈ લેવા નોકરે કહ્યું. તે તરૂણ સેવકે અંદર જઈ એક ઉત્તમ ઘોડો પસંદ કર્યો. તેના પર સામન સુમન નાંખી તેને બહાર આણ્યો કે તરત જ, તે નોકરે અશ્વશાળા બંધ કરી, ઘોડાને લઈ તે તરૂણ સેવક રણધીર પાસે આવી લાગ્યો અને કહ્યું:–

"સરદાર! સાહેબ! હવે વખત ગુમાવો નહિ. આ ઘોડાપર પલાણ કરી લાગલા જ ગિરિદુર્ગ તરફ વેગથી વળો." આટલું બોલતાં તે તરૂણ વેષધારી રમણીનો સ્વર આનંદથી કમ્પતો હતો. તેણે કહ્યું:– "હાં, આ પત્ર પણ લ્યો અને જેનું નામ ઉપર લખેલું છે, તે ધણીને હાથોહાથ

પહોંચાડજો. એક ક્ષણનો હવે વિલંબ કરવો નકામો છે. ઘોડાને જોરથી મારી મૂકજો. તેના જીવની પણ કાળજી કરતા ના, કારણ કે આપના વ્હેલા જવાથી એક ભારે આફત ટળવાનો સંભવ છે. જો આપને વિલંબ થશે તો બધી મહેનત પાણીમાં જશે. આપનો રસ્તો આ દિશામાં છે. તે ભૂલાઈ જવાય એમ નથી." એટલું કહી જવાબની રાહ ન જોતાં તે રમણી હોડી તરફ વળી. તે છોડી તે તેમાં બેસી પસાર થવા લાગી. રણધીરે તે પત્રને સંભાળપૂર્વક ઠેકાણે મૂકયો. તે રમણીને ફરીથી જોવા માટે દૃષ્ટિ ફેરવી તો તે હોડીમાં બેસી માર્ગક્રમણ કરતી જણાઈ. રણધીર પણ લાગલો જ ઘોડાપર સ્વાર થયો અને તેને મારી મૂકયો. ઘોડો ઉમદા પ્રાણી હતું. બેસનારનો ભાર લાગતાં જ તે ચતુર પ્રાણી બેસનારની ઉતાવળ કળી ગયું અને તેની મરજી પ્રમાણે વેગથી વધવા લાગ્યું. આખે રસ્તે રણધીરે ઘોડાની લગામ ઢીલી કરી ન હતી. આખરે ગિરિદુર્ગથી થોડે છેટે ઘોડાને પળવાર વિશ્રાંતી આપવા ઉભો કર્યો. ચંદ્ર આકાશમાં ઉગ્યો હતો. તેણે તે તરુણીનો પત્ર કાઢી જોયો કે કોને આપવાનો હતો. પત્ર પર મહોર કરી હતી અને "**મહારાવ નંદક** ઉર્ફે **મામા સાહેબ**નાં ચરણ કમળે" એટલા શબ્દો લખેલા હતા.



# પ્રકરણ ૫ મું

## પ્રેમી યુગલ

અમે જે સમયની વાત લખીએ છીએ, તે સમયે ગિરિદુર્ગ જોકે મોટું શહેર ન હતું; છતાં તે એક ભિખારચોટ ન્હાનું ગામડું પણ ન હતું. વસ્તી ગામના પ્રમાણમાં ઠીક હતી. બે ચાર સરદારોનો કાયમનો ત્યાં નિવાસ હતો; એટલું જ નહિ, પણ રાજ્યાધિકારી પણ વખતો વખત અહીં આવી રહેતા હતા. એથી આ ગામને એક પ્રકારનું મહત્વ પણ હતું. અહીં વેપાર સાધારણ ચાલતો, પરંતુ તેની મોટાઇનાં બીજાં કારણો હતાં. એક તો એ કે ભર ઉન્હાળામાં પણ અહીં થંડી હવા રહેતી હતી અને ગામની આજુ બાજુ મનોહર ઝાડીનાં ઝુંડો હતાં. આસપાસના વનની શોભા ખરેખર અનુપમ અને જોવા જેવી હતી. ગિરિદુર્ગ પર્વતની એક ટેકરી પર હતું તેથી એવું નામ પડ્યું હશે. અનર્ગ દેશને ઉત્તર તરફના પ્રદેશથી વિભક્ત કરતા સંહ્યાદ્રિની સમીપ આ ગામ હોવાથી અને પર્વત પર જવાની વાટ અહીં જ હોવાથી ગિરિદુર્ગ કરતાં ગિરિદ્વાર નામ વધારે યોગ્ય હતું.

જે સ્થાનમાં રાણી સાહેબની સ્વારી હમણાં વાસ કરતી હતી, તે એક ન્હાના કિલ્લા જેવું હતું. ચારે બાજુએ ફરતી પત્થરની મજબૂત દિવાલ હતી અને તેને ચાર બુરજો હતા. મુખ્ય દરવાજો ઘણો જ મજબૂત અને તેના બારણાને અણીદાર ભાલોડાં જડેલાં હતાં. બહારથી આવી મજબૂતી હતી ખરી, છતાં અંદર રહેવાની ઇમારત ઘણી જૂની હતી. નોકરોનો બંદોબસ્ત હમેશાં પૂરતો રહેતો હોવાથી, ઘુવડો અને ચામાચિડિયાં હમેંશનો સુખમય નિવાસ કરે, એટલી અવ્યવસ્થા ન હતી. વળી રાણી સાહેબની પધરામણી થવાની ખબર મળતાં જ મરામત અને સાફ સુફ કરવામાં આવી હતી, પરંતુ એકંદર રીતે કિલ્લાની શોભામાં વધારો થયો ન હતો. પચાશ વર્ષ ઉપરની કોઈ બાલયુવતી પોતાના ચ્હેરાની શોભાનો વધારો કરવા વસ્ત્રાલંકારની મદદ લેતાં તેનું જેવું કુટડું રૂપ પ્રકાશી નિકળે, તે પ્રમાણે આ કિલ્લાની શોભા અત્યારે હતી. કિલ્લાની સમીપનું ઉપવન માત્ર ખરેખર રમણીય હતું. આસપાસ સુવાસિક ઝાડનાં વૃન્દ, સુંદર ઝરા, કોઈ સ્થળે સફેદ અને કાળા પત્થરના પાદપથ, તેની આજુ બાજુ વૃક્ષોની હાર, ઠેકાણે ઠેકાણે વિશ્રાંતિ લેવા માટે બનાવેલાં આરામસ્થાન, આમ્રવક્ષ, કદલીવન વગેરે રચના મનોહારી હતી. ઉપવનની બાજુમાં એક ન્હાની નિરા નામની નદી વહેતી હતી. પાસે જ એક ટેકરી પર લીલાં વૃક્ષોની દીટ ઝાડી હતી. ખરેખર આ ઉપવન એવું તો મનોરમ જણાતું હતું કે ગંધર્વોએ કે દેવોએ ક્રીડાને માટે નિર્માણ કર્યું હોય.

આઠેમના દિવસે સ્હાંઝના સમયે આ ઉપવનની એક ન્હાની વાટે એક જોડું ફરતું હતું. બન્નેમાંની એક બાલયૌવના સ્ત્રી હતી અને બીજો તરુણ કુમાર હતો. બન્નેનું શરીરસૌંદર્ય અપ્રતિમ હતું. બન્ને જણના શરીરના અવયવો એવાં તો પ્રમાણબદ્ધ હતાં કે, નિપુણ ચિત્રકારને, અદ્વિતીય શિલ્પીને આ બન્ને પ્રતિમા આંકતાં મતિ મંદ પડી જાય. કવિ શબ્દસૃષ્ટિવડે તેનું વર્ણન કરી શકે નહિ. આપણે આ જોડાને ક્ષણભર નિરખીએ. બન્નેમાંથી જે કુમારી હતી, તેની ઉમર સત્તર અરાઢ વર્ષની હતી. તે ઘણી ઉંચી ન હતી તેમ જ છેક નીચી ન હતી. તેનું શરીર છેક કૃશ ન હતું તેમ બહુ જાડું પણ ન હતું. તેના અંગનાં પ્રત્યેક અવયવ સૌંદર્યપૂર્ણ હોઈ બીજાં પાસેના અવયવોની શોભામાં વધારો કરતાં હતાં. તેના માથાના કેશ કાળા ભમર, લીસા રેશમના લચ્છા જેવા હતા. તેણે બરાબર બાંધી વેણી ગુંથી હતી. કેશના મધ્યભાગમાં સેંથો પાડી મણિમય અલંકાર મૂકયો હતો. તેનો ભાલપ્રદેશ વિસ્તીર્ણ હતો અને તેની

મધ્યમાં કંકુનો ચાંલ્લો શોભી ઉઠતો હતો. તેની ભૃકુટી એટલી તો વક્ર અને કૃષ્ણ વર્ણની હતી કે તેની ઉપમા માટે બીજી કોઈ વસ્તુ મળે તેમ નહોતી; માટે તે કામદેવનાં બાણ હોય એમ માનવું પડતું. તેનાં નેત્ર કમળસમાન શોભીતાં હતાં અને હીરાની પેઠે ચમકતાં હતાં. નાંક અણિયાળું અને શોભીતું હતું અને નેત્રરૂપી હિરકની પ્રકાશમર્યાદા વિભક્ત કરવા માટે મૃદુ સુવર્ણ રેખ બેસાડી હોય એમ જણાતું હતું. ગાલ ભરાવદાર અને તે પર ગુલાબી સુરખી છાઈ હતી. તેના અધર પક્વબિંબ પ્રમાણે લાલ હતા. તેની વિમલ દંતપંક્તિ દાડિમ બીજ પ્રમાણે શોભીતી અને મોતીની સેર માફક સફેદ હતી. હાથે સુવર્ણ વલય, કેડે કટિમેખલા અને પગમાં સોનાની ઝાંઝરી હતી. તેણે બારીક કાળું સોનેરી ઓઢણું ઓઢયું હતું. આ વસ્ત્રાલંકારથી તેના શરીરને શોભા મળતી હતી એમ ન હતું, પરંતુ અલંકારને આવા સુસ્વરૂપવાન્ દેહ પર બેસવાની સંધિ મળવાથી તે વધારે દીપી ઉઠતાં હતાં.

તના માથાના આકાર પરથી અને વિશાળ કપાળ પરથી તે સુંદરી બુદ્ધિમાન્ હોય એમ જણાતું હતું. તેની સ્થિર દૃષ્ટિપરથી તેના મનનું નિગ્રહપણું અને દૃઢતા વ્યક્ત થતી હતી. તેની પ્રફુલ્લ મુખમુદ્રા પરથી તે સહૃદય અને ઉદાર અંતઃકરણની હોય, એમ સ્હેજ અનુમાન થઈ શકતું હતું, તથા તે આનંદપ્રિય સ્વભાવની હોય એવી સ્વાભાવિક કલ્પના થતી હતી. જો કે તે ઉમરમાં હમણાં જ આવી હતી, છતાં તેનામાં ગંભીરતા એવી હતી કે, તેના અંતઃકરણમાં એ સિવાય બીજા ગુણને માટે સ્થાન છે કે નહિ, તેની જોનારને શંકા થાય. આ રમણીનો એકંદર દેખાવ એવો હતો કે, જોનારના મનપર પોતાની છાપ પાડ્યા વગર રહે નહિ.

જે કુમાર આ રમણીની સાથે અડીને ચાલતો હતો, તે પણ રૂપમાં ઉતરે તેમ ન હતો. તે શરીરે ઉંચ અને સડપાતળ હતો. તેના માથાપરનાં કાળા જુલ્ફાં બરાબર ટાપટીપથી ઓળેલાં હતાં. તેનું લલાટ વિશાળ હતું અને તેમાં કેશરી તિલક કર્યું હતું. આંખો ઝીણી અને અણિયાળી હતી. નાક સ્હેજ લાંબું હતું. તેના ઓઠ પ્રવાળ સમાન લાલ હતા. તેનું મુખ લંબગોળ અને સ્હેજ ભરાઉ હતું. મુચ્છનો દોરો હમણાં જ ફૂટી નિકળ્યો હતો. તેની હડપચી બારીક હતી. શરીરનો ઇતર ભાગ પ્રમાણબદ્ધ અને દેખાવડો હતો અને કાંતિ ગૌર હતી. માથા પર સુંદર રેશમી ફેંટો છટાથી બાંધ્યો હતો. બારીક અંગરખું અને જરીનો સુરવાળ પહેર્યો હતો. ગળામાં એક મોતીની માળા અને નીલમનો કંઠો હતો. હાથે પોંચી અને આંગળીએ વિંટિયો પહેરી હતી. પગમાં સોનાનો તોડો એક

બાજુએ શોભતો હતો. આ પરથી તે તરુણ વસ્ત્રાલંકારનો શોખીન હોય એમ જણાતું હતું. તેની ચાલપરથી તે કંઇક માર્દવ હોય એમ ભાસ થતો હતો અને વીર પુરુષને અંગે જણાતા ગુણો કરતાં સ્ત્રીયોચિત કમનીયતા તેનામાં વિશેષ હોય, એમ જોનારના લક્ષમાં આવતું હતું. તેનાં નેત્રોપરથી તે અભિમાની હોય, એમ પણ દેખાતું હતું.

આ જોડું સૂર્યાસ્ત સમયે ગિરિદુર્ગના તે ઉપવનમાં ફરતું હતું. મંદ વાયુ ફરફરતો હતો; સર્વત્ર શાંતિ પ્રસરી રહી હતી. વૃક્ષો પણ અતિ જોરથી ડોલતાં નહતાં. એક બાજુએ સુંદર જલપ્રવાહ વહેતો હતો. બીજી બાજુએ વૃક્ષવલ્લીની ગહ્ન છાયા હતી અને એક તરફ વનશ્રીથી વિભૂષિત રમણીય ટેકરી હતી. આકાશ નિરભ્ર હતું, અને તારા ફૂટી નિકળવા માંડ્યા હતા. આ પ્રેમી યુગલ એક બીજાની સાથે વાતોમાં મશગુલ, ધીમે ધીમે ચાલતું હતું. બન્નેની દૃષ્ટિ એકમેકપર વળતી હતી. પરસ્પર બોલતાં બોલતાં તે બન્ને જણ કોઈ કોઈ વખત સ્તબ્ધ રહેતાં હતાં. જ્યારે તે તરુણીની દૃષ્ટિ તે કુમાર તરફ વળતી, ત્યારે તે દૃષ્ટિમાં નિર્મળતા, શુદ્ધાત્મતા ઓતપ્રોત ભરેલાં જણાતાં હતાં. તે કુમારની દૃષ્ટિમાં આતુરતા, વિજયોત્સવનું પ્રતિબિમ્બ ભાસતું હતું. તે રમણીની નિર્મળ મુખમુદ્રાપરથી એમ અનુમાન થઈ શકતું હતું કે, પતિપ્રેમમાં આસક્ત રહેનાર સ્ત્રીના અંગમાં જે દૃઢ ભક્તિ અને અનુરાગ હોવા જોઇએ, તે તેનામાં પૂર્ણપણે વાસ કરી રહ્યા છે. તે જાતે સરળ સ્વભાવની હોવાથી બીજાના મનમાં કપટ છે એવી કલ્પના તેના નિર્મળ મનમાં ઉત્પન્ન થતી નહિ. તે કુમારની દૃષ્ટિ જ્યારે તેની તરફ વળતી ત્યારે તેની એકંદર મુદ્રાપરથી એમ સ્પષ્ટ જણાઈ આવતું હતું કે, વિષયાસક્તિ, વ્યર્થ અભિમાન, સ્વાર્થ અને અતિશય મહત્વાકાંક્ષાના મનોવિકાર ઉછળતા હોવા જોઇએ. તેઓ બન્ને શી વાતચીત કરે છે, તે આપણે જોઇએ.

તે કુમારી કર્ણપ્રિય કોમળ સ્વરે બોલી;–

“કયાં ગઈ કાલ્યનું ભયંકર તોફાન અને કયાં આજની રમણીય સાયંકાળ! કેટલો બધો ફેરફાર! જે આકાશમાં કાળા ઢગ વાદળાં ચઢી આવ્યાં હતાં અને પૃથ્વીપ્રલય કરવા તૈયાર થયાં હતાં તે એકાએક કયાં જતાં રહ્યાં અને આકાશ નિરભ્ર થઈ ગયું. કયાં કાલનો પ્રચંડ વાવાપાત અને કયાં આજનો મંદ શીતળ સમીર! શું આશ્ચર્ય! સૃષ્ટિને જેમ આમ કઠોર અને સૌમ્ય સ્વરૂપ પ્રાપ્ત થાય છે તેમ મનુષ્યને પણ સુખ અને દુઃખ પ્રાપ્ત થાય છે. ઘડીમાં એક અવસ્થા તો ઘડીમાં ઓર!”

આવા પ્રસંગે વાતોનો વિષય ઉદાસીનતા તરફ વળવા દેવો એ શું ઠીક છે?" તે રમણીનો સહચર વચ્ચે જ બોલી ઉઠયો,–"આપણી ભાવી સ્થિતિ એવી તો આલ્હાદજનક ભાસે છે કે, આવા ખિન્ન વિચારને મનમાં પ્રવેશ કરવા દેવા એ ઠીક નથી."

તે કુમારીએ જવાબ આપ્યો;–"દારુક! જો આપણી ઉભયની ભાવી સ્થિતિ એવી સુખકર નિવડે, એમ તમારી ખાત્રી હોય તો તેથી મને પણ સંતોષ જ છે. વળી આપણા જેવાના પ્રેમબંધનમાં એવું સુખ ન પ્રાપ્ત થાય તો પૃથ્વીમાં બીજે સુખની આશા રાખવી ફોકટ છે."

"આ પૃથ્વીમાં તો શું, પણ ત્રિભુવનમાં પણ અન્યત્ર સાંપડવું મુશ્કેલ છે."તે તરુણે પ્રત્યુત્તર આપ્યો;–"પ્રિયે! ઈશ્વર કૃપાથી તું આ દેશની રાણી થવાને ભાગ્યશાળી થઈ છું. હું જો કે ગરીબ છું, છતાં વડિલોની કૃપાથી કુળમાં કંઈ ઉતરતો નથી; એટલું જ નહિ પણ, મારા સઘળા હેતુ પૂર્ણ કરનારી, મારા સુખની નિરંતર કાળજી કરનારી પ્રિયા સુદૈવે મને પ્રાપ્ત થઈ છે. આપણે બન્ને હજી તરુણ છીએ. સર્વ વાતની આપણને અનુકૂળતા છે. આપણા જેવાના સંબંધમાં સુખ પ્રાપ્ત નહિ થાય, એવી શંકા કરવાને શું કારણ છે? આપણા જેવાના પ્રસંગમાં જો સુખ ન મળે તો પછી જગતમાં સુખ જેવો પદાર્થ જ ક્યાં છે? પણ ખરે જ પ્રિયે ભદ્રશ્યામા! આપણા લગ્નમાં આવી પડેલું વિઘ્ન દૂર થયું અને તે આચાર્યનો પત્ર મળ્યો કે તરત જ ગિરિદુર્ગ અને તેની પાસેના ગામનું પ્રભુત્વ તું મને આપીશ ને?"

"પ્રિય દારુક! આ બાબતનું વચન હું આપને ક્યારની આપી ચૂકી છું." તે તરુણી ઉદાર અંતઃકરણથી બોલી;–"આપણા વિવાહ પહેલાં આ સર્વ બાબતનો નિકાલ કરી નાંખવા મેં નિશ્ચય કર્યો છે."

આ તરુણી કોણ તે વાંચનારના લક્ષમાં આવ્યું હશે. તે બીજી કોઈ નહિ પણ ભદ્રપુરની રાણી ભદ્રશ્યામા અને તે તરુણ તેનો ભાવી પતિ છે, એ ઉપરના સંવાદ પરથી જણાયું હશે.

દારુક:–"પ્રિય રાજપુત્રી! તું ખરેખર ઉદાર છે, તારામાં અભિમાન બિલકુલ નથી. મારા મનમાં તને એક વાત પુછું પુછું થયા કરે છે. કહે તો પુછું?"

ભદ્રશ્યામા:–"તમારાથી કંઈ ખાનગી હોય એવું હું તો સમજતી નથી. અને જો કદાચિત્ કંઈ એવું રહી ગયું હોય તો તે ખુલ્લું કરી દેવું એ સહુથી વધારે સારું છે. દરેક બાબતમાં મારા અંતઃકરણની ગૂઢ બાબત આપને જણાવી ચૂકી છું."

**દારુક**:–"છીઃ એવી કંઈ ગુહ્ય બાબત નથી. આ તો માત્ર એક નજીવી બાબત છે. મારા મનમાં એક ક્ષુદ્ર શંકા ઉત્પન્ન થઈ હતી અને તેથી તે પૂછવા જતાં મન કચવાતું હતું. માટે જ પૂછું છું-એટલું કહી તેણે પોતાનો હાથ રાજ કુંવરીના ખાંધાપર મૂકયો-ખરે જ તારો મારાપર અકૃત્રિમ પ્રેમ છે ને? ગમે તેટલી તોએ તું રાજકન્યા-રાણી. **અનર્ગ** દેશની માલેક અને હું તારી સરખામણીમાં માત્ર એક ક્ષુદ્ર જંતુ. વળી આપણે વયમાં પણ કંઈ મોટાં નહિ ગણાઇએ-"

તે સરલ **હૃદયની** રાજકન્યા તેનું બોલવું પૂરું થવા ન દેતાં વચ્ચે જ બોલી ઉઠી;–"**દારુક**! આવી શંકા આણવા જેવું કાર્ય મારે હાથે થયું છે ખરું? તમારા સિવાય આ દુનિયામાં મારે ખરી પ્રીતિનું બીજું કોઇ માણસ છે ખરું? માત્ર વૃદ્ધ મામા સાહેબને પરમેશ્વરે હજી સૂધી જીવતા રાખ્યા છે તે જ? તમારા વગર કોઇને હું ખરા અંતઃકરણથી ચ્હાતી નથી અને મારા એ પ્રેમ પર શંકા લાવવા જેવું કાર્ય કદિ થયું નથી, છતાં **દારુક**! આ આવો વિચાર તમારા મનમાં શાથી આવ્યો વારુ?"

**દારુક**:–"પ્રિયે તારા હાથે એવી શંકા આવવા જેવું કંઈ જ થયું નથી. ફક્ત મારા નિર્બળ મનનો કુતર્ક બીજું શું? જો એક સ્વતંત્ર રાજપુત્ર હોત! કિંવા **અનર્ગ દેશના** તાબાના ન્હાના પ્રાંતનો માલેક હોત તો તે જૂદી વાત હતી. તો મારા મનમાં શંકા આવત નહિ. પણ હું તો એક દરિદ્રી સરદાર પડ્યો. એટલે એવો વિચાર સુજ્યો, તે માટે ક્ષમા કરજે."

"આપ **ચાલુક્ય** વંશના સરદારમાંના એક છો એ શું થોડું છે? કુળની બરાબરીમાં ભાગ્યે જ કોઈ સરદાર આપની સરખામણીમાં ઉભો રહે એમ છે?" **દારુકના** સ્હામું જોઈ **ભદ્રશ્યામા** બોલી.

"એ ઓછું નથી એ ખરી વાત." **દારુકે** પ્રત્યુત્તર આપ્યું;–"પણ તારા જેવી દિવ્ય રાજકન્યાની સાથે પાણિગ્રહણ કરવાની યોગ્યતા મારામાં નથી એમ લોકો બબડે છે. જો **સામંત ચૂડામણિ** વા **મહા પ્રધાન** જેવી પદવી હોત તો લોક કંઈ બોલત નહિ."

"આપની કહેવાની મતલબ શું છે, તે સ્પષ્ટ કહો." તે સરળ હૃદયની રાજકન્યા બોલી.

"ખરું જ કહું પ્રિયે!" **દારુક** બોલ્યો;–"જે તેં દશ ગામ આપણાં લગ્ન થયાં પૂર્વે બક્ષિસ આપવા વિચાર કર્યો છે, તેની સાથે એકાદ એવી પદવી હોય તો ઠીક. એમ કરવાથી જે સરદારો મારી સ્પર્ધા કરે છે, તેમના મનમાં આગ ઉઠશે અને તેમનાં મ્હોડાં બંધ થઈ જશે."

"દારુક! આપે કોઈ ચીજ મારી પાસે માગી તો તેની મેં કોઈ દિવસ ના પાડી છે ખરી?" ગળગળી થઈ રાજકન્યા બોલી:–"માત્ર તે બાબત મારા અધિકારની હોવી જોઇએ અને રાજનીતિથી વિરુદ્ધ ન હોય એટલે બસ્સ. જો આપની ઇચ્છા એમ જ હોય કે આપને **સામંત ચુડામણિ**ની પદવીથી સંતોષ હોય, તો આપણાં લગ્ન પૂર્વે જ તેમ કરવામાં મને કંઈ વાંધો નથી. આપને જેમાં સુખ તેમાં મને પણ સુખ જ છે. ખરેખર! પિતાજીએ રાજ કારભારની ધૂસરી મારે માથે નાંખી, તેથી કરીને હું એક રીતે પરાધીન બની ગઈ છું, એમાં કંઈ શક નથી."

"પ્રિયે **શ્યામા**!" આનંદથી ઉભરાતા અંતઃકરણે **દારુક** બોલ્યો;–"મારી કોઈ પણ વાંછના બાકી રાખવી નહિ, એવો તેં નિશ્ચય કર્યો જણાય છે. અહા! આનો બદલો હું કઈ પેરે વાળી શકીશ!"

"**દારુક**! મને બદલો કંઈ જ જોઇતો નથી. આપને સુખ પ્રાપ્ત થાય, એવું મારા હાથે કંઈ બને તો એનો બદલો એટલો જ હું ચાહું છું કે, આપનો શુદ્ધ પ્રેમ મારા પર રહે. આપના પ્રતિ મારી જે દૃઢ ભક્તિ છે, તેના બદલામાં આપનો નિઃસ્વાર્થ પ્રેમઝરો મારી તરફ વળે એટલે બસ્સ. આપનો મારા પર વિશ્વાસ રહે, આપ મારાથી કંઈ પણ ગુહ્ય ન રાખતાં મને આપની સહચરી લેખો તો પછી આ દુનિયામાં મારે બીજા કશાની ઇચ્છા નથી." તે રાજકન્યા દયાર્દ્ર સ્હેરે બોલી.

"પ્રિયે! હું ખાત્રીથી કહું છું કે, તારાથી કોઈ પણ જાતનો અંતરાય રાખીશ નહિ. તારા મનને કલેશ થાય એવું મારે હાથે કદિ નહિ બને." આ શબ્દો એવા ઉત્સાહથી અને જાણે હૃદયના ખરા આવેશથી બોલ્યો કે, **દારુક**ની આ કપટ જાળમાં **ભદ્ર**શ્યામા ભોળવાઈ ગઈ. તેને એમ લાગ્યું કે, મારા જેટલું પતિ-સુખ આ દુનિયામાં બીજા કોઇના નસિબમાં ભાગ્યે જ હશે. **દારુક** સ્વસ્થ મુદ્રા અને તે નાટકી આવિર્ભાવ કાયમ રાખી બોલ્યો;-

"તારા જેવું દિવ્ય રત્ન જેને મળે, તે પછી એ પ્રમાણે ન વર્તે તો તે માણસ નહિ પણ ખર હોવો જોઇએ. પ્રિયે! હું ખરું કહું છું કે, તારા અનુપમ સૌંદર્યથી, તારા અવર્ણનીય ગુણોથી, મારું મન એટલું તો મોહબદ્ધ થઈ ગયું હતું કે મેં પ્રથમથી જ તારા સહવાસમાં અને તારી સેવામાં જીવન ગાળવા નિશ્ચય કર્યો હતો. પણ ખરે જ પ્રિય **શ્યામા**! આજ જો તારા વડીલ જીવતા હોત તો તેમને કેટલો આનંદ થાત? કેટલા થાટથી તેમણે આપણાં લગ્ન કર્યાં હોત! મેં

રીસાઇને, હઠ કરીને ત્રણેક કિલ્લા માગી લીધા હોત! પણ હવે એ વાતનું સ્મરણ કરવામાં શો-"

"દારુક! તે આનંદ અને ઉત્સવની વાત શી કરવી?" ભદ્રશ્યામા બોલી:-"જે નથી તે કયાંથી આણવો? પણ હા, એટલું તો છે કે પિતાજી પાસેથી હઠ કરીને આપે જે માગી લીધું હોત, તે આપવાની શક્તિ મારામાં છે. આપને ત્રણ કિલ્લાની માલેકી જોઇએ છે; એજને? આપણાં લગ્ન થતાં તમને જે પસંદ આવે, તે ત્રણ કિલ્લા આપને સ્વાધીન કરીશ. બસ્સ?"

"પ્રિયે! તારી ઉદારતાની સીમા થઈ. ખરે જ, તારી કૃપાથી હવે મારે શું બાકી છે? મારી જાગીરની તો આવક છે, તે સિવાય ગિરિદુર્ગ અને તેની આસપાસનાં દશ ગામો, **સામંત ચૂડામણિ**ની પદવી, ત્રણ કિલ્લાનું સ્વામીત્વ, આ સિવાય તારું પાણિગ્રહણ કર્યું એટલે રાજસિંહાસન પર બેસવાનો પણ થોડો ઘણો અધિકાર તો છે જ; વળી લગ્ન પછી રાજકારભારનો બોજો તું તારા નાજુક શરીરપર થોડી રહેવા દેવાની? અને હું રહેવા દેઉં એવો કાચો પણ નથી. હું જાતે જ સર્વ કરીશ" અતિ મહત્વાકાંક્ષાથી આંધળા થયેલ, કલ્પના-દુર્ગના અતિ ઉચ્ચ શિખર પર ગયેલ, દારુકને શું બોલું છું અને શું નથી બોલતો એનું ભાન રહ્યું નહિ. બેફામમાં તેના હૃદયનું કપટ બહાર નિકળી આવ્યું. તેની સ્વાર્થલોલુપતા અને કુટિલ આશા ગુપ્ત ન રહી. આ શબ્દો અને દારુકની તે વખતની મુદ્રા જોઈ ભદ્રશ્યામા ચોંકી ઉઠી. જેમ નિર્મળ ચંદ્રકળા શ્યામ વાદળથી એકાએક ઢંકાઈ જતાં અંધકાર વ્યાપે, તે પ્રમાણે તેના મુખપર શ્યામતા જણાઈ. જેમ એકાદ હિંસક પશુને જોતાં કોઈ ગભરાટથી ચીસ પાડે તેમ તેણે ઝીણી ચીસ પાડી. આ વસ્તુસ્થિતિ જોતાં જ દારુક શુદ્ધિમાં આવ્યો અને બોલ્યો:-"અરે! શું થયું? છીઃ હું શું બોલ્યો?"

એટલી વારમાં ભદ્રશ્યામા પાછી સાવધ થઈ ગઈ. તેનું ગાંભીર્ય સ્વાભિમાન, અને નિગ્રહ પાછાં આવ્યાં, તેની મુખમુદ્રા શાંત થઈ. તેણે પોતાના ભાવી પતિનો હાથ પકડ્યો અને તેના સ્હામે નજર રાખી બોલી:-"દારુક! દારુક!! હું કહું છું તે બરાબર સાંભળો. પિતાજી દેવલોકવાસી થયાને આજ ચાર વર્ષ થઈ ગયાં છે. પિતાજીના મૃત્યુથી શોકના આંસુ સુકાયાં ન હતાં, એટલામાં મારે રાજ્યગાદી સંભાળવાની મુશ્કેલી આવી પડી. સિંહાસનપર આવતાંની વાર ચારે તરફથી લગ્ન કરવાની સૂચના કરવામાં આવી. દરબાર મંડળમાંના કોઇએ અમુક હેતુથી આની સાથે, તો બીજાએ બીજા હેતુથી ફલાણાની સાથે

લગ્ન કરવા ઉપદેશ પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ રીતે ચાલુ રાખ્યો. **મંદાર** રાજ્યના બલાઢ્ય **બળવીરસિંહે** પોતાનું વિધર્મીપણું વિસરી મર્યાદપણે લગ્ન કરવાનું માગુ મોકલ્યું. આ સંબંધ કરવા રાજ્ય દરબારના ઘણા માણસો રાજી હતા; કારણ કે **બળવીરસિંહની** રાજ્યસીમા આપણા રાજ્યની અડોઅડ છે અને તે કપટ-પટુ અને બળવાન્ છે. આ સર્વ માગણીઓને પત ન કરતાં, લાલચોને વશ ન થતાં, ધમકીઓથી ન ડરતાં, કપટ યુક્તિમાં ન ફસતાં અત્યાર સૂધી કુંવારી રહી છું; તે શા માટે? મને એમ ભીતિ લાગતી હતી કે ઉતાવળમાં અને અવિચારમાં એકાએક કોઈ મહાત્વાકાંક્ષી રાજપુત્રને મારી દેહ સોંપાઈ તો પછી તેની સાથે આ રાજ્યનું પણ અનિષ્ટ થવાનું જ. દયાળુ પરમેશ્વરની મહેરબાનીથી અને વડીલની કૃપાથી હજી સૂધી તેમ બન્યું નથી એ સારું છે, નહિ તો એવા લોભી રાજપુત્રના હાથમાં રાજ્યની શી વ્યવસ્થા થાત! મને રાજકાર્યને યોગ્ય શિક્ષણ મારા વડીલે અને મામાએ આપ્યું છે તેપર પાણી ફરી વળત. આવા વિચારથી મેં અનેક રાજપુત્રોનાં માગાં પાછાં વાળ્યાં હતાં. માત્ર રાજહિતને ખાતરજ કોઇની સાથે લગ્નમાં જોડાવું મને રુચિકર ન હતું, તેથી મારું મન જે દિશાએ વળે તે દિશાએ સુપાત્ર સાથે સંબંધ જોડવો એમ મારી ઇચ્છા હતી. આપની સાથે લગ્ન કરવાનો વિચાર કર્યો તે એટલા માટે અને આ કરવામાં મને શું શું નથી નડ્યું? મારા વડીલ જેવા **શત્રુસાલનો** દ્વેષ શા માટે મેં માથે વ્હોરી લીધો છે? આપને માટે જ. મારું મન આપની તરફ સ્વાભાવિક રીતે વળે છે એટલા માટેજ. મારું આયુષ્ય આપને પાલવે પડ્યાથી સુખમાં જશે એ આશાએજ. **દારુક**! **દારુક**! મારે આ વાત વારંવાર તમને કહેવી ઉચિત નથી."

"હું જાણું છું. તેં મારે માટે શું શું વેઠયું છે તે." **દારુક** જે અત્યાર સૂધી **ભદ્રશ્યામાના** ચ્હેરાપર દુ:ખ અને ઉદાસીનતાની છાયા જોઈ રહ્યો હતો તે સચિંત ચ્હેરે બોલ્યો;–"પણ અત્યારે આ વાતનું શું પ્રયોજન છે?"

"**દારુક**! **દારુક**!" **ભદ્રશ્યામા** આવેગથી બોલી;–"હું કહું તે એકવાર સાંભળી લ્યો. **દારુક**! મારો પ્રેમ સ્વાભાવિક રીતે આપના તરફ વળે છે અને તમારો પણ તેવો જ મારા પ્રતિ હશે, એમ ધારી હું આપની સાથે પ્રણયસૂત્રે બંધાવા તૈયાર થઈ છું. આપના મનમાં મારે માટે પ્રેમ નથી, આપ કેવળ સ્વાર્થને માટે મારી સાથે પાણિગ્રહણ કરવા તૈયાર થયા છો. આપની આકાંક્ષા તૃપ્ત કરવા માત્ર ઉપરથી જ પ્રેમનો ડોળ દર્શાવો છો; અંત:કરણમાં ખરી પ્રીતિનો અભાવ છે. મારી ભક્તિ અને પ્રીતિ વ્યર્થ જાય છે, એમ જણાતાં લગ્ન કરવા

કરેલો નિશ્ચય ભાંગવાને માટે, અપાત્રે ગયેલું અંતઃકરણ પાછું લેવા માટે મારામાં ધૈર્ય, નિશ્ચય અને કઠોરતા નથી, એમ આપ સમજતા ના. જો આપણા સંબંધથી એકમેકને સુખ સાંપડવાનો સંભવ નથી, તો તેમ થતું અત્યારથી અટકાવવામાં કંઈ ખરાબ નથી."

તે સુકુમાર રાજકન્યા ન્યાયાસનપર બેઠેલા કઠોર ન્યાયાધીશ પ્રમાણે ઉપરના શબ્દો બોલી ખરી, પણ તેનાં અંતઃકરણમાં જૂદાજ વિચાર ચાલતા હેયા એમ તેની મુદ્રા કહી આપતી હતી. તેનો ગીતમધુર સ્વર કમ્પતો હતો, તે બોલતાં અચકી જતી હતી, તેની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં હતાં. રાજકુંવરીના ભાષણથી દારુકને પોતાનું મૂર્ખપણું જણાઇ આવ્યું. તે પોતાની બેવકુફી માટે મનમાં પશ્ચાત્તાપ કરવા લાગ્યો અને એક પળના અસાવધપણા માટે બધી બાજી હાથમાંથી સરી જશે, એને માટે ચિંતા થવા લાગી. પણ તીક્ષ્ણ બુદ્ધિના કપટી દારુકને રાજકન્યાની મુદ્રા જોતાં જ તેના અંતઃકરણની સર્વ સ્થિતિ લક્ષમાં આવી. હજી બાજી હાથમાંથી ગઈ નથી એમ તેના ધ્યાનમાં આવ્યું, અને પોતાની બાજુ શી રીતે સંભાળવી, એ નક્કી કરી, ઢોંગ પાથર્યો. દુઃખી ચ્હેરો કરી આંખમાં આંસુ આવ્યાં હોય એમ દેખાવ કરી તરત જ તે રાજકન્યાને પગે પડ્યો અને બોલ્યો;–"ખરેખર શ્યામા! હું અપરાધી છું. મને ક્ષમા કર."

ચોટ બરાબર લાગી. તે સરળ હૃદયની રાજકન્યા બોલી;–

"ઉઠો, ઉઠો! આ શું કરો છો એમાં માફી માગવા જેવું તમે કંઈ જ કર્યું નથી."

"નહિ, નહિ, રાજબાળા!" પોતાના ખરા મનોવિકારને દાબી દારુક બોલ્યો;– "મારા માટે તારા મનમાં જે ખોટી શંકા ઉત્પન્ન થઈ છે, તે ટાળ્યા વગર હું ઉઠવાનો નથી. એક પ્રેમની મીઠી નજરથી મારા જીવનને જેમ સુખી કરવું એ તારા હાથમાં છે, તે જ પ્રમાણે મારો તિરસ્કાર કરી મને દુઃખના દરિયામાં ફેંકી દેવો, એ પણ તારા અધિકારની વાત છે. આ વિશાળ ગગનમંડળના આપણને નિરખતા તારકોના સોગન ખાઈ હું કહું છું, કે મેં જો અધિકારપ્રાપ્તિની કિંવા સ્વોન્નતિની પ્રબળ આકાંક્ષા દર્શાવી હોય, તો તે કેવળ જે વસ્તુ મને પ્રાણથી પણ વધારે વ્હાલી છે, તેને સુખી કરવાને માટે જ–તેના સંરક્ષણને માટે જ. હા પ્રભો! હું કેવો મૂર્ખ છું! તને આ બોલવાથી કષ્ટ થશે, તે પણ હું સમજી શકયો નહિ. મૂર્ખ દારુક! તને એટલું પણ ન સુઝ્યું, ધિક્કાર છે તારા જીવનને?"

રાજકન્યા ઘણી જ ઉદાર હૃદયની હતી. કોઈ કોઈ વખત તેની ઉદારતા એવી તો પ્રબળ બનતી કે માણસનું હૃદય પારખવાને તેની કુશળ આંખો આંધળી થઇ જતી. ઔદાર્યના વેગમાં ભયંકર અપરાધીને દોષમુક્ત કરવા કે માફી દાન આપવા પણ અચકાતી નહિ. અત્યારે પણ તેના અંતઃકરણની તેવી જ સ્થિતિ હતી. દારુકના ઢોંગને ખરો પશ્ચાત્તાપ માની તે બોલીઃ–"નહિ, નહિ, દારુક! એમ ના કહો. કદાચ એમાં આપણ બન્નેની ભૂલ્ય હશે. કદાચ મારી પોતાની પણ ચૂક હશે. કદાચિત્ ખોટા કલ્પનાતરંગને લીધે મારાથી આમ થઈ ગયું હશે. કોઇનાપર મિથ્યા દોષ લગાડવાનો મને કેવો ત્રાસ અને કમ્પ છૂટે છે, તે પરમેશ્વર જાણે છે. તેમાં પણ દારુક! તમારાપર અવિશ્વાસ! છીઃ દારુક! ઉઠો અને આ ક્ષણભરના દુઃખદ પ્રસંગને મનમાંથી કાઢી નાંખો."

દારુક ચટ લઇને ઉભો થયો. રાજકન્યાના બોલવાથી તેના મનને એક પ્રકારનો ઉલ્લાસ થયો હતો. તેનો સ્વાભાવિક સુંદર ચ્હેરો આથી વધારે પ્રફુલ્લ અને મનોહર દીસવા લાગ્યો. તેણે પોતાના બે હાથ ભદ્રશ્યામાના સ્કંધપર સ્થાપ્યા અને પ્રેમના આવેશમાં તેને આલિંગન આપવા જતો હતો, પણ તે લજ્જાઈ દૂર સરી ગઈ અને બોલીઃ–

"દારુક! કાલનું ભયંકર વાદળ જ્યેમ સરી ગયું છે, અને તેને ઠેકાણે સ્વચ્છ નિર્મળ આકાશ જણાય છે, તેમ આપણે આ ક્ષુદ્ર વાદળને પણ વિસરી જવું ઉચિત છે."

"કંઈ જ બન્યું નથી એમ જ માનોને." હસ્તે ચ્હેરે દારુક બોલ્યો;–"પણ હા, પ્રિયે તેં કાલના તોફાનની ઠીક વાત સંભારી. આપણે દ્વારદુર્ગે જતાં હતાં ત્યારે સંગમેશ્વર આગળ વ્હાણ બૂડવાના સમાચાર રસ્તામાં સાંભળ્યા હતા, નહિ વારુ ?"

"હા, અને વળી એમ પણ ખબર મળી હતી કે, એ વ્હાણમાંથી માત્ર એક જ માણસ બચ્યો હતો. અહા! તે બિચારા બૂડી મરેલા માણસોનાં સગાં વ્હાલાંને જ્યારે ખબર પડશે ત્યારે તેમના દિલને કેવું દુઃખ થશે ? શિવ! શિવ! તેઓ બિચારા તેમની રાહ જોતા હશે! પણ હા, દારુક! આપણા નોકરોમાંના બે હોંશિયાર માણસને સંગમેશ્વર મોકલાવવા મેં તમને કહ્યું હતું તેનું શું ?"

"હા, ખરી વાત પણ વ્હાલી ? તારી આજ્ઞા બજાવવામાં હું વિલંબ કરું, એમ શું તને લાગે છે?" ઉત્સુક સપ્રેમ દૃષ્ટિથી રાજકન્યા તરફ જોઈ દારુક બોલ્યો;–

"તે આજ્ઞા કરવામાં તારો શો હેતુ હતો, તે શું હું જાણતો ન હતો, અને

એ હેતુ પૂર્ણ થવામાં આપણ બન્નેને સુખ છે, એ શું મને ખબર ન હતી ? મેં આપણા **વીરસિંહ અને ધીરસિંહને** મોકલી આપ્યા હતા. તેઓને સઘળી હકીકત મેળવવા કહ્યું હતું અને તેઓ પાછા પણ આવ્યા છે અને 'આપને બાગમાં બોલાવ્યાં છે' એવો સંદેશ મને થોડા વખતપર મળ્યો છે."

"અને તેઓ શી ખબર લાવ્યા છે ?" ચિંતાતુર અને દયાર્દ્ર ચ્હેરે **ભદ્ર**શ્યામાએ કહ્યું;—"પરમેશ્વર કરેને આપણને જે સમાચાર મળ્યા હતા, તે ખોટા ઠરે. આપણે સાંભળ્યું હતું તેમાં વધારીને વાત આપણે કાન આવી હતીકે નહિ ?"

દયાના પૂરમાં તણાતો હોય તેવો દેખાવ ધારણ કરી **દારુક** બોલ્યો;—"હર હર ! આપણે સાંભળેલી વાત અક્ષરશઃ ખરી છે. સુભાગ્યે જે એક માણસ બચ્યો તે જ. બાકીના સર્વ જળસમાધિને પામ્યા. તે બચી નિકળેલો માણસ સવારમાં જ **સંગમેશ્વરથી** ચાલી ગયો હતો. જે વખતે આપણો માણસ ત્યાં પહોંચ્યો, તે વખતે તેને નિકળી ગયાને ઘણો વખત થઈ ગયો હતો. એ નોકર એક બીજી ખબર પણ લાવ્યો છે. એકંદર ચાર માણસનાં પ્રેત દરિયામાંથી મળી આવ્યાં, તેમાં એક કોઈ રાજવંશીનું હતું એમ તેના શરીરપરના વસ્ત્રપરથી જણાયું છે."

"**વીરસિંહે** મારી આજ્ઞા તો ત્યાં બરાબર જણાવી છે ને, કે એ લોકના પ્રેતનું ઔર્ધ્વદૈહિક વૈદિક ધર્માનુસાર થવું જોઇએ."

"એનો સર્વ બંદોબસ્ત **પદ્માચાર્ય** સ્વામી મહારાજે પ્રથમથી જ કર્યો છે, એટલે આપણા નોકરને તે સંબંધી કહેવાની કંઈ જરૂર પડી નહિ."

"સ્વામીશ્રીનો આવી બાબતમાં શ્રમ જાણીતો છે. એમના મઠને કંઈ યોગ્ય ભેટ આપણે મોકલાવીશું. પણ હા **દારુક** ! જે શ્રીમંત મનુષ્યનું પ્રેત મળી આવ્યું, તેના સંબંધી કંઈ બીજી હકીકત મળી આવી છે કે નહિ ? તે કોણ હશે એ ખબર પડી છે ?"

"પ્રિય **શ્યામા** ! તેવી કંઈ ખાસ ખબર મળી નથી. માત્ર પ્રેતપર મળી આવેલા વસ્ત્રાલંકારપરથી અને તેના દેખાવપરથી એમ અનુમાન થઈ શકે છે કે, તે શબ કોઇ રાજવંશી માણસનું અને તે યુવાનનું છે. તે જીવિતદશામાં ઘણો સ્વરૂપવાન્ હશે, એમ કલ્પના કરી શકાય છે."

"તે બચેલો માણસ એટલી ઉતાવળ કરી **સંગમેશ્વરથી** ચાલી નિકળ્યો, એમાં મને કંઈ ગૂઢ જણાય છે અને આશ્ચર્ય પણ લાગે છે."

"તેને એમ કરવાનું ખાસ કારણ હોય એ સંભવિત છે. કદાચ તેને ભારે જોખમદારીનું કામ બજાવવાનું હોય, તે જલદીથી થાય તો સારું, એમ તેને

લાગ્યું હોય; અને તાબડતોબ નિકળી ચાલે તો એમાં નવાઈ જેવું શું છે? ધીરસિંહ એક બીજી ગામમાં સાંભળેલી વાત લાવ્યો છે. કહે છે કે તેની પાસે એક કંઈ નળી હતી અને તે માણસ એને જીવથી પણ વધારે જપતો હતો."

"દારુક! મને સંતોષવાને આપે કેટલી બધી માથાકુટ લીધી!"

"બાળા! આપની આજ્ઞા શિરસાવંદ્ય માનવી એ શું મારું કર્તવ્ય નથી?" ઉદ્વેગ થઈ આવ્યો હોય એવો ઢોંગ કરી કહ્યું;–"આ દુર્દૈવી માણસોની હકીકત સાંભળતાં ઘરનાં માણસની વાત સ્મરણમાં આવ્યા વગર રહેતી નથી. પિતાજી કહેતા હતા કે–"

"હા, દુર્મદસિંહ, હમણાંજ મને મળ્યા હતા. તેઓએ કહ્યું હશે–"

"હા, અને મેં પણ, તારા હાથે જે બની શકશે તે તું કરીશ એમ આશ્વાસન આપ્યું છે. પણ–"

"તો પછી હવે 'પણ' શું? જે કરવાનું હોય તે કહો, તે પ્રમાણે કરવા ખટપટ કરું. દારુક! જે માણસો તમને પ્રિય છે, તે મને શું પ્રિય નથી? તેમના સુખને માટે પ્રયત્ન કરવા હું પાછી પડીશ નહિ. તમારાં માતુશ્રીને મંદાર્કના રાજાએ અટકમાં રાખ્યાં છે, તે માટે તેની પાસે હું જવાબ માગત, પણ તેમ કરવાનો ઉપાય નથી. કારણ કે તેઓ બળવીરસિંહના નિકટના સગાં છે; વળી તેમના મોસાળના માણસો ખૂદ બળવીરની પ્રજા, એટલે મારાથી બોલાય તેમ નથી"

"બળવીરસિંહે મને અને પિતાજીને પણ એક આજ્ઞાપત્ર મોકલ્યું છે કે, અમારે અમારી જાગીરમાં જઈ રહેવું. એવી ધમકીથી અમે ડરીએ એમ નથી. બહુ થશે તો લઈ લેશે જાગીર એ જ કે બીજું? એવી જાગીરની પરવા પણ નથી. પ્રિય ભદ્રશ્યામા તારા સન્નિધ હોવાથી કેટલો આનંદ થાય છે, પણ માતુશ્રી અટકમાં છે એ વિસરી શકાતું નથી."

"દારુક! થોડો વખત સબુર કરો. બળવીરસિંહમાં ક્રુરતા, દ્વેષ, નિર્દયતા ભરેલી છે, એ વાત હું અને તમે ક્યાં નથી જાણતા? વળી તેણે મારી સાથે લગ્ન કરવા માગું મોકલ્યું હતું. મેં એ માંગુ પાછું વાળ્યું, તેથી એના અંગમાં આગ ભડકી ઉઠી છે. તમારી સાથે મારાં લગ્ન થવાનાં છે એ વાત પણ એને કાને પહોંચી હશે અને એ આગ પગથી માથા સૂધી લાગી હશે. માટે તમને કષ્ટ પહોંચાડવા અને સંતાપવા તમારાં માતુશ્રીને અટકમાં રાખ્યાં હશે. આટલું છતાં તે ઘણો દૂરદર્શી છે અને થોડા વખતમાં શુદ્ધિમાં આવશે. આ ઉપરાંત એક

નજરાણો મેં થોડા વખતપર મોકલ્યો છે અને આ બાબતનો ઇશારો પણ કર્યો છે, એટલે તમારા માતુશ્રીના એક વાળને ઇજા નહિ કરે."

"હા, પ્રિયે, તેં પિતાજીને એ વાત કરી હતી. બળી આ વાત ક્યાંથી આપણે છેડી. વાત નિકળતાં મનની વાત રહેતી નથી. પ્રિયે, પિતાજીને જે દુઃખ થાય છે. તેનું કારણ જુદું જ છે. તેમને અટકની બાબતની ધાસ્તી નથી. તેમનો સ્વભાવ અભિમાની છે તેથી તેઓ કોઇને મ્હોંએ વાત કરતા નથી, પણ મનનું દુઃખ મનમાં જ મારે છે. અમારી જાગીર બધી સાવકારને લખી આપી છે. જવાહીર પણ ઘણાં ખરાં તેમ જ છે. બળવીરસિંહની જાગીર આપણાં લગ્ન થતાં જવાની જ. દરબારમાંથી જે મળે છે તે પર બધો આધાર છે. પણ એમ ક્યાં સૂધી ચાલે? પિતાજીને આથી કેટલું દુઃખ થતું હશે, તેનો વિચાર તું જ કર."

"હેં! શું કહો છો?" ખિન્ન સ્વરે ભદ્રશ્યામા બોલી,–"આટલે સૂધી વાત આવી છે? મને શી ખબર! પણ હા દુર્મદસિંહ મળ્યા ત્યારે મને વાત કયેમ ના કરી? તેમ કરવામાં તેમને હરકત શી હતી? થોડા દિવસમાં હવે હું તેમને દિકરી સમાન વહુ થનાર છું, તો પછી આ બાબત ગુપ્ત શખવામાં શો ફાયદો? ગમે તેમ પણ એક રીતે તેમનું કરવું વ્યાજબી છે. તેમનો સ્વભાવ માની એટલે વાત કરતાં ઓશિંગાય. ગમે તેમ તોએ એ રાજવંશી છે. હું ભદ્રપુર જાઉં કે તરત જ આ બાબતનો કંઈ વિચારકરીશ."

"અહા! દેવી તું માત્ર મારાપર નહિ પણ મારા આખા કુટુંબપર ઉપકારનો વર્ષાદ વરસાવીશ?" કૃતજ્ઞતા ઉભરાઈ જતી હોય તેવે સ્વરે દારુકે કહ્યું.

આ લાગણી દારુકના શુદ્ધ અંતઃકરણની છે, એમ ભદ્રશ્યામાને લાગ્યું. તેના મનની શંકા ટળી ગઈ. તેઓ બન્ને શાંતપણે ઉપવનના મંદ પવનને સેવતાં ફરવા લાગ્યાં.

આમ થોડીવાર ફર્યા પછી ભદ્રશ્યામા બોલી;–"અરે! આપણને અહીં કેટલી બધી વાર થઈ? મારી સહિયરો વિચારમાં પડશે કે મને કોઈ ચોરી ગયું કે શું? આટલી રાત સૂધી આપણે અહીં એકલાં ફરવું એ ઠીક નથી. વારુ ત્યારે હું જાઉં છું. આપ વાળુ વખતે હાજર થજો."

આટલું બોલી ભદ્રશ્યામા ત્યાંથી ચાલી નિકળી. જતાં જતાં દારુકે તેનો હાથ પકડી ચુંબન કર્યું. તે કદાચિત્ સ્હેજ ગુસ્સે થઈ હોત, પરંતુ પોતાના પ્રિયકરનો આવો મધુર અપરાધ ક્ષમા ન કરનાર કઠોર કુમારિકા કોઈ છે ખરી?

ભદ્રશ્યામા પગદંડીને રસ્તે ચાલી ગઈ. દારુક બાજુના રસ્તે ચાલવા લાગ્યો.

થોડીવારમાં તેને કાને કોઇના પગરવ પડ્યાં. તે વળીને જુએ તો સુમારે પચ્ચાશ વર્ષનો સરદારી ઠાઠમાઠનો રુઆબદાર ગૃહસ્થ તેની નજરે પડ્યો. તે તરત જ ઓળખી શકયો કે, તે ગૃહસ્થ તેના પિતા દુર્મદસિંહ છે.

"ઠીક થયું પિતાજી આપ અહીં જ મળી ગયા." દારુક બોલ્યો;–"હું આપની તરફ જ આવતો હતો. આજ કંઈક ખુશ ખબર આપને કહેવાની છે."

"ઘણી આનંદની વાત–" દુર્મદસિંહે જવાબ આપ્યો;–"પણ અહીં આસ-પાસ કોઈ છે તો નહિને?"

"કોઈ નથી; રાજકુંવરી હમણાં જ અંદર ગઈ–"

"તે તારી સાથે કેમ વર્તી વારુ? પહેલાંની ભક્તિ, શ્રદ્ધા અને પ્રેમ કાયમ છે કે નહિ?"

"પિતાજી! આજ તો તેણે એવો સોંગ લીધો હતો કે, ન પુછો વાત! મને તો લાગ્યું કે આજ મારી બધી આશા ધુળધાણી થવાની–"

"હેં! એવું શું હતું જે? ખરેખર તે તારા પર કંઈ ગુસ્સે બુસ્સે તો નહોતી થઇને? તું શું કહે છે? મને સંશયમાં ન રાખ."

"મેં આપને પ્રથમ જ કહ્યું કે, આજ આપને કંઇ આનંદની વાત કરવાની છે. કંઇ ઝાઝું નથી પણ આજ તેણે પોતાનું ખરું રૂપ અને સ્વાતંત્ર્ય મને બતાવી આપ્યું હતું, પણ મેં તરત જ યુક્તિથી તેને મહાત કરી. તેના ખરા જોરની મને ખબર પડી ગઇ. માત્ર એટલું જ કે, હું પગભર થાઉં ત્યાં સુધી કેમ સંભાળવું, તે હું આજ સમજી ગયો. તે ગમે તેટલી શાણી હશે, પણ આખરે તો સ્ત્રી તે સ્ત્રી જ."

"ખરેખર! એમાં શો શક છે? વળી તું ક્યાં કાચ્ચા ગુરુનો ચેલો છે કે એનાથી દબાઈ જાય." આનંદથી હાથ ચોળતાં દુર્મદસિંહે કહ્યું;–"મારી પક્કી ખાત્રી છે કે, તું તારા હાથમાં સાંપડેલો શિકાર કદી પણ ગુમાવવાનો નથી. પણ દિકરા દારુક! તું મારી એક શંકા ટાળ. મને પહેલા તું કહે કે તેં શું કર્યું છે અને મારા પોતાના–"

"ગિરિદુર્ગ અને તેની આસપાસના નીચેના દશ ગામનું પ્રભુત્વ મેળવ્યું."

"સાબાશ! પણ હું તને કહે તો હતો તેનું–"

"સામંત ચૂડામણિની પદવી પણ લગ્ન પહેલાં મળવાની."

"હેં! શું કહે છે? એ પદવી ભાગ્યે જ કોઇને મળે છે. પણ તેં પણ ઠીક હાથ માર્યો લાગે છે. હં: પછી મારા પોતાને–"

"પિતાજી ! આ સિવાય દક્ષિણ તરફના ત્રણ કિલ્લાની માલેકી પણ મેળવી."

"વાહરે તેં તો ખૂબ કરી. તારી બુદ્ધિ ઘણી ઝીણી છે. તેં ઠીક શિકાર સાધ્યો, પણ મારા પોતાને માટે–"

"આ સિવાય હું અડધા રાજ્યનો માલેક થઇશ. કદાચિત્ સઘળા રાજ્યની સત્તા પણ હાથમાં આવે. એકવાર જરા ચંચુપ્રવેશ થયો કે, પછી આગળની વાત આગળ છે."

"દારુક ! તારા જેવા ચિત્તાના હાથમાંથી શિકાર છટકયો કદિ સાંભળ્યો છે ખરો ! તું તો આપણા કુટુંબનું નામ ખરું રાખવાનો. પણ કહે દિકરા, તેં તારે માટે આ બધું કર્યું, પણ મારે માટે તેં કંઈ વાત કાઢી હતી કે નહિ ?"

"પિતાજી ! એક વખત રાજકારભાર મારા હાથમાં આવવા દો, પછી જુઓ કે શા શા ચમત્કાર હું અનર્ગ દેશમાં બતાવું છું."

"તેમાં કંઈ કહેવું પડે એમ નથી. પણ આમ જો ! તું તો આજ કાલ રાજવાડામાં ચૈન કરે છે. મારી અહીં શી સ્થિતિ છે, તે તું જાણે છે. રાતદહાડો હું તો આ દુ:ખમાં સિજાઈ જાઉં છું. ખરું જ કહે. તેં મારા સંબંધી વાત છેડી હતી કે નહિ ?"

આટલા વખત સુધી જે આનંદી મુદ્રાથી દારુક બોલતો હતો, તેના ચ્હેરામાં ફેરફાર થયો. જાણે ન ગમતી વાત કરતાં કંટાળો આવતો હોય તેવો દેખાવ ધારણ કરી દારુક બોલ્યો;–"હા, ખરે હું આપને કહેવાનું વિસરી ગયો. મારાં માતુશ્રીને બળવીરસિંહે નજરકેદમાં રાખ્યાં છે, તે સંબંધી વાત મેં કરી હતી અને એ વાત એવા દેખાવથી કરી હતી કે રાજકુંવરીને મારી માતૃભક્તિ જોઈ આશ્ચર્ય લાગ્યું હશે. મારે તેને જે દેખાડવાનું હતું તે એ કે, જેમ તેને મારી સાથે લગ્ન કરવા માટે અડચણ વેઠવી પડી છે; તેવી જ અડચણો મારે પણ વેઠવી પડે છે. પણ આ બાબતમાં તેની સાથે તમારે વાતચીત થઈ છે. ફરી તે મારે કહેવાની શું જરૂર છે ?"

"તું કહે છે તે ખરું. મારે તેની સાથે આ બાબતમાં વાતચીત થઈ હતી. પણ જોને, હાલ તરત તારી માના સંબંધમાં એટલી ચિંતા કરવાનું કંઈ કારણ નથી. કારણ કે બળવીરસિંહ ગમે તેટલો તોએ તેની માસીનો દિકરો છે એટલે તેને હાથે કંઈ પીડા થવાનો સંભવ નથી. તને જે પૂછવાનું હતું, તે બીજી બાબત વિષે સમજ્યો–"

દારુક વધારે બેફિકરાઇનો દેખાવ ધારણ કરી ઠંડે પેટે બોલ્યો;–"પિતાજી ! આજ હું છું તો તમારી આબરુ બચી. તમે એ બાબતની ચિંતા કરતા ના. મેં

રાજકુંવરીને મારાથી બન્યું તેટલું કહ્યું છે અને થોડા વખતમાં આનો નિકાલ આવશે."

"પણ આ ઘરાણે પડેલી જાગીર અને સાહુકારનાં માગણાં સંબંધી કંઈ વાત કરી કે નહિ?" અતિ ઉત્કંઠાથી દુર્મદસિંહે પૂછયું.

"તે સંબંધી હવે પછી વિચાર કરીશ એમ રાજકુંવરી અને મારી વચ્ચે વાતચીત થઈ છે." અતિ તોછડાઇથી દારુકે જવાબ આપ્યો;–"જુઓ પિતાજી! હું જે કંઈ કરું છું તે ઠીક જ કરું છું. તમે નિરાંતે બેસો અને જે કરું તે જોયા કરો. હવે બધો આધાર તમારે મારાપર જ છે. નહિ વારુ?"

"દારુક! બેટા, એ સર્વ હું સારી રીતે સમજું છું. તું મારી સ્થિતિ જાણે છે. આમ મને વારંવાર પરસેવો ઉતરાવ ના. તું મારો દિકરો છે. ન્હાનપણથી કેટલા લાડથી તને ઉછેર્યો છે? તું પારકા માણસની સાથે વર્તે, એમ મારી સાથે ના કર અને એ પણ લક્ષમાં રાખ કે, આજ તું જે મોટાઇએ ચઢે છે, તે સર્વ મારી મહેનત અને ખટપટનું પરિણામ છે."

"બાપુ! એમ ના કહો." અહંકારમાં દારુક બોલ્યો. "હું જે ઉચ્ચ પદે ચઢયો છું, તે કેવળ મારા પોતાના અંગબળને લીધે જ. મારા શરીરનું અપ્રતિમ સૌંદર્ય, મારી વાતચીત કરવાની મોહક છટા, એ જો મારામાં ન હોત તો, તમારી ચતુરાઈ, તમારી દરબારમાં ખેપો, તમારો સરદારી ડોળ, એમાંનું એક પણ કામે લાગત નહિ. ઉલ્ટી બાજી બગડી જાત અને રાજકુંવરી ચેતી જાત. હું સ્પષ્ટ કહું છું કે, એ બાબતમાં ટોચણી કરતા ના. નાહક ખોટો ડોળ મારી આગળ ઘાલતા ના. હા, તમારા હિતને માટે જે કરવા જેવું છે, તે હું કરીશ."

દારુકનાં આવાં વચનો સાંભળતાં દુર્મદસિંહને "હું આનો પિતા છું" એની પણ શંકા આવી હશે. તે સ્તબ્ધ ઉભો રહ્યો. દારુકનું આવું પિતૃવાત્સલ્ય જોઈ તથા તેની બોલવાની છટા જોઈ, "મારા કાન તો બગડ્યા નથીને." એમ તેને વિચાર થઈ આવ્યો.

"મારે અહીંથી હવે જવું જોઇએ. કારણ કે રાજકુંવરી સાથે ભોજન લેવાનું છે. આપ પણ આપના ઉતારા તરફ વળો." એટલું કહી જવાબની રાહ ન જોતાં દારુક રાજકુંવરી જ્યાં બેઠી હતી તે તરફ ચાલ્યો ગયો. દુર્મદ પુતળા માફક સ્તબ્ધ ઉભો રહ્યો. થોડીવારે નિઃશ્વાસ નાંખી તે પણ ચાલી ગયો.

# પ્રકરણ ૬ ઠ્ઠું

## મહારાવ નંદક

લગભગ મધ્ય રાતનો સમય થયો હતો. તારાપતિ ચંદ્ર પોતાના કરવડે પૃથ્વીરમણીને આલિંગન દેતો, કુમુદને ખીલવતો, તિમિરને હરતો આકાશમાં સરતો હતો. એવે વખતે એક સ્વાર ગિરિદુર્ગના કિલ્લાના મુખ્ય દરવાજા આગળ આવી ઘોડાપરથી નીચે ઉતર્યો. "કોણ," કરી પહેરેગીરે હાક મારી. "જરૂરનું સરકારી કામ છે. દરવાજો ઉઘાડો" સ્વારે જવાબ આપ્યો. દરવાજામાંની નાની બારી ઉઘાડી પહેરેગીર બહાર આવ્યો; સ્વારને જોઈ પ્રણામ કર્યા અને તરત જ દેવડી પર હાક મારી બીજા એક જણને બોલાવ્યો. તેણે આવી તે સ્વારના ઘોડાને ઝાલી રાખ્યો.

આટલી રાતે આ નવીન સ્વાર કોણ હતો, તે વાંચનારને કહેવાની જરૂર નથી. તે કોઈ નહિ પણ આપણો પૂર્વ પરિચિત રણધીર હતો.

તે નવીન આવનારે પહેરેગીરને કહ્યું:—"મારે અત્યારે ને અત્યારે મહારાવ નંદક ઉર્ફે મામા સાહેબને મળવું છે. કામ ઘણું જરૂરનું છે."

"વારુ સરદાર! આપ મારી સાથે ચાલો." દેવડીપરના એક નોકરે જવાબ આપ્યો. અને રસ્તો બતાવવા આગળ ચાલવા લાગ્યો. રણધીર તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. તે નોકરે ચાલતાં ચાલતાં એકાદ બે વખત રણધીરના સ્હામું જોયું. ગિરિદુર્ગ પાસે આવતાં પોતાના શરીરનું બખ્તર કાઢી નાખ્યું હતું એટલે શરીર પરનાં વસ્ત્ર જોઈ તે નોકર રણધીર સંબંધી અનુમાન કરી શકયો કે, આ કોઈ સાધારણ દૂત નથી; પણ કોઈ સરદાર કે ગૃહસ્થ છે. એમ તેની ખાત્રી થઈ છતાં, આટલી રાતે આવો માણસ એકાદ બે નોકર વગર એકલો આવે એનું એને આશ્ચર્ય લાગ્યું. પોતાની શંકા ટાળવાને માટે તેણે રણધીર સાથે વાતચીત છેડી, અને ધીમેથી પૂછ્યું;—"સરદાર સાહેબ! આપને મામા સાહેબને મળવું છે?"

"હા, મારે પહેલાં તેમને મળવું છે." રણધીરે જવાબ વાળ્યો.

"આ આપણે તેમના મુકામ પાસે આવી લાગ્યા. હજી બતી બળે છે, તેથી તેઓ હજી સુવા ગયા નથી. સરદાર! આપને એમને જ મળવું છે? કે, પહેલાં એમને મળી, બીજા કોઇની મુલાકાત કરવી છે?"

"પ્રથમ મને મહારાવ નંદક પાસે લઈ જા અને પછી તારે જે કંઈ પૂછવું હોય તે પૂછજે. ત્યાં વખત મળશે." રણધીરે ચાંપીને જવાબ આપ્યો.

આ જવાબ મળતાં તે નોકર ચુપ થઈ ગયો. કંઈ ઝાઝી પરપુછ કરવાની વાત જ મૂકી દીધી અને મુગો મુગો મામા સાહેબના નિવાસ નજીક આવી, બહારના પહેરાવાળામાંના એકને કહ્યું; "સરદાર સાહેબને હમણાં ને હમણાં મામા સાહેબને મળવું છે. અંદર જઈ વર્દી આપ."

"આપ મારી સાથે ચાલો" તે બીજો નોકર બોલ્યો અને મામા સાહેબના શયનગૃહની પાસે એક સજ્જ કરેલા ઓરડામાં બેસવાનું કહી બોલ્યો;–

"સરદાર સાહેબ હું અંદર ખબર કરું છું. આપનું નામ શું કહું ?"

"નામ કહેવાની જરૂર નથી." રણધીર બોલ્યો;–"કારણ કે મામા સાહેબને મારું નામ ખબર નથી. માત્ર એટલું જણાવ કે ઘણા જ જરૂરના અને મહત્વના કામ માટે આપને એક જણ હમણાં ને હમણાં મળવા માગે છે. એક પળનો પણ વિલંબ થશે તો કામ બગડી જશે અને માઠું પરિણામ આવશે, એવો ભય હોવાથી આટલી રાતે અહીં આવેલ છે."

તે અનુચર અંદર ગયો; મામા સાહેબની પરવાનગી લઈ બહાર આવ્યો અને બોલ્યો;–

"મામા સાહેબ કંઈ કાગળ પત્ર જોતા બેઠા છે અને આપને અંદર પધારવા કહે છે."

રણધીર તે નોકરની પાછળ પાછળ ચાલ્યો.

મામા સાહેબના શયનગૃહમાં દિવાબતી બળતી હતી. જમીનપર ગાલિચો પાથરેલો હતો અને તેનાપર એક ગાદી નાખી મોટા તકિયાને અઢેલી મામા સાહેબ બેઠા હતા. પાસે કાગળપત્ર પડેલા હતા. નવીન ગૃહસ્થને જોતાં જ તેઓ ઉભા થઈ સામા લેવા ગયા. રણધીરની અને તેમની દૃષ્ટાદૃષ્ટ થઈ. તે એકદમ ચોંક્યો. અને તેના સ્મરણમાં આવ્યું કે જે બજરબટ્ટુનું દર્શન કનકપુર આગળ થયું હતું આ તે જ મૂર્તિ છે. રણધીરને આદરપૂર્વક પ્રણામ કરી હાથ પસારી ગાદી તકિયે બેસવા સૂચવ્યું. કોણ છો ? ક્યાંથી આવ્યા ? વગેરે કંઈ પ્રશ્ન કર્યા નહિ. આવનાર ગૃહસ્થ પોતાની મેળે કંઈ બોલે નહિ ત્યાં સૂધી કંઈ પૂછવું નહિ એવો મામા સાહેબનો સ્વભાવ હોવો જોઇએ એમ જણાયું. રણધીર આ અપ્રિય મૂર્તિનાં દર્શન કરતાં જ આભો બન્યો; પણ તરત જ પોતાની પૂર્વ સ્થિતિપર આવી બોલ્યો;–"મહારાજ હું કદાચિત્ ભૂલમાં અહીં આવ્યો હઇશ."

"આપ કોને મળવાના હેતુથી આવ્યા છો ?" તે વૃદ્ધ પુરુષે પૂછ્યું. અને તે એવી સભ્યતાથી અને મધુરપણાથી કે આ માણસ વિનયશીલ, સભ્ય અને

રાજ્યચતુર હોવો જોઇએ, એની ખાત્રી તરત જ રણધીરને થઈ અને તેની કુરૂપતાને લીધે તેનું મન પણ તેવું જ હશે એવી શંકા તેના મનમાંથી દૂર થવા લાગી.

"મેં સેવકને કહ્યું હતું કે મારે મહારાવ નંદકનાં દર્શન કરવાં છે." રણધીર બોલ્યો.

"તો તે હું પંડે જ છું." તે વૃદ્ધે જવાબ આપ્યો. રણધીરને આશ્ચર્ય લાગ્યું. પણ તરત જ અંગરખામાંથી એક પત્ર કાઢી, નમન કરી મામા સાહેબ તરફ તે મહોરબંધ કાગળ ધરી કહ્યું;–

"આ જરૂરીનો પત્ર આપને અવિલંબે પહોંચાડવાનું કામ મેં મારે માથે લીધું હતું."

પત્ર હાથમાં લઈ અક્ષર જોતાં જ મામા સાહેબની મુદ્રા આશ્ચર્યચકિત જણાઈ. તેમણે તીવ્ર કૌતુક દૃષ્ટિ રણધીરપર ફેરવી અને કંઈ પણ પૂછ્યા કર્યા વગર કાગળની મહોર ફોડી તે વાંચવામાં મગ્ન થયા. તેઓ મનમાં પત્ર વાંચતા હતા તે સમયે રણધીર તેમના સામું જોઈ રહ્યો હતો. અને નિરનિરાળા વિકારની છાયા મામા સાહેબના ચહેરાપર જોઈ તે મનમાં કળી ગયો કે પત્રમાં કંઈ આનન્દના સમાચાર નથી. પત્ર વાંચવાનું પુરું કરી, રણધીર તરફ વળી નન્દકે તેનો હાથ પકડી કહ્યું;–"સરદાર! આપ ગમે તે હો અને ગમે ત્યાંથી આવતા હો પરન્તુ આપે મારા પર મોટો ઉપકાર કર્યો છે."

"હું કોણ છું તે વાત આ પત્રમાં લખી નથી કે?" આશ્ચર્યયુક્ત ચહેરે રણધીર બોલ્યો.

"ના", નન્દકે પ્રત્યુત્તર આપ્યો;–"એમાં માત્ર એટલું જ લખ્યું છે કે કંઈ વિલક્ષણ સંજોગમાં, ઈશ્વર કૃપાથી આ ગૃહસ્થનો મેળાપ થયો. તેઓ પૂર્ણ વિશ્વાસને પાત્ર છે એવી મારી ખાત્રી થતાં આ પત્ર મેં તેમને આપ્યો છે. તેઓ અજયદુર્ગમાં શી રીતે આવ્યા, તે તેઓ પોતે જ જણાવશે."

"આ પત્ર કોણે લખ્યો છે?" રણધીરે પૂછ્યું.

"કોણે?" આશ્ચર્યચકિત મુદ્રાએ નન્દકે કહ્યું;–"કોણે એટલે? લવંગિકાએ, બીજું કોણ લખે? આશ્ચર્યની વાત છે કે આપ મને આ પ્રશ્ન પૂછો છો? આપ આ પત્ર લાવ્યા છો, અને એ કોણે લખ્યો એ આપ જાણતા નથી."

"લવંગિકા?" રણધીરે પૂછ્યું;–"આ લવંગિકા કોણ છે? એ આપ કૃપા કરી જણાવશો?"

"શું કહો છો?" એકાએક સ્વપ્નમાંથી જાગૃત થયો હોય એવા ચકિત ચહેરે નન્દકે કહ્યું;–"લવંગિકા કોણ છે? એ પણ આપને ખબર નથી? આવો મહત્વનો કાગળ જેણે આપને આપ્યો તેનું નામ પણ આપે પૂછી લીધું નથી. અને એણે પણ આવો ઉપયોગી પત્ર એક અજાણ્યા માણસ જોડે મોકલ્યો! ખરેખર આમાં કંઈ ઘોટાળો છે. આપણે એક બીજાથી વિરુદ્ધ દિશામાં જનાર છીએ અને આપણો આ મેળાપ અકસ્માત્ રીતી બની આવ્યો છે, એમ તો નથી ને?" મહારાવ નન્દકના આ શબ્દો શંકા દર્શાવનાર હતા છતાં તે સભ્યતા અને પ્રસંગને અનુસરી હતા.

"પ્રભો અદ્રિકેશ!" નન્દકનું સંશયીપણું જોઇ મોકળા મનથી રણધીર બોલ્યો;–"હું કેવા સરળપણાથી સત્યને વળગી ચાલ્યો છું તે આ પત્રપરથી જ આપને જણાયું હોવું જોઇએ. આ સિવાય મારી પાસે બીજો પુરાવો છે, જેથી આપની શંકા ટળી જશે. હું અમરપુરનો રહીશ છું, અને શૃંગગિરિથી આવ્યો છું. આટલી બિના પુરતી છે અને જો આપ રાણી સાહેબના રાજકાર્યમાં મુખ્ય સલાહ આપનાર છો; તો પછી મારો કહેવાનો ભાવાર્થ આપ સમજ્યા હશો."

"સમજ્યો, પણ સરદાર! મારે કંઇ જરૂરના કામ બાબત રાણી સાહેબને મળવું આવશ્યક છે. હું હમણાં જ પાછો આવું છું. ત્યાં સુધી આપ અહીં બેસજો આવીને નિરાંતે હું આપની સાથે વાતચીત કરીશ." પરોણાને માઠું ન લાગે એવા સ્વરે ઉતાવળમાં નન્દકે કહ્યું.

"આપ રાણી સાહેબનાં દર્શન માટે જતા હો તો એક વિનતિ મારી તરફથી આપને કરવાની છે." રણધીર બોલ્યો;–"હું રાણીશ્રીનાં દર્શન કરવા ઉત્સુક છું અને જે ચીજ દરિયા અને જમીન પર અનેક સંકટો વેઠી પ્રાણની મુશ્કેલીએ જાળવી છે, તે અવશ્ય યોગ્ય સ્થાને પહોંચે એ જોવા હું આતુર છું."

"વારુ, તો હું તે સમાચાર પણ રાણીને કાને નાખું છું; અને હું હમણાંજ– "

"માત્ર એકજ શબ્દ," રણધીર અધિરાઈથી વચ્ચેજ બોલી ઉઠયો;—"એટલું જણાવજો કે શૃંગગિરિથી આચાર્યનો પત્ર લઈ આવેલા–"

"વારુજી, તે સર્વ હું જણાવીશ," નંદકે વાકય પુરું ન કરવા દેતાં વચ્ચેજ બોલી ઉઠી કહ્યું;–"પણ આ વાત ઘણી નાજુક છે અને ઘણી છુપી રાખવાની છે. આપે આપનું નામ મને જણાવ્યું નથી, છતાં એટલું હું સમજી શકું છું કે, આપ અમરપુરના કોઈ ઉચ્ચ વંશના સરદાર છો; આથી વધારે મહાન્ વંશના આપ

હશો; આપની આ ટુંકી મુલાકાત પરની વાતચીત પરથી આપ સ્વભાવે ઉદાર અને વિચારવંત છો તો આ વાત ખાનગી રાખવા—"

"મહારાવ !" રણધીર ધીમેથી બોલ્યો;–"આપ આમ નાહકના શબ્દોમાં વખત વિતાડ્યા કરતાં જે વાત ગુપ્ત રાખવાની છે તે કૃપા કરીને કહો."

"આ પત્ર લખનારનું નામ ગુપ્ત રાખવાનું છે." નંદકે ગંભીરતાથી કહ્યું;- "મારા ગુપ્ત બાતમીદારોમાં લવંગિકા છે અને તે રાજદ્રોહી ટોળીના મુખ્ય મનુષ્યોના અંતઃકરણની વાત જાણી લઈ, તે ખબર મને આપે છે, એ વાત કોઈના જાણવામાં આવવી ન જોઇએ. એ ખરી વાત છે કે રાણી સાહેબ પર તેને પ્રેમ અને ભક્તિ છે, તેથી તે આ કાર્ય ઉત્સાહથી કરે છે, તથા તેમ કરતાં તેને અભિમાન પણ લાગે છે. છતાં આ રાજનિષ્ઠા બતાવવા સારુ, તે પોતાના વડિલ, પિતાતુલ્ય કાકા શત્રુસાલ, જેઓ તેનું લાલન પાલન કરે છે, તેની સાથે દગો રમે છે, એ વાતની લોકોમાં ખબર પડે; તો લોકોજ તેની નિંદા કરવામાં બાકી ન રાખે, અને તેથી તેના અંતઃકરણને પણ શૂળ ઘોચાયા સમાન દુઃખ થાય."

"શું કહો છો ? ત્યારે શું શત્રુસાલ તેના કાકા થાય ?" ઉત્કંઠા, આનંદ અને અધીરાઇથી રણધીર બોલ્યો. એક વારાના સપાટાથી જેમ સુકાયલાં પાંદડાં ખરી પડે, તેમ લવંગિકા સંબંધી તેની ખરાબ કલ્પનાઓ સરી ગઈ. તે કલ્પના દેવીની પાંખ પર બેસી મનોરમ સૃષ્ટિમાં ઉડવા લાગ્યો.

"હા, શત્રુસાલ તેના કાકા થાય." નંદકે પ્રત્યુત્તર આપ્યો;–"આપને આ વાતની પણ ખબર નથી એ આશ્ચર્ય છે; ખચર પણ હવે આપ આ વાતથી વાકેફગાર થયા છો તો પછી તે ખાનગી—"

"મામા સાહેબ!" રણધીર બોલ્યો;–"એ જરા અજાયબી ભર્યું લાગશે પણ આ અજ્ઞાન શા માટે મેં પત કર્યું, તે આપ જાણો છો ? ઉતાવળની વખતે, એક સારું કામ બનાવતી વખતે, આડા તેડા સવાલ પૂછી કંટાળો ન આપવાની ખાતર મેં તેમ કર્યું. વળી તે રાણીસાહેબનું કામ કરવામાં સહાય કરતી હતી, તેથી મેં આંધળાપણે આ કાગળ લાવવાનું કબુલ કર્યું; તે ગમે તેમ હો, આપની આ હકીકતથી મને એક મોટો સંતોષ થયો છે. આપે મારી ખોટી ધારણાને નાબૂદ કરી છે. લવંગિકાને માટે મને એવો શક હતો કે તે શત્રુસાલની કોઈ રાખ હશે."

"છી: છી: સરદાર!" ગંભીરપણે નંદકે જવાબ આપ્યો;–"આવી અમંગળ કલ્પના આપના મનમાં શાથી ઉત્પન્ન થઈ હશે વારુ ? ગમે તેમ હો, પણ એટલું તો નક્કી કે આ મારી લવંગિકા કરતાં વધારે નિર્મળ મનની પવિત્ર કુમારિકા આ

જગમાં મળવી મુશ્કેલ છે. ન્હાનપણમાં જ તેના મા બાપ મરણ પામ્યાં. તેનું લાલન પોષણ શત્રુસાલને શિર આવ્યું. ભદ્રશ્યામાની તેના પર અત્યંત પ્રીતિ હોવાથી બન્નેનું શિક્ષણ સાથે થયું અને તે પણ મારા હાથે. શત્રુસાલ જ્યારે રાજકાર્યમાંથી મુક્ત થયા અને પોતાની જાગીરમાં રહેવા લાગ્યા ત્યારે લવંગિકાને છૂટી પાડી, આગ્રહ કરી સાથે લઈ ગયા. તેઓ તેના શરીરને દૂર કરી શક્યા, પણ તેનું મન તો ભદ્રશ્યામા પર હતું તે પ્રમાણે છે. તેને નિષ્ઠા અને ભક્તિ હતી તેવી કાયમ છે. તે રાણીના હિતને માટે પ્રાણતોડ મહેનત કરે છે. અરે કોઇ કોઇ વખત જીવની કે નામની પરવા પણ કરતી નથી. અરે! પણ વખત જાય છે ને મારે તો રાણીજીની મુલાકાત લેવી છે; વારુ ત્યારે હું ત્યાં જઇ આવું છું.”

રણધીરના મનમાં જે નવી લાગણીઓ ઉત્પન્ન થઇ હતી તેનું ક્રીડાસુખ લેવાની તેને ઘણીજ ઉત્કંઠા હતી તેથી તેણે કહ્યું;–“વારુ, મામા સાહેબ! આપ ત્યાં જઈ આવો—”

“ખરે ! એ તો હું વિસરી ગયો જ” બારણાં સૂધી જઈ પાછા ફરી નંદકે કહ્યું;-“રાણી સાહેબને આપનું નામ શું કહું વારુ?”

“નામ-નામ-લવંગિકા-” આટલું બોલતાં શું બોલ્યો પણ તાબડતોબ શુદ્ધિમાં આવી રણધીરે કહ્યું;-“મામા સાહેબ! મારું લક્ષ ન હતું, માફ કરો. રાણી સાહેબના વિવાહ પ્રસંગે શૃંગગિરિના આચાર્ય તરફથી આજ્ઞાપત્ર લઈ અમરપૂરના રાજકુમાર જે વ્હાણમાં આવ્યા હતા, તે વ્હાણમાં એકનો એક બચી છૂટનાર, અમરપૂરનો આશ્રિત સેવક, રણધીર.”

તાબડતોબ મામા સાહેબ ત્યાંથી ચાલી ગયા. રણધીર એકલો ત્યાં બેઠો બેઠો કલ્પના વડે મનોરમ ચિત્ર આંકવા લાગ્યો. તે નિર્મળમૂર્તિ લવંગિકાને પોતાનાં નેત્ર સમક્ષ જોવા લાગ્યો. ભવિષ્યના કોરા કાગળ પર રમ્ય લેખ ચિતરવા લાગ્યો.

નંદક પોતાની ઓરડીમાંથી નીકળી ઠેઠ જે દિવાનખાના આગળના ઓરડામાં રાજકુંવરી બેઠી હતી, ત્યાં સૂધી આવી લાગ્યા. આજ આટલી મોડી રાત સૂધી રાજકુંવરી બેઠી બેઠી પોતાની સખીઓ સાથે વાતચીત કરતી હતી. મહારાવ નંદકે એક ખિદમતગાર મોકલી આ બાબત જાણી લીધી હતી. અને રાણી સાથે કંઈ કામ પ્રસંગે અત્યારે વાત કરવાની જરૂર છે, એમ પણ કહાવ્યું હતું. જે ઓરડામાં રાણી સાહેબ બિરાજ્યાં હતાં, તે ઉત્તમ રીતે શણગારેલો હતો. એક આરામાસન પર રાણી બિરાજી હતી અને પાસેજ ન્હાની બેઠકોપર

તેમની ચાર સખીઓ બેઠી હતી. જેમ નક્ષત્રમંડળમાં ચંદ્ર શોભી નિકળે તે પ્રમાણે રાણી દીપી ઉઠતી હતી. પૃથ્વી ઉપર જાણે દેવાંગનાઓ આવી વસી હોય તેવો ભાસ જોનારને લાગતો હતો. ભદ્રશ્યામાનું સૌંદર્ય અનુપમ હતું, છતાં તેની સખીઓ તેનાથી છેક ઉતરતી ન હતી. આ પાંચ જણનું એકત્ર સૌંદર્ય આ સ્થાને એટલું તો મનોરમ ભાસતું હતું કે, પૃથ્વી પરની ઇતર સુંદર વસ્તુઓને લજાવવા શું ઈંદ્રની અપ્સરાઓ નંદનવનને ત્યાગી અહીં આવી વસી તો નથીને? આમ રાણી સખીઓ સાથે વિનોદ વાતો કરતી હતી તેવામાં મહારાવ નન્દક ત્યાં આવી, રાણી સાહેબના આસનથી થોડે છેટે મર્યાદપણે ઉભા રહ્યા.

નન્દકને જોતાંજ ભદ્રશ્યામા આસન પર બેઠી થઈ અને પ્રેમાર્દ્ર અને આશ્ચર્યયુક્ત સ્વરે બોલી;—

"અહો મામા સાહેબ! આટલી રાતે આપની સ્વારી એકાએક અહીં! આપ કંઈ કહેવાનું વિસરી ગયા હતા, કે કંઈ જરૂરની નવી હકીકત મેળવી છે?"

"કંઈક એવી અગત્યની બાબત જણાવવાની છે. માટે જ આવી રાતની વખતે આપનો સખીઓ સાથે ચાલતો વિનોદ ભંગ કરવાની મને જરૂર પડી છે." નંદકે કહ્યું.

મહારાવ નન્દક ભદ્રશ્યામાના મામા હતા અને તે ઉપરાંત તે તેના ગુરુ થતા હતા, છતાં ભદ્રશ્યામા રાજગાદી પર આવતાંજ તેમણે પોતાનું વર્તન બદલી નાંખ્યું હતું. આમ કરવાનાં ખાસ કારણો હતાં રાજદરબારના કેટલાક સરદારો ભદ્રશ્યામા મામા સાહેબનું ઘણું ખરું માનતી, એ જોઈ ઈર્ષ્યા કરતા હતા અને તેને અંગે તેમણે નાના તરેહની ખટપટો ઉભી કરી હતી. આથી કરીને મામા સાહેબે પોતાનું વર્તન એક વૃદ્ધ માનકરી કે મસલતગારના જેવું રાખ્યું હતું. જો કે તેમનો અંતરનો પ્રેમ ઓછો થયો ન હતો અને તેમની રાજનિષ્ઠા પહેલાંના જેવી કાયમ હતી, છતાં રાણીની સાથે બોલવા કરવામાં તે દર્શાવતા નહિ અને પદવીને યોગ્ય માન મર્ત્તબાથી વાતચીત કરતા હતા. જ્યારે રાજ્યનું સૂત્ર ભદ્રશ્યામાના હાથમાં આવ્યું તે વખતે પોતે કેવી રીતે વર્તવું અને તેણે પણ શી રીતિએ કામ લેવું, તે તેમણે તેને સ્પષ્ટપણે જણાવ્યું હતું. તેમનો ઉપદેશ હતો કે:—

"હવે તું મને તારા પ્રિય મામા સાહેબ સમજતી નહિ. એક વૃદ્ધ માનકરીની સાથે જે પ્રકારની વર્તણુક રાખવામાં આવે છે, તે પ્રમાણે તારે મારી સાથે વર્તવું. કોઇ પણ બાબતમાં સલાહ આપવા મારી ના નથી પરંતુ કહેવાનું એટલું કે તું તારો પોતાનો નિશ્ચય કરી તે પ્રમાણે વર્ત. આમ કરવાથી તને વિચાર

કરવાની ટેવ પડશે, પારકા પર આધાર રાખવાની ટેવ ઓછી થતી જશે અને રાજ પ્રકરણની બાબત ધ્યાનમાં આવતી જશે. રાજ્ય ચલાવવું એ ન્હાની સુની બાબત નથી. અનેકના મનને કષ્ટ આપ્યા વગર સર્વને સંતોષી કામ લેવું પડે છે. જૂદા જૂદા પક્ષના માણસોને સંભાળી, તેઓ સ્હામા ન થાય તેવી રીતે તેમને ખુશ કરી, પ્રસંગે કામ લેવું પડે, એ બાબતની ખબરદારી રાખવી. રાજાને પ્રજા વગર બીજું કોઈ વધારે આપ્ત કે ઇષ્ટ નથી અને પ્રજાના કલ્યાણમાં જ રાજ્ય અને રાજાનું કલ્યાણ છે, એ વાત કદિ પણ વિસરવી નહી." આ સિવાય બીજી કેટલીક હકીકત કહી હતી. નન્દક અતિશય મર્યાદાથી વર્તતા હતા છતાં રાજકુંવરી આ વાત કોઈ વખત વિસરી જતી અને તેના બોલવા કરવામાં સ્વાભાવિક સ્નેહ કળી આવતો.

"આપ વિના કારણ આટલી મોડી રાતે અહીં આવો એ બનવું અશક્ય છે." ભદ્રશ્યામા બોલી;–"વળી આપની આ બાલિકા સ્વભાવે ઉત્સવપ્રિય છે અને વિનોદમાં વધારે વખત ગાળી પોતાના રાજકર્તવ્યને વિસરે છે કે શું? એ એમ કરતી હોય તો તેને શુદ્ધિમાં આણવાનું કામ આપનું છે." આટલું બોલતાં તેણે પ્રેમભરી નજરે પોતાના વૃદ્ધ મામા તરફ જોયું અને બોલી;–"અહો મામા સાહેબ! અમારી આ ચતુરા હવે અમારાથી છૂટી પડવાની છે તે કાલથી સંસારના બંધનમાં પડવાની, તેની મજા કરતાં અમે આટલી મોડી રાત સૂધી જાગતાં બેઠાં છીએ. આપ જે અગત્યની ખબર લાવ્યા છો તે જણાવો. કારણ કે આ મારી સહિયરોથી ખાનગી કંઇ જ નથી એ તો આપ જાણો છો." એટલું કહી રાણીએ પોતાની નજર સહિયરો તરફ ફેરવી.

"દયાળુ રાજકન્યા!" નન્દકે શોકરુદ્ધ સ્વરે કહ્યું;–"હું અત્યારે દુ:ખ ભરી બીના જણાવી આપના અંત:કરણને કષ્ટ આપવા જ આવ્યો છું. આપ આપના સરળ અને ઉદાર અંત:કરણને લીધે બીજાને પણ તેવા જ નિષ્કપટી, સરળ અને સીધા સમજો છો, પરન્તુ એવા જ માણસો જ્યારે રાક્ષસી વિચાર મનમાં આણી અઘોર કૃત્ય કરવા તૈયાર થાય છે, એ વાતની ખબર પડતાં આપના અંત:કરણને કેવો કારી ઘા લાગશે! પરંતુ મારે તે જણાવવા વગર છુટકો નથી. મારું એ દુ:ખદ કર્તવ્ય કર્યા વગર ચાલે એમ નથી."

"અરે દેવ! આ પ્રસ્તાવનાજ એવી વિલક્ષણ અને ભયંકર છે." રાણીએ કહ્યું;—"કે આગળ પર શું આવશે એનું અનુમાન કરવું કઠણ નથી. પણ સખીઓ તમે આમ ગભરાઓ છો શા માટે? જો કોઈ દુ:ખનો પ્રસંગ આવી પડવાના

સમાચાર હોય તો તેથી શું? દયાળુ ઈશ્વર સહાય કરવા આપણી મદદે જરૂર આવશે, એમ ખચિત જાણવું. દ્રૌપદીનાં અનેક કષ્ટો તે દયાળુ દેવે ભાંગ્યાં હતાં. એ શું તમે વિસરી જાવ છો કે? વારુ તે હશે પણ મામા સાહેબ તમારે જે કહેવું હોય તે કહો.''

વૃદ્ધ નન્દકે પહેરેગીરને ખાનગી ચાલે છે એવો ઇશારો કર્યો અને પોતેજ બારણું દઈ દીધું. રાણી સાહેબની પાસે જઈ ખિન્ન અને ગંભીર સ્વરે કહ્યું;–

"રાણી સાહેબ! આપના દરબારમાં લાંબાં વર્ષો રહી, દરબારનું નિમક ખાઇને મોટાઇને પહોંચેલા અને હજી પણ દરબારના આશ્રયથી તાગડધીન્ના કરનાર કેટલાક નીચ અને ક્રૂર સરદારોએ આપની શાંતિ અને સુખમાં ઝેર મેળવવા નિશ્ચય કર્યો છે. એટલું જ નહિ પણ એ હલકા મનના માણસોએ તને–માફ કરો–આપને જે માણસો પ્રિય છે તેમના સુખનો નાશ કરવા અને કદાચ તેમને જીવતા ન રહેવા દેવા, એમ એ ક્રૂર માણસો વિચાર કરી રહ્યા છે.''

ભદ્રશ્યામાનો ચહેરો ફિકકો પડ્યો પણ તરત જ તે ફિક્કાશને બદલે ગુસ્સાની લાગણી ઉત્પન્ન થતાં તેનો ચહેરો લાલ થયો. તે ક્ષણભર કંઈ બોલી નહિ પણ તરત જ પોતાના મનોવિકારને કાબુમાં રાખી કહ્યું;–"મામા સાહેબ! સઘળી હકીકત સવિસ્તર કહો મને બીક લાગશે એવી ભીતિ મનમાં રાખતા ના.''

"ઈશ્વરકૃપાથી એ દુષ્ટ પુરુષોનાં કાવત્રાં મારા જાણવામાં આવ્યાં છે.'' નન્દકે કહ્યું;–"કાલ બપોરે આપની સ્વારી નીકળે એટલે રસ્તામાં એક ઠેકાણે છાપો મારી આપને કેદ કરી અજયદુર્ગમાં પૂરી રાખવાની એઓની ધારણા છે.''

રાજકુંવરીએ પોતાના મનની લાગણીઓ કાબુમાં રાખી હતી છતાં નન્દકની આ વાત સાંભળી તેની મુદ્રા પલટાઈ. તેના મનમાં કંઈ ભયંકર વિચાર ડોળાતા હોય એમ જણાયું. તેનું શરીર થરથર કાંપવા લાગ્યું. તેની આંખોમાં એક પ્રકારનું તેજ ચમકવા લાગ્યું. સંતાપેલી વાઘણ જેવી તેની દૃષ્ટિ જણાવા લાગી. તેના મનના આ સર્વ વિકારોને પ્રયત્ન કરી દાબ્યા અને પહેલાંના જેવો શાંત, એથી પણ અધિક શાંત દેખાવ ધારણ કરી હસ્તે હસ્તે કહ્યું;–"હાં–હાં. હું સમજી. કાકા સાહેબની પ્રીતિ અને કૃતજ્ઞતા આટલી હદે આવી પહોંચી છે કે? મારા પૂજ્ય કાકા–મારા સ્વર્ગસ્થ પિતાના પ્રીતિપાત્ર બંધુ, મારા હિતૈષી પાલક, અનર્ગ દેશના રાજ્યસ્તંભ, રાજકાર્યકુશળ સામંતસચિવ શત્રુસાલ આ બંડખોર ટોળીના ઉપરી છે, નહિ વારુ? ખરું કની મામા સાહેબ!''

"અપ્રિય પરંતુ વાસ્તવિક હકીકત છુપાવવાને પ્રયત્ન કરવો એ પાપ સમાન છે." **નન્દકે** સરળપણે જવાબ આપ્યો;–"પરંતુ, આપને એટલું હું કહું છું કે **શત્રુ**-સાલજીની ગમે તેટલી કૃતઘ્નતા હોય, છતાં તેમને શાસન કરવામાં ઉદારતા અને સૌમ્ય દેખાડવાં જોઇએ. ભલે તે રાજદ્રોહી થાય, પરંતુ આપણે આપણી મોટાઇને વિસરવું યોગ્ય નથી. વળી બીજું એ પણ છે કે આ તરકટમાં એમનો હાથ પ્રત્યક્ષપણે જણાઈ આવે નહિ, એવી યુક્તિ રચેલી છે. બીજા માણસોને તેમણે પોતાના કામમાં સાધી રાખ્યા છે, તેઓ આગળ પડતો ભાગ ભજવવાના છે."

"તેમના હાથમાં આમ રમકડાં બની ખેલનાર કોણ છે?" શાંતપણે **ભદ્ર**-શ્યામાએ પૂછયું;–"મામા સાહેબ! તમે બધી હકીકત જે કંઈ જાણતા હો તે વિગતવાર કહી સંભળાવો. કયા સરદારો એ પક્ષમાં છે અને તેમનો શો ઇરાદો છે તે જાણતા હો તો કહો."

"આપની સ્વારી કાલ બપોરે અહીંથી નિકળવાની છે એ વાત તેમને જણાઈ છે." **નન્દકે** કહ્યું;–"એ તો હું જણાવી ચૂકયો છું. આપરથી તેમણે આપણને રસ્તામાંથી પકડવા નિશ્ચય કર્યો છે. સરદાર **રુદ્ર**સેન પોતાના માણસો સાથે **કન**-કપુરની બાજુની ઝાડીમાં સંતાઈ બેસનાર છે અને તેઓ એકાએક છાપો મારવાની ધારણા રાખે છે. વળી જો આ વાતમાં તેઓ ફાવે નહિ તો એક બીજી ગોઠવણ પણ કરી રાખી છે. સરદાર **શ્યામ**રાય પોતાની સેનાના થોડાં માણસો સાથે **શાક**લ્યદુર્ગે આગળ સંતાઈ રહેનાર છે. અને ઉન્નતશૃંગની ટેકરી ચઢતાં તેઓ એકાએક ધસી છાપો મારી, આપને પકડી, **અ**જયદુર્ગના કિલ્લામાં કેદ કરવાની તેમની મનોવાંછા છે. બાદમાં દારુકરાય અને દુર્મદસિંહને પકડી બળવીરસિંહને સ્વાધીન કરવા તેમણે ઠરાવ કર્યો છે, કે બળવીર ફાવે તે પ્રમાણે તેમનાપર વૈર લે. આ હલકા સ્વભાવના દુષ્ટ રાક્ષસી માણસોની આ પ્રમાણે ધારણા છે."

"વારુ, પણ મામા સાહેબ! આ ખાનગી હકીકત, જે કોઇના પણ જાણ-વામાં ભાગ્યે જ આવે તેની ખબર આપનાર કોઈ ગંધર્વ કે યક્ષને આપે વશ કર્યો લાગે છે. ખરે જ મામા સાહેબ! આપ જો આ લોકની ખબર બારિકાઇથી ન રાખતા હો તો તેઓ મારા જેવી એક અબળાને ત્રાહ ત્રાહ પોકરાવે." એટલું કહી કૃતજ્ઞતાપૂર્વક **ભદ્ર**શ્યામા મામા સાહેબના સામું જોઈ રહી.

"રાજકુંવરી! મેં કોઈ ગંધર્વ કે યક્ષને વશ કરી રાખ્યો નથી." **નન્દકે** કહ્યું;–"હા, એટલું તો ખરું કે મને આપના તરફના પ્રેમે અને રાજભક્તિએ મારી આંખ ઉઘાડી રાખી છે. રાજ્યના હિતને માટે મારું આયુષ્ય જાય એમ મારી

ઇચ્છા છે. આથી મારા કાન પણ સદા ઉઘાડા જ રહે છે. મારું કર્તવ્ય કરવામાં મને ઈશ્વરે સુબુદ્ધિ આપી છે અને આ માથે ઉઠાવેલા કામમાં કેટલાક રાજનિષ્ઠ માણસની મને મદદ છે."

"અને તેથી જ મામા સાહેબ! તમે આ બધી ખબરો મેળવતા રહો છો. આ મહાન્ પુરુષોની બાતમી કંઈ થોડું શિખવતી નથી, વળી સરદાર રુદ્રસેન અને શ્યામરાય માટે મને પોતાને પણ તેમના વર્તનથી શંકા ઉત્પન્ન થઈ હતી. માત્ર એટલું નહોતી ધારતી કે તેઓ આમ છેલ્લે પાટલે જઈ બેસશે. પણ મામા સાહેબ! આજ સવારે દ્વારદુર્ગથી આવતાં રસ્તામાં અમારાથી છૂટા પડ્યા હતા અને પાછા ફર્યા ત્યારે ચિંતાતુર દેખાતા હતા. તે આ લોકોની ખબર મેળવવા ગયા હશો નહિ વારુ? પાછા આવ્યા ત્યારે આપની મુદ્રાપરથી જ હું તાડી ગઈ હતી કે આપને કંઈ સુગ આવી છે ખરી."

"બરોબર છે એટલા જ માટે." નન્દકે જવાબ આપ્યો;–"એ લોકોનાં કાળાં કારસ્થાન ચાલે છે, તેની મને કંઇક ખબર પડી હતી. એટલા માટે હું આપની સાથેની મંડળીથી છૂટો પડી ગયો હતો. પણ આ બાબતની ઇત્થંભૂત હકીકત મને જણાઈ ન હતી. તે મારા એક છૂપા બાતમીદારને સંધ્યાકાળે ખબર પડી અને તેણે અચાનક આવી ચઢેલા એક દૂત–નહિ–નહિ, પરમ દયાળુ પરમેશ્વરે મોકલેલા એક સજ્જને મારી પાસે આણી."

"અને તે સજ્જન ક્યાં છે?" ભદ્રશ્યામાએ ઉત્સુકતાથી પૂછ્યું.

"અહીં આપણા રાજવાડામાં." નન્દકે પ્રત્યુત્તર આપ્યું;–"દૈવી ચમત્કાર કહે છે તે આનું નામ. સગમેશ્વર આગળ જે વહાણ ભાંગી ગયાના સમાચાર મળ્યા હતા અને તેમાં એક જ માણસ બચ્યાની ખબર આવી હતી, તે જ એ માણસ. એટલું જ નહિ પણ એની સાથે આચાર્યની આજ્ઞાપત્રિકા પણ છે."

"ખરેખર! શું કહો છો?!" આશ્ચર્યચકિત સ્વરે ભદ્રશ્યામા બોલી;– "સખીઓ! હું કહું છું તે ખોટું નથી. આ જગતમાં સુખ અને દુઃખ બને સાથે જ રહ્યાં છે. ગમે તેવી કીમતી ધાતુ માટીના ભેળ વગરની છૂટી હોતી નથી. જેમાં સુખરૂપી અમૃતની મધુર રુચિ ન હોય એવું કટુ વિષ પણ એકલું આપણા નસીબમાં નથી."

"બા સાહેબ! આપ કહો છો તે ખરું છે." જેનો સ્વાભાવિક સુંદર ચહેરો આનંદથી પ્રફુલ્લ દિસતો હતો તે અનુપમા નામની સખી બોલી;–"ખરેખર જો

આપે વિચાર કર્યો હત તો તેમ મુઠીભર માણસોને લઈ આપણે નિકળ્યાં હોત તો શું નું શું થાત! બાઈ જગદંબાની કૃપાથી આ અનર્થ ટળ્યો."

"અને અનુપમે! ખરું જ કહ્યું" રાજકુંવરી બોલી;-"મારા મનમાં એમ પણ હતું કે જતાં જતાં રસ્તામાં કાકા સાહેબની મુલાકાત લેવી. લાડકી લવંગિકાને એકવાર મળવું, ત્યાં થોડી વિશ્રાંતિ લઇ પછી આગળ જવું. જો એમ કર્યું હોત તો આપણે જાણી જોઇને અજગરના મ્હોંમાં પગ મુકવા બરાબર થાત નહિ વારુ?" આટલું કહેતાં કહેતાં રાણીનું શરીર કમ્પ અનુભવવા લાગ્યું.

"આપના મનનો આ વિચાર બ્હાર પડતાંજ એક નોકરે આપના કાનમાં ફૂંક મારી, આપના આમ કરવામાં ભારે જોખમ છે, એમ તરતજ જણાવ્યું હોત." નન્દકે કહ્યું;-"પણ ઈશ્વરકૃપાથી હવે એ વાતની શંકા રહી નથી. આ બૌદ્ધ સરદારો માત્ર ધર્મના સંગનો ડોળ કરી રાજ્ય ખટપટને માટે એકઠા થાય છે, એ વાત હવે પૂરે પૂરી જણાઈ આવે છે. તો આ રાજની ઉગતી ઇચ્છા તેના સુકુમાર દેહને કોઈ પણ પ્રકારની ઇજા ન થાય તેનો યોગ્ય બંદોબસ્ત કર્યા વગર નહિ જ રહો એમ મારી યાચના છે."

"આપણે એક વખત ભદ્રપુર જઈ પહોંચ્યાં કે કોઈ વાતની ફિકર નથી." ભદ્રશ્યામા બોલી;-"આપણે જેમ બને એમ જલ્દી ભદ્રપુર પહોંચવું. કાલે બને એટલી ઉતાવળે અહીંથી વ્હેલાં નિકળવામાં સાર છે. પણ હા ચતુરા! તું એમ ન સમજતી કે અમે તારા બાપના આમંત્રણને માન નહિ આપીએ. કાલે તારે ત્યાં જમણ છોડવાનાં નથી. સમજી કે?" આટલું કહેતાં ભદ્રશ્યામાએ ચતુરાની સામું જોયું.

બિચારી ચતુરાને, રાણીના ભયની વાત સાંભળી એવો તો ગભરાટ છૂટયો હતો કે ન પૂછો વાત. મારે માટે ખોટી થઇ રખેને રાજકુંવરી કંઈ સંકટ ન વ્હોરી લે, એની ફિકરમાં એ પડી હતી. એને બિચારીને આ મશ્કરી ક્યાંથી રુચે? તે આર્જવપણે બોલી;-

"બા, આપ જે કરવું હોય તે કરવા મુખત્યાર છો, પરંતુ આનંદના જોશમાં આપ એવો નિશ્ચય ન કરતાં કે જેનું પરિણામ માઠું આવે. એ ખરી વાત છે કે આપ મારા પિતાને વચન આપી ચૂક્યાં છો; પણ આવા કઠણ પ્રસંગ આગળ એ વચન ન પળાયું તો શું? આપના રક્ષણ કરતાં વચન વધારે નથી અને મારા પિતાને એથી કંઈ માઠું પણ નહિ લાગે."

"હવે રહેવા દે તારા ઢોંગ સમજી ?" હસતાં હસતાં ભદ્રશ્યામાએ ચતુરાના ગાલપર ચીમટી ખણી કહ્યું:—

"કાલે વિજયસિંહ, હાર ખૂંપ ઘાલી તારી રાહ જોતા બેસશે તેને નિરાશ મારાથી કેમ કરાય ? અને તું જો એમ જાણતી હો કે અમે સર્વે નહિ આવીએ તો તારા બાપને મિજબાનીનું ખર્ચ બચશે તો, એમાં તું ફાવવાની નથી. સમજી ? કાલે તો તારે ઠાઠ માઠથી શણગરાવાનું છે એમાં અમારાથી હરકત થાય !"

વિજયસિંહનું નામ સાંભળતાં, ચતુરાના ગાલપર શરમના શેરડા પડ્યા. તે ક્ષણભર શરમાઈ, પણ મુખ્ય વિચાર લક્ષમાં આણી ગંભીર સ્વરે બોલી;–"બા સાહેબ, આપ જો મારી મજાક કરતાં હો તો ભલે, તેમાં મારી ના નથી, પરંતુ જો આપ ગંભીરતાથી કાલને માટે કહો છો એ પ્રમાણે નિશ્ચય હોય, તો તેમ કરવું ઠીક નથી. મને કાલને બદલે પરમ દિવસે પહોંચાડશો તો તેમાં વાંધો નથી. આપના શરીરને એવા જોખમમાં નાંખવાનું કંઈ કારણ નથી. એક દિવસ આઘો પાછો થયો તો શું ? એમાં શું ખાટું મોળું થઈ જવાનું છે ?"

"બા સાહેબ!" અનુપમા બોલી;–"ચતુરા ખરું કહે છે. આપે આપના સંરક્ષણની કાળજી રાખવી જોઇએ. આપના પર સારા રાજ્યની આશા છે. એ ખરી વાત છે કે આપનો અમારા પર પ્રેમ છે; પણ, એ પ્રેમની સીમા હોવી જોઇએ. વારુ, જો આપનો કાલને કાલ નિકળવા વિચાર હોય તો, મારા મનમાં એક વિચાર આવ્યો છે તે પ્રમાણે વર્તવાની મને પરવાનગી આપો એટલે બસ્સ. હું પુરુષનો પોશાક ધારણ કરી આપના એક નોકરના વેષમાં આસપાસ જે રાજભક્ત સરદારો છે તેમને મળું. આ તરફનાં ઘણાં ખરાં માણસો પિતાજીના ઓળખાણનાં છે અને તેઓએ મને ઘણીવાર જોઈ છે. હું તેમને જઈ આપના ભયની હકીકત કહીશ અને ગમે તેમ કરી એ લોકોને અને તેમના બીજા માણસોને અહીં લાવી હાજર કરીશ. પછી તો આપને કંઈ આપના વચનભંગની ધાસ્તી નથી ને ? પછી આપણે કાલે આપ કહો તે વખતે નિકળીશું."

આ શબ્દો સાંભળી હાસ્યપ્રફુલ્લ વદને પ્રેમાર્દ્ર દૃષ્ટિએ રાણીએ અનુપમા તરફ જોયું. આવું સ્મિત હાસ્ય અને લાગણીથી ઉભરાઈ જતી દૃષ્ટિ ફક્ત વિધાતાએ ભદ્રશ્યામાને જ આપી હતી. આ સ્મિત હાસ્ય અને પ્રેમ ભરી દૃષ્ટિથી અનુપમાનું અંતઃકરણ ભદ્રશ્યામાના અંતઃકરણને આલિંગન કરતું જણાયું અને દૃઢતર પ્રેમરજ્જુથી ભદ્રશ્યામા પ્રતિ બંધાયું.

"ઘેલી અનુ! તું શું એમ સમજે છે," રાજકુંવરી બોલી;–"કે તને હું એવા ભય ભરેલા કામે જવા દઉં? જે સંકટ માથે આવી પડવાનું હશે તે પડશે પણ તે કોઈ એકલાને હું ભોગવવા દઈશ નહિ. આપણે સઘળાં મળી ભયની સ્હામે થઇશું."

આટલી વાર સૂધી ભદ્રશ્યામાની બીજી બે સખીઓ કુસુમલતા અને અદ્રિલતા મુગી બેસી રહી હતી. અને માત્ર જે વાત થતી હતી તે સાંભળ્યાં જ કરતી હતી; તેઓ આગળ આવી અને વિનયનો ડોળ ઘાલી બોલી;–"ખરું છે બા સાહેબ! આપે આવા પ્રસંગે આપના શરીરનું રક્ષણ પહેલું જોવું જોઇએ. બીજી બધી વાત પડતી મૂકી આપે આ નિશ્ચયને ન વળગી રહેતાં સંરક્ષણના ઉપાય યોજવા એ ડહાપણ ભર્યું છે."

"સખીઓ! મેં જે નિશ્ચય કર્યો છે તે હવે ફરે તેમ નથી," ભદ્રશ્યામા બોલી;–"કાલે જ અહીંથી નિકળવું એ વાત મિથ્યા થનાર નથી. સમજ્યાં!"

"રાજકુંવરી! આ સખીઓની વ્યાજબી વિનતિ સાથે," ગદ્‌ગદિત સ્વરે નન્દકે કહ્યું;–"રાજ્યનો એક સેવક પણ આપને એ પ્રમાણે ન કરવા વિચાર કરવા યાચે છે. કાલે નીકળવાના કરેલા વિચારને માંડી વાળવું ઠીક થઈ પડશે. શત્રુસાલ જેવા કપટનિપુણ સરદાર સાથે માણસો ઘણાં છે; બીજા સરદારોની મદદ છે; તેઓની યુક્તિ ફાવવા પણ સંભવ છે. આ સર્વ બાબતનો વિચાર કરવા જેવો છે."

"વાહ! મામા સાહેબ, તમે પણ એમ કહેશો એવું હું ધારતી ન હતી." પોતાના આગ્રહથી મામા સાહેબને ખોટું ન લાગે તેમ લાડમાં ભદ્રશ્યામા બોલી;–

"મામા સાહેબ! મારો સ્વભાવ તો આપ જાણો છો. મેં જે વાતનો નિશ્ચય કર્યો તે હવે હું ફેરવવાની નથી. વળી જુઓ મામા સાહેબ, આપે જ મને કહ્યું હતું કની કે હજાર જણને પૂછવું પણ ધાર્યું મનનું કરવું, તો વારુ મામા સાહેબ! આજ આપની આ શિષ્યાને એ ઉપદેશ વિરુદ્ધ વર્તવા કેમ કહો છો? મામા સાહેબ! એ રાજદ્રોહી સરદારોને મારે બતાવી આપવું છે કે, આપની આ શિષ્યામાં કેટલું પાણી છે. એ સરદારોને એમના સૈન્ય સાથે મારી આગળ આવવા દ્યો, પછી જુઓ કે હું કેવી યુક્તિ લડાવું છું. તેમની ફજેતી કેમ કરવી એ મેં ક્યારનું નક્કી કરી રાખ્યું છે. મારા કહેવાને માનો, પછી જુઓ કે શું થાય છે. કાલે જાણે આપણે ચતુરાના પિતાને ત્યાં તો જવું. બિચારા રાજનિષ્ટ વિજયસિંહને આશાભંગ કરવો એ ઠીક નથી. સખીઓ! લોકો એમ કહે કે અનર્ગ

દેશની રાજકન્યા બીકણ છે એ મને પસંદ નથી. અને તમે પણ જ્યાં સુધી અહીં છો ત્યાં સુધી તમને પણ ભીતિનું દાસીપણું કરવા સારુ ના કહું છું. તમે એમ ધારતા ના કે હું આજ ગાંડી થઇ છું. મેં પૂરો વિચાર કર્યો છે. એ લોકોનું એમ માનવું છે કે આપણે બપોરે અહીંથી નીકળીશું. તેઓએ તેમની બાજી પણ એજ પ્રમાણે રચી હશે. વારુ ત્યારે આપણે બપોરે નીકળવાને બદલે, સવારના પહો-રમાં નીકળીશું. એમ કરવાથી બપોરના તડકાનો ત્રાસ પણ નહિ વેઠવો પડે. વળી આ મારી સખીઓ બિચારી ભયથી ગભરાઈ ગઈ છે અને તેમનાં મોં વિલાઈ ગયાં છે, તે સવારના થંડા વાયુથી પ્રફુલ્લિત બનશે. વળી આપણે ચતુરાના બાપને ત્યાં જલ્દી જઈ પહોંચીશું, તેથી ત્યાં પણ જરા જોવા જેવું થશે. કહો મામા સાહેબ! મારો વિચાર કેમ છે? વારુ પણ હવે તમે પેલા ગૃહસ્થની વાત કરતા હતા તેને અહીં લઈ આવો, કારણ કે તે એટલી મુસીબત વેઠી અહીં આવ્યો છે, તેને મુલાકાત ન આપવી એ શિષ્ટાચારથી વિરુદ્ધ છે. તે આપણી કદાચ પરીક્ષા કરી લે કે રાજદરબારમાં શિષ્ટાચારની ખામી છે."

ભદ્રશ્યામાએ ચટ લઇને વિષયને ફેરવી નાંખ્યો. જ્યારે તેને કોઈ અપ્રિય બાબત કહેવી પડતી ત્યારે તે આજ યુક્તિ કામે લગાડતી હતી. આ પરથી નન્દકને ખાત્રી થઈ કે તે પોતાનો નિશ્ચય ફેરવવાની નથી. તેની સખીઓ સાથે ઘણી છૂટથી વર્તતી હતી ખરી પરંતુ વખત આવે કડક કેમ થવું તે તે સારી રીતે જાણતી હતી. તેઓ પણ પોતાના મનમાં સમજી ગઈ કે રાણી પોતાના કરેલા વિચારમાંથી પાછી ડગે એમ નથી. મહારાવ નન્દકને તો તેના હઠી સ્વભાવની ખબર હતી જ. તેઓએ વધારે આગ્રહ કર્યો નહિ. તરત જ નન્દક રણધીરને લેવા બહાર ગયા. ભદ્રશ્યામાએ સખીઓને કહ્યું; "સખીઓ! આપણે અહીં બરાબર રીતે બેસવું જોઇએ અને દરબારી અદબ પ્રમાણે તે આવનારને આદર સત્કાર આપવો જોઇએ."

ભદ્રશ્યામા ઝટ લઇને ઉભી થઈ. એક બેઠકને સિંહાસન જેવા આકારમાં ગોઠવી દીધી. તે તેનાપર બેઠી અને તેની સખીઓમાંની બે ડાબી બાજુએ અને બે જમણે પડખે ઉભી રહી. રાજકુંવરી તેમની સાથે વાર્ત્તાલાપ કરતી હતી. તે હમેશની માફક આનંદી જણાતી હતી; પરંતુ તેના મનની અંદર ઉદ્વિગ્નતા વહેતી હતી. પરંતુ એ સમજવાને તીક્ષ્ણ માનસિક દૃષ્ટિ વગર કોઇના કળવામાં આવે એમ ન હતી. તેની સખીઓમાં પણ તેની વાસ્તવિક સ્થિતિ સમજવાને શક્તિ-માન્ માત્ર અનુપમા જ હતી. તે ઘણી જ બુદ્ધિમાન્, ચતુર અને સૂક્ષ્મ દૃષ્ટિવાળી

હતી. તે રાજકુંવરીનું અંતઃકરણ કળી ગઈ. રાણીએ ધારણ કરેલા આનંદી દેખાવથી તે છેતરાઈ નહિ. રાજકુંવરીના મનની ઉદારતા જોઈ તે મનમાં બોલી;-"અહા પ્રભો! મોટાઈ રાખવી એ કેવી કઠણ વાત છે. આસપાસના માણસોના મનને શાંતિ મળે માટે તેને દિલના ઉભરાઈ જતા ભાવને દબાવી રાખવા પડે છે." થોડીવારમાં નન્દક તે શૃંગગિરિથી આવેલ માણસને લઈ દાખલ થયા. આ નવા આવનારની ઉગતી જુવાની, સુંદર મોહક ચહેરો, વળણદાર શરીર, સૈનિકના જેવી ઢબછબ, રમણી અંતઃકરણને સ્હેજ આકર્ષ્યા વિના રહે નહિ એવી હતી. રાજકુંવરીની ચાર સખીઓમાં કુસુમલતા અને અદ્રિલતા સ્હેજ ચંચળ અને છોકરવાદ હતી. તેઓ આ પરદેશી ગૃહસ્થને જોતાં એકમેકે નેત્ર સંકેત કર્યા. મામા સાહેબ જરા આગળ આવ્યા અને બોલ્યા;-"રાજબાળા! અમરપુરના એક સરદાર રણધીરસિંહ આપને પ્રણામ કરવા આવેલ છે."

આપણા તરુણ રણધીરે વિનયપૂર્વક સ્હેજ આગળ વધી ઘુંટણે પડી શિર જમીનપર અડાડી, એ રમણીરત્નને પ્રણામ કર્યા. "ભલે પધાર્યા, સરદાર!" રાણીએ પ્રણામ સ્વીકારી કહ્યું;-"આપ ભયંકર તોફાનમાંથી બચી છૂટયા, તે ઈશ્વરની મહાન્ દયા છે અને તેથી અમને ઘણો આનંદ થયો છે. આપે એક અણીના પ્રસંગે જે જરૂરની ખબર મામા સાહેબને આપી છે, તેને માટે આપનો આભાર માનું છું. એ ખબરથી માત્ર મારું જ હિત નહિ પરંતુ મને જે પ્રિય છે એવા માણસોનું-આટલું કહેતાં રાજકુંવરીના મન આગળ દારુકની મૂર્તિ ખડી થઈ અને તે સ્હેજ શરમાઈ ગઈ-હિત આપે કર્યું છે. આપે આ દેશમાં પગ મૂકતાંની વાર આપના યશસ્વી કાર્યથી આ દેશની રાજકુંવરીને આપની ઋણી કરી છે. આપનો એ ઉપકાર વિસરાય એમ નથી."

આ આભારના શબ્દો રણધીરે અમૂલ્ય ભેટ સ્વીકારતો હોય તેમ પ્રણામપૂર્વક સ્વીકાર્યા અને પળ પછી સ્હેજ આગળ આવી બોલ્યો;-"રાજબાળા, સકલપરિવ્રાજક શ્રેષ્ઠ ધર્માવતાર આચાર્યે પોતાની મહોર સાથેની જે આજ્ઞાપત્રિકા મોકલી છે, તે આ સેવક આપને અર્પણ કરે છે."

આટલી મોડી રાતે યોગ્ય અધિકારીના અભાવે નન્દકે આગળ વધી તે નળી લીધી. યોગ્ય પાત્રમાં તેને મૂકી રાજકુંવરીને પહોંચાડવી જોઇએ એવો રિવાજ હોવાથી કોઈ પાત્ર પાસે પડયું હોય તો તે લેવા માટે આમતેમ ફાંફાં મારવા માંડ્યાં. આ સ્થિતિ જોઈ રાજકુંવરી બોલી;-"મામા સાહેબ! અત્યારે એ શુષ્ક શિષ્ટાચારની કંઈ અગત્ય નથી. આચાર્ય પ્રભુની એ આજ્ઞાપત્રિકા વાંચવા હું ઘણી ઉત્સુક છું."

નન્દક જરા પાછો ફર્યો અને તે નળી કાપવાને પોતાની કેડેથી કટારી કાઢી. આમ કરતાં તેના મ્હોં પર સ્હેજ હસવું આવ્યું. વાંચનારને એ વાત વિદિત છે કે જે વખતે રણધીર શત્રુસાલના હાથમાં સપડાયો હતો તે વખતે એ નળી તેની પાસેથી લઈ લેવામાં આવી હતી અને તેને ખોલવામાં પણ આવી હતી. શત્રુસાલ વિરુદ્ધ જેમ બને તેમ ઓછું બોલવાની લવંગિકાને આપેલું વચન તેને યાદ હતું. તેથી નન્દકને આ બીના રાજકુંવરીને ન જણાવવા વિનતિ કરી હતી. આ સિવાય મહારાવ નન્દકની પણ તેવીજ ઇચ્છા હતી માટે તેણે તે કાપવાનો ઢોંગ કરી તે પત્રિકા બ્હાર કાઢી.

રાણીએ કોમળ હસ્તમાં લઈ તેને માથે લગાડી. બાદ તે મનમાં વાંચવા લાગી. પત્રિકા જો કે સંસ્કૃત ભાષામાં લખેલી હતી છતાં તે વાંચતાં રાણીને હરકત પડી નહિ, કારણ કે ગીર્વાણ ભાષા તે સારી રીતે સમજતી હતી. સ્વામીશ્રીએ રાજકુંવરીના ભાવી લગ્ન સંબંધી પોતે પોતાનો મત અનુકૂળ દર્શાવ્યો હતો, એ જાણીને ભદ્રશ્યામાને અતોનાત આનંદ થયો. તેના મુખપર આનંદની છટા ચમકવા લાગી. તેના લગ્ન સંબંધી જે જે શંકાઓ ધર્મને બ્હાને કાઢવામાં આવી હતી, તેનો નિકાલ સ્વામીની પત્રિકામાં હતો. રાજકુંવરી બોલી;—

"સરદાર! આવાં અનેક તરેહનાં સંકટો વેઠી સ્વામી મહારાજની કૃપા અને પ્રસાદદર્શક આ પત્રિકા આણી, તેથી મારા પર આપનો મોટો ઉપકાર થયો છે. સ્વામીશ્રીની કૃપા અનન્ય છે. તે દુર્દૈવી વ્હાણમાંથી બચેલા ગૃહસ્થ પાસે એક નળી હતી; અને તે એ નળીને પ્રાણથી વધારે સાચવતા હતા, એ વાત અમારે કાને આવી હતી. પણ એ આજ નળી હશે એવી સ્વપ્ને પણ અમને ખબર ન હતી. વળી તે માણસ સંગમેશ્વરથી ઘણી ઉતાવળ કરી ચાલી ગયો તેને માટે અમે તેનો દોષ કાઢતા હતા; પરંતુ તેણે આ મહત્વના કામ માટે એટલી ઉતાવળ કરી હશે એ અમને માલમ ન હતું. ગમે તેમ આપે આપનું કર્તવ્ય બજાવવા એટલી મહેનત લીધી તે ખરેખર આનંદની વાત છે; પણ હાં. સરદાર સાહેબ આપના જેવાને ત્યાંથી અહીં આવતાં એટલો વિલંબ શાથી થયો તે સમજવું કઠિન છે."

"મારે કેટલી ત્વરાથી નીકળવું પડ્યું અને તે કેવું મહત્વનું કાર્ય હતું," રણધીર બોલ્યો;—"તે તો આપે જ જણાવ્યું છે. અહીં આવતાં વિલંબ થવાનાં ઘણાં કારણો છે. પ્રથમ તો મારું ધારવું એવું હતું કે આપની સ્વારી ભદ્રપુરમાં હશે માટે એ દિશાએ હું નિકળી પડ્યો. ઘણે લાંબે ગયા પછી મને ખબર પડી

કે આપની સ્થિતિ અહીં છે. એ જાણતાં હું પાછો ફર્યો અને રસ્તાની માહિતી વગર આમ તેમ આવવામાં મને કંઇક અડચણ નડી. કંઈક દૈવ સંજોગ એવો બની આવ્યો કે હું અમુક ખટપટ જાણવા શક્તિમાન્ થયો વા એ બાતમીની ખબરવાળો પત્ર અહીં આણવાનું કામ મારે માથે આવ્યું."–અહીં રણધીરે ચાલાકીથી આ વાત પડતી મૂકી બીજી જ વાત શરુ કરી. રાજકુંવરીનું લક્ષ્ય તે વાતથી અળગું કર્યું. તે બોલ્યો;–"રાજબાળા! આચાર્યશ્રીએ મને કેટલીક વાત રજૂ કરવા કહી હતી તે આપને જણાવવાની હું રજા માગું છું. કારણ કે તેઓ શ્રીએ વાતનો ઉલ્લેખ પત્રિકામાં કર્યો નથી."

"ઘણી ખુશીથી," ભદ્રશ્યામા બોલી;–"આચાર્યશ્રીની આજ્ઞા શિરસાવંદ્ય છે."

"આચાર્ય પ્રભુને આપનો પત્ર ખાનગી દૂત મારફતે મળ્યો હતો," રણધીર બોલ્યો;–"તેઓશ્રીએ તેમાં જે શંકા દર્શાવવામાં આવી હતી તેનો તાત્કાલિક નિર્ણય તે જ દૂતને જણાવ્યો હતો, પરંતુ શ્રીનું લેખી આજ્ઞાપત્ર મોકલવાનું કામ બાકી હતું. તેઓ શ્રીને એમ લાગ્યું કે આપના શુભ લગ્ન પ્રસંગે કોઈ પ્રતિનિધિને મોકલવો. આ માટે તેઓએ અમરપુરના તરુણ રાજકુમારને ગજેન્દ્રગઢથી કહેણ મોકલ્યું. રાજકુંવર તરત જ રાજધાનીથી આચાર્ય સમક્ષ હાજર થયો. તેઓશ્રીએ આ આજ્ઞાપત્રિકા અને પ્રતિનિધિનું કાર્ય તેમને સોંપ્યું. તેઓ કેટલાક માણસો સાથે અહીં આવવા નિકળ્યા. તેઓએ મને સાથે લેવા આગ્રહ કર્યો અને મેં પણ તેમની આજ્ઞા સ્વીકારી, કારણ કે આ દેશની ભાષાથી હું વાકેફગાર હતો. જલ્દી આવવાને માટે અમે પગને રસ્તે નહિ પણ જળ માર્ગે નિકળ્યા. રસ્તામાં તોફાન નડયું અને દુર્દૈવી વહાણના શા હાલ થયા તે તો આપને માલમ છે, ફક્ત હું એકલો જ તેમાં બચવા પામ્યો" છેવટનાં વાક્યો કહેતાં રણધીરનો સ્વર ગદ્‌ગદિત થયો હતો.

"અરે! એક સુંદર, શ્રીમાન્ તરુણનું પ્રેત કિનારાપર મળી આવ્યું છે. તે પ્રેતપરનો પોશાક કિંમતી હતો એમ પણ ખબર મળી છે." સદય અંતઃકરણે ભદ્રશ્યામા બોલી;—

"તરુણ, શ્રીમાન્, અને મૂલ્યવાન કપડાં વાળું–" રણધીર આશ્ચર્ય પામી વચ્ચે જ બોલી ઉઠચો.

"હા," રાજકુંવરી બોલી;–"ત્યારે તે કદાચ તમારા મિત્રનું તો શવ નહિ હોય?"

રણધીરે કંઈ જવાબ આપ્યો નહિ. માત્ર ખિન્ન મુદ્રાથી જાણે કંઈ ગૂઢ

વિચારમાં હોય તેમ બોલ્યા ચાલ્યા વગર ઉભો રહ્યો. ભદ્રશ્યામા બોલી;-"પદ્મા-ચાર્ય સ્વામીએ સર્વ બાબતનો બંદોબસ્ત કર્યો છે. એને માટે કંઈ ફિકર કરવા જેવું નથી. એ પણ આનંદની વાત છે કે આ આજ્ઞાપત્રિકા તમારે સ્વાધીન કરવાની બુદ્ધિ કુમાર વીરેન્દ્રસિંહને સુઝી."

"ખરેખર, એમાં કંઈ સંશય નથી." રણધીરે ઉત્તર વાળ્યો;-"એ પણ દૈવની કૃપાજ માનવી જોઇએ."

"મામા સાહેબ !" રાજકુંવરી બોલી;-"અહો ! રાત તો ઘણી જ વહી ગઈ લાગે છે. આપણા આ સરદાર પણ થાકેલ છે. અને તેમને વિશ્રાંતિની જરૂર છે. વળી સવારમાં આપણે વહેલાં પ્રવાસે નિકળવાનું છે. મામા સાહેબ ! એમને માટે સર્વ પ્રકારનો યોગ્ય બંદોબસ્ત કરવાનું કામ તમારે માથે છે અને તે સિવાય સવારની તૈયારી માટે જે જે હુકમ કરવાના તે સર્વ કરજો."

રણધીરે રાજકુંવરીને પ્રણામ કર્યા અને મામા સાહેબે પણ તેમ જ કર્યું. રણધીર મામા સાહેબની સાથે તેમના ઓરડામાં આવ્યો. રણધીરને માટે નન્દકે બાજુના ખંડમાં સુવાને માટે તજવીજ કરાવી અને રણધીરને તે ખંડમાં પહોંચાડી તેઓ પાછા પોતાના શયનગૃહમાં આવ્યા.

રણધીર કપડાં બદલી શય્યાપર પડ્યો પરંતુ તેને તરત ઉંઘ આવી નહિ. તેના મનમાં અનેક તરેહના તર્ક વિતર્ક થવા લાગ્યા. તેણે જે જે જોયું હતું તે સર્વ બનાવો તેની નજર આગળ તરવા લાગ્યા. આખરે તેને કંઇક ભાંગી તુટી નિદ્રા લાગી.

---

## પ્રકરણ ૭ મું

## શયનગૃહમાં આ રમણી કોણ

જે સમયની અમે વાત લખીએ છીએ તે સમયે ભરતખંડની સ્થિતિ અત્યારના જેવી ન હતી. ધર્મ, નીતિ અને સમાજનાં બંધનો છેક શિથિલ થઈ લોકનાં ચિત્ત ભ્રાંત થયાં ન હતાં. બુદ્ધ ધર્મના પ્રસારની એક વિલક્ષણ અસર થઈ હતી; પણ સમાજને તે કોઈ રીતે ઝાઝી હાનિકારક ન હતી; પરંતુ હિતાવહ હતી. અન્ય જાતિનો સંસર્ગ થયો ન હોવાથી રાજ્યકર્ત્તા પ્રજા પીડનથી અને આર્ય ગૃહસ્થો છલના કુશિક્ષણથી દૂર હતા. તે સમય સ્ત્રી આદરમાનનો હતો. માનવ

સમાજમાં પુરુષનું અર્ધું અંગ સ્ત્રી તે ગૃહપોષ્ય અશ્વ મહિષાદિ પ્રમાણે વર્તણુક રાખવા માટે નિર્માણ થયું છે, એવી લોકોની સમજ તે વખતે ન હતી. ક્ષત્રિયનો કુળ ધર્મ બરાબર રીતે નહિ, તો ઘણે અંશે પાળવામાં આવતો હતો. એક ક્ષુદ્ર ભમરાના ત્રાસથી કોમળ સ્ત્રી જાતને મુક્ત કરવા દુષ્યંત સમાન ક્ષત્રિય ઊર્વશી જેવા રમણીરત્નને કેશી દાનવના ત્રાસથી "હું પૃથ્વીનો પાલન કરતો હોવા છતાં સ્ત્રીઓને છળનાર આ દુષ્ટ કોણ છે" એમ કહેનાર પુરૂરવા જેવા રાજકર્ત્તા તે સમયે હતા. સ્ત્રીઓ તરફ અનુકમ્પાથી, આદરમાનથી વર્તવાની લાગણી લોકોમાં અને વિશેષતઃ ક્ષત્રિયોમાં સતેજ હતી. સ્ત્રીઓની કંઈ સેવા થતાં શૂર પુરુષોને તેમાં મોટી કૃતકૃત્યતા ભાસતી હતી.

આવા સમયમાં અનંગદેશની રાણી ભદ્રશ્યામાની જે અલ્પ સેવા રણધીરને હાથે થઈ હતી તેમાં તેને થોડો આનંદ લાગે એમાં કંઈ નવાઈ નથી. વળી આ કાર્ય કરવામાં તેણે અનેક પ્રકારનાં સંકટો વેઠ્યાં હતાં; તે સિવાય તેણે નિરપેક્ષ બુદ્ધિથી આ કામ કર્યું હતું; આને માટે ભદ્રશ્યામાએ પોતે તેને શાબાસી આપી હતી, આથી રણધીર જેવા શૂર સિપાઇને આનંદ થાય એમાં અચંબા જેવું નથી. ભદ્રશ્યામાના સૌંદર્યની વાત સારા સ્થળમાં પ્રસાર પામી હતી. જનપ્રવાહરૂપ વાયુએ તેની કીર્તિ સારા સ્થળમાં ફેલાવી હતી; અને આ રાજકુંવરીનાં ચરણદર્શન કરવા રણધીર પોતાનો દેશ છોડી આવ્યો હતો. આવા સંજોગોમાં તેને આ અનુપમ રાજકુંવરી માટે અત્યંત ભક્તિભાવ અને નિષ્ઠા ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. તેની સેવા કરવાનો પ્રસંગ આવતાં તે પોતાના જીવના જોખમે તે ઉઠાવવા તત્પર થાય એમાં આશ્ચર્ય જેવું કશું નથી. તેને માટે પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થાય એ સાહજિક છે. આટલું છતાં એ તો નક્કી કે રણધીરની મમતા તે ભદ્રશ્યામા માટે નિર્મળ મિત્રભાવ, પવિત્ર પ્રેમ અને નિષ્ઠા સિવાય બીજી તરહની ન હતી. લવંગિકાને જોતાં તેના હૃદયમાં જે વિકાર ઉત્પન્ન થયા હતા તે અને આ રાજકુંવરીને જોતાં જે વિચાર ઉત્પન્ન થયા હતા, તેમાં ઘણો ફેર હતો. એ ખરું કે રાજકુંવરી માટે એકાદ કામ કરતાં, જો તેને પ્રાણ આપવો પડ્યો હોત તો, તેમ કરતાં તેણે પાછી પાની ન કરી હોત, છતાં પ્રાણ આપતી વખતે તેના મોંમાંથી "પ્રિય લવંગિકે" એ જ શબ્દો નિકળ્યા હોત.

તે બિછાનાપર પડ્યા પછી રાજકુંવરીને મળતી વખત જે જે બીના બની તે તેના સ્મરણમાં આવી. રાજકુંવરીની બાજુમાં જે તેની ચાર સખીઓ હતી, તેમને જોતાં તેમના વર્તન સંબંધી જે ઝીણી બાબત તેના જોવામાં આવી હતી,

તે વિચાર તેના મનમાં સ્ફુર્યો. તે જ તેના અંતર ચક્ષુ સમીપ આવી ઉભી રહી અમારા વાંચનારા! રણધીરને થોડો ઘણો ઓળખે છે. એટલાપરથી તેની પ્રકૃતિ સંબંધી અનુમાન કરવું એ સ્હેજ છે. તે સ્વાભાવિક રીતે ડોળઘાલુ ન હતો, તેમ જ પોતાના શરીરના સૌંદર્યથી સર્વ સ્ત્રીઓને ભુરકી નાંખી વશ કરવાની ખોટી ભ્રાંતિ પણ તેનામાં ન હતી. રણધીર સ્વર્ગનો નહિ પણ પૃથ્વીપરનો મનુષ્ય હતો. જુવાની, સૌંદર્ય, વાતચીતની છટા તેનામાં હતી અને તેથી કોઈ તરુણ સ્ત્રી તેના તરફ જુએ, તેની વાતચીતની છટાથી મોહ પામે, કિંવા તેના સૌન્દર્યથી, તેની સુશીલતાથી તેના તરફ સાલ્હાદ દૃષ્ટિએ નિહાળે, તો તે તેના તરફ દુર્લક્ષ કરે એવો જડભરત પણ ન હતો. તેનું હૃદય છેક શુષ્ક ન હતું. કુસુમલતા અને અદ્રિલતાનું તેના તરફ ટીકીને જોવું અને તે બંનેનો નેત્રસંકેત તેના જોવામાં ન આવ્યો હતો એમ ન હતું. તરત જ તેના ધ્યાનમાં એ વાત આવી હતી કે રાજકુંવરીની આ બે સખીઓમાં અવિનય અને સ્વભાવચાંચલ્યનો થોડો ઘણો પણ વાસ હોવો જોઇએ. આ વિચાર તેના મનમાં આવતાં તેણે શોધક બુદ્ધિથી રાજકન્યાની બીજી સખીઓ તરફ જોયું હતું. આમ કરવાને તેને ખાસ કારણ હતું. રાજકુંવરીને તેના પોતાના રાજ્યમાં અનેક શત્રુ છે; તેના રાજ્ય કારભારમાં વિઘ્ન નાખનાર થોડા નથી; એ વાત અનગે દેશમાં પગ મૂકતાં તેના ધ્યાનમાં આવી હતી. આથી કરીને રાજકુંવરીના આસપાસના વિશ્વાસુ માણસો કેવા પ્રકારના છે, એ અવલોકન કરવા તેણે ખાસ ધ્યાન રાખ્યું હતું. ભદ્રશ્યામાની સખી ચતુરાને જોતાં તેને સંતોષ થયો હતો. તેનામાં ગંભીરતા, વિનય હોવાં જોઇએ અને તે સરળ સ્વભાવની પ્રેમાળ હોય એમ તેને લાગ્યું હતું. તેના ચહેરાપરથી તે નિષ્કપટી અને જ્યારે તે ભદ્રશ્યામા તરફ જોતી ત્યારે પ્રેમ અને રાજભક્તિ તેનામાં હોય એમ જણાતું હતું. અનુપમાના સ્વભાવ વિષે તેને અનુમાન કરવું જરા કઠણ લાગ્યું. એટલું તો તેને જણાઈ આવ્યું કે કુસુમલતા, કિંવા અદ્રિલતા જેવી છોકરવાદ કે ચંચળતા તેનામાં બિલકુલ નથી. ચતુરાના જેવું ગાંભીર્ય અને વિનય ઉપરાંત બુદ્ધિમત્તા અને દૂરદર્શિત્વ તેનામાં હોવું જોઇએ એમ તેને લાગ્યું. પરંતુ આ સિવાય તેની દૃષ્ટિમાં એવો કંઈ વિલક્ષણ ચમત્કાર હતો કે બિચારા રણધીરને તેના સંબંધી વિચાર કરતાં ઘોટાળો ઉત્પન્ન થયો. તેણે જ્યારે જ્યારે તેના તરફ જોવા પ્રયત્ન કર્યો ત્યારે તેને એમ જણાયું કે તે મારી સ્હામું જોઈ મારા મનની અને મારા ગુણની પરીક્ષા કરે છે. આટલું છતાં કંઈ



પૃ. ૯૫  અણુઓળખિતી મૂર્તિ તેની આગળ આવી ઉભી.

ચિત્રકાર રા. રા. દત્તાત્રય.

અવિનયથી તે તેના તરફ જોઈ રહી હોય એમ પણ તેને જણાતું નહિ. તેની ડોક જ્યારે જુએ ત્યારે નીચી વળેલી જણાતી.

આમ કરતાં રણધીરને સ્હેજ નિદ્રા આવી. અનર્ગદેશમાં પગ મૂકતાં જે જે બીના બની હતી, તે તેની આંખ આગળ રમવા લાગી. તેમાં કલ્પનાનું મિશ્રણ હોવાથી અસલ સ્થિતિમાં અને સ્વપ્નમાં જે ફેર હોય છે તે તેમાં હતો. તેણે અનેક આનંદ પમાડનાર અને ભયાનક દેખાવ જોયા. ફરીથી જાણે તે રાજકુંવરીને પ્રણામ કરે છે, કુસુમલતા અને અદ્રિલતાનાં ચંચળ નેત્રપાત્ર જુએ છે, એમ તેને ભાસ્યું. ચતુરાની ગંભીર મુખમુદ્રા તેની આંખ આગળ ખડી થઈ. અનુપમાની તીવ્ર દૃષ્ટિ તેના અંતઃકરણમાં પ્રવેશી, તેના બારીક માર્ગ જુએ છે, એમ તેને જણાયું. આ સર્વ દેખાવ પર પડદો પડતાં લવંગિકાની મનોમુગ્ધ છબી તેની સમક્ષ પડી રહી. પોતાની પ્રિય સખી રાજકુંવરીનો દ્રોહ કરનાર દુષ્ટ માણસોથી તેનું રક્ષણ કરવા, પોતાના પ્રાણની આહુતિ આપવા, ધૈર્યની સાક્ષાત્ મૂર્તિ સમાન તેની આંખ આગળ આવી ઉભી રહી. ફરીથી ક્ષણમાં ક્રોધે ભરાયલી ચંડિકા સમાન હાથમાં નગ્ન કટારી ધારણ કરી, નેત્રમાંથી વિજળીના પ્રવાહ પ્રમાણે અગ્નિ સારતી ભયંકર સ્વરૂપ ધારણ કરતી જણાઈ. તરત જ શ્વેત વસ્ત્ર ધારણ કરેલી મનોહર મૂર્તિમાં તેનું રૂપ બદલાઈ ગયું. આખરે સલજ્જ દૃષ્ટિથી, સ્મિત હાસ્યથી તે કમળ સમાન પ્રફુલ્લ વદને તેના તરફ જોતી જણાઈ. લવંગિકાનાં આવાં જુદાં જુદાં સ્વરૂપ નિરખવામાં તેનો ઘણો સમય ગયો અને અંતે આ મનોહારી દેખાવ અલોપ થઈ ગયો. એકાએક કોઈ વિલક્ષણ અણઓળખિતી મૂર્તિ તેની આગળ આવી ઉભી. તેની માનસિક આંખે જાણે અંધારાં આવ્યાં. તે સ્હેજ ગભરાયો તથા તેના હૃદયમાં સ્હેજ ભીતિ પણ ઉત્પન્ન થઈ. તે આકૃતિ વધારે ને વધારે તેની નજદીક સરવા લાગી. તેના ખભાને કોઇએ સ્પર્શ કર્યો એમ તેને લાગ્યું અને તે એકાએક જાગૃત થયો.

દિવો મંદમંદ બળતો હતો. ઝાંખું અજવાળું તે ખંડમાં હતું. રણધીરને બિછાના આગળ કોઈ ઉભેલું જણાયું. અરે તે સ્વપ્નમાંનું ભયંકર સ્વરૂપ નથી પણ આતો કોઈ રમણી ઉભી છે. અરે આ તો ભ્રમ નથી ને? ના, ના, એ તો રાજકુંવરીની સખી અનુપમા છે. એ જોતાં જ તે જરા આશ્ચર્ય પામ્યો.

"સરદાર સાહેબ!" દૃઢ પણ સલજ્જ સ્વરે તે રમણી બોલી;–"મારું આવા પ્રકારનું વર્તન આપને અઘટિત અને વિલક્ષણ લાગશે, પરંતુ કવચિત્ માણસપર

એવા પ્રસંગ આવે છે કે જ્યારે એવા ખોટા વિનયને બાજુએ રાખી, લોક શું કહેશે તેની પર્વા રાખવી પરવડતી નથી.”

“બાળા!” રણધીરે પ્રત્યુત્તર વાળ્યો;–“આપ શું કહો છો તે હું સમજ્યો. આપ રાજકુંવરીની બાબતમાં ચિંતાતુર જણાવ છો.”

“આપ યથાર્થ સમજ્યા છો સરદાર,” અનુપમા બોલી;–“આ રાતને વખતે મારે અહીં આવવું પડ્યું તે પરથી આપ અનુમાન કરી શકશો. કે રાજકન્યા માટે મારા અંતઃકરણમાં કેવી ભક્તિ છે.”

“ખરે જ હું સમજ્યો.” રણધીર બોલ્યો;–“ કદાચ રાજકુંવરીની કંઈ સેવા મારે હાથે બની શકે એમ છે, એમ જાણી આપ મારી પાસે આવ્યાં છો નહિ વારુ?”

“સરદાર! આપ ખરેખર ઉદાર મનના છો;” આભારદર્શક સ્વરે અનુપમા બોલી;–“આપને જોતાં મારા મનમાં મેં જે ધારણા બાંધી હતી તે ખોટી ન હતી. ખરે જ સરદાર! બહારની આવી આકૃતિ હોય અને પછી અંતઃકરણ જો ઉદાર ન હોય તો મનુષ્યની મુદ્રાપર વિશ્વાસ કદિ રાખવા જેવું રહે જ નહિ.”

“બાળા! રાજકુંવરીને માટે જે કામ કરવાનું છે;” રણધીર બોલ્યો;–“તે મને કહો. તેમ કરતાં મારા જીવને જોખમ આવશે તો તેની પણ મને પર્વા નથી.”

“આપનો ઉપકાર માનું છું સરદાર સાહેબ;” અનુપમા કૃતજ્ઞતા પૂર્વક વિનયશીલપણે મૃદુ ગંભીર સ્વરે બોલી;–“દરેક પળ મૂલ્યવાન્ છે. આ ખંડમાંથી બહાર નિકળતાં જે વાટ આમ જાય છે, તેને છેડે શસ્ત્રાગાર છે ત્યાં પધારો. હું પણ ત્યાં જાઉં છું અને ત્યાં આપની વાટ જોઇશ.”

આટલું બોલી તે તરુણી ત્યાંથી પસાર થઈ ગઈ. રણધીર ઉઠી મુખપ્રક્ષાલન વગેરે કરવા લાગ્યો અને તેમ કરતાં તેના મનમાં નાના તરેહના વિચાર આવવા લાગ્યા. “આવે સમયે રાજકુંવરીને એવું મહત્વનું કામ તે શું હશે? સઘળાને મૂકી મારા જેવા પારકા માણસની એ કામને માટે નિમણુક શા માટે કરી હશે? એ તો ઠીક પણ મને આ હકીકત આ પ્રમાણે ગુપ્ત રીતે કહેવાનું કારણ શું?” આવા કેટલાક વિચાર તેના મનમાં આવ્યા; પરંતુ તેનો સંતોષકારક નિર્ણય તેનાથી થઈ શક્યો નહિ. આટલા અલ્પ સમયમાં રાજકુંવરીના વિશ્વાસને લાયક ઠરવામાં તેને એક પ્રકારનું અભિમાન લાગ્યું, અને તે મહત્વના કામને માટે તેની નિમણુક થવા બદલ તેને આનંદ થયો. તેની સૈનિક વૃત્તિ તેનામાં જાગૃત થઈ અને તેણે નિશ્ચય કર્યો કે ગમે તેવી અડચણ આવે તો તેની

દરકાર કર્યા વગર આ કામમાં ઝંપલાવવું અને તેમ કરવામાં પ્રાણ આપવો પડે તો તેમ કરતાં પણ પાછા ડગવું નહિ.

મોં ધોઈ, દંતધાવન ઝટ કરી લઈ **અનુપમાએ** કહ્યું હતું તે રસ્તે શસ્ત્રાગાર તરફ ચાલ્યો. રાજવાડામાં ચારે તરફ સામસુમ હતું. શસ્ત્રાગારના દરવાજા પાસે આવી તે અંદર દાખલ થયો. જાતજાતનાં બખ્તરો અને નાના તરેહનાં શસ્ત્રો ત્યાં ગોઠવેલાં હતાં. અંદર કોઈ માણસ છે કે નહિ તે જોવા તેણે આમતેમ દૃષ્ટિ ફેરવી. એટલામાં **અનુપમા** પાછળથી આવી અને બોલી;-

"સરદાર! આપ એક વખત મને ખાત્રીથી કહો કે મારા વર્તનથી આપના મનમાં શંકા તો આવી નથી ને?"

"છે: શંકા શાની?" રણધીરે એવી ઢબે આ શબ્દ ઉચ્ચાર્યા કે તેના ખરાપણા માટે મુદ્દલ સંશય રહે નહિ. "વારુ, પણ બાળા! આપજ કહેતાં હતાં ને કે સમય ઘણો જ કિંમતી છે; તો શું કામ બજાવવાનું છે તે મને જણાવો."

"સરદાર!" **અનુપમા** બોલી;-"રાજકુંવરી સાહેબપર જે આફત આવનાર છે તે તો આપ જાણો છો. વળી તે ટાળવા માટે કુંવરીબાએ જે યુક્તિ કાઢી છે તે પણ આપને માલમ છે."

"તે હું થોડું ઘણું જાણું છું." રણધીર બોલ્યો;-

"રાત્રે રાજકુંવરીનાં દર્શન પછી પાછા ફરતાં મામા સાહેબે કંઇક વાત કરી હતી. મારા મત પ્રમાણે તો મને એમ લાગે છે કે રાજકન્યા પોતાની સાથે વધારે માણસોની ટુકડી લઈ નિકળે તો તેમના સંરક્ષણને વાંધો નથી."

"મારા મનમાં પણ રાતનો એજ વિચાર આવ્યા કરે છે." **અનુપમા** બોલી ઉઠી;-"આપની પાસે એકાંતમાં આવવાનું કારણ પણ એજ હતું. એમ સમજો કે તે બંડખોર લોકોની ટોળીએ પોતાનો વિચાર બદલ્યો હોય તો? વારુ, કદાચિત્ તે લોકોનો છૂપો બાતમીદાર અહીં હોય તો, તેણે બધી હકીકત ન જણાવી હોય એની ખાત્રી શી? આ બધું શું બનવા જોગ નથી? મેં રાજકુંવરીબાને ઘણીએ વિનવણી કરી. પણ તેઓ એકનાં બે થયાં નહિ."

"એ તો ખરું પણ મહારાવ **નન્દકે** યોગ્ય સલાહ આપવી જોઇતી હતી." રણધીર વચ્ચે જ બોલી ઉઠ્યો;-"તેઓ તો ઘણા દૂરદર્શી, રાજનીતિપટુ અને ચાણાક્ય છે. તેમની નજર તળેથી આ બાબત જાય એ બનવા જોગ નથી."

"સરદાર સાહેબ!" **અનુપમાએ** કહ્યું;-"આપ કહો છો તે ખરી વાત છે પરંતુ જ્યાં કુંવરીબાએ એક વાતનો આગ્રહ લીધો કે પછી મહારાવ કોઈ પણ

રીતે તેમની મરજી વિરુદ્ધ જવાના નહિ. તેઓએ મૂળથી લાડ લડાવેલ હોવાથી હવે કુંવરીબાની હઠ આગળ તેમનું પણ કંઈ વળતું નથી. અને વળે તો તેઓ એમ કરતા નથી. તેઓ પરદેશી હોવાથી અહીંના સરદારોમાં ઝાઝા ભળતા પણ નથી. આથી સરદારવર્ગમાં તેમનું ઝાઝું ચલણ નથી. કેટલાક તો તેમને તેમની દક્ષતાને માટે ધિક્કારે છે. કેટલાક તેમના બોલવાને પત કરતા નથી અને માત્ર થોડા જ તેમને ચાહે છે. માટે તેઓ જોઇએ તેવી વ્યવસ્થા કરવા અસમર્થ છે."

"જો એમ જ હોય તો રાજકન્યાની સાથે બીજા સરદારો કયાં નથી ?" રણધીર અધીરાઇથી બોલ્યો;–"તેમણે તો આ બાબતની વ્યવસ્થા કરવી જોઇએ."

"સરદાર સાહેબ !" ખિન્ન સ્વરે અનુપમા બોલી;–

"શું કહું ? એ કંઈ વાત કરવા જેવી નથી. દુર્મદસિંહ અને તેમના ચિરંજીવ દારુકને હાથે આ કામ બને એ સંભવિત નથી. તેઓનું વર્તન એવું છે. કે સરદારવર્ગ તેમને ધિક્કારે છે. બીજા બે ત્રણ જણ છે, તેમનું જોઇએ તેવું વજન પડે એમ નથી. આવે વખતે મારી સર્વ આશા આપનાપર છે. હું 'મારી સર્વ આશા' કહું છું તેનું કારણ આપ સમજ્યા હશો. હું અત્યારે જે કંઈ કરવા માગું છું તે રાજકુંવરી બાની આજ્ઞા વગર. કદાચિત્ આને માટે પાછળથી દોષ આવે તો–"

"બાળા, તેમ થાય તો હરકત નહિ." રણધીર વચ્ચે જ બોલી ઉઠયો;– "તેમ કરવામાં તમારો હેતુ ખોટો નથી. નકામી પ્રસ્તાવનામાં વખત ગુમાવ્યા વગર આપ મને શું કાર્ય સોંપવા માગો છો તે તરત જણાવો."

"જુઓ સરદાર સાહેબ !" એક પત્ર કાઢી અનુપમા બોલી;–"જે માર્ગે, રાજકુંવરી બા પ્રવાસ કરવાનાં છે તેજ માર્ગે ચાર પાંચ રાજનિષ્ઠ સરદારોનાં થાણાં છે. તે આમાં જણાવ્યાં છે. તેઓનાં થાણાં અહીંથી ઘણે લાંબે પણ નથી. આ સિવાય માત્ર સ્મરણપરથી આ ચાર રેખાઓ પણ દોરી છે; અને જો કે તે એક અજ્ઞાનના હાથની છે, છતાં આપને તે ઉપયોગી થઈ પડશે કારણ કે કાઢનાર આ સ્થળોથી વાકેફગાર છે."

"અહો ! આમાં તો સરદારોનાં થાણાં દર્શાવેલ છે." રણધીર બોલ્યો;– "એથી માર્ગ ભુલવાનો સંભવ નથી. પરંતુ આપને એક વાત પ્રથમથી જ જણાવવી જોઇએ કે આ કામ કરતાં કદાચ અડચણ આવવાનો થોડો સંભવ છે. આ દેશમાં આવતાંની વાર મારા શત્રુઓ ઉભા થયા છે. કદાચ રસ્તામાં આવી સ્થિતિમાં તેમનો મેળાપ થાય એ બનવાજોગ છે. શત્રુસાલના માણસો મને સારી

રીતે ઓળખે છે. આ કહેવાથી એમ ન સમજતાં કે હું રાજકુંવરીબાની સેવા કરતાં પાછો ડગું છું. પણ કેટલીક જરૂરની ચીજો—"

"આપને જોઇએ તે બખ્તર અને શિરસ્ત્રાણ આ શસ્ત્રાગારમાંથી પસંદ કરી લ્યો." રણધીરને પૂરું બોલવાં ન દેતાં અનુપમા બોલી;–"હું પણ કુંવરીબાની વિશ્વાસુ સખી છું. અને અનિલરાય જેવા રાજભક્ત સરદારની કન્યા છું."

"જો હું બખ્તર લેતાં ખમચાયો હોઉં તો એટલા માટે કે આજ્ઞા વગર લેવું એ ઉચિત નથી." રણધીર બોલ્યો.

"કંઈ નહિ સરદાર!" અનુપમા બોલી;–"આપને પસંદ પડે તે શિરસ્ત્રાણ અને ચિલખત લઈ લ્યો. આ સિવાય એક બીજો ઘોડો પણ પસંદ કરી લ્યો; કારણ કે આપનો ઘોડો થાકી ગયેલો હશે. અને ઘોડો બદલવાથી આપને ઓળખાવાનો પણ ભય ઓછો થશે. માટે અશ્વશાળામાં જઈ એકાદ ઉત્તમ અશ્વ પસંદ કરી લ્યો. રાજકુંવરીને તેને માટે જવાબ આપવો પડશે તે હું આપીશ."

"વારુ, ત્યારે હવે એક જ વાત પૂછવાની બાકી છે." રણધીર બોલ્યો;– "આ સરદારો મારી વિનતિનો અનાદર તો નહિ કરે ને?" એટલું કહી તે પત્ર જોવા લાગ્યો. આ પ્રશ્નનો જવાબ શો આપવો તે તેના મનમાં આવતાં સ્હેજ શરમાઈ અને સ્હેજ નીચું જોયું પણ તરત જ પાછી દૃષ્ટિ તેની તરફ ફેરવી સ્મિત વદનથી બોલી;–"સરદાર! આપશ્રીનો દેખાવ એ અનાદર ન થવા દેવાને માટે પૂરતો સમર્થ છે. આપને પછી બીજાં ચિહ્ન કે ભલામણ પત્રની જરૂર નથી."

"જો આપની એવી જ ઇચ્છા છે, તો હું એ જ સિફારશનો ઉપયોગ કરીશ" હસ્તાં હસ્તાં રણધીર બોલ્યો.

એટલું કહી તે બખ્તર પસંદ કરવા લાગ્યો. જાત જાતના બખ્તરમાંથી એક પસંદ કરી તેણે તેને જૂદું કાઢયું અને શિરસ્ત્રાણ વગેરે ભાગ છૂટા પાડી તે ધારણ કરવા લાગ્યો. આ સઘળો વખત અનુપમા રજ્જ્યુચિત વિનય અને મર્યાદાપૂર્વક ઉભી રહી હતી. તેના મોંપર કોઈ પણ જાતના વિકારની છાયા ન હતી. માત્ર ભવ્યતા અને ગંભીરતા તેનામાં દીસતી હતી. તેને સજ્જ થયેલો જોઈ તે બોલી;–"પધારો સરદાર સાહેબ! જગદંબાની કૃપાથી આપને આ કામમાં યશ મળે. આપને હજી ચાર ઘટકાનો અવકાશ છે. કુંવરીબા ત્યાર પછી નીકળશે એટલે આપ સરદાર મંડળીને પાછા આવી મળજો અને ધ્યાન રાખજો કે જોખમનું પહેલું મથક તે કનકપુર છે."

"આપ કોઈ જાતની ચિંતા કરતાં ના," રણધીરે જવાબ આપ્યો;–"હું બનશે તેટલી ઉતાવળથી પાછો ફરી રાજકુંવરીની સ્વારીને મળીશ."

"અરે, જો, હું મહત્વની બાબતો વિસરી જતી હતી." અનુપમા બોલી;–"આજના પહેરાપર સંકેતશબ્દ "પરિત્રાણ" છે."

અનુપમાએ જોયું કે બહાર કોઈ નથી. એ વાતની ખાત્રી થતાં રણધીરને ઈશારત કરી, તે કુંવરી સાહેબના શયનગૃહ ભણી વળી. રણધીર પણ તરત જ શસ્ત્રાગારમાંથી બ્હાર નીકળ્યો અને અશ્વશાળા ભણી ગયો. ત્યાં આવી જુએ તો બે ત્રણ ચરવાદરો ઉઠી પોતાને કામે લાગ્યા હતા. રાજકુંવરીની સ્વારી વ્હેલી નીકળવાની હતી, છતાં કંઈ ઝાઝી ધામધૂમ જણાતી ન હતી. જે ઘોડાપર બેસીને તે આવ્યો હતો, તે જ ઘોડાપર પાછા બેસીને જવું એ તેને ઠીક લાગ્યું નહિ. કારણ કે તે ઘોડો શત્રુસાલની પાગામાંનો હતો અને ઓળખાઈ જવાનો સંભવ હતો. આથી ધારેલા કામમાં વ્હેલું વિઘ્ન આવે, માટે તેણે બે ચાર સારા ઘોડામાં જે એક હતો તે તેણે પસંદ કર્યો અને ચરવાદરને કહ્યું;—

"અરે, આના પર સામાન નાંખી તૈયાર કર અને જો કે એમ કરતાં વિલંબ થાય નહિ."

તે ચરવાદર આશ્ચર્ય ચકિત થઈ તેના સ્હામું જોઈ રહ્યો અને ભયભીત જેવો બની આખરે બોલ્યો;–"બાપુ! આ ઘોડો તો વીરસિંહજીનો છે. અને તેમનો માનીતો ઘોડો બીજો કોઈ લે તો તેઓ મારી ધૂળ કાઢી નાંખે."

"બહુ થયું આમ આવ," રણધીર બોલ્યો, અને તે પાસે આવતાં "પરિત્રાણ" એ શબ્દનો ઉચ્ચાર તેના કાનમાં કર્યો.

આ શબ્દ કાને પડતાં તે ચરવાદર માથું નીચું કરી એક અક્ષર બોલ્યા વગર ઘોડાપર સામાન નાખવા લાગી ગયો.

રણધીર પોતાનું શિરસ્ત્રાણ હાથમાં લઈ ઉભો હતો એટલામાં મહારાવ નંદકને તેણે દૂરથી આવતા જોયા. તે તેમને સ્હામો મળવા જવા વિચાર કરવા લાગ્યો એટલામાં તો મામા સાહેબની સ્વારી ત્યાં જ આવી લાગી.

"અહો સરદાર સાહેબ!" નંદકે કહ્યું;–"બખ્તર વગેરે ઘાલી સજ્જ થયેલા જણાઓ છો. આપ સ્વારીની સાથે જ નીકળશોને? સ્વારીને નીકળવાને હજી ઘણી વાર છે. આપ રાત્રિના અંદાજમાં ભૂલ્યા જણાઓ છો."

"ના, મામા સાહેબ! એમ નથી." રણધીરે જવાબ આપ્યો;–"જે રસ્તે રાજકુંવરીની સ્વારી જનાર છે તે રસ્તાની આસપાસ ફરી ખબર લેવી. અને

આજુ બાજુમાં કોઈ લોકનો ભય તો નથીને, એ જોઈ આવવું; એવું મારા મનમાં આવ્યું તેથી જરા આજ વ્હેલો ઉઠયો છું."

"વાહ! ખરેખર આપનો વિચાર તો ઘણો જ ઉત્તમ છે." મામા સાહેબે કહ્યું;–"આપની ઉદારતા અને કૃતજ્ઞતાની સીમા નથી."

આ કલ્પના મૂળ તેની ન હોવાથી, તેનું માન અને શાબાસી તેને લેવી ઉચિત ન લાગી. પરંતુ તે લાચાર હતો. અનુપમાનું નામ દેવું એ તે ઠીક ન હતું. તેથી તે બોલ્યો;–"ના, ના, મામા સાહેબ! એવું કંઈ નથી. હું જરા આગળ નીકળીશ તો તેથી કંઈ નુકસાન નથી. કંઈક તેમ કરવાથી ફાયદો થાય તો ઠીક જ છે. પણ, હાં, મામા સાહેબ, રાણી સાહેબની સ્વારી નીકળે અને મારી ગેર-હાજરી સંબંધી પરપુછ થાય તો, તે વખતે કંઈ જે આપને કહેવું યોગ્ય લાગે તે કહી દેજો."

"તે સંબંધી કોઈ પ્રકારની ચિંતા રાખતા નહિ." મામા સાહેબે કહ્યું;–"હા, પણ આપ અમને રસ્તામાં તો આવીને મળશોને?"

"હા, મામા સાહેબ!" રણધીરે કહ્યું;–"હું કનકપુરની આસપાસનો જે ભાગ છે ત્યાં ઘોડાપર ફરીને આંટો મારું છું; કારણ કે પ્રથમ ભયનું સ્થાન એ જ છે. હું ઘણું ખરું કનકપુરની પાસે જ રાજકુંવરીની સ્વારીને આવી મળીશ. પણ મામા સાહેબ! આપ કંઈ વિચારમાં હો એમ જણાવ છો?"

"હા, મારા મનમાં પણ એક કલ્પના ઉત્પન્ન થઈ છે." મામા સાહેબે વિચારમગ્ન હોય તેમ જવાબ આપ્યો;–"આપે જે કામ ઉદારપણે સ્વીકારી લીધું છે, તેથી એક બીજો ફાયદો થવા સંભવ છે."

"કહો મામા સાહેબ! શું છે તે," રણધીર બોલ્યો;–"આપની આજ્ઞા બજા-વવાને હું તૈયાર છું. મારાથી બનતું કરવા હું પ્રયત્ન કરવા ચૂકીશ નહિ."

"કનકપુરથી થોડે છેટે બે ટેકરીઓ છે," મામા સાહેબે કહ્યું;–"અને ત્યાં એક મોટું અરણ્ય છે."

"આપ કયું અરણ્ય કહો છો તે મારા ધ્યાનમાં આવ્યું." રણધીર અધિરાઇથી બોલ્યો;–"હાં પછી આગળ કહો."

"આ અરણ્યમાં એક દેવાલય છે."

"તે પણ સમજ્યો." રણધીરે કહ્યું;–"કોઈ લઢાઈમાં વિજય મળવાથી જય-ચિહ્ન માટે બાંધ્યું છે તેજને? એ તો કાલે મેં જોયું છે."

"ખરે એ તો મોટા સુદૈવની વાત છે કે આપે એ દેવાલય જોયું છે." અતિ હર્ષમાં આવી હાથ ચોળતાં મામા સાહેબ બોલ્યા;–"જ્યારથી રાજકુંવરીની સ્વારી આ ભાગમાં આવી પહોંચી છે, ત્યારથી લવંગિકાના સર્વ કાગળો મને એ જ જગ્યાએ મળે છે."

"મામા સાહેબ! જલ્દી કરો. જુઓ પેલો ચરવાદર ઘોડો તૈયાર કરી લાવે છે."

"અહો! પણ આ ઘોડો તો વીરસિંહનો છે" મામા સાહેબે કહ્યું.

"હશે તેને મારો ઘોડો આપજો એટલે ચાલશે. રણધીર અતિ ઉતાવળમાં બોલ્યો;–"તે દેવાલય મેં જોયું છે અને ફરી શોધી કાઢીશ. પછી?"

"તે દેવાલયની પાયરીના એક પગથિયામાં ફાટ છે.' મામા સાહેબે પોતાનું કહેવું જારી કર્યું;–"અને તેમાં કદાચ આપને લવંગિકાનો પત્ર મળશે –"

"બસ્સ, સમજ્યો મામા સાહેબ."

એટલું કહી રણધીરે મામા સાહેબને પ્રણામ કર્યા અને તે ચરવાદરે આણેલા ઘોડાના પેગડામાં પગ મૂકી એક દમ ઘોડાપર સ્વાર થયો, દરવાજા આગળ જતાં પહેરેગીરના કાનમાં "પરિત્રાણ" એ શબ્દ ઉચ્ચારતાં જ જાદુમંત્રના પ્રયોગની માફક તે દરવાજો ઝટ લઇને ઉઘડી ગયો. અને તે રાજવાડામાંથી બહાર પડ્યો.

વાંચનાર! રણધીર સાથે ઉતાવળે દોડવા કરતાં આપણે થોડો વખત પછી રાજકુંવરીની સ્વારી નીકળવાની છે, તેની સાથે ધીમેથી પ્રવાસ કરવો ઠીક પડશે. રણધીરને આપણે હમણાં એકલો મૂકવો ઠીક છે. આપણે ઘણો વખત તેની સાથે મુસાફરી કરી છે. તે મામા સાહેબ સાથે ગુપ્ત વાત કરતો હતો તે પણ સાંભળી છે. એટલું જ નહિ પણ રાજકન્યાના આરામગૃહમાં શસ્ત્રધારી સિપાઈની પર્વા કર્યા વગર, આપણે તેની સાથે ઘુસ્યા હતા. આ ઉપરાંત તે એકલો શયનગૃહમાં કલ્પના સાથે ક્રીડા કરતો હતો ત્યારે તેના મનોરંજક દેખાવો પણ જોયા છે. ત્યારે આપણે એની સોબત છોડી, કુંવરીની સ્વારીમાં જવું ઠીક છે.

રણધીરના, નીકળ્યા પછી આશરે ચાર પાંચ ઘટકા પછી રાજકુંવરીની સ્વારી નીકળી. રાજકુંવરીના જલ્દી નીકળવાથી આજ કંઈ અવનવા અને ભયના સમાચાર છે એમ ખણખૂણ થઈ ગઈ હતી; છતાં સંપૂર્ણ હકીકત કોઈના જાણવામાં ન આવે એવી ખબરદારી તે રાજકુંવરીએ રાખી હતી. આમ કરવામાં કદાચ એમ પણ હોય કે જો ખરી વાત જાણવામાં આવે તો કેટલાકનાં મન ભયભીત થાય અને નીકળવામાં વિલંબ કરે. બીજું કારણ એ પણ સંભવિત છે કે રાજકુંવરી

પોતાના કાકા સામંત સચિવ **શત્રુસાલ** જે આ રાજદ્રોહના કાર્યમાં મુખ્ય ભાગ લેવાના હતા; તેમનું નામ જાહેરમાં ન આવે એવી તેની ઇચ્છા હોય. નામ જાહેરમાં આવતાં અને પોતાના દુષ્ટ કાર્યમાં સપડાતાં તેમને સજા કરવી પડે એ તેના ઉદાર વિચારને નાપસંદ હોય એ બનવા જોગ છે. વળી ત્રીજું કારણ પણ છેક બનવા જોગ ન હતું. રાણીની પ્રકૃતિ મૂળથી જ ભયને તુચ્છકારનારી અને કંઈ વિલક્ષણ કાર્ય કરી બતાવવામાં ગર્વ માનનારી હતી. આથી કોઇને પણ જણાવ્યા વગર પોતે એકલી પોતાની અક્કલ હોંશિયારીથી આ સંકટના પ્રસંગમાંથી પાર પડી, આવા પ્રસંગને કંઇ વિશાતમાં લેખતી નથી એમ બતાવવાની ઇચ્છા પણ હોય.

જે વખતે રાજકુંવરીની સ્વારી રાજવાડામાંથી બહાર નીકળી તે વખતે, **દુર્મદસિંહ દારુક**, મહારાવ **નન્દક**, **વિજયસિંહ**, **શૂરસિંહ** વગેરે **સરદારો** તેમના અનુચર, તે ઉપરાંત રાજકુંવરીના અનુચરો અને અન્ય સેવક મળી પચાશેક જણ પુરુષ મંડળમાં; તથા રાજકુંવરી, તેની ચાર સખીઓ, તેમની દાસીઓ અને કેટલાક સરદારની સ્ત્રીઓ મળી પચીશેક સ્ત્રીઓનો પણ સમૂહ હતો. પુરુષ વર્ગે શસ્ત્ર ધારણ કર્યાં હતાં, છતાં આ મંડળ સાથે સિપાઈ સૈન્યનો એવો તો અભાવ હતો કે દુશ્મનોની ટોળી ધારે તો સહેલમાં આ આખા મંડળને ઘેરી કેદ કરી લે. આટલું છતાં **ભદ્રશ્યામા** મુઠીભર રક્ષક મંડળી સાથે નીકળી હતી.

આમ સ્થિતિ આવી નાજુક છતાં રાજકુંવરીનું મન લેશ પણ શંકાગ્રસ્ત ન હતું. આથી ઉલટું આજ તેનો સ્વભાવ જરા વધારે આનંદી જણાતો હતો. આગળ કેટલાક સ્વાર ચાલતા હતા. બન્ને બાજુ સરદારની મંડળી હતી. વચ્ચે રાજકુંવરી અને તેની જમણી બાજુએ **દારુક** તથા ડાબી બાજુએ **દુર્મદસિંહ** હતા. મામા સાહેબ થોડે અંતરે પાછળ ઘોડાપર હતા.

રાજકુંવરી ઘોડાપર બેસવામાં નાનપણાથી જ ઘણી જ કુશળ હતી એ અમે આગળ ઉપર જણાવી ગયા છીએ. રાજકુંવરી પોતાના સૌંદર્યથી, તેજથી, અને બુદ્ધિમત્તાથી જેમ સ્ત્રીજાતિમાં એક અનુપમ રત્ન હતું, તે જ પ્રમાણે જે અબલખ ઘોડાપર રાજકુંવરીએ સ્વારી કરી હતી, તે પણ ઘોડાઓમાં એક ઉજ્વલ રત્ન સમાન હતો. અશ્વમાં જે સૌંદર્યનાં અંગ ગણાય છે, તે તેનામાં પૂરેપૂરાં હતાં. આ ઉપરાંત તે પોતાનાં પગલાં એવી રીતે ઉપાડતો કે જાણે તે તે પોતાની પીઠપર રાજવંશી સુંદર દેહનો ભાર ઉપાડવામાં તેને એક જાતનું અભિમાન લાગતું હોય. આ ઉપરાંત તે પોતાની પીઠપર સ્વાર થનાર રમણીરત્નની કુશળતાથી

એવો વાકેફ હતો કે ઘણો જ નમ્રપણે પોતાની કૃતજ્ઞતા વ્યક્ત કરી બતાવતો હોય એમ જણાતો હતો.

આજ રાજમંડળ વેગથી ચાલવા લાગ્યું. ગિરિદુર્ગનાં મકાન, દેવળો પાછળ અદૃશ્ય થવા લાગ્યાં. વસંતનો સમય હતો અને તેમાં પણ પ્રાતઃકાળનો મંદ સમીર વહેતો હતો. રાણીની સ્વાભાવિક પ્રકૃતિ આનંદી હતી અને તે આવે વખતે વધારે ઉલ્હાસ ભરી જણાય એમાં નવાઈ ન હતી. ગિરિદુર્ગના સમીપની મનોહર વૃક્ષ ઘટા જોઈ, વનશ્રી પર સુહાસ્ય અને સુપ્રસન્ન દૃષ્ટિ પડતાં રાણીની કલ્પનાશક્તિ જાગૃત થઈ. તેના મનમાં આલ્હાદ માવા ન લાગ્યો. પોતાનો દ્રોહ કરનાર, દુષ્ટ સરદારોને પોતાના મનોરથ ભાંગી પડેલા, અને હાર ખાઈ કાળા મોં થયેલા તે પોતાની નજર આગળ જોવા લાગી. તેના મનમાં એવો વિચાર આવ્યો કે મારા જેવી એક અબળાએ આવા કપટી રાજદ્રોહી મંડળની સર્વ તૈયારી ભાંગી પાડી છે; મેં મારું અને મારા પ્રિય માણસોનું રક્ષણ કર્યું છે. આવો વિચાર તેના મનમાં આવતાં તેની છાતી આનંદથી ઉભરાવા લાગી. તેના નેત્રમાં એક પ્રકારનું તેજ ચમકવા લાગ્યું. તેની કાંતિપર એક પ્રકારની સુરખી છવાવા લાગી. પ્રાતઃકાળના ઝાકળમાં સ્નાન કરેલા સ્નિગ્ધ ગોલાબમાં ભદ્રશ્યામાના મુખપરની લાલાશ જેવી લાલાશ નથી. વિકસિત કમળમાં તેના ગાલની સ્પર્ધા કરવા જેવી પ્રફુલ્લતા નથી. અરુણોદયની ઉગતી છટામાં પણ તેજ સૌન્દર્યનો ભાસ નથી, એવી અનુપમ કાન્તિ આ રાજબાળાની આ સમયે જણાતી હતી.

દારુકનો ઘોડો રાજકુંવરીની જોડે જ લગભગ હતો. વચ્ચે વચ્ચે તેમની વાતચીત ચાલતી હતી. આચાર્યશ્રી પાસેથી આવેલી આજ્ઞાપત્રિકાની હકીકત અને તે લાવનાર ખબર દારુકના કાને આવી પહોંચી હતી. રાણીની સ્વારી જરા ધીમે ચાલતાં દારુકે વાતની સંધિ પકડી અને કહ્યું;—

"તે આચાર્યશ્રીની આજ્ઞાપત્રિકા આણનાર, મને લાગે છે કે તે દુર્દૈવી વહાણમાંથી જે બચવા ભાગ્યશાળી નીવડ્યો હતો તેજ ગૃહસ્થ નહિ વારુ?"

"અરે સારું થયું કે મને યાદ આવ્યું." ભદ્રશ્યામા બોલી;—"તમે એને મળ્યા નથી નહિ વારુ?" એટલું કહી રાણીએ પાછળ દૃષ્ટિ ફેરવી. તે મંડળ એટલું મ્હોટું ન હતું કે તેમાં રણધીર જણાય નહિ. રાજકુંવરીએ ફરીથી બોલવાનું જારી રાખતાં કહ્યું;—"અરે પણ તે તો કંઈ નજરે પડતો નથી. એના જેવો સભ્ય અને

શૂર સરદાર પાછળ રહી જાય એ બનવાજોગ નથી. પણ આજ સવારથી અત્યાર સૂધીમાં તેનું મોં પણ જણાયું નથી.”

એટલું કહી ભદ્રશ્યામાએ મહારાવ નન્દકને પાસે આવવા ઈશારત કરી. એક આજ્ઞાધારક સેવક પ્રમાણે તેઓ ત્યાં આવ્યા. અને ઘોડો સ્હેજ વાળી છેટે રાખ્યો.

“મામા સાહેબ!” ભદ્રશ્યામા બોલી;–“હું ભૂલતી ન હોઉં તો સરદાર રણધીરની સર્વ વ્યવસ્થાનો ભાર આપને શિર મેં નાંખ્યો હતો.”

“આપની આજ્ઞા બરોબર પાળવામાં કોઈ પણ જાતની ખામી મારે હાથે થઈ નથી.” નન્દકે જવાબ આપ્યો;–“આપે એને આ મંડળમાં ન જોવાથી કદાચ એ સવાલ કર્યો હોય એમ સંભવે છે. એ ઘણી આનંદની વાત છે કે મારા એક દેશબંધુની કર્તવ્યપ્રિયતાની વાત આપને જણાવવાનો પ્રસંગ એની મેળે જ બની આવ્યો. આપના આજના આ પ્રવાસમાં સંકટ આવવાનો સંભવ છે, એ જાણતાં તે શૂર સરદાર આ આપના આસપાસના પ્રદેશના તરફની હકીકત જાણવા, નજરે જોઈ લેવા અને કંઈ બંદોબસ્ત માટે એકલો સહુથી આગળ નીકળી ગયો છે. આપની સ્વારી પહેલાં તે ચારેક ઘટકા આગળ નીકળેલ હોવાથી, અને વીરસિંહના અતિ ચપળ ઘોડાપર સ્વારી કરી ગયેલ હોવાથી આપની સમક્ષ થોડા વખતમાં હાજર થશે એમ મારું માનવું છે–”

“હાં! બરાબર, હવે તે વાત મળી.” દારુક બોલ્યો;–“તેથી જ આજ વીરસિંહ સ્હવારમાં તેનો ઘોડો કોઇએ બદલ્યો છે. એને માટે ચરવાદારની ધૂળ કાઢી નાંખતો હતો. અને એ વાત મારે કાને પણ આવી હતી; પરંતુ હું તે વખતે ઉતાવળમાં હોવાથી તેના કહેવાનો ભાવાર્થ બરાબર મેં કળ્યો ન હતો.”

“એમાં વીરુને એટલું ગુસ્સે થવા જેવું શું હતું?” ભદ્રશ્યામાએ કહ્યું;–“તે જો મારો પોતાનો ઘોડો લઈ ગયો હોત તો તે બદલ મને કંઇ જ લાગત નહિ. આપણી સલામતિ માટે જે નિઃસ્વાર્થપણે આટલું જોખમ ખેડે તેનો આપણે ઉલ્ટો આભાર માનવો જોઇએ.”

“ખરે જ, આજ સ્હવારે જ્યારે નંદક મામા સાહેબ, બદલાયલા વિચારની ખબર આપવા આવ્યા ત્યારે તેમણે મને રાજદ્રોહીના પ્રપંચની કંઈક ઝાંખી સૂચના કરી હતી.” દારુકે કહ્યું;–“મને એ સાંભળી ગુસ્સો આવ્યો અને આવેષમાં મેં સઘળી હકીકત જણાવવા કહ્યું પણ મામા સાહેબે સંદિગ્ધ જવાબ આપ્યા.”

"પ્રિય દારુક એમ કરવાનું મેં જ તેમને કહ્યું હતું." પ્રેમાળ દૃષ્ટિએ તેની તરફ જોઈ ભદ્રશ્યામા બોલી;–"અને તે તેમણે ઠીક કર્યું. હું તમારાથી કંઈ છાનું રાખતી નથી અને એ વાત મેં જાતે તમને કહેવા નિશ્ચય કર્યો હતો."

"ઈશ્વરના સોગન છે, જો રાજદ્રોહીમાંનો એકાદ આવી જાય તો" આવેષમાં તરવાર પર હાથ નાંખી દારુક બોલ્યો;–"એવો સપાટો ચલાવું કે આ પાર કાં પેલે પાર. પછી જે થવાનું હોય તે થાય."

"દારુક! તમે શૂર છો એ બદલ તો મારી પક્કી ખાતરી છે." તેના આવેષ ભર્યા બોલવાથી ભોળવાઈ જઈ રાજકુંવરી બોલી;–"જ્યારે મારે માટે તમને આટલું થઇ આવે છે ત્યારે તમારા માટે એ લોકોએ કરેલો નિશ્ચય જાણી મારા મનને કેવું થયું હશે વારુ?"

"મારે માટે!" ચોંકીને દારુકે પૂછ્યું;–"શું?"

"હા, તમારે માટે પ્રિય દારુક!" રાજકન્યા દુ:ખી સ્વરે બોલી;–"તમને એ બધી હકીકત એકદમ જણાવવા મામા સાહેબને ના પાડી હતી. વળી, તેમના ભલા સ્વભાવને લીધે તેઓ પૂરે પૂરી કહી શકયા પણ ન હોત. આ નીચ રાજદ્રોહી લોકોની ધારણા કેટલી હદે જઈ પહોંચી છે, એ તમને ખબર નથી. તેમના આવા નીચ રાજદ્રોહની હકીકત આપણે આપણા મનમાં દાટી રાખવી એ જ અત્યારે તો ઠીક છે. કારણ કે આપણા લગ્નના મંગળ કાર્ય વખતે આપણાં જ સગાં અને આપ્ત લોકોનો રુધિરપાત કરવો એ અમંગળ છે."

"એવો તે શો વિચાર તેઓએ મારે માટે કર્યો હતો?" બદલાયલા અવાજે દારુકે પૂછ્યું.

"માત્ર તમારે માટે જ નહિ, પરંતુ તમારા પિતાને માટે પણ તેઓએ તેવી જ ધારણા કરી હતી."

આટલું કહેતાં કહેતાં ભદ્રશ્યામા દારુકના સ્હામું લક્ષપૂર્વક જોઇ રહી હતી. કારણ કે એટલામાં તો દારુકના ચ્હેરા પર એવો તો ફેરફાર થયો હતો કે તેનું કારણ તે સમજી શકી નહિ.–"ટૂંકામાં એટલું જ કે તે લોકોનો વિચાર તમને અને દુર્મદસિંહને પકડી બળવીરસિંહને સ્વાધીન કરવાનો હતો. પછી તે તેની મરજીમાં આવે તે પ્રમાણે વૈર લે. કાં તો હમેશને માટે તમારી માતુશ્રીને કર્યું છે તેમ, કે કોઈ કિલ્લામાં કેદ કરે વા–"

"વા શું?" ભયભીત અને ખોખરા અવાજે દારુકે પૂછ્યું.

"ના, ના, દારુક!" શરીરપર કમ્પારી છૂટી હોય તેવા ચ્હેરે રાજકન્યા બોલી;–"તે ભયંકર શબ્દો મારા મુખમાંથી નહિ નીકળે."

"સમજ્યો." પડી ગયેલે સ્વરે દારુક બોલ્યો;–"મોત" આટલું કહેતાં તેનો ચ્હેરો ધોળો પુણી જેવો થઇ ગયો. તેના મ્હોંપર જાણે મોતની છાયા છાઈ હોય તેમ જણાયું. તેના મનમાં એવો તો ધ્રાસ્કો પડ્યો કે તે તેના જીનપર ટટાર બેસી શકયો નહિ. જાણે મૂર્ચ્છા આવતાં પડી જાય તેમ એક બાજુએ ઢળી પડ્યો; અને કદાચ જમીન પર પણ ઢળી પડ્યો હોત.

"અરે રામ! રામ! આ શું?" ભયભીત સ્વરે રાજકન્યા બોલી;–"દારુક તમને શું થયું? તમે માંદા જેવા જણાવ છો. તમને કંઇ થઈ આવ્યું?"

થોડીવાર ભ્રમિષ્ઠની માફક શૂન્ય દૃષ્ટિએ તે રાજકન્યાની તરફ જોઈ રહ્યો તેનું મન ભયથી એવું તો ગભરાટમાં પડ્યું હતું કે કંઈ બોલવું તેની પણ તેને શુદ્ધિ આવી નહિ. તેના હોઠ ફફડવા લાગ્યા, પણ મ્હોંમાંથી એક શબ્દ પણ નીકળ્યો નહિ. આખરે લાગણીઓને વશમાં આણી તે બોલ્યો;–" કંઇ નહિ રાજબાળા! એ તો માત્ર સ્હેજ કંઈ દર્દ હતું. એમાં કંઈ ઝાઝું નથી. તમે એમ ધારતાં ના કે આ વાતથી હું ડરી ગયો છું. એવું કંઈ જ નથી." આટલા શબ્દો તે બોલ્યો ખરો પરંતુ, તેની કહેવાની ઢબ અસ્વાભાવિક, જાણે કોઇએ જોર જુલ્મથી બોલાવ્યો ના હોય, તેવી અને તેનો ચ્હેરો દુ:ખદ, ભયથી બ્હાવરા જેવો હતો.

આ પ્રકાર જોઈ રાજકન્યાનું મન તર્કવિતર્કમાં પડી ગયું. દારુકની સ્થિતિ જોઈ તેના મનમાં એક પ્રકારનો ચીરો પડ્યો. તે અસ્વસ્થ દૃષ્ટિથી વારંવાર તેના ભાવિ પતિ સ્હામું જોવા લાગી. અને વળી દૃષ્ટિ બીજી તરફ ફેરવવા લાગી. તેના હૃદયમાં એક જાતનો આઘાત થવા લાગ્યો. તેના મનમા મુંઝવણ થવા લાગી. તેના પ્રેમના સુખના મનોરમ રંગીન દેખાવો નષ્ટ થવા લાગ્યા. પોતાનો ભાવિ પતિ એવો બ્હીકણ હશે? છીઃ એ કલ્પના કેવી ભયંકર હતી આવો સ્વરૂપવાન્, ગુણવાન્ તરૂણ એવો હોય એ કલ્પના પણ મનમાં આણવી ઠીક નથી. આવા તેજ:પુંજ ચ્હેરાના, મોહક રીતભાતના તરૂણમાં ધૈર્ય ન હોય એમ બને કેમ? છટ્! આવી શંકા! આવી શંકાને ઉદય થવા દેવી એ ખરેખર સારી વાત નથી. સંશય એ સુખતરુને કોરી ખાનાર ભયંકર કીડ છે.

આવા વિચારો રાજકન્યાના મનમાં ઉભરાવા લાગ્યા. સંશય તો તેના મનમાં આવ્યો; પણ તેણે આ સંશયને જો મનમાં સ્થાન આપ્યું તો સર્વ સુખ માટીમાં મળી જશે, એમ જાણી તે તેને બ્હાર કાઢવા પ્રયત્ન કરવા લાગી. ખરેખરી રીતે

જોતાં સ્ત્રીનું સુખ અંતઃકરણની અંધતામાં જ છે. જેઓને પોતાનું સર્વસ્વ ભાગ્ય સર્વસ્વ આનંદ, એટલું જ નહિ પણ સર્વસ્વ જીવ એ પતિ જ છે; એવી સ્ત્રીઓને તો, 'તે અત્યંત સદ્ગુણી છે, તે મારાપર અતિશય પ્રેમ રાખે છે' એવું જ્યાં સુધી લાગે છે, ત્યાં સૂધી તેમને સુખ છે. બીજા પુરુષોમાં જણાતા દોષ, તેનામાં છે?' એવી શંકા મનમાં આવતાં, શોધક આંખ ઉઘડી જતાંની વાર ઇંદ્રભવન જેવો જણાતો રમ્ય સંસાર ધીમે ધીમે રૂક્ષ અરણ્યસમાન જણાય છે. જ્યાં સૂધી સ્ત્રીનામાં એક પ્રકારની નિષ્ઠા, ને વિશ્વાસ છે, જ્યાં સૂધી તેનું મન અકલુષિત છે. ત્યાં સૂધી જ તેને આનંદ છે. એક વખત ઇર્ષ્યારૂપી રાક્ષસી અને અવિશ્વાસ રૂપી કળિનો મનમાં પ્રવેશ થયો, કુલટા શંકાનાં કુટિલ વાક્યો કાનને મીઠાં લાગવા માંડ્યાં, કે સંસારસુખની ધૂળધાણી થઈ સમજવી.

બાગમાં એક વખતે પોતાનો પ્રિયકર સ્વાર્થપરાયણ અને મહત્વાકાંક્ષી છે, એવી શંકા રાજકન્યાના મનમાં આવી હતી અને આટલા થોડા જ વખતમાં તેનામાં તેને બીજો દોષ જણાયો. આ દોષ તે પણ સાધારણ નહિ. એક પુરુષને અણછાજતો દુર્ગુણ. આવો વિચાર આવતાં તે શૂર રાજકન્યાના મનને ઘણું માઠું લાગ્યું. તેણે તે વિચારને હૃદયમાં સ્થાન આપ્યું નહિ. તે પોતાના મનમાં કહેવા લાગી. "છીઃ મારા પ્રિયકરમાં એ દોષ હોય એમ બને નહિ. તે ધૈર્યનો સાગર છે." એમ મનમાં વિચાર કરતી ભદ્રશ્યામાએ દારુકના તરફ દૃષ્ટિ ફેરવી. દારુકની મુદ્રા પહેલાંના જેવી શાંત અને ઉજ્વલ જણાઈ. રાજકન્યાની દૃષ્ટિ પોતાના તરફ વળતાં તે હમેશના મોહક મૃદુ સ્વરે બોલ્યો;–"પ્રિય રાજબાળા! એવા શા ગૂઢ વિચારમાં મગ્ન થયાં છો? એમાં ચિંતા કરવા જેવું છે શું? એવું તો શું મોટું દુઃખ આવી પડ્યું છે?"

"છીઃ કંઈ જ નહિ." હમેશ કરતાં વધારે ઉલ્લાસ વૃત્તિ ધારણ કરી રાજકન્યા બોલી;–"પ્રિય દારુક આ દુષ્ટ રાજદ્રોહીના આવા વિચારથી આપણને કષ્ટ થાય એ શું સ્વાભાવિક નથી? કંઈ નહિ આપણે તેમની ઇચ્છાને ઉગતાં જ ડામવી એટલે થયું. તેઓને આવા કામથી મને સંતાપવા દ્યો અને પછી જુઓ કે તેમના કામ તરફ દુર્લક્ષ ન કરતાં, તેમને કેવો યોગ્ય બદલો હું આપું છું. પણ કંઈ નહિ. થવા દો. જે થાય છે તે સારાને માટે જ છે. પણ હા દારુક! આપણે ઘણાં ધીમેથી આગળ વધીએ છીએ. ચાલો–ચાલો જરા ઉતાવળે."

એટલું કહી ભદ્રશ્યામાએ પોતાના ઘોડાને વેગથી ચલાવ્યો. એની સાથે તરત જ બીજાઓએ પણ પોતાના ઘોડા મારી મૂક્યા. તે નાનકડું રાજમંડળ

વેગથી આગળ વધવા લાગ્યું; ગિરિદુર્ગ તો ક્યાંનું ક્યાં પાછળ રહી ગયું. પણ તેઓ કનકપુરની પાસે લગભગ આવી પહોંચ્યાં. જોખમની ભીતિ માત્ર અહીં આટલામાં જ હતી. એક તરફ અજયદુર્ગનો રસ્તો હતો અને બીજી તરફ વટા હતી. રસ્તાની બન્ને તરફ ગાઢ જંગલ હતું. તે નીચ રાજદ્રોહી મંડળે પોતાનો મનોરથ સિદ્ધ કરવાને માટે આ સ્થાનમાં એકઠા થવાનું નક્કી કર્યું હોવું જોઇએ એમ રાજકન્યાના મનમાં થઈ આવ્યું. તેણે લાગલું જ દારકના સામું જોયું. તે રસ્તાની બન્ને બાજુ ભયથી આમતેમ જોતો હતો અને તેનો ચહેરો પહેલાંની માફક ફિક્કો ફચ્ચ પડી ગયો હતો.

એટલામાં ઘોડાના પગલાંનો ભયસૂચક અવાજ રાણીના કાને પડ્યો. બાજુની ઝાડીમાંથી શસ્ત્ર ધારણ કરેલી સ્વારોની એક ટુકડી બહાર આવતી જણાઈ. તેઓ સર્વે જણે પોતાના મોં શિરસ્ત્રાણથી ઢાંકી દીધાં હતાં. આ ટુકડી એવી ઝડપથી દેખાઇ કે જાણે તે અરણ્યના વૃક્ષોએ એકાએક ઘોડેસ્વારનું સ્વરૂપ ધારણ કર્યું તો નહિ હોય, એવો ભ્રમ કોઇને થાય. પરંતુ એટલામાં એક બીજી ટોળી બીજી તરફથી આવતી જણાઈ. બન્નેએ જૂદી જૂદી દિશામાંથી આવીને રાજમંડળને ઘેરવું એવા તેમના ઇરાદા સંબંધી હવે કંઇ જ શક રહ્યો નહિ.

આ લોકો દુશ્મનના છે એ સંબંધમાં શંકા જ ન હતી. તેઓએ પોતાના માણસોને બે ભાગમાં વહેંચી, બે જૂદી જૂદી દિશામાંથી આવવા નિશ્ચય કર્યો હતો, એ પરથી જ તેમનું વલણ જણાઈ આવતું હતું. તેમના હાથમાં ભાલા અને ઢાલ સજ્જ કરેલાં હતાં, તે પરથી તેમનો સંગ્રામનો નિશ્ચય પણ જણાઈ આવતો હતો. આ કોણ છે? તે પારખી કાઢવું મુશ્કેલ હતું, કારણ કે સર્વના મોં અને શરીર પર બખ્તર કવચ હતાં. ફક્ત એકજ જણના ટોપની ઉપર કાળું રેશમી છોગું હતું. આ તેણે એટલા માટે ધારણ કર્યું હતું કે તે મનુષ્ય એ ટોળીનો નાયક છે એમ ઓળખાઈ આવે. બિચારી અનુપમાના મનમાં આશા હતી કે રાજકન્યાના સંરક્ષણ માટે સૈન્ય આવ્યું હશે, પણ તે આશા તેની વ્યર્થ ગઈ. કારણ કે આવનાર ટોળીમાં રણધીરને તેણે જોયો નહિ.

પૂર્વેજ કહેવામાં આવ્યું છે કે આ નાનકડા રાજમંડળમાં બધાં મળીને પચ્ચાસએક માણસ હતાં. તેમાંના કેટલાંક તો આવા પ્રસંગે લઢવા માટે નકામાં હતાં. રાજમંડળમાં શસ્ત્ર ધારણ કરેલ મનુષ્યો કરતાં બમણાં કે ત્રણગણાં માણસો શત્રુની આવનારી ટોળીમાં હતાં. વળી તે સર્વની લઢવા માટે તૈયારી જણાતી હતી. સઘળાના શરીર પર કવચ અને માથે ટોપ હતા. રાજકન્યાના માણસોમાંના કેટલાંકનો

પોશાક સાદો અને મુસાફરીને યોગ્ય હતો. હાથમાં શસ્ત્ર તો હતાં, પરંતુ આણીના પ્રસંગે, ભારે ચકમક ઝરતાં પોતાનો બચાવ કરવા ઢાલ વગેરે જે સાધનો જોઇએ તે ન હતાં. આવા સંજોગોમાં શત્રુપક્ષ સાથે યુદ્ધ કરવું, એ કેવળ મૂર્ખતાજ હતી. પોતાના માણસોનું નકામું રુધિર વહેવરાવા બરાબર હતું. આ વાત રાજકુંવરીના લક્ષમાં તરતજ આવી ગઈ. અને તેણે જે કંઈ નિશ્ચય કરવાનો હતો તે કરી લીધો.

"દગો! કપટ! પ્રપંચ" એવા શબ્દો સામેથી આવતી ટોળીને જોતાંજ રાજમંડળમાંના કેટલાક માણસોના મોંમાંથી નીકળ્યા. તેની સાથેજ કેટલીક તરવાર મ્યાનમાંથી બહાર નીકળી. ધીરસિંહ, વીરસિંહ, દુર્મદસિંહ આદિ સરદારો રાણીના સંરક્ષણ માટે ઝટ આગળ આવ્યા. વૃદ્ધ નંદકના અંગમાં પણ આ પ્રસંગે જુવાનીનું જોમ આવ્યું. આ સર્વ જણાનું વર્તન જોઇને કિંવા એકદમ હતાશ થવાથી દારુકના અંગમાં પણ શૌર્ય આવ્યું. તેણે ઝટ પોતાની સમશેર બહાર કાઢી. સંરક્ષણ કરવા માટે સાથે રાખેલા સ્વાર તો સજ્જ હતાજ, પરંતુ તેમનો દાખલો જોઈ ઈતર નોકર મંડળમાં પણ સ્ફૂર્તિ આવી. અશ્વપાળ આદિ સેવકજનોએ પણ પોતાનાં હથિયાર બહાર કાઢયાં. સર્વે જણે ગમે તેમ કરી રાણીનું રક્ષણ કરવા નિશ્ચય કર્યો. આ ભયંકર પ્રસંગે સર્વે જણ પોતાનો સ્વાર્થ અળગો કરી યાહોમ કરી ઝંપલાવવા માટે તૈયાર થયા.

"રાજનિષ્ઠ સરદારો અને બહાદુરજનો!" રાજકન્યા ગીતમધુર સ્વરે બોલી;–"જરા થોભો. મારા વિશ્વાસુ મિત્રો! જરા શાંતિ પકડો. આ રાજદ્રોહી માણસોને હાથે તમારી જીંદગી જોખમમાં નાખો નહિ. તેમના શસ્ત્રથી તમારા પવિત્ર લોહીને સ્પર્શ થવા દેતા ના. એકદમ અવિચારમાં અને શૌર્યના આવેશમાં તમારે તેમની સાથે નાહક યુદ્ધમાં ઉતરવું એ નિષ્પ્રયોજન છે. એ લોકોને શુદ્ધિમાં આણવા એ આ રાજકન્યા–તેમની રાણીના અધિકારમાં છે."

આ શબ્દો ઉચ્ચારતાં તેના મોં પર જે એક પ્રકારનું વિક્રમ તેજ ચમકવા લાગ્યું, તેનું વર્ણન કરવું અશકય છે. તેનું સ્વાભાવિક મનોહર મુખ રોષની છાયાથી અત્યંત પ્રેક્ષણીય જણાતું હતું. કોઇ દેવી ભૂમંડળમાં ઉતરી આવી, મનુષ્યોને ઉત્તેજિત કરતી હોય, તેના જેવી ભદ્રશ્યામા આ સમયે જણાતી હતી. તેણે પોતાના માણસોને હાથના ઈશારાથી પાછા હઠવા જણાવી, તેણે પોતાના ઘોડાને દશબાર પગલાં આગળ લીધો. અને તે માણસના મનને મુગ્ધ કરે તેવા નાજુક રૂપેરી ઘંટડીના જેવા ઝીણા સ્વરે બોલી;–"સરદાર! આપ જ્યાં છો ત્યાંજ ઉભા રહો. પ્રજાજનો!

તમને ખબર નથી, કે આ તમારી રાણી તમારી સમક્ષ ઉભી છે? તમે કોની સામે હથિયાર ઉઠાવો છો? એ શું તમે જાણતા નથી? તમે ઘેલછાના આવેશમાં શું કરવા ઈરાદો રાખો છો, તેનું તમને ભાન છે ખરું? અહો સરદાર! એક શૂરવીર પુરુષ થઇને એક સ્ત્રીની સામે શસ્ત્ર ચલાવવા તત્પર થવામાં તમને શરમ લાગતી નથી? ધિઃક્કાર છે તમારા શૂરવીરપણાને અને ધિઃક્કાર છે તમારા હથિયાર લેવાને? તમે તમારા નામને, આબરુને અને વીરતાને કલંક લગાડવા તૈયાર થયા છો, ધિઃક્કાર.”

સ્ત્રીના અંગના દિવ્ય સૌંદર્યથી ઘણા ક્રૂર મનુષ્યોના કઠણ હૃદય પિગળ્યાના દાખલા ઘણાએ સાંભળ્યા હશે. સ્ત્રીજાતિની કોમળતાથી, તેની આજીજીથી કે ધમકીથી ઘણા પાષાણહૃદયમનુષ્યો પિગળ્યાના દૃષ્ટાંત છે; પરંતુ આ દયાહીન માણસોના હૃદયપર ભદ્રશ્યામાના બોલવાની કંઈ અસર થઈ નહિ. તેના સૌંદર્ય-તેજનો કે તેના રાણી તરીકેના અધિકારનો કંઇ જ પ્રભાવ આ મનુષ્યો પર થયો નહિ. શત્રુપક્ષના સૈનિકો ચું કે ચાં કર્યા વગર પોતાની ચાલ ધીમેથી અને નિશ્ચયપણે આગળ વધારવા લાગ્યા. તેઓએ રાજમંડળને ઘેરવા માંડ્યું.

અરે પણ એટલામાં આ ઘોડાના પગલાં ક્યાંથી સંભળાય છે? શું કોઈ નવીન ટોળી આવતી તો નથી ને? અરે! હા! આ તો કોઈ નવી ટોળી આવે છે. સર્વની આંખ તે તરફ વળી. અરે! આ રાજદ્રોહી ટોળીને મદદ કરવા તો આ લોકો નથી આવતા ને? કિંવા કોઈ રાજભક્ત માણસે રાજકન્યાના રક્ષણને માટે, આ ખરી અણીના પ્રસંગે, સહાય્ય માટે તો આ માણસો મોકલ્યા નહિ હોય! સવારે ગિરિદુર્ગના શસ્ત્રાગારમાંથી પસંદ કરેલું બખ્તર અને ટોપ ચળકતો જોઈ, અનુપમાના હૃદયમાં આનંદ ઉછળવા લાગ્યો. તેના હર્ષનો પાર રહ્યો નહિ. ખરે એ તો રણધીર છે, એમ ઓળખતાં જ્યેમ આંધળાને આંખ, ભુખ્યાને અન્ન, દરિદ્રીને દોલત મળે ને આનંદ થાય તેથી પણ વધારે આનંદ તેને થયો. નન્દકે પણ રણધીરના ઘોડાને ઝટ ઓળખ્યો અને તે આનંદના આવેશમાં મોટેથી બોલ્યા;–

“હે પરમ દયાળો પ્રભો! તારી દયા અપાર છે. મારી ભદ્રશ્યામાને તારી જ કુમક છે. અહો બહાદુર સરદારો, ધીરજ છોડતા ના.”

આ નવીન આવનાર ટોળીમાં લડવાને સજ્જ થયેલા દોડસોક સ્વાર હતા. તેઓ સર્વના શરીરપર બખ્તર હતાં. તેઓનો જે અગ્રેસર હતો તેને માથે શિરસ્ત્રાણ હતું અને તેનું મોં ઢાકેલું હતું. આ ટોળીનો સરદાર તે રણધીર હતો. રાજમંડળને દૂરથી જ ઘેરેલું જોતાં તેણે અને તેની સાથેના સ્વારોએ પોતાના

ઘોડાની લગામ છોડી દીધી હતી અને પાસે આવતાંની સાથે જોરથી ભીષણ અવાજે રણનાદ કરવા માંડ્યો હતો.

અમે જે બનાવ હવે વર્ણન કરીએ છીએ તે શબ્દોથી જણાવવાને જેટલો સમય લાગે, એથી પણ અલ્પ સમયમાં તે બન્યો. રાજકન્યાના શત્રુપક્ષના નાયકે મદદે આવનાર ટુકડી તરફ જોયું. તે ટોળીમાં માણસોની સંખ્યા અધિક છે, એમ જણાતાં આવા પ્રસંગે લઢાઈ કરવી નકામી છે, એમ તેને લાગ્યું; અને તેણે હાથથી ઇશારત કરી. તરત જ શત્રુપક્ષના માણસો ઘોડાના જાનની પરવા કર્યા વગર બાજુના અરણ્યમાં વિખરાવા લાગ્યા. એક ક્ષણમાં બધી બાજી પલટાઈ ગઈ. રાજકન્યાના પક્ષના માણસોના એકમાંનું પણ રક્ત નીકળ્યા વગર સંકટ પસાર થઈ ગયું.

રાજકન્યાને સંકટમાં જોતાં જ મદદે આવનારની “મદદે દોડો.” ની જે બૂમ હતી તે હવે “શત્રુઓને પુંઠ પકડો” એ બૂમમાં ફેરવાઈ ગઈ. જે જંગલની તરફ શત્રુઓના સ્વાર નાઠા હતા તે દિશામાં તેઓ વળવા લાગ્યા.

શત્રુપક્ષના સ્વારો તે અરણ્યમાં એક અવરજવરની વાટ હતી તે વાટે અતિ ત્વરાથી ઘોડા દોડાવી રસ્તો કાપવા લાગ્યા. રણધીરની સાથે જે સ્વારો હતા તે લાંબે રસ્તે કુચ કરી આવ્યા હતા અને તેમના ઘોડા તેથી થાકીને લોથ જેવા થઈ ગયા હતા. આથી કરીને તેઓ શત્રુપક્ષના માણસોની સાથે જોરમાં ઘોડા ચલાવી શક્યા નહિ. બન્ને પક્ષ વચ્ચે અંતર વધવા લાગ્યું માત્ર વીરસિંહનો ઘોડો તેજ અને જાતવંત હોવાથી રણધીર પાછળ પડી ગયો નહિ. તે શત્રુપક્ષના સ્વારોના ઘોડાના જેટલા વેગથી દોડવા લાગ્યો. તે શત્રુની પાછળ દોડતો હતો, છતાં અંતર તો પડી ગયું હતું. તે તેમને પકડી પાડવાની હોંશમાં તેના માણસો તેની પાછળ બરાબર આવે છે કે નહિ, તે તરફ તેનું ધ્યાન રહ્યું નહિ. વળી આવતા હોત તો પણ પાછા ફરી જોવા જેટલી તેને ફુરસદ પણ ન હતી. સ્વરક્ષણનો વિચાર રણધીર જેવા શૂરવીરના મનમાં આવે પ્રસંગે આવે શાનો? “અદ્રિકેશા! તે કાળો કુમતાવાળો સરદાર કોણ છે! એક વાર તેને જોઈ લઉં” એમ બોલતો તે પોતાના ઉમદા ઘોડાને પૂર વેગથી દોડાવતો હતો.

થોડા સમયમાં શત્રુની ટોળી અવરજવરની વાટ છોડી દાટ ઝાડી તરફ વળી અને એક ટેકરીની આડમાં અદૃશ્ય થઈ ગઇ. તે ટોળીના નાયકને સહુથી છેલ્લો જતાં રણધીરે જોયો હતો. તેનો ઘોડો થાકેલો હોય, તેથી તે પાછળ રહ્યો હતો કિંવા પાછળ પડનાર ટોળીના માણસોની હીલચાલ પર નજર કરવાના હેતુથી

પાછળ રહ્યો હતો, તે તાડવું મુશ્કેલ હતું. રણધીરે એકાએક પાછળ જોયું તો તેને માલમ પડ્યું કે તે તેના સાથીઓથી ઘણો આગળ ચાલી નીકળ્યો હતો. ભાગ્યેજ દશબાર માણસો દૂરથી તેની પાછળ આવતાં હોય એમ તેને જણાયું. એકલા શત્રુની પીછેહાટ કરવામાં માલ નથી એમ જાણી, આગળ તેણે વધવું કે નહિ, એમ વિચાર કરતો હતો, એટલામાં જે શત્રુના નાયકની શોધમાં, ઘોડાને મારી મુકયો હતો તે આવતો જણાયો. તરતજ રણધીરે પોતાના ઘોડાને પાછો ફેરવ્યો અને તેને પકડી પાડ્યો. તે શત્રુનો નાયક તેને આવતાં લઢવાને તરતજ સજ્જ થયો. બન્નેએ પોતાના ભાલા કાઢયા અને બન્ને વચ્ચે દ્વંદ્વયુદ્ધ શરુ થયું. રણધીરના પ્રતિસ્પર્ધીનો ઘોડો થાકેલો હતો. બન્ને વચ્ચે સંગ્રામ ઝાઝો વખત ચાલ્યો નહિ. રણધીરે પોતાનો ઘોડો સામા પક્ષના પર ફેંકયો કે તરતજ તે ઘોડો અને સ્વાર બન્ને જણ જમીન પર પડ્યા. તરત જ રણધીર સ્ફૂર્તિથી ઘોડાપરથી કૂદી પડ્યો. પોતાના હરિફની છાતી પર ઘૂંટણ દઈ ચઢી બેઠો અને પોતાની કટાર કાઢી તેની છાતી પર ઉગામી. થોડી પળ સુધી બન્નેમાંથી એકના પણ મોંમાંથી એક શબ્દ પણ નીકળ્યો નહિ. તે કાળા છોગાવાળો શત્રુપક્ષનો નાયક કંઈ કરી શકે તેવી સ્થિતિમાં ન હતો. છતાં તેને પ્રાણરક્ષાની ભીખ માગવાને માટે તિરસ્કાર લાગતો હતો એમ જણાતું હતું. પોતાના પંજામાં સપડાયલ સરદાર કોણ છે? તે જોવાને માટે રણધીર તેનું શિરસ્ત્રાણ બાજુ કરવા વધારે નીચે નમ્યો.

"મને બચાવવાની કંઈ જરૂર નથી. બહાદુર વીર!" તે કાળા છોગાવાળો પ્રતિસ્પર્ધી પ્રથમ બોલ્યો;–"તું ગમે તે હો પરંતુ તારી કટાર ખોસી, તેં મેળવેલા વિજયને પરિપૂર્ણ કર." તે દીનસ્વરે બોલ્યો;–"મારો પ્રાણ લેવો એજ મારા પર મોટી દયા કર્યા બરાબર છે."

રણધીર એક અક્ષર પણ બોલ્યો નહિ. માત્ર ડોક ધુણાવી એવું કામ કરવું પોતાના ઉદાર સ્વભાવને પસંદ નથી એમ જણાવ્યું.

"તો પછી મને કેદ કરી રાજકન્યાને સ્વાધીન કરવાની તારી ઇચ્છા હોય." તે પરાભૂત થયેલો નાયક બોલ્યો;–"તો તેના કરતાં હું આત્મહત્યા કરીશ. પણ તેમ કદિ થવા દઇશ નહિ."

એમ કરવા હેતું એ પણ ઠીક નથી એમ રણધીરે ઇશારાથી બતાવ્યું.

"તો પછી આપનો હેતુ શો છે?" તે શત્રુની ટોળીનો નાયક બોલ્યો;– "આપ શું મને જીવિતદાન અને સ્વાતંત્ર્ય બન્ને આપવાની ઉદારતા દર્શાવવા માંગો છો? અહો આપ એવા ઉદાર વીર કોણ છો? તેનું મને જરા દર્શન કરવા

દો. આપનું શિરસ્ત્રાણ બાજુએ કરો. આપના પર કદાચ કંઈ પ્રસંગ આવતાં મારે હાથે કંઈ તેની જ સેવા થવાનો સંભવ હશે, તો તેમ કરતાં હું પાછો પડીશ નહિ. હું કૃતજ્ઞતા દેખાડવા ભૂલીશ નહિ. માત્ર આપનું શિરસ્ત્રાણ બાજુએ કરશો? શું આપને એ વાત માન્ય નથી? ખયર! તો આટલી વાત મારી સ્વીકારશો?" એટલું કહી તેણે પોતાના હાથના કાંડા પરનો કવચનો ભાગ દૂર કરી, તરત જ એક મુદ્રિકા પોતાની આંગળી પરથી કાઢી અને બોલ્યોઃ–

"શૂરવીર નર! ઉપકારના સ્મરણચિહ્ન તરીકે આટલી વસ્તુનો સ્વીકાર કરવા ના પાડતા ના. આ ચિહ્ન મને પાછું બતાવતાં તેનો બદલો કેમ વાળવો એ હું સાબીત કરી બતાવીશ."

રણધીર લઉં કે ન લઉં એમ વિચાર કરવા લાગ્યો. પણ એકાએક કંઈ તરંગ આવવાથી તેણે તે વીંટી લીધી. તેની છાતી પરથી ઘૂંટણ લઈ લીધો અને તરત જ ઘોડાપર સ્વાર થયો. પોતાના પ્રતિસ્પર્ધી તરફ પાછી દૃષ્ટિ કર્યા વગર, કે એક પણ અક્ષર બોલ્યા વગર, તેને ત્યાં રહેવા દઈ પોતાના ઘોડાને હાંકી મૂકયો અને ત્વરાથી માર્ગ કાપવા લાગ્યો.

રણધીર શત્રુ તરફથી જયચિહ્ન લઈ પાછો ફરતો હતો તેવામાં, થાકેલા ઘોડાપર આવતાં તેની ટોળીનો એક સ્વાર મળ્યો અને તે બોલ્યોઃ–"સરદાર સાહેબ! શત્રુઓ કયાં છે? તે પલાયન કરનાર રાજદ્રોહી ટોળીનું શું થયું?"

"તેઓ આપણાથી પકડી શકાય તેમ નથી. તેઓ નાસી છૂટયા છે." રણધીરે કહ્યું:–"ચાલો આપણે સર્વ રાજમંડળમાં જઈ મળીએ."

## પ્રકરણ ૮ મું

## ભગ્ન દેવાલય

થોડા સમયમાં રણધીરને તેની ટોળીમાંના કેટલાક માણસો પાછા મળ્યા. તે સર્વને તેણે "શત્રુ આપણા હાથમાં હવે આવે એમ નથી" એવો જવાબ આપ્યો.

"એમાં કંઈ મારો દોષ ન હતો કે હું આપની બરાબર રહી શકયો નહિ" જેની સાથે રણધીર વાત કરતો હતો તે સરદાર પ્રતાપસિંહ બોલ્યો;–"મારો ઘોડો આપના ઘોડાની બરોબર ચાલી શકયો નહિ."

"એમાં ઘોડાનો પણ બિચારાનો શો વાંક!" રણધીરે પ્રત્યુત્તર આપ્યો;–

"સવારના પહોરમાં મેં આપને પથારીમાંથી ઉઠાડ્યા ત્યારથી ઘોડાને કંઈ ઓછું ચાલવું થયું છે?"

"મારે માટે તો કહેવું જોઇએ કે," કનકસેન નામનો બીજો સરદાર બોલ્યો;- "મેં આપની સાથે રહેવા માટે ઘણી માથાકુટ કરી પણ આપના આ વેગવાળા ઘોડાની ચાલ ક્યાં અને આની ચાલ ક્યાં? પણ એટલું તો ખરું કે આપના સિવાય બીજા કોઈ વીરની એવી તાકાત નથી કે તે એ પ્રમાણે દોડતો જાય; આટલું છતાં મારા મનમાં આપને માટે ભીતિ થવા લાગી. આપના સાહસની તો સીમાજ વળી. છતાં, જો તે શત્રુની ટોળીનો નાયક પાછો ફર્યો હોત તો કદાચ આપને તેના બંદિવાન થવાનો પ્રસંગ આવત."

"પણ સારા નસિબે તેણે પાછી વાળી વાટજ જોઈ નહિ." રણધીરે પ્રત્યુત્તર આપ્યો.

"આપે પણ ક્યારે પાછું વાળી જોયું હતું?" ભગવતસિંહ નામનો બીજો સરદાર જે રણધીરના કહેવાથી રાજકન્યાની મદદે આવ્યો હતો તે બોલ્યો;-"આપ પણ સાહસના જોરમાં કંઈ પણ વિચાર કર્યા વગર આગળ ને આગળ જ ધસ્યા ગયા. આવા પ્રસંગે જરા પાછા વળી જોવું, એ ઘણું જરૂરનું છે. પણ વાત એમ છે, કે જ્યારે ખરા વીર પુરુષના મનમાં એક કામ કરવાનો નિશ્ચય થાય છે, કે પછી બીજી બાબતની પરવા રહેતી નથી. આ પાર કે પેલે પાર. જે થવાનું હોય તે થાય."

"જ્યારે બધા જ પોતપોતાના મનનો ભાવ જણાવે છે," યશવંતરાય નામનો રાજનિષ્ઠ નાનો સરદાર બોલ્યો:-"ત્યારે મારે પણ મારા મનના વિચાર સ્પષ્ટપણે દર્શાવવા જોઇએ. સરદારો! એ ખરી વાત છે કે યુદ્ધનો પ્રસંગ સદ્-ભાગ્યે આવ્યો નહિ, નાહકનો રક્તપાત થયો નહિ, શત્રુઓનું શોણિત રેલાયું નહિ, તેઓ કલંક લેતા બચી ગયા; છતાં, જો ખરેખરો યુદ્ધનો રંગ જામ્યો હોત તો આ નવીન સરદારે ઘણા જ ધૈર્યથી, હિંમતથી અને દક્ષતાથી સર્વ કામ પાર પાડ્યું હોત, એમાં કોઈ પણ જાતનો સંશય નથી. આજનો બનેલો પ્રસંગ એ વાતની સાક્ષી આપવા બસ્સ છે. કોઇની મિથ્યા પ્રશંસા કરવાની આ યશવંતને જન્મારે ટેવ નથી અને તેમાં પણ અજાણ્યાની સ્તુતિ કોઈ દહાડે મારે હાથે થાય જ નહિ; પણ આપને માટે મારે કહેવું જોઇએ કે શત્રુની પુંઠ પકડવામાં આપે જે હિંમત બતાવી, તે ખરેખર વિરલ જ છે. અને મને તો એથી ઘણું જ આશ્ચર્ય લાગ્યું. સરદાર! જ્યાં સુધી રાજકન્યાને પોતાના સંરક્ષણને માટે આ રાજનિષ્ઠ

ટોળીની મદદની જરૂર છે, ત્યાં સુધી એ ટોળીના સેનાપતિ આપે થવું, એ મને યોગ્ય લાગે છે. આપના મોંમાંથી શબ્દ નીકળતાંની વાર આ એક તલવાર તેના મ્યાનમાંથી બ્હાર નીકળવા તૈયાર છે.”

“બહાદુર સરદારો! આપ જે શબ્દો મારે માટે કહો છો તે આપની દયા છે.” રણધીરે પ્રત્યુત્તર વાળ્યો. “આપ સર્વે એક નવીન માણસના કહેવાપર વિશ્વાસ રાખી, એક અક્ષર બોલ્યા વિના, આપના અનુચરોને લઈ વ્હારે ધાયા, એ કંઈ ન્હાની સુની વાત નથી. આ ન્હાની પરંતુ બ્હાદુર ટોળીનું આધિપત્ય મને આપ્યું, એમાં હું મોટું માન સમજું છું. એમાં આપના હૃદયની ઉદારતા છે, મોટાઈ છે, એમાં કંઈ શક નથી. હું આપને એને માટે ઉપકાર માનું છું.”

“એ શરમની વાત છે કે અમારામાંથી એક જણ પણ આપની બરાબર રહી શક્યું નહિ;” યશવંતરાય બોલ્યો;–“પણ હા, તે ટોપપર રેશમી છોગાવાળો તેમનો નાયક કોણ હશે? તેનું મારાથી તો અનુમાન થઈ શકતું નથી.”

“તે ગમે તે હો.” પ્રતાપરાય બોલ્યો;–“પણ એટલું તો ખરું કે તેમને ભાલા નીચા કરી પાછું ભાગવું પડ્યું તે માટે તેમના મનને સંતાપ ન થયો હોય એવો એક પણ સિપાઈ એ ટોળીમાં નહિ હોય.”

“બરાબર છે.” કનકસેને કહ્યું;–“તે લોકોનો હેતુ ગમે તેવો હો, પરંતુ એ તો નક્કી છે કે એ લોકો અનગં દેશના સિપાઈ હતા. અને તેઓ નામર્દ હોય એ બનવા જોગ નથી. આપણી તૈયારી અને માણસોની સંખ્યા જોઈ તેઓ પલાયન કરી ગયા, તેમાં કંઈ ઉંડો ભેદ હોય એમ મને તો લાગે છે.”

“મને પણ એમજ ભાસે છે. આપ કહો છો એ વાત ખરી હોય, એમાં કંઈ શક નથી.” રણધીર બોલ્યો.

“તેમની હિંમત માટે કંઈ શંકા કરવાનું કારણ નથી. ઉલટું તેઓ લડાઈમાં ન ઝંપલાવ્યા એમ કરવામાં તેમનું ડહાપણ અને ધૈર્ય જણાઈ આવે છે. આપણા માણસોની સંખ્યા જોતાં તેના મનની ખાત્રી થવી હોવી જોઇએ કે નાહક રક્તપાત કરવામાં કંઈ માલ નથી. વળી તેમનો હેતુ બર આવે, એની સંભાવના પણ ઓછી હતી, એટલે એણે ચતુરાઇથી કામ કર્યું એમાં કંઈ શકજ નથી.”

આમ ભાષણ કરતા તેઓ એક ટેકરી આગળ આવી પહોંચ્યાં. આ ટોળી જેવી વળતી હતી તેવામાં દૂર પસાર થતું રાજમંડળ તેમને જણાયું. રણધીરથી છૂટાં પડેલાં તેની ટોળીમાંના બીજા માણસો પણ આ ટેકરીની બાજુમાં એકઠાં થયાં હતાં અને શું કરવું તેની આજ્ઞાની રાહ જોતાં હતાં.

"બહાદુર વીરો!" રણધીર બોલ્યો;— "આપે જ્યારે મને આપની વિજયી ટોળીનો અધિપતિ નિમ્યો છે, તો મારી આપને એક વિનતિ છે. આપ સર્વે જણુ જઇને રાજમંડળમાં ભળી જાઓ. હું અલ્પ સમય માટે આપનાથી છૂટો પડું છું અને બીજો કંઈ દગો ફટકો થવાનો સંભવ છે કે શું? તેની ચોકશી કરી પાછો ફરું છું."

"શું આપ એકલા જવા વિચાર રાખો છો?" સર્વે સરદારો સામટા બોલી ઉઠ્યા.

"સેવક એકલો જવા ઇચ્છે છે." રણધીર બોલ્યો;–"અને તેમ કરવામાં કંઈ ખાસ હેતુ છે."

"તો આપ અમારા સેનાપતિ છો અને સેનાધ્યક્ષના હુકમને માનવો એ અમારું કર્તવ્ય છે."

"હુંજ આપને તે કારણ કહું છું." રણધીર બોલ્યો;–"એક માણસ છાનો માનો ફરી વળી શત્રુપક્ષની બાતમી સહેલાઈથી મેળવી શકે છે. આપણે પાંચ સાત જણા સાથે જઇએ તો તેથી શત્રુને બાતમી કળવાનો વધારે સંભવ રહે છે. એકલો માણસ નીકળ્યો કે તેમનું છિદ્ર જોઇ સહેજમાં પાછો ફરી શકે છે."

"સરદાર આપનું કહેવું યથાર્થ છે." યશવંતરાય બોલ્યો;–"પરમેશ્વર આપને આપના કાર્યમાં વિજય આપે!"

રણધીર આ પ્રમાણે તે રાજનિષ્ઠ ટોળીથી છૂટો પડ્યો. અને પોતાની વાટે વળ્યો. તેણે તેના ઘોડાને જરા આરામ આપ્યો હતો તેથી તેને સ્ફૂર્તિમાં ચાલવાને હરકત ન હતી. રણધીર એક દિશામાં વળ્યો જ્યારે તે સરદારો અને તેમના અનુચરો બીજી દિશામાં વળ્યા.

આ પ્રમાણે તે છૂટા પડ્યા પછી તે દાટ ઝાડીમાં પેઠો અને પૂર્વે ફરી વળેલાં સ્થાન તેના સ્મરણમાં તરી આવવા લાગ્યાં. લવંગિકાનું તેને સ્મરણ થઈ આવ્યું. તે અલ્પ સમયમાં તે ભાગેલા દેવાલયની સમીપ આવી પહોંચ્યો. પાસે આવતાંની વાર તેણે પોતાનું શિરસ્ત્રાણ કાઢી નાંખ્યું. તેના મનમાં તેને લાગ્યું કે "કદાચ લવંગિકા અહીં આવી હોય અને મારા માથાપરના શિરસ્ત્રાણથી તે મને ઓળખે નહિ, તો નાહકનો ઘોટાળો થાય. કદાચ મને જોઇ તે ભાગી પણ જાય!" વળી બીજી પળમાં તેનો વિચાર બદલાયો. "અત્યારમાં તે અહીં ક્યાંથી આવે? અને તેનો મેળાપ પણ થાય શાનો?"

આવા વિચાર તેના મનમાં ચાલતા હતા એટલામાં તે દેવાલયની પાસે

આવી પહોંચ્યો. તે તેના ઘોડાપરથી ઉતર્યાં અને તે દેવાલયના પગથિયાની ફાટમાં કંઈ પત્ર હોય તો લેવા પત્થર હલાવવા માંડ્યો. તે ફાટમાં પત્રબત્ર કંઇ જ ન હતો. પણ એટલામાં લવંગિકા પાસેની ઝાડીમાંથી બહાર નીકળી આવી. તેની પ્રથમ મુલાકાત વખતે જે વસ્ત્ર ધારણ કરેલાં તેણે જોયાં હતાં, તેવા જ વેષમાં આજ પણ હતી. માત્ર તેની મુખમુદ્રામાં ફેર હતો. તેનું ચિત્તહારી લાવણ્ય તેનું તેજ હતું. તેનું શોભિતું નીલ અમ્બર વધારે રુચિકર જણાતું હતું. આ સમયે આશ્ચર્ય, આનન્દ અને લજ્જા એ ત્રણ વિકાર તેના ચ્હેરાપર સ્પષ્ટ રીતે જણાતા હતા. પ્રથમ સમયની મુલાકાત વખતનો ક્રોધ કે ભીતિ લવલેશ ન હતી.

"શું આપ અહીં" એટલા જ શબ્દો તેના મુખમાંથી નીકળ્યા. પ્રથમ મુલાકાતનું જાણે તેને સ્મરણ થયું હોય અને શરમાઈ ગઈ હોય તેમ તેણે નીચે જોયું તેની છાતી ધબકતી હતી. તેના મનમાં કંઈ વિચાર ચાલતા હોય, એમ જણાતું હતું

"હા, હું જ અહીં છું" તેના મનનો ગભરાટ અને તેની સખી રાજકન્યાની ખબર જાણવાની તેની ચિંતાનું કારણ સમજી તે બોલ્યો;—"તમારાં રાજકન્યા સંપૂર્ણપણે સુરક્ષિત છે."

"જગદંબે! તારી કૃપા અપાર છે." લવંગિકા બોલી. તે આ શબ્દો એવા ઉત્સાહ અને આનન્દથી બોલી કે તેની ચિંતાનો ભાર એકદમ ખાલી થયો હોય એમ જણાયું. પણ તરત જ કંઈ નવો વિચાર તેના મનમાં પેદા થયો હોય, તેમ તે બોલી;—"ક્યાં, કેવી રીતે? અને હમણાં તેઓ ક્યાં છે?"

"આ અરણ્યની પેલી તરફ." રણધીર બોલ્યો; "કનકપૂરથી એક કોશ છેટે હશે?"

તેના મોંમાંથી એક દીર્ઘ નિશ્વાસ નીકળ્યો; તેના ચ્હેરાપર ભયની છાયા છવાઈ અને ગભરાયલે સ્વરે બોલી;—"તો શું રાજકન્યા ગિરિદુર્ગ છોડી નીકળ્યાં જ કે? અરેરે બધી બાજી પાણીમાં ગઈ. હાય! શું થશે રે પ્રભુ!"

"બાળા; આમ ચિંતા કરવાનું કંઈ કારણ નથી." રણધીર બોલ્યો;—"તેમના પર હલ્લો કરવા છુપાઈ બેઠેલા રાજદ્રોહીના હાથમાંથી સહીસલામત રીતે બચી તેઓ આગળ વધ્યાં છે. અને ત્યાર પછી હું અહીં આ તરફ આવ્યો છું."

"સરદાર! આપ શું કહો છો?" લવંગિકાએ પૂછ્યું.

"એજ કે જે દુશ્મનોની ટોળી અહીં છૂપાઈ હતી તેને અને તેમના કાળા છોગાવાળા નાયકને લઢ્યા વગર પલાયન કરી જવાની જરૂર પડી." રણધીર બોલ્યો.

"તો એમ કહોને કે પહેલા સંકટમાંથી પાર પડ્યાં." કંઈક આનંદ જણાવતાં

ઉજ્વલ મુખે લવંગિકા બોલી;–"પણ હજી બીજા બે ઠેકાણાં ભયનાં વઢાવવાનાં છે. રુદ્રસેન કનકપૂરની બાજુની ઝાડીમાં છૂપાઈ બેઠેલ છે. અને શ્યામરાય શ્યેન-દુર્ગની નીચેની ઝાડીમાં—"

"હેં આપ શું કહો છો?" રણધીર ચોંકી ઉઠયો હોય તેમ બોલ્યોઃ-"જો એમ હોય તો વાત ગંભીર જણાય છે. મને પણ આ બાબતની શંકા પ્રથમથી જ હતી. વારુ પણ તે લોકોની સાથે કેટલાં માણસો છે?—"

"રાજકન્યા સાથે કેટલાં માણસો છે. તે આપ પ્રથમ મને કહો." લવં-ગિકા રણધીરને પુરું બોલવા ન દેતાં વચ્ચે જ બોલી ઉઠી.

"રાજમંડળનાં પચાશેક માણસો છે. તે ઉપરાંત મેં બીજા સરદારો અને તેમનાં માણસો મળી આશરે દોઢસો માણસ એકઠાં કર્યાં છે." રણધીર બોલ્યો.

"બધાં મળીને બસેંજને?" અત્યંત ભયથી ફિક્કે હ્હેરે લવંગિકા બોલી;–"રુદ્રસેનની સાથે ઓછામાં ઓછાં ચારસેં પાંચસેં માણસ હશે અને તે સિવાય શ્યામરાયનાં દોઢસો ભાલેસ્વાર હશે. વળી બીજાં માણસો જુદાં."

"ત્યારે તો મામલો ઘણો બારીક લાગે છે." રણધીરે નિશ્ચયપણે કહ્યું;–"બે-માંથી એક સ્થળે ભારે યુદ્ધ થયા વગર છૂટકો નથી. લોહીની નદી વ્હેવાની. જો આમજ છે તો રાજનિષ્ઠ બાળા! હું આપની વિદાય લઉં છું. જ્યાં સુધી આ હાથમાં તલવાર પકડવાનું સામર્થ્ય છે; ત્યાં સુધી તો તે રાજકન્યાના એક વાળને ઇજા આવવા દઈશ નહિ. શત્રુની સંખ્યા એટલી મોટી છે કે આ પ્રસંગે તેઓના હાથમાંથી સટકવું રહેલ નથી. બાળા! માત્ર મારી એક યાચના છે. કદાચિત્ આ લોકોની સાથે લઢતાં રણમાં પડું–જે બનવાનો વધારે સંભવ છે–તો આપની આજ્ઞા માનવાને તૈયાર અને આપનો હુકમ બજાવવા કંઈ પણ રીતે પાછી પાની ન કરનાર, આ ક્ષુદ્ર જનનું કોઈક વખત માત્ર સ્મરણ કરજો.

દુઃખ, ચિંતા, ભય, રણધીરનો અજયદુર્ગમાં મેળાપ, કંઇક અંશે પરિપક્વ થયેલો અનુરાગ આદિ વિકારોથી લવંગિકાનું મન ગભરાઇ ગયું હતું. બન્નેજણ કંઇક ઉંડા વિચારમાં હોય તેમ ચૂપ રહ્યાં. બન્નેના મનની સ્થિતિ વિલક્ષણ હતી. આહા કામ! તારી સત્તા કેવી પ્રબળ છે? તારી ઉત્પત્તિ પણ કેવી અજબ છે! કોકિલનું કૂજન, સુખકર મંદ પરિમળ, ચંદ્રનો ધવલ પ્રકાશ એવા રમ્ય સ્થાનમાં તારું જનન અને સંવર્ધન થાય છે, એમ કવિઓ કહે છે. પરંતુ અજયદુર્ગના બંધ દ્વારમાં તેં રણધીરના મનમાં પ્રવેશ કર્યો હતો. અત્યારે રાજકન્યાની ભયગ્રસ્ત સ્થિતિનો વિચાર ચાલે છે, તે સમયે પણ તારું આધિપત્ય આ બન્ને હૃદય પર છે.

અલ્પ ક્ષણમાં લવંગિકા પૂર્વ સ્થિતિમાં આવી પ્રથમ બોલી;—"છીઃ આ પ્રસંગ ખરેખર વિલક્ષણ છે. સંગ્રામ કરવો એ માત્ર પ્રાણહાનિ કરવા બરોબર છે. સરદાર! આપ ઘોડાપર પલાણ કરી રાજકન્યાને ભાવી સંકટની ખબર વેળાસર આપો તો આ સંકટનો પ્રસંગ ટળી જવા સંભવ છે."

"સુંદરી! આપ જો એમ માનતાં હો કે આ ખબરથી રાજકન્યા પાછી ફરશે," રણધીર બોલ્યોઃ-"તો એ માન્યતા ખોટી છે. તે શૂર રાજકુંવરી કદિ પણ પાછી ફરશે નહિ. વળી જે બહાદુર સરદારોને મેં કુમકે તેડ્યા છેઃ જેઓએ મને તેમના સૈન્યનો મુખ્ય અધિકારી નિમ્યો છેઃ તે સર્વને પાછા ફરવાની સલાહ આપવી એ મને પોતાને લાંછન સમાન જણાય છે. મારું એવું કથન સાંભળતાંજ તેઓ મને વીરતાને માટે શી શાબાસી આપે? લઢવું અને મરવું એજ શ્રેષ્ઠ છે."

"પ્રભો! શો ઉપાય કરવો!" ચિંતાગ્રસ્ત સ્વરે લવંગિકા બોલી. પણ એકાએક કંઈક વિચાર તેના મનમાં ઉદય થયો હોય તેમ આનંદપ્રફુલ્લિત મ્હેરે તેણે કહ્યુંઃ-"સરદાર! કાકા સાહેબની આ કટાર છે. તે પર તેમનું નામ પણ કોતરેલું છે એ લઈ આપ રુદ્રસેનની પાસે જાઓ અને જઇને જણાવો કે "'આજ લઢાઈમાં વિજય મળવાની સંભાવના ન હોવાથી તમને પાછા ફરવા કહ્યું છે.'"

એટલું બોલી તેણે પોતાના વસ્ત્રમાંથી એક કટાર કાઢી પણ એકાએક અટકી. તેના મનમાં કંઈ શંકા ઉત્પન્ન થઈ. તેના મ્હોંપરની આનંદની છટા નષ્ટ થઈ. તે દુઃખદ સ્વરે બોલી;-

"છીઃ છીઃ હું પણ કેવી મૂર્ખ છું? આવા વિકટ પ્રસંગે કાકા સાહેબે કટાર મોકલી છે, એમ તેઓ માને શાના? આવા ક્ષુદ્ર ચિન્હથી તેઓ તમારી વાત કબુલ કરે, એવા કાચા નથી. આ ચિન્હ લઈ તમને ત્યાં મોકલવા એ આપના અમૂલ્ય પ્રાણને દુશ્મનોને સ્વાધીન કરવા બરાબર છે. શું કરું? મેં મૂર્ખીએ જ ભુલ કરી. કાલે કાકા સાહેબની મુદ્રિકા જો રાખી હોત તો કેવું સારું થાત! પણ સુઝે કયાંથી–"

"હું જો તે લઇને તેમની પાસે જઉં તો તેઓ મારા કહેવાને માને ખરા?" રણધીરે પૂછ્યું.

"હા, શા માટે નહિ?" લવંગિકા બોલી;–"પણ હવે જે વસ્તુ મળવી દુર્લભ છે' તેની વાત કરવી નકામી છે." એટલું કહી તેણે એક નિશ્વાસ નાંખ્યો.

રણધીરે પોતાનું હસ્તમાણ કાઢી પોતાના પ્રતિસ્પર્ધી તરફથી મળેલી મુદ્રિકા બતાવી. અને પૂછ્યું; –"આ શું શત્રુસાલજીની મુદ્રિકા છે કે નહિ?"

લવંગિકાએ ઝટ તે વીંટીને ઓળખી અને ક્ષણભર પાષાણ માફક સ્તબ્ધ રહી. પણ તરતજ તેની મુખમુદ્રા પલટાઈ અને દુઃખ વ્યાકુળ સ્વરે કહ્યું;–"હા. હું સમજી. વડીલ શ્રી આ ફાની દુનિયા પર નથી. આપેજ તેમનો ઘાત કર્યોને ?"

"નહિ, નહિ, બાળા! તેઓ જીવે છે." રણધીર અધિરાઇથી બોલી ઉઠયો;–"આપના કાકા સાહેબનો વાંકો વાળ થયો નથી. સુંદરી! એ ખરી વાત છે કે અમારે બન્નેને દ્વંદ્વયુદ્ધ થયું હતું. તેઓએ તેમનો આભાર દર્શાવવા મને આ વીંટી આપી. હું તે લેતો ન હતો, પરંતુ કદાચિત્ તે આગળ જતાં કામે લાગે એમ ધારી મેં તે લીધી. અને–"

"હા, સરદાર! સમજી." લવંગિકા બોલી;–"આપનું અને તેમનું યુદ્ધ થયું. આપે તેમનો પરાજય કર્યો અને પ્રાણદાન પણ આપ્યું."

"હા, અને તે આપની ખાતર." રણધીર બોલ્યો;–"સુંદરી! આપની ખાતર કાલ રાજકન્યા સમક્ષ હકીકત વર્ણન કરતાં આપના કાકા સાહેબનું નામ અપ્રતિષ્ઠા ન પામે તેમ કર્યું. હવે જો તેઓ મને તેમનું નામ જણાવવાની ફરજ પાડશે તો તેમાં મારો વાંક નહિ ગણાય." એટલું કહી તે સપ્રેમ દૃષ્ટિએ તેની તરફ જોઈ રહ્યો.

લવંગિકાના ચ્હેરાપરની ફિક્કાશ ઉડી ગઈ, અને તેના ગાલપર ગુલાબી સુરખી પથરાઈ. માત્ર આનંદને માટે આ સુરખી આવી એમ ન હતું. રણધીરના ઉચ્ચારેલા શબ્દો, તેના અંતઃકરણને વેધી, તેની પ્રેમની લાગણીને સતેજ કરતા હતા. તે સલજ્જ દૃષ્ટિએ રણધીર તરફ જોઈ હૃદયની ઉભરાતી લાગણીએ બોલી;–"પ્રિય સરદાર! આપનો એ મારાપર મોટો ઉપકાર છે. મારા કઠણ સંજોગોને અંગે ઉત્પન્ન થતી ગ્લાનિ અને દુઃખમાં, એ મને થોડું આશ્વાસન નથી, કે કાકા સાહેબ આપના શત્રુ છતાં, આપે તેમને પ્રાણદાન આપ્યું છે. એમાં આપની વડાઈ ઓછી નથી."

"જો હું રાજકન્યા-રાણીની પ્રજાનો માણસ હોત તો મારે હાથે તેમ બનત નહિ." રણધીર બોલ્યો:–"એવે સમયે મારું એક જ કર્તવ્ય અને તે એ જ ગણાત કે રાજકન્યાના શત્રુનો નાશ કરવો કિંવા પકડી રાજકન્યા સમક્ષ આણવો. પરંતુ હું એક અન્ય દેશનો મનુષ્ય છું અને જ્યાં સૂધી રાજકન્યાના સુરક્ષિતપણાને અને તેના ઉજ્વલ નામને કોઈ પણ પ્રકારનો વાંધો આવતો નથી, ત્યાં સૂધી યુક્તિથી સચિવ સામંતને બચાવવા અને ત્યાં સૂધી દીર્ઘ દૃષ્ટિ વાપરીશ."

"અને અત્યારે આપને રાજકન્યા માટે એવી જ એક ફરજ બજાવવાની છે."

લવંગિકાએ હર્ષભર્યા વદને કહ્યું, અને તેમ કરતાં તેણે એક દૃષ્ટિ રણધીર તરફ ફેંકી. અહા આ દૃષ્ટિમાં શું અપૂર્વ જાદુ હતો. તેના શબ્દો કરતાં તેના મનનો ભાવ તેની આંખ્યો સારી રીતે વ્યક્ત કરી બતાવતી હતી. એ દૃષ્ટિમાં તેની પાસે ઉભેલા તરુણ સરદારને માટે પ્રેમ, માન અને પૂજ્યબુદ્ધિ ત્રણે મળેલાં જણાતાં હતાં. તે બોલી;–"સરદાર! તો ત્વરા કરો. વિલંબ કરો નહિ."

"આ તૈયાર થયો પણ મારે એક બે જરૂરની વાત પૂછવી છે." રણધીરે કહ્યું;–"રુદ્રસેન અને શ્યામરાય પાસે મારે જવાનું છે. અને તે પણ શત્રુસાલજીના વિશ્વાસુ માણસ તરીકે. એટલા માટે મારે તેમના આ દાવપેચની થોડી હકીકત જાણવી જોઇએ. મારી પાસે આપના કાકા સાહેબની વીંટી છે, એ ખરું; પરંતુ તેઓ મારી પરીક્ષા કરવાને માટે કેટલાક પ્રશ્ન પૂછે તો, તેમનો જવાબ સંતોષકારક આપવા જેટલી હકીકત જાણી લેવી એ શું ઉચિત નથી?"

"બરાબર છે." લવંગિકા બોલી;–"આપને જે પૂછવું હોય તે બેલાશક પૂછો."

"હું અજયદુર્ગમાંથી છૂટી નાસી ગયો છું એ માટે આપનાપર કંઈ શક તો આવ્યો નથીને?" રણધીરે પૂછ્યું.

તે તરુણી રણધીરનો હેતુ ઓળખી ગઈ અને તેથી ધૂર્તતાથી સ્હેજ હસી બોલી;–

"હું વહેલા સ્હવારમાં આ તરફ નીકળી આવી છું, ત્યાં સુધી તો આપ નાસી ગયાની ખબર કોઇને પડી ન હતી, પછી સંશય શાનો આવે? પણ સરદાર આ બધી વાત છોડી આપ રાજકન્યાના સંરક્ષણ માટે વિચાર કરો તો ઠીક."

"વારુ તો તે આચાર્યની આજ્ઞાપત્રિકા ચોરાઈ એ વાત જાહેર થઈ છે ખરી?"

"એ આજ્ઞાપત્રિકા સહિસલામત છે." લવંગિકાએ કહ્યું;—"એમ કાકા સાહેબનું માનવું છે. આપ અત્યારે રાણીને સહાય આપવાની વાત કરો, પછી બીજું."

"ઠીક તો આ સરદારો આટલા વહેલા નીકળી પોતાને સ્થાને આવી છૂપાઈ રહ્યા એ શી રીતે બન્યું?"

"સ્હવારના પ્રહર રાત પહેલાં અજયદુર્ગમાં એક સ્વાર આવ્યો હતો. અને તે ઘણું ખરું ગિરિદુર્ગથીજ આવ્યો હશે. તે છૂપો બાતમીદાર હતો અને મને લાગે છે, રાણીની આસપાસ કાકા સાહેબનું કોઇ માણસ છે. તેનું એ બધું કારસ્તાન હોવું જોઈએ એમ મારું માનવું છે."

"એમ આપ શા પરથી ધારો છો?" રણધીરે પૂછ્યું.

"તે સ્વાર પોતાની સાથે એક ચીઠ્ઠી લાવ્યો હતો. તે આંકડાની પરિભાષામાં

લખેલી હતી. તે ચીઠ્ઠી મને કાકા સાહેબના ઓરડામાં મળી આવી. તેમાં શું લખ્યું હતું? તે મને સમજણ પડી નહિ; કારણ કે માત્ર આંકડાજ હતા. તે ચીઠ્ઠી આવતાંની વાર કિલ્લામાં ગરબડ મચી રહી. કાકા સાહેબે રુદ્રસેનને એક સ્વાર મોકલી આપ્યો અને બીજો શ્યામરાયને ત્યાં મોકલ્યો. તેમણે તરતજ રાજકન્યાને ઘેરવાના સ્થાન આગળ આવી બેસવું એમ કહાવ્યું. આ બધું મેં સાંભળ્યું અને મારા જાણવામાં આવ્યું."

"આ હકીકત માત્ર મ્હોડેથીજ કહાવી હતી?"

"હા" લવંગિકા બોલી;–"પણ તેની સાથે કંઈ ચિન્હ પણ મોકલી આપ્યું હતું."

"ના"

"ત્યારે તો આ વીંટી ઘણીજ ઉપયોગી થઇ પડશે. એ પણ ઠીકજ થયું. પછી?"

"પછી શું? કાકા સાહેબનો વિચાર આવવાનો ન હતો તે બદલાયો અને સો સ્વાર જેઓ તેમને આ કામમાં સહાયભૂત થનારા હતા–જેઓ રાણીના વિરુદ્ધ તર્કટમાં જોડાવા રાજી હતા, તેમને લઈ ધારેલે સ્થળે પહોંચ્યા!"

"ઠીક સમજ્યો પ્રસંગ ઘણો બારીક જાણી તેઓ પંડેજ નીકળી પડ્યા. અને તેમણે જાતે ભાગ ન લેવાનો નિશ્ચય કર્યો હતો, તે છોડી દીધો. પછી પેલી ચીઠ્ઠીનું–"

"પછી શું?" લવંગિકાએ કહ્યું;–"કાકા સાહેબના જવા પછી હું એ ઓરડીમાં ગઈ. ત્યાં એ ચીઠ્ઠી પડેલી હતી. મેં વાંચવાને ઘણો પ્રયત્ન કર્યો પણ મને કંઇ સુઝ પડી નહિ. કંઇક ઘોટાળો છે, એટલુંજ માત્ર મારા ધ્યાનમાં આવ્યું. છેવટે એમ નિશ્ચય કર્યો કે અહીં આવવું અને એ સારું થયું કે હું અહીં આવી. પણ હાં સરદાર સાહેબ! એ તો હું પૂછવું ભૂલી ગઈ કે આપની સ્વારી અહીં કયાંથી?"

"બાળા! આપ શું અનુમાન કરી શકવા અસમર્થ છો? મારે શું તે કહેવાની જરૂર છે?—"

"સમજી, સમજી" લવંગિકા બોલી;–"મામા સાહેબે આપને અહીં મોકલ્યા લાગે છે નહિ વારુ? હું ધારતી હતી કે તેઓ પોતેજ અહીં આવશે કિંવા કોઈ વિશ્વાસુ માણસને મોકલશે. ખરું પૂછો તો હું તેથી જ અહીં આવી."

"ત્યારે રાજકન્યા સ્હવારમાં વ્હેલાં નીકળવાનાં હતાં;" રણધીરે પૂછ્યું;–"એ વાતની તમને બિલકુલ ખબર ન હતી?"

"નહિ જ મને કયાંથી ખબર પડે? આપે મને કહ્યું ત્યાર પહેલાં હું કંઈજ

જાણુતી ન હતી. તે પત્ર આવ્યો એટલે કંઈ ઘોટાળો છે, એમ મેં અનુમાન કર્યું અને તે આ સંબંધમાં જ હોવો જોઈએ. પણ એ વાતની મને તે વખતે શી રીતે ખબર પડે? મારા મનમાં જૂદી જૂદી શંકા ઉત્પન્ન થઈ. એક વખત એમ લાગ્યું કે રાજકુંવરીએ પોતાનો વિચાર ફેરવી સ્હવારમાં જવાનો ફેરવ્યો હશે. બીજું વળી એમ મનમાં થઈ આવ્યું કે આપ ગિરિદુર્ગે પહોંચ્યા જ નહિ હોય. ઘડીકમાં એમ થાય કે ભૂલ્યથી મેં ચીઠ્ઠીમાં કંઈ ઓડનું ચોડ તો નહિ લખ્યું હોય? કદાચિત્ મામા સાહેબે ચીઠ્ઠી પહોંચતાં કંઈક જૂદી જ ગોઠવણુ કરી હોય તો? એમ નાના પ્રકારના તર્ક મારા મનમાં આવ્યા."

"સુંદરી!" રણધીર બોલ્યો;–"આ આંકડામાં લખેલા પત્ર સંબંધી એક વાત ખાસ લક્ષમાં રાખવા જેવી છે. આપની હકીકત પરથી સ્પષ્ટ જણાય છે કે રાજકન્યાની આસપાસ કોઈ દૂત છે, જે છુપી બાતમી પહોંચાડે છે. જો આજ સઘળું ઈશ્વર કૃપાથી બરાબર બની આવે છે, જો આજ રાજકન્યા આ સંકટમાંથી પાર પડે છે, તો મારું પહેલું કર્તવ્ય એ છે કે એ છૂપા જાસુસને શોધી કાઢવો. એ કર્યા વગર હું રહીશ નહિ. આપને એ પત્ર જો મળે તેમ હોય તો તે લઇને સાચવી રાખવો. એમ કરવાથી મેં ધારેલા કામમાં એક પ્રકારની સહાય મળશે. વારુ ત્યારે હવે હું જાઉં છું. ઈશ્વર કૃપા હશે તો આપણે ફરીથી એકમેકને જલ્દી મળીશું."

રણધીર આ છેવટના શબ્દો એવી સાચી લાગણીથી બોલ્યો, તેની મુખમુદ્રા એવી તો ભાવવ્યક્ત હતી કે લવંગિકાની દૃષ્ટિ સ્હેજ નીચી વળી. તેના ગાલપર લજ્જાના શેરડા પડ્યા. ક્ષણવાર તે પોતાનું ગંભીરપણું સ્વીકારી બોલી;–"જગદંબા આપને આ કામમાં યશ આપે. ફરીથી આપને મળવાના પ્રસંગે આપે રાજ-કન્યાને માટે જે શ્રમ ઉઠાવ્યો છે, અને યશસ્વી કાર્ય કરવા નીકળ્યા છો, તે સિદ્ધ કરી આવો તેને માટે મને અભિનંદન આપવાની સંધી મળે, એજ મારી મનકામના છે. સરદાર! વિલંબ વધારે થયો છે. આપ સિધાવો. કનકપૂરની પેલી તરફ જશો એટલે અડધા કોશપર ડાબી બાજુએ અરણ્ય છે. તેમાં એક જૂનો કિલ્લો છે, ત્યાં આગળ રુદ્રસેન હશે."

"ઈશ્વર કૃપાથી હું ત્યાંથી સહીસલામત નીકળી ચાલ્યો તો પછી શ્યામરાયનું થાણું ક્યાં છે!"

"ત્યાંથી આગળ ત્રણ કોશપર શ્યેનદુર્ગનો ડુંગરી કિલ્લો છે." લવંગિકાએ કહ્યું;–"ત્યાં આગળ શ્યામરાય ધામો નાખી બેઠેલ હશે."

"વારુ બાળા! તો હવે હું ટૂંક સમયને માટે આપની રજા લઇશ" એટલું બોલી રણધીર પોતાના ઘોડાપર પલાણુ થયો. ક્ષણભર એકમેકની દૃષ્ટિ મળી. અન્યોન્યના હૃદયે જે વાત શરમથી કે ઉતાવળમાં જણાવી ન હતી, તે શબ્દોની મદદ વગર નેત્રથી માત્ર એક બીજાને જણાઇ.

તે તરુણી સાથે વાતચીત કરવામાં રણધીરે ઘણો લાંબો સમય વિતાવ્યો હતો એ ખરી વાત છે, પણ તેથી તેના ઘોડાને એક પ્રકારનો જોઇતો આરામ મળ્યો હતો. તે આવ્યો હતો તે રસ્તે વળ્યો નહિ. બીજી વાટે તેણે કનકપૂરનો રસ્તો લીધો. આ પગવાટ ટૂંકી હતી. અને થોડી વારમાં કનકપૂરના રસ્તાપર આવી લાગ્યો. રાણીના સ્વારી ગયાનાં ચિન્હ તેને જણાયાં નહિ. તેથી તે રાજમંડળ ધીમેથી પાછળ આવતું હશે, એમ તેણે અનુમાન કર્યું. તે રસ્તો કાપતાં કાપતાં લવંગિકાએ કહેલા અરણ્ય આગળ આવી પહોંચ્યો. આમ તેમ નજર કરતાં તેને એક ભગ્ન બૂરજ જણાયો. લવંગિકાએ કહેલું સ્થાન તે તે જ હોવું જોઇએ, એમ અનુમાન કરી તે તરફ વળ્યો. આસપાસ સર્વત્ર શાંતિ હતી. એમાં એકાદ નાનકડું લશ્કર છૂપી ભરાઇ બેઠું છે એમ કોઇને કહે તો તે વાત તેના માનવામાં પણ ન આવે. પણ રણધીર તો તે શાંતિ પરથીજ સમજ્યો કે આ સ્થાનમાંજ તેઓ છૂપાઈ ભરાઈ બેઠા છે. તેણે પોતે ધારણ કરેલો વેષ બરાબર ભજવવાનો નિશ્ચય કરી, મનમાં ધૈર્ય ધારણ કરી, ગંભીર મુદ્રા કરી તે ભાંગેલા વાડા તરફ પોતાના ઘોડાને વાળ્યો. પાસે આવતાંજ તેણે પોતાનું શિરસ્ત્રાણ કાઢી નાંખ્યું અને તેને પોતાના હાથમાં લીધું. જાણે કોઈ તેને મળવાની રાહ જોઇ બેસી રહ્યું હોય તેમ, આમ તેમ તેણે નજર ફેરવી. લાગલોજ ભીંતની આડમાંથી એક ગૃહસ્થ બહાર પડ્યો. તે શરીરે ઉંચ અને સડ પાતાળ હતો. તેની ઉમ્મર ત્રીસ બત્રીશની હશે. કેશ સ્હેજ પિંગટ હતા. તેની આંખો મોટી અને તેજપૂર્ણ હતી. તેણે પ્રવાસનો પોશાક ધારણ કર્યો હતો. બખ્તરમાં ફક્ત એક જ વક્ષસ્ત્રાણ ધારણ કર્યું હતું. તેના ચ્હેરાપરથી તે ગૃહસ્થ સ્વભાવનો અભિમાની અને નિગ્રહી જણાતો હતો. આ કોણ હશે? એ સંબંધી રણધીરે તરતજ તર્ક કર્યો અને તે પોતાના અનુમાન બળપર હિંમત રાખી બોલ્યો;–"સરદાર સાહેબ આપજ રુદ્રસેનજીને?"

રણધીરનો ચ્હેરો, તેની બોલવાની છટા; તેની ગૃહસ્થસુલભ રીતભાત, તેનો સરદારને ઉચિત પોશાક જોઈ રુદ્રસેને જાણ્યું જે આ કોઇ સાધારણ મનુષ્ય નથી અને જવાબમાં "હા હું પોતેજ" તે એમ બોલ્યો.

"સરદાર સાહેબ! હું સામંત સચિવ **શત્રુસાલજી** તરફથી આવું છું." રણધીરે વાતની શરુઆત કરી.

"એમ!" ચોંકીને **રુદ્રસેન** બોલ્યો;–"કહો **શત્રુસાલજી** તરફના શા સમાચાર છે?"

"સમાચાર! ઘણાજ માઠા છે." રણધીરે પ્રત્યુત્તર આપ્યો.

"શું કહો છો?" ફિક્કે ચ્હેરે ચોંકીને **રુદ્રસેને** પૂછ્યું;–"આપ કોણ છો? મેં આપને ઓળખ્યા નહિ."

"સરદાર! હું આ દેશનો વતની નથી. **સુવર્ણપુરનો** હું એક સરદાર છું. સેવકને **કાંતિસેન** કહે છે. સામંત સચિવ પાસેથી આ પ્રત્યયચિહ્ન હું લાવ્યો છું" એટલું બોલી રણધીરે પોતે લીધેલી મુદ્રિકા બતાવી.

તે બરાબર જોઈ રણધીરને પાછી આપતાં **રુદ્રસેને** કહ્યું;–"હા, તે **શત્રુસાલની** મુદ્રિકા છે. આપ જે હકીકત લાવ્યા હો તે સત્વર જણાવો."

"આજનો સઘળો નિશ્ચય બગડી ગયો." રણધીરે જવાબ વાળ્યો:–"**શત્રુસાલજીની** ધારણા બર ન આવી. તેમને પોતાની ટોળીનાં માણસો સાથે પાછું ફરવું પડ્યું. અને તે જણાવવા તેમણે મને અહીં મોકલ્યો છે."

"હેં! સરદાર આપ શું કહો છો?" **રુદ્રસેન** દિવાનાની માફક બોલ્યો;–"**શત્રુસાલજીની** ધારણા ફસવાનું કારણ શું? રાજકન્યાનો વિચાર તો ફર્યો નહિ, હોય? આજ તે **ગિરિદુર્ગે** નીકળી નહિ કે શું?"

"ના, ના એમ કંઈજ નથી." રણધીર બોલ્યો;–"રાણીની સ્વારી તો આ **કનકપૂરની** પાસે આવતી હશે. વાત એમ છે કે **શત્રુસાલજીએ** કંઈ બીજી જ યુક્તિ રચી છે, અને તે અજમાવવા તેમનો વિચાર છે. આજના પ્રયત્નમાં યશ આવે એમ લાગતું નથી."

"જો એમ જ છે તો **શત્રુસાલજીની** આજ્ઞા અમને શિરસાવંદ્ય છે. ગમે તેટલા તો તે અમારા નાયક છે." **રુદ્રસેને** કહ્યું;–"પણ હેં **કાંતિસેનજી**! રાજકન્યા **ગિરિદુર્ગેથી** નીકળ્યાં તે વખત તેમની સાથે કેટલાં માણસો હતાં?"

"સુમારે દોઢસો કે બસેં સ્વાર છે. જેમાંના ઘણાખરા સશસ્ત્ર છે."

"પણ અહીં મારી પાસે ત્રણસેંથી પણ વધારે માણસો તૈયાર થઈ રહેલા છે." **રુદ્રસેને** અભિમાનપૂર્વક કહ્યું.

"પણ આપે મારી હકીકત પૂરેપૂરી સાંભળી છે ક્યાં?" રણધીર બોલ્યો;–"એ ખરી વાત છે. રાજકન્યાની સાથે માત્ર બસેં માણસ છે; છતાં બીજા પાંચસે માણસો રાજકન્યાને માટે જાન આપવા તૈયાર થયા છે. તેમની અઢીસે અઢી-

સેની બે ટુકડીઓ રાજમંડળની બાજુમાં અર્ધા કોશના અંતરે ચાલે છે. રાજકન્યાને કંઈ વાતની સહેજ સુગ આવવાથી એણે દમ બાંધીને તૈયારી કરી છે. આ ઉપરાંત કેટલાક સરદારોને આવી મળવાને માટે કહેણુ મોકલ્યું છે. આવા સંજોગોમાં કોઈ પ્રકારની હીલચાલ કરવી એ શત્રુસાલજીને દુરસ્ત લાગતું નથી.'

"ત્યારે એમજ કહોને કે અમારી સર્વ ધારણા રાજકન્યાના જાણવામાં આવી છે.'' ઉદ્વિગ્ન અને ભયચકિત ચ્હેરે રુદ્રસેન બોલ્યો.

"જી, પણ એ ઉપરાંત શત્રુસાલજીએ જણાવ્યું છે જે તેમની સૂચના પ્રમાણે ચાલવાથી કોઈ પણ પ્રકારની ભીતિ નથી. એથી ઉલટું યશ પ્રાપ્ત થવાની પક્કી ખાત્રી છે. માત્ર આજને બદલે કાલ. વાત માત્ર એટલીજ છે."

રુદ્રસેન તે ભાંગેલા મકાનની દિવાલ તરફ વળ્યો અને હાથવતી કંઈક ઇશારત કરી. તાબડતોબ ચાર પાંચ માણસો આગળ આવ્યા. તેમના દેખાવપરથી અને સભ્ય વર્તણુક પરથી તેઓ તેની હાથ નીચેના પણ ઉચ્ચ પદવીના માણસો હોય એમ લાગ્યા. રુદ્રસેન તેમની સાથે અતિ ધીમા સ્વરે કંઈ વાતચીત કરતો હતો. આ વાતચીત દરમિયાન તે લોકો રણધીર તરફ ન્હાળી ન્હાળી જોતા હતા. રણધીર જાણતો હતો જે તેણે પોતે ગંભીર સાહસ ખેડ્યું હતું અને એ લોકોની સંશયી મુદ્રાપરથી તેને શંકા થઈ કે આ લોકોમાં જો કોઈ શત્રુસાલનો અનુચર હશે વા તેને કેદ કરી લઈ ગયા તે વખતનો કોઈ માણસ હશે, તો બધી બાજી હાથમાંથી સટકી જશે. આ વિચારથી તેના મનમાં ભીતિ લાગી. એ કહેવું જોઇએ કે રણધીરને પોતાના પંડને માટે કોઇ પણ પ્રકારની ભીતિ હતીજ નહિ. પરંતુ જે હેતુથી તે અહીં આવ્યો હતો, તે વિફલ થયો તો રાજકન્યા પર શો કહેર ગુજરશે, તેની જ તેને ચિંતા હતી. પોતાના જીવના રક્ષણ કરતાં રાણીના સંરક્ષણની વિવંચના તેને અધિક હતી. તેણે જે બનાવટી વાતો સત્યના દેખાવથી રજૂ કરી હતી, તેને માટે પણ કહેવું જોઇએ કે તે સમય ભિન્ન પ્રકારનો હતો. યુદ્ધ અસામાન્ય ન હતાં અને લોકો 'शठं प्रति शाठ्यं कुर्यात्' ની નીતિ અનુસરવામાં કંઈ દોષ લેખતા નહિ.

રણધીરે સહજ આમ તેમ જોયું કે તરત તેને જણાયું કે કેવળ રુદ્રસેનની સાથે વાતચીત કરનાર ચાર પાંચ જણુ જ તેની તરફ જોઈ રહ્યા છે એમ નથી. તે ભીંતનાં ચીરાડામાંથી, બૂરજના બાકોરામાંથી અને ઝાડમાં છૂપાયલાં માણસોની અસંખ્ય આંખ તેના તરફ જોઈ રહી છે. દીવાલની આડમાં છૂપાયલા સૈનિકના માથા પરનું કુંમતું હવામાં ઉડતું હતું. કોઈના ભાલાપર અને બખ્તરપર બાલ

સૂર્યનું કિરણ ખેલતું હતું. એવામાં દૂરથી આવતા ઘોડાના પગલાંનો અવાજ રણધીરના સાંભળવામાં આવ્યો. આ સર્વ જોઈ રણધીરની ખાત્રી થઈ કે ત્રણ-સેંથી વધારે માણસો છે, એમ જે રુદ્રસેને કહ્યું હતુ, તે કેવળ ડોળને માટે નહિ પણ ખરી જ વાત હતી.

આ સર્વ બીના રણધીરના ધ્યાનમાં આવવાને ઝાઝો સમય લાગ્યો નહિ. એટલામાં રુદ્રસેને પોતાની હાથ નીચેના માણસો સાથે પોતાનું બોલવું પુરું કર્યું. અને ફરી તે પાછો રણધીર પાસે આવ્યો ને પૂછયું;–“અમે જો અહીંથી તાબડતોબ નીકળીએ તો આપ કહેતા હતા, તે ટુકડીનો મેળાપ થવાનો સંભવ છે ખરો?”

“શત્રુસાલજીનું તો એમ કહેવું હતું.” રણધીર બોલ્યો;–“કે જેમ બને તેમ આપે આ સ્થાન છોડી ચાલી જવું.”

“શત્રુસાલજી તેમની ટોળીના માણસો સાથે હતા તે વખતે શું ત્યાં આપ હાજર હતા?”

“તો શું નહિ!” અચકાયા વગર રણધીરે તાબડતોબ જવાબ આપ્યો;–“હું ત્યાંથી જ તો ચાલ્યો આવું છું. મેં એવા બ્હાદુર સિપાઈઓને મ્યાનમાંથી તરવાર કાઢયા વગર પાછા ફરતા કદિ જોયા નથી. પણ શું કરે વખત એવો હતો કે તેમને તેમ કરવું પડયું. જો કે ન લડવા બદલ તે શૂરવીરોને મનમાં જરા માઠું પણ લાગ્યું ખરું.”

“એમ કરવું પણ પડે.” દુઃખદ સ્વરે રુદ્રસેન બોલ્યો;–“વખત પ્રમાણે વર્તવું એમાં કંઈ ખોટું નથી.” એટલું કહી તેણે પોતાના હાથ નીચેના તે માણસો તરફ જોયું. તેઓએ ડોકું ધુણાવી આ વાતને સંમતિ આપી અને જાણે આ સરદાર ખરેખર શત્રુસાલજી પાસેથી જ આવ્યો હોય એમ ખાત્રી દર્શાવી.

“વારુ તો પ્રભુની મરજી.” રુદ્રસેન બોલ્યો;–“આપણે આપણી ધારેલી મુરાદ છોડી દેવી અને અહીંથી ચાલ્યું જવું એ જ શ્રેયસ્કર છે. હજી થોડી ઘણી મુદત સૂધી અનર્ગ દેશને એ તરંગી રાજકન્યાના અધિકારમાં જ રહેવા દેવો અને પરદેશી ભાડુતી સરદારોના હાથમાં રાજસૂત્ર રહેવા દેવું, એવી ઇશ્વરની મરજી હશે. બીજું શું.”

નિરપેક્ષ બુદ્ધિથી અનર્ગ દેશનું હિત કરનાર પોતાના બંધુપર અને ખુદ આ દેશની રાણી–રાજકન્યાપર આ કુશબ્દોના પ્રહાર થતા જોઈ રણધીરના મનને ઘણું માઠું લાગ્યું. તેને ક્રોધ ભરાઈ આવ્યો, પરંતુ પોતાની વસ્તુસ્થિતિ જોઈ આ શબ્દે તે મુગો મુગો સાંભળી રહ્યો.

રુદ્રસેને પાછા હઠવાને તૈયાર થવાની આજ્ઞા આપી એટલામાં દૂરથી ઘોડાની ખરીઓનો ખડખડાટ કાને આવ્યો. રુદ્રસેને તરત જ માણસો ત્યાં ને ત્યાં સ્તબ્ધ અને શાંત રહેવાની ઇશારત કરી. પ્રથમના જેવી નિરવતા ત્યાં વ્યાપી રહી. રણધીર અને રુદ્રસેન બન્ને એક ભીંતની આડમાં છૂપાઈ રહ્યા. રુદ્રસેનની આંખ્યો તે અવાજ આવતો હતો તે તરફ વળી હતી. અવાજ વધારે સ્પષ્ટ કાને પડવા લાગ્યો.

"અરે! આ તો રાણીની જ સ્વારી!" રુદ્રસેન એકાએક બોલી ઉઠયો અને તરત જ તેણે ફરીથી પોતાના માણસોને એકદમ ચૂપ અને અદૃશ્ય થવા આજ્ઞા કરી.

રણધીરે જોયું તો પળવારમાં તે લોકો પોતપોતાને ઠેકાણે અદૃશ્ય થઈ ગયા. જાણે ભૂમાતાના ગર્ભમાં સમાઈ ગયા હોય, તેમ ત્યાં તે ભાંગેલા કિલ્લાની ભાંગી તૂટી દિવાલો, બૂરજો અને ઝાડ સિવાય કંઈ જ મનુષ્ય પ્રાણી નહિ હોય એવો દેખાવ થઈ રહ્યો. રણધીર આ ધ્યાન પૂર્વક જોતો હતો એ રુદ્રસેને જોયું અને તેના કાનમાં બોલ્યો;-"સરદાર! માત્ર આ તુરીના અવાજથી તેઓ સણસણાટ પાછા જીવતા જાગતા પૃથ્વીના ગર્ભમાંથી નીકળી લઢવા તૈયાર થશે.'

રણધીરના મનમાં વિચાર થયો કે રખેને રુદ્રસેન પોતાની લાગણીપર કાબુ ખોઈ દઈ તે સોનાની તુરી ફુંકી મૂકે. જો એમ કરે તો રાજકન્યાના રક્ષણને માટે કરેલી સઘળી મહેનત ફોકટ જશે. રાજદ્રોહીઓનો વિજય થશે. રણધીરે જોયું તો તે તુરી રુદ્રસેને પોતાની આંગળીઓમાં પકડી રાખી હતી. પાસે જ તેનાં છ માણસો હતાં. રણધીરને પ્રતિપળે એમ થતું હતું કે, હમણાં તે તુરી વગાડશે. રાણીની રક્ષાને માટે રણધીરનો પ્રાણ પડીકે બંધાયો હતો. આજ તેના નસીબનો સિતારો સારો હોય તો જ તે આ સંકટમાંથી સહીસલામત ઉગરી જશે એમ તેને લાગતું હતું. આમ તેના મનમાં વિચાર ચાલતા હતા, તેવામાં રાજમંડળમાંના સ્વારોને ધીમેથી જતા દીઠા. તે બિચારાઓના મનમાં કયાંથી કલ્પના હોય કે તેમનાથી વીસ પચીશ હાથ છેટે, આ શાંત અને માંખ વગરના જંગલમાં સાક્ષાત્ યમદૂતો પોતાની જાળ નાંખી બેઠા છે અને તેમને પરલોકની યાત્રાએ પહોંચાડવા ઇચ્છે છે.

"પ્રભો બદ્રિકેશા! એમને જલદી દોડતા ભાગવાની પ્રેરણા કર! આ નીચનું મન ફરવાને વાર નથી." એમ રણધીર પોતાના મનમાં તરફડાટ કરતો હતો. એટલામાં તેણે ફરી રુદ્રસેનના સામું જોયું તો તે પોતાના હાથમાં તે તુરી લઇને હલાવતો હતો. તેના એક ઝોળાની સાથે રણધીરનો પ્રાણ પણ ઝોળો

ખાતો હતો. તેને લાગ્યું કે આ તુરી નથી પણ મારો પ્રાણ એના હાથમાં છે અને તે મરજીમાં આવે, એ પ્રમાણે બે કાળજીથી તેની સાથે તે રમત કરે છે. એટલામાં તેના મનમાં એક નવોજ વિચાર સ્ફુર્યો "જો આ તુરી ફુંકવામાં આવે તો તરતજ તેનું માથું ધડથી જુદું કરી નાંખીશ." આમ વિચાર કરી સ્વસ્થ ચિત્તે તે રુદ્રસેનની બાજુમાં ઉભો રહ્યો. એક ક્ષણ તે તેને વર્ષ જેવી લાગતી હતી. તે રાજમંડળ ત્યાંથી કયારે પસાર થઈ જાય એમ તેના મનમાં થયા કરતું હતું. ઘડીમાં તેને એમ થતું હતું કે રુદ્રસેન તુરી ફુંકશે નહિ. વળી ઘડીમાં ફુંકે તો? તેમ કરે ત્યાર પહેલાંજ તે ઝુટવી લેવી એમ થતું હતું.

તે રાજમંડળ આસ્તે આસ્તે ત્યાં આવી પહોંચ્યું. રસ્તામાં બીજો કંઈ દગો ફટકો થવાનો સંભવ ન હોય એમ તેઓ થંડા પેટે રસ્તો કાપતા હતા. પ્રાતઃકાળના સૂર્યના તાપથી અને પ્રવાસના શ્રમથી રાણીનું મોં લાલ દેખાતું હતું. છતાં તે બીજાના મનને ઉત્સાહ આપવા, તેઓમાંના કેટલાકની સાથે બોલતી હતી ને વખતો વખત હાસ્ય કરતી હતી. દારુકનો ચ્હેરો ધોળો પૂણી જેવો થઈ ગયો હતો. તે રસ્તાની બે બાજુએ બહાવરાની માફક આમ તેમ જોતો હતો. મહારાવ નંદક પણ આમ તેમ નજર કરતા હતા. પણ તે નજર ગભરાટ વગરની અને બાજની માફક શિકાર ઝડપવાની જેવી હતી. રણધીરે સ્હવારમાં જે સરદારોને બોલાવી આણ્યા હતા તે પણ રાજમંડળના સાથમાં પોતાના માણસો સાથે હતા. રાજમંડળ ધીરે ધીરે પસાર થવા લાગ્યું. રાજકન્યા અને મુખ્ય મંડળ આગળ ચાલી ગયું. તે સરદારો અને સૈનિકો પણ પસાર થયા. તેની પાછળ અશ્વવાળા વગેરે નોકર મંડળ પણ ચાલી ગયું. હવે માત્ર રણધીરના જીવમાં જીવ આવ્યો. તેણે જાણ્યું કે હવે રુદ્રસેને હુમલો કરવાનો નિશ્ચય મૂકી દીધો છે અને જો કદાપિ એમ કરે, તો પણ રાણીને ઝાઝી મુશ્કેલી નડે એમ નથી. રુદ્રસેન લશ્કરનું ઘણું ખરું પાયદળ હતું અને તે ભયની સૂચના થતાંજ રાણીના સ્વારોને પહોંચી શકે નહિ, એમ તેની ખાત્રી હતી. તે રાજમંડળ દૂર નીકળી ગયું. રણધીરના મનને હવે પૂરે પૂરી ધીરજ આવી.

"મારો તો વિચાર આ તુરી ફુંકું, ફુંકું થઈ રહ્યો હતો;" રુદ્રસેન બોલ્યો;— "પણ મહા પરાણે મેં મારા એ વિચારને રોકી રાખ્યો. મારો તો પાસો ફેંકવા વિચાર હતો, જે થાય તે ખરું— આપાર કે પેલેપાર."

"તેમ કરત તો આ શિર સલામત રહેત શાનું? કયારનુંએ ધડથી જૂદું પડ્યું હોત. મેં પણ મારા નિશ્ચયને પરાણે રોકયો.' એમ રણધીર પોતાનાં મનમાં

બોલ્યો. ફરી રુદ્રસેનને ઉદ્દેશી તેણે જવાબ આપ્યો;–"સરદારજી ! મારે અહીંથી તાબડતોબ નીકળવું જોઇએ. શ્યામરાયને જઈ તેમને પણ મારે શત્રુસાલજીની સૂચના જણાવવી જોઇએ નહિ તો ત્યાં કંઈ પાછું ઓડનું ચોડ ન થાય."

"હા, તે બરાબર છે" રુદ્રસેને કહ્યું;–"પણ આપ ત્યાં પહોંચશો શી રીતે? રાજકન્યાની આગળ ત્યાં જઈ પહોંચવું જોઇએ અને સીધે રસ્તે તો તમારાથી જવાય તેમ નથી."

"એ સર્વ બાબતનો મેં વિચાર કર્યો છે." રણધીર બોલ્યો;–"માત્ર એક બાબતનો આધાર આપનાપર છે. મારો ઘોડો જો કે ચપળ અને ઉમદા પ્રાણી છે, છતાં તે થાકીને લોથ થઈ ગયેલ છે. માટે એકાદ સારા ચપળ ઘોડાની આ વખતે મને જરૂર છે."

વાંચનાર! સમજ્યા હશો કે રુદ્રસેનને ત્યાં વધારે વખત ખોટી કરવાની રણધીરની આ યુક્તિ હતી. વળી એ પણ ખરું હતું કે તેનો ઘોડો થાકીને લોથ પણ થઈ ગયો હતો અને તેને ઝડપથી અને લાંબે જવાનું હતું.

"બીજો ઘોડો ! એજને ?" રુદ્રસેને કહ્યું;–"અરે ત્યાં કોણ છેરે? મારો વિજયા સામાન નાંખેલ તૈયાર છેને? તેને અહીં આણ તો."

રણધીરે રુદ્રસેનને પૂછ્યું:–"સરદારજી! આપનો મોટો ઉપકાર માનું છું. પણ આપને કંઈ શ્યામરાયને કહાવવું છે?"

"કહાવવાનું શું હોય!" રુદ્રસેને કહ્યું;–"એ જ કે આજના બનાવથી જેટલું આપને માઠું લાગ્યું હશે, તેટલું જ મને લાગ્યું છે; પણ કરવું શું? આપણે શૂર સિપાઇને એમ હિંમત ખોવાની જરૂર નથી. શત્રુસાલે જે વિચાર કર્યો હશે તે ઘણો જ ડહાપણ વાપરીને કર્યો હશે. આપણે તેમના વચનપર વિશ્વાસ રાખવો એ જ અત્યારે તો યોગ્ય છે. આ લ્યો ઘોડો પણ આવી પહોંચ્યો."

આમ તેઓ વાતચીત કરતા હતા એટલામાં એક અશ્વપાળ ઘોડો લઇને આવ્યો. ઘોડા તરફ નજર ફેંકતાં જ રણધીરને આનંદ થયો. એટલામાં કોઈ અન્ય ઘોડેસ્વાર તે તરફ આવતો જણાયો. તે ભીંતની પાસે આવી ઉભો રહ્યો. રુદ્રસેને કહ્યું;–"લ્યો આ બીજો સ્વાર પણ શત્રુસાલ તરફથી આવતો જણાય છે."

રણધીરે પણ તેને ઓળખ્યો. તરત જ તેણે પોતાનું શિરસ્ત્રાણ ચઢાવી દીધું. અને ઘોડાના પેંગડામાં પગ મૂકયો. તે સમજ્યો હતો કે એક પળ અહીં થોભવામાં માલ નથી.

"અહો કાંતિસેન !" રુદ્રસેન મોટેથી બોલ્યો;-"શત્રુસાલે શો સંદેશો મોકલ્યો છે તે સાંભળીને જાઓ તો વારુ ?"

"કાંતિસેન કોણ !" તે નવો સ્વાર આવતાંની વાર બોલ્યો, કારણ કે, જો કે રણધીરે ઝટપટ શિરસ્ત્રાણ માથાપર નાંખ્યું હતું, છતાં તેમ કરતાં નવા આવનારે તેને ઓળખ્યો હતો.

"એ તો અમરપુરનો સરદાર રણધીર છે. કાલે અમે એને અજયદુર્ગમાં કેદ કર્યો હતો અને આજે એ કાંતિસેન થઈ અહીં ક્યાંથી આવ્યો ?" આશ્ચર્ય ચકિત ચ્હેરે તે નવો આવનાર બોલ્યો.

આટલી વાર સૂધી રણધીર કંઈ ઉચ્ચરતો ન હતો. એકદમ તે ઘોડાપર બેસી ગયો અને જોરથી એડી દાબી તેને એવો તો ચોંકાવ્યો કે તે અશ્વપાળ ધક્કાથી જમીનપર પડી ગયો, અને ઘોડો એકદમ ભીંત કૂદી બહાર પડ્યો. ત્યાંથી સપાટભેર રસ્તાપર આવ્યો અને પવનવેગે ઘોડાને હાંકી મૂક્યો.

આ સર્વ એક નિમિષમાં થઈ ગયું. રુદ્રસેને તૂરી ફુંકી. તેના હાથ નીચેના માણસો "દગો-કપટ" કરી બૂમ મારી ઉઠ્યા. કોઈ ઘોડાપર સામાન નાખવા તો, કોઈ ઘોડે બેસવા તૈયાર થવા લાગ્યા. જેઓ ઘોડાપર હતા, તે તેની પાછળ પડ્યા. પણ આ સર્વ નકામું હતું. કારણ કે તેમની અને રણધીરની વચ્ચે ઘણું અંતર પડી ગયું હતું. વળી ઘોડો પણ ઘણો જ પાણીદાર હતો અને વધારામાં રણધીરે તેને છેડીને હાંક્યો હતો. આવી સ્થિતિમાં તે સાધારણ સ્વારો શો પતો ખાય! રુદ્રસેનને રણધીરે કહ્યું હતું કે તે વાંકાં ચુકાં રસ્તે જવાનો છે, પણ તેણે કંઈ તેમ કર્યું નહિ. તેનો વિચાર રાજમંડળને જઈ મળવાનો હતો. અને ત્યાં જઈ સંકટની સૂચના આપવી, એ તેનું પહેલું કર્તવ્ય હતું. તેથી તે આડી વાટે ન જતાં મુખ્ય રસ્તે વળ્યો. થોડા જ વખતમાં તે રાજમંડળની સાથે ભળી ગયો. આવતાની વાર તેણે પોતાનું શિરસ્ત્રાણ કાઢી હાથમાં લીધું. પ્રતાપરાય, કનકરાય, ભગવતસિંહ, યશવંતરાય વગેરે તરફ આનંદ અને ઉત્સાહથી જોતો માથું નમાવતો ઠેઠ મહારાવ નંદક સૂધી તે પહોંચ્યો. "આપે કહેલું તે પ્રમાણે હું તે દેવાલય તરફ ગયો હતો અને ત્યાં જવામાં એક પ્રકારનો લાભ જ થયો છે.' એટલું કહી સ્હેજ આગળ સરક્યો કે રાણીએ તેને પોતાની પાસે આવવા ઇશારત કરી. અનુપમાએ દૃષ્ટિના ઇશારાથી અને સ્મિત હાસ્યથી રણધીરનું અભિનંદન કર્યું. રાજકન્યા પાસે પહોંચતાં ભદ્રશ્યામાએ હાસ્યપૂર્વક તેના સ્હામું જોયું. એ હાસ્યની છટા માત્ર ભદ્રશ્યામાને જ સાધ્ય હતી.

"તરુણ સરદાર !" આનંદથી ઉભરાઈ જતી લાગણીએ કૃતજ્ઞતાપૂર્વક, મનોમુગ્ધ સ્વરે રાજકન્યા બોલી;–"આપે તો અમારા ઉપર ઉપકારના ઢગલા વરસાવવા માંડ્યા છે. પણ ખાત્રી રાખજો કે અમે પણ–"

"રાજબાળા !" અતિ વિનયપૂર્વક રણધીર બોલ્યો;–"વચ્ચે બોલવાની ઉદ્ધતાઈ માટે આપ ક્ષમા કરશો, પરંતુ આ સમય પણ તેવો જ છે. આપ કૃપા કરી બને તેટલી ઝડપથી આગળ વધો, એ અત્યારે માત્ર શ્રેયઃસ્કર છે. ધીમેથી જવામાં પાછળની તરફથી ગંભીર ભય આવવાની સંભાવના છે. મારે પોતાને એવા જ કાર્યને માટે આ ઘોડો જેટલી ઝડપથી લઈ જાય તેટલી ઝડપથી આગળ જવાનું છે."

એટલું બોલી રાજકન્યાના પ્રત્યુત્તરની વાટ ન જોતાં પ્રણામ કરી ઘોડાને વેગથી ચાંપી મૂકયો. આશરે એકાદ ઘટકામાં તે શ્યેનદુર્ગના અરણ્ય પાસે આવી પહોંચ્યો. અહીં એક ન્હાનકડી નદી પસાર કરવાની હતી. રણધીરે આવીને જોયું કે રાજમંડળને પસાર થવામાં કોઈ પણ પ્રકારની અડચણ આવે એમ નથી. આ બાબતની ખાત્રી કરી નદીના હોડીવાળાને બોલાવી ચોકસી કરવા માંડી. તેની સાથે વાતચીત કરતાં જણાયું કે અહીંથી કોઈ માણસ પસાર થયો ન હતો. રણધીરે તે હોડીવાળાને સોના મહોર આપી સંતોષ્યો. તેણે કોઈ આદમી બે ઘટિકા સુધીમાં ગયું નથી એની ખાત્રી આપી. રણધીર મનમાં સમજ્યો કે, રુદ્રસેનનો માણસ ગયો નથી. તે નદી ઓળંગી ફરીથી ઘોડાપર સ્વાર થયો અને દાટ ઝાડીમાં દાખલ થયો.

લવંગિકાની આપેલી નિશાની પરથી શ્યામરાયનું થાણું અહીં આટલામાં જ હોવું જોઈએ એમ તેને લાગ્યું. થોડે આગળ વધ્યો કે "કોણ છે." કરી કોઇએ હાક મારી અને તેની સાથે જ પાંચ છ ઘોડે સ્વાર અને એક આધેડ સરદારે દેખા દીધી. આજ સરદાર શ્યામરાય એમ રણધીર ઝટ કળી ગયો. રણધીરનું અનુમાન ખરું હતું. ઘોડાને દોડાવતો કોઇ માણસ આવે છે એ જોઈ શત્રુસાલ તરફથી કોઈ સંદેશો તો લઈ આવતું નથી ને? એ જોવા શ્યામરાય પોતે જ હાથ નીચેના અધિકારીઓ સાથે આગળ આવ્યો હતો.

રણધીર ને શ્યામરાય બન્નેજણ વચ્ચે શી વાતચીત થઈ તે લંબાણથી જાણવાની આપણને જરૂર નથી. શત્રુસાલની મુદ્રિકા જોઈ કાંતિસેન નામ ધારી રણધીરના ખરેપણા બદલ શ્યામરાયને લેશ પણ શંકા આવી નહિ. તેમાં વળી અધુરામાં પુરો રુદ્રસેનનો ઘોડો જોઈ તેની સો ટકા ખાત્રી થઈ. કારણ કે શ્યામરાય, રુદ્રસેનના ઘોડાને ઓળખતો હતો અને એ પણ એક પ્રકારનું બીજું પ્રત્યયચિહ્ન જ હતું. તરત જ શ્યામરાયે પોતાના સૈન્યને શ્યેનદુર્ગ તરફ વળવા હુકમ કર્યો.

**શ્યા**મરાયે આ સરદાર જાસુસને પોતાને ત્યાં આવવા ઘણો જ આગ્રહ કર્યો, પણ **શત્રુસાલ**જીએ એક બીજું જરૂરી કામ સોંપ્યું છે અને તે તાબડતોબ બજાવવું જોઇએ, એમ કહી રણધીર **શ્યા**મરાયથી છૂટો પડ્યો. તેને પ્રણામ કરી તે ત્યાંથી પોતાને માર્ગે વળ્યો. બિચારા **શ્યા**મરાયને ખબર પડી નહિ કે એક પરદેશી સરદારે મને થાપ આપી છે.

રણધીર ઘોડાને આસ્તે આસ્તે ચલાવતો આગળ ચાલ્યો. થોડા વખતમાં રાજમંડળ પણ આવી લાગ્યું. દશ ઘટિકા દિવસ થયો નહિ હોય, એટલામાં તો સ્વારી **ચ**તુરાના પિતા **ન**રેન્દ્રરાયના **શૃં**ગદુર્ગ નામના ગામમાં આવી પહોંચી.

રણધીર **ન**રેન્દ્રરાયના ગઢમાંના એક ઓરડામાં પોતાના બખ્તર ભાગ ઉતારી મુકતો હતો, તે વખતે તેના મનમાં વિચાર આવ્યો;–"આજ આપણા પર શા શા સંકટ આવ્યાં હતાં, તેની તે ભોળી રાજકન્યાને ખબર હશે? તેમના પ્રાણની પણ રક્ષા થવી કઠણ, એવા સપાટામાંથી બચી છૂટયાં છે. એવી કલ્પનાનું ભાન તેમને કયાંથી હશે? પોતાનું સ્વાતંત્ર્ય અને પોતાના માણસોના પ્રાણ કાચા સુતરને તાંતણે લટકતા હતા, એની કલ્પના રાજકન્યાના મનમાં આવી હશે ખરી? નહિજ. પોતાના શરીરપરનું બખ્તર વગેરે કાઢી નાંખી સ્હવારના પ્હોરથી અત્યાર સુધી લાગેલા થાકને ઉતારવા, ઘંડા વાયુનું સેવન કરવા, ઘડીભર વિશ્રાંતિ લેવા, રણધીર રજવાડાને અડોઅડ પાછલા ભાગના બગીચામાં ગયો. આમ તેમ ફરી કંઈ નિર્જન છાયાવાળું સ્થાન મળે તો ત્યાં બેસવા તેના મનમાં વિચાર થયો. બાગમાં લીલી શેતરંજી સૃષ્ટિ દેવીએ બિછાવી હતી. અહીં પડી આરામ લેવાનો વિચાર કરતાં તેના મનમાં અનેક વિચાર ઉઠવા લાગ્યા અને વિચારોમાં **લ**વંગિકાની મૂર્તિ તેની નજર સમક્ષ તરી આવી.

આમ ફરતાં તે એક લતાકુંજ આગળ આવી લાગ્યો. અહીં તેને એક અનન્ય દેખાવ નજરે પડ્યો. આજના દિવસના કર્કશ બનાવની સાથે સરખાવતાં તે ભિન્ન અને હૃદયસ્પર્શી કોમળ હતો. રાણીની સખી **કુ**સુમલતિકા એક સુંદર દેખાવના, સ્હેજ આધેડ વયના, પુરુષ સાથે કાનમાં કંઈ ગુજગોષ્ઠિ કરતી તેને જણાઈ. એ માણસનો પહેરવેશ **અ**નંગ દેશવાસીઓથી કંઈક ભિન્ન પ્રકારનો હતો એમ તેના લક્ષમાં તે વખતે આવ્યું. ત્યાંથી થોડે છેટે વળ્યો તો રાણીની બીજી સખી **અ**દ્રિલતા એક સુંદર તરુણ સાથે પ્રેમ વાર્તાલાપ કરતી જણાઈ. આ તરુણનો પોશાક પણ પેલા માણસને મળતો હતો. રણધીર આ જોઈ પાછો વળ્યો અને રાજવાડામાં પોતાના ઓરડામાં આવી દાખલ થયો.

# પ્રકરણ ૯ મું
## શાંતિ સદન

રણધીરની નજરે જે દેખાવ પડ્યો હતો તે બેશક ઘણોજ મનોરમ હતો, પરંતુ તેને આશ્ચર્ય લાગ્યું કે રાજકન્યાની સ્વારી શાંતિસદનમાં આવ્યાને બે ઘટકા જેટલી થઈ નથી, એટલામાં તો પ્રવાસનો પોશાક બદલી, ટાપટીપથી સુંદર વસ્ત્રો સજી રાજકન્યાની બે સખીઓ પોતાના પ્રિયકર સાથે ગુજગોષ્ઠિ કરવા લાગી છે. સ્હવારના પહોરમાં પ્રવાસના ત્રાસથી રાજમંડળનાં માણસો થાકી ગયાં હતાં અને આરામ લેવાને માટે જરા લાંબાં થઈ પડ્યાં હતાં. નરેન્દ્રના ઘરનાં માણસો રાજમંડળનાં માણસોનું યોગ્ય આતિથ્ય થાય તે કરવાની તૈયારીમાં ગુંથાયલાં હતાં. આત્રે સમયે એકાંત સ્થાન મળતું રહેલ હતું. અહો મન્મથરાજ ! તારું પ્રાબલ્ય કેટલું છે? શરીર અને મનપર તારો જેટલો અધિકાર છે, એટલો અધિકાર બીજાનો નથી. તારા આધિપત્યને લીધે આ બે તરુણીઓ ઘોડાપરથી ઉતરીને વિશ્રાંતિનો વિચાર ત્યાગી બાગમાં આવી છે.

બે પ્રેમી જોડાંને વાતચીતમાં લુબ્ધ જોઈ રણધીર સ્વસ્થાને ફર્યો. કોઇની ખાનગી વાતચીત સાંભળવી એ તેની સુજનતાને સારું લાગ્યું નહિ. આટલું છતાં જે પુરુષો આ તરુણીઓ સાથે ગોષ્ઠિ વિનોદ કરી રહ્યા હતા તેમનો ચ્હેરો લક્ષ-પૂર્વક જોયા વગર રહ્યો નહિ.

જે પ્રમાણે રાણીની સખીઓનું સૌંદર્ય અનુપમ હતું, તે પ્રમાણે તે બન્ને પુરુષોની મુખકાંતિ કંઈ કમ ન હતી. કુસુમલતાનું મુખ સૌંદર્યપૂર્ણ હતું. તેની આંખ્યો વિશાળ હતી. તેનો એકંદર દેખાવ રમણીય હતો છતાં તેના મુખપર એક પ્રકારની એવી હાસ્યછટા રમતી હતી કે, તે ઉચ્છૃંખલ અને હૃદયના સાચાપણા વિનાની હોય, એમ જોનારને સ્હેજ જણાઈ આવતું હતું. જે પુરુષ તેની સાથે વાતચીત કરતો હતો તેની વય યુવાનીના સિમાડાને ઓળંગી ગઈ હતી. વયના પ્રમાણમાં તો તે કુસુમલતાને માટે યોગ્ય ન હતો છતાં તે પુરુષનો ચ્હેરો સુંદર, તેની વસ્ત્ર સજાવટ બારીકીથી ટાપટીપ ભરી; તેના અવયવોનું હલન ચલન છટાદાર, તેની વર્તણુક આંજી નાખે તેવી હતી. વિકારવશ સ્ત્રિયોની દૃષ્ટિ તે પોતાના તરફ આકર્ષ્યા વગર રહે નહિ.

અદ્રિલતાનું દેહસૌંદર્ય કંઇક ભિન્ન પ્રકારનું હતું. તેનો ચ્હેરો લંબગોળ હતો. તેનો વિલ્લોલ કટાક્ષ તાણીને કારી ઘા જોનારપર કરતો, તો બીજી જ પળે

શરમથી નીચે વળી જતો. ઘડીમાં તેની આંખ્યો અપૂર્વ તેજથી નાચતી તો અન્ય ક્ષણે વાંકી વળી સ્થિર ઠરી જતી હતી. તેના હોઠ પ્રવાળ સમાન રાતા, દંતપંક્તિ દાડમના દાણા જેવી હતી. તેની શરીરની ચામડી ગોરી અને તેજસ્વી હતી. તેના મુખપર હાસ્ય છટા વિલસતી ત્યારે તે સામાના અંતઃકરણમાં એક પ્રકારનું વશીકરણ કરતી હતી. જે યુવક તેને ઘૂંટણે પડી આર્જવ સ્વરથી વાત કરતો હતો, તે દેખાવમાં સુંદર હતો. તેણે ઉમદા પોશાક ધારણ કર્યો હતો. અને એક પ્રકારની વરણાગી તેનામાં જણાતી હતી. કુસુમલતાની સાથે જે પુરુષ વાત કરતો હતો તેના જેવી ભભકભરી છટા આનામાં ન હતી, તેમજ તેના જેવું આત્મનિરભરપણું પણ ન હતું. રણધીર જેવો બાગમાંથી નીકળ્યો કે પોતાના ઓરડામાં આવ્યો; પણ કંઇક વિચાર આવતાં તે પાછો બહાર નીકળ્યો અને મામા સાહેબને મળવા ચાલ્યો. રસ્તામાં જ તેમની ભેટ થઈ. તે બોલ્યો;–"ઠીક થયું મામા સાહેબ કે આપ મળી ગયા. હું ધારતો હતો કે આપ પણ અન્ય માણસોની માફક જરા આરામ લેતા હશો."

"નહિ સરદાર !" નંદકે જવાબ આપ્યો;–"તારુણ્યનું ઉછળતું બળ મારામાં નથી, એ ખરી વાત તથાપિ આવા પ્રસંગે કામ કરવાને માટે જે ઉત્સાહ જોઇએ તે ઈશ્વરે મારામાં રહેવા દીધો છે. સરદાર ! સ્હવારે આપ તે ભગ્ન દેવાલય તરફ ગયા હતા, એટલું જ માત્ર ઉતાવળમાં દર્શાવ્યું અને તેનું પરિણામ પણ કંઇક હિતકારક થયું છે, એ સૂચવ્યું; છતાં સમગ્ર હકીકત જણાવવા આપને ફુરસદ ન હતી."

"હા, મારો ફેરો ફોકટ ન હતો." રણધીર બોલ્યો;–"તે દેવાલય આગળ લવંગિકા મને મળી, અને તેણે જે હકીકત જણાવી તે ખરેખર ઘણી જ મહત્વની હતી. પણ મામા સાહેબ! આપનાથી કોઈ વાત ગુપ્ત રાખવી એ મને ઠીક લાગતું નથી અને તેમાં પણ ખાસ કરીને રાજકુંવરીના હિતની વાત અને આપની પ્રિય શિષ્યા લવંગિકાની હકીકત ગુપ્ત રાખવી ઇષ્ટ નથી. વારુ ત્યારે પ્હેલી વાત તો એ છે કે રાજકુંવરીપર હુમલો કરનાર ટોળીના નાયક સામંત સચિવ શત્રુસાલજી પંડે જ હતા. તેમની પુંઠે હું પડ્યો. અમારા બન્ને જણ વચ્ચે યુદ્ધ થયું. તેમનામાં યુદ્ધચાતુર્ય ખરેખર વખાણવા જેવું હતું, પરંતુ તેમનો ઘોડો ઘણો જ થાકી ગયેલો હતો અને તેથી તેઓ પડ્યા–"

"રણધીર ! રણધીર ! શાબાશ !" નંદકે હર્ષના આવેશમાં ઉમળકાથી કહ્યું;– "આપ જેટલા શૂરવીર છો તેટલા જ ઉદાર અને વિનયવંત છો."

"પછી," નંદકના મોંએ પોતાનો ગૌરવ સાંભળી ઉલ્લાસ ભર્યે વદને રણ-

ધીર બોલ્યો;–"મેં તેમને જીવિતદાન અને સ્વાતંત્ર્ય આપ્યું અને તેમણે કૃતજ્ઞતા દર્શાવવાનાં ચિહ્ન માટે કિંવા લાંચ માટે મને તેમની મુદ્રિકા આપી."

ત્યાર પછી રણધીરે લવંગિકાની સાથે થયેલી મુલાકાતની હકીકત કહી સંભળાવી. તે આંકડામાં લખેલો કાગળ, લવંગિકાની રાજકુંવરી માટે ચિંતા, તેની જ પ્રેરણાથી, પ્રાપ્ત કરેલી વીંટીનો ઉપયોગ કરી રુદ્રસેન અને શ્યામરાયે કરેલી તૈયારીનું અફળ કરવું, અને એથી કરીને ભયના સ્થાન આગળ એજ વખતે રાજકુંવરીનું સહીસલામત પસાર થઈ જવું, વગેરે હકીકત ટુંકામાં કહી સંભળાવી.

જ્યાં સંભાળ અને દક્ષતાની જરૂર હોય તેવે વખતે બીજાની સાથે વાતચીતમાં મહારાવ નંદકની મુદ્રા શાંત અને ગંભીર રહેતી; પરંતુ, જ્યાં આ પ્રમાણે વર્તવાની જરૂર ન હોય તેવે વખતે, તેના મનના ભાવ આપોઆપ બહાર નીકળી આવતા હતા. આથી કરીને રણધીર હકીકત કહેતો હતો, તે વખતે નન્દકનો ચ્હેરો ઘડીકમાં આનંદથી એકદમ પ્રસન્ન, વખતે ધૈર્યથી ઉદ્દીપ્ત અને ઘડીકમાં વિવંચનાથી ઉદ્વિગ્ન થતો જણાતો હતો. વખતો વખત આ વિકાર દર્શાવનારા ઉદ્દગાર પણ તેમના મોંમાંથી બહાર પડતા હતા. રણધીરે સ્હવારમાં બનેલી હકીકતનું વર્ણન કરતાં આત્મસ્તુતિનો જેટલો ભાગ હતો તે મૂકી દીધો હતો. છતાં પોતાના વખાણનો ગમે તેટલો ભાગ છોડી દે એથી શું? આ સર્વ બીનામાં મુખ્ય નાયક તેજ હતો અને તેના જ સાહસથી, પરાક્રમથી, અને જીવને જોખમમાં નાંખી કામ કરવાથી, રાજકુંવરી અને તેની સાથેના માણસોનું સંરક્ષણ થયું હતું; એ વાત નન્દક જેવા મુત્સદ્દીના ધ્યાનમાં ન આવે, એ કદિ બને ખરું? આ હકીકત સાંભળી નન્દકનું હૈયું આનંદથી ગળગળું બન્યું. તેમની આંખોમાંથી અશ્રુધારા ટપકવા માંડી. તેઓ રણધીરને પ્રેમથી આલિંગ્યા અને તેઓ બોલ્યા; "રણધીર! આપે જે ઘડિયે અનર્ગ દેશમાં પગ મૂકયો તે ઘડી સોનાની માનવી જોઇએ. ખરેખર કોઈ દૈવી પળેજ આપનાં પગલાં અહીં થયાં છે. ઈશ્વરે જ આપને અહીં મોકલ્યા છે અને એ દુર્દૈવી વહાણમાંથી આપને બચાવવામાં પણ એજ દયાળુ પિતાનો કંઈક મોટો હેતુ હોવો જોઇએ. ખરેખર આપનો એકલાનો પ્રાણ બચવાથી કેટલાક નિર્દોષ મનુષ્યની પ્રાણરક્ષા આપને હાથે થશે, દુષ્ટોની ખોડ ભૂલાવાશે, એ તે પરમ કૃપાળુ પિતાને માલમ હોવું જોઇએજ. રણધીર! એક વિદેશી ગૃહસ્થને હાથે નિઃસ્વાર્થ બુદ્ધિથી આ રાજકન્યાનું સંરક્ષણ થતું જોઈ મને અતિશય આનંદ થાય છે. એમાં આપની મોટાઈ, મનનું ઉદારપણું વ્યક્ત થાય છે. આ બીના માત્ર આપને જ ભૂષણ આપનારી નથી પણ આપના દેશને અને દેશના લોકોને પણ ભૂષણ આપનારી છે."

"મામા સાહેબ! આપના મમતા ભર્યા શબ્દો માટે, અને આપની લાગણી માટે હું આપનો ઉપકાર માનું છું" રણધીરે કહ્યું;-"પણ આજ સ્હવારની બીના માટે રાજકુંવરી મને પૂછશે, તે વખતે મારે જવાબ શો આપવો? કઈ હકીકત ન જણાવવી એ દર્શાવવું આપનું કામ છે."

"એ તો આપણે બન્નેએ પ્રથમથી જ નક્કી કર્યું છે ને," નંદકે કહ્યું;-"કે જે જે હકીકત કહેવી પડે તે સર્વમાં શત્રુસાલનું નામ ન આવે."

"આપનું કહેવું બરાબર છે." રણધીર બોલ્યો;-"લવંગિકા તેના કાકાને ઘણી મ્હાય છે, છતાં કર્તવ્ય બુદ્ધિને લીધે અને રાજનિષ્ઠાને લીધે તેમની સર્વ હકીકત આપણને જણાવે છે. તેની ઇચ્છા તેના કાકાનું નામ ન આવે એવી છે-લવંગિકાનું નામ ઉચ્ચારતાં રણધીરનો અતિ ઉલ્લાસ જોઈ નંદકે પોતાની આંખ્યો તેનાપર ફેરવી-"છતાં કેટલીક હકીકત રાજકન્યાને આપણે જણાવ્યા વગર છૂટકો નથી. કનકપુરની આ બાજુએ આવતાં રાણીને હું જણાવી ચૂકયો હતો કે:-'ધીમે ચાલવામાં ભય છે. ઉતાવળે જવામાં સલામતી છે.' વગેરે હકીકત અથેતિવાર રાજકુંવરી જરૂર પૂછશે."

"મારા પરમ મિત્ર સરદાર!" નંદકે કહ્યું;-"એ હકીકત છુપાવવી એમ મારી કહેવાની મતલબ નથી. એ હકીકત તો અવશ્ય રાજકુંવરીને જણાવવી કે આપે જીવનું જોખમ ખેડી, મહા પરિશ્રમ કરી તે દુષ્ટોને થાપ આપી સંરક્ષણ કર્યું છે; એની ખબર પડવી જોઇએ.'

"ગમે તેમ પણ એટલું તો નક્કી કે વીંટીનું ને શત્રુસાલનું નામ કોઇ પણ રીતે ન આવવું જોઇએ." રણધીર બોલ્યો;-"વળી મેં એમનો પરાભવ કર્યો એમાં ગર્વ આનવાનું કારણ નથી અને એ વાત મને પસંદ પણ બિલકુલ નથી."

"એ વિગતવાર હકીકતની વાત મારાપર જ રહેવા દો.' નંદકે કહ્યું;-"રુદ્રસેન અને શ્યામરાયને આપે કેવી રીતે થાપ આપી અને તેમની મહેનત બરબાદ કરી, વગેરે જે અવશ્ય કહેવા જેવી હકીકત છે, તે જરૂર જણાવવી. માત્ર શત્રુસાલ સંબંધી એક પણ અક્ષર કહેવો નહિ. શા માટે? લવંગિકાને ખાતર."

"અને મારી પણ એજ ઇચ્છા છે." રણધીર! અતિ ઉલ્લાસથી નંદકની શોધક દૃષ્ટિ પાછી વળી રણધીર પર પ્રેમાળપણે વળી. લવંગિકાનું નામ આવતાં તેની મુખમુદ્રાપર પ્રસન્નતા છવાતી, તે નંદકના કળવામાં આવ્યું. રણધીરે કહ્યું:-"એ કાળા છોગાવાળો ઘોડેસ્વાર શત્રુનો નાયક શત્રુસાલ હતો એ વાત બહાર પાડવી જ નહિ."

"પરંતુ આ વીંટી?" રણધીરના હાથ તરફ જોઈ નંદકે કહ્યું.

"તે હું આંગળીએથી કાઢી નાખું છું." રણધીર બોલ્યો;–"તે કેમ અને કેવી રીતે પાછી વાળવી તે હવે પછી હું જોઈ લઈશ. પણ હા; આપને એક વાત કહેતાં વિસરી ગયો–"

"શું તે કહોની."

"આજ સ્હવારે રાજકુંવરી સહિસલામત અહીં આવી લાગ્યાં એ જેને લીધે પાર પડ્યું તેનું ખરું નામ તો બાજુએજ રહી ગયું. અત્યાર સૂધી આપને એ નામ ન જણાવ્યું એમ કરવા તેની પોતાનીજ ઇચ્છા હતી. હવે તે ગુપ્ત રાખવાની કંઈ જરૂર મને જણાતી નથી. આજ સ્હવારે રાજનિષ્ઠ સરદારોને હું લઈ આવ્યો, એ કલ્પના મારા મનની નહોતી. એ સૂચના રાણી સાહેબની સખી અનુપમાની હતી. વાસ્તવિક રીતે જોતાં આ સર્વ યશ તેને મળવો જોઇએ."

"સરદાર! એ હું સારી રીતે જાણું છું." નંદકે કહ્યું;–"કે રાજકુંવરીની સખિયોમાં અનુપમા જેવી બુદ્ધિશાળી, પ્રેમાળ અને વિશ્વસનીય કોઈ નથી. અનુપમા તે ખરેખર અનુપમાજ છે. ચતુરામાં માત્ર તેના જેટલી બુદ્ધિ નથી. બાકી બીજા ગુણ તેનામાં છે. પણ હવે તે બિચારી તેના પતિગૃહે જશે, અને તેથીજ રાજકુંવરીની આજ સ્વારી અહીં આવી છે. સુદૈવે તેને પતિ પણ સારો મળ્યો છે. આજ ઠાઠમાઠથી લગ્ન થવાનાં. ઘણાં માણસોને નિમંત્રણ થયાં છે. મોટા મોટા લોક આવવાના છે. ભદ્રપુરથી પણ કાંઈ માણસો આવ્યા છે."

"આ પ્રસંગ ઠીક છે ત્યારે," રણધીર બોલ્યો;–

"કદાચિત્ કેટલાક સરદાર સાથે પરિચય થવાનો પણ પ્રસંગ બની આવશે. પણ મામા સાહેબ! આપ કહો છો કે અનુપમા તો હવે તેના સ્વામીને ઘેર જવાની છે. તો હવે પછી રાજકુંવરીની સખિયોમાં એક ઓછી થશે. મેં સાંભળ્યું હતું કે રાજકન્યાએ પોતાની પાસે સમવયસ્ક ચાર સખિયો રાખવા સંકલ્પ કર્યો છે. ખરી વાત?"

"હા બરાબર છે." નંદકે કહ્યું;–"એ પણ આપ ખાત્રી રાખજો કે આજ ચતુરાના લગ્નથી જે ખોટ પડશે તે થોડા વખતમાં રાજકુંવરી પુર્યા વગર રહેશે નહિ. ચાર સમવયસ્ક સખિયો રાખવી, એ એક પ્રકારનો તરંગ છે. કાલેજ રાજકુંવરીએ એ બાબતમાં મારી સાથે વાત કરી હતી. રાજકુંવરી અને તેની સખિયોને લોકો લક્ષ્મી પંચાયતન કહે છે. ગમે તેમ પણ આ સખીની ખોટ રાજકન્યા જલદીથી

પુરશે. અરે હા! પણ હવે મેળાવડામાં જવાની તૈયારી કરવી પડશે અને ભોજન સમય પણ આવી લાગ્યો છે.”

“અરે મામા સાહેબ!” રણધીર બોલ્યો;–“આપ તો જાણો છો કે હું કેવી સ્થિતિમાં સંગમેશ્વરના કિનારા પર ઉતર્યો હતો. આપ મહેરબાની કરી આપની હાથ નીચેના કોઈ માણસને મોકલી થોડાંક સારાં કપડાં–”

“વાહવા! સરદાર!” નંદકે કહ્યું;–“આપ કેવી સ્થિતિમાં અહીં ઉતર્યા તે બાબત મારી ધ્યાનમાંથી ગઈ નથી. એ બાબત આ વૃદ્ધ મામાની નજરમાંથી જાય એમ બને ખરું કે? આપની સર્વ વ્યવસ્થા કરી દીધી છે. આપની સાથે કોઇ નોકર ચાકર નથી, તે માટે બે ત્રણ માણસો કામ કરવા માટે આપની તહેનાતમાં રહેશે, એવી ગોઠવણ કરી છે. આપની બીજી બધી બાબતની સંભાળ રાખવા માટે એક હોંશિયાર ચંચળ તરૂણની નિમણૂક કરી છે. જે તરૂણ આપને મારી પાસે લઇ આવ્યો હતો તેજ. આપે તો તેને જોયો છે. તેનું નામ દક્ષ છે. તે આપની દરેક આજ્ઞા બોલ્યા વગર પાળશે.”

“વાહ! મામા સાહેબ!” રણધીર બોલ્યો;–“આપનો જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે. આવી ન્હાની બાબત પણ આપના ધ્યાનની બહાર જતી નથી. પછી શું?”

“આ સિવાય એક બીજી વાત પણ છે.” મામા સાહેબે કહ્યું;–“હું ધારું છું કે એ વાતનો આપ અસ્વીકાર કરશો નહિ. આપને હું મારા પરમ મિત્ર ગણું છું. આમ કરવામાં હું આપની સાથે વધારે સ્વાતંત્ર્ય લેતો હઉં તો માફ કરજો.”

“આપની કોઈ પણ પ્રકારની યોગ્ય આજ્ઞા મને શિરસાવંદ્ય છે.” રણધીરે કહ્યું:–“આપની વાત અમાન્ય કરું એમ બને ખરું?”

“સરદાર!” નંદકે કહ્યું;–“આપ જે સ્થિતિમાં અહીં ઉતર્યા છો તે સ્થિતિમાં આપની પાસે કંઈ દ્રવ્ય રહ્યું હોય એવો સંભવ નથી. ખુદ રાજકુંવરી આ બાબતમાં પોતે જ કંઈ કરશે. પરંતુ ત્યાર પહેલાં મારી એક માગણી છે, અને તે એ કે આપ આ થેલીને પોતાની છે, એમ જાણી ઉપયોગમાં લ્યો. એમ કરવાથી મને આનંદ થશે.”

“મામા સાહેબ!” રણધીરે કહ્યું:–“સદ્ભાગ્યે જે વખતે તે વ્હાણ ડુબ્યું તે વખતે મારી મહોર ભરેલી વાંસળી અને કંઇક જવાહીર મારી કેડે હતાં. મને હમણાં કંઈ પૈસાની જરૂર નથી. જો તેવી કંઈ જરૂર હોત તો હું આપને અવશ્ય જણાવત, અને આપની આ માગણી ખુશીથી સ્વીકારત. ભવિષ્યમાં જો કંઈ

તેવા પ્રકારની જરૂર પડશે, તો અવશ્ય આપની આ વાત નહિ ભુલું. આપ મારા હિંતચિંતક છો એમ મારા મનમાં મારી પૂરી ખાત્રી છે."

"રણધીર!" નંદકે કહ્યું અને એ કહેતાં કહેતાં તેની આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં—"રણધીર આ અનર્ગ દેશમાં મારા પર ખરો પ્રેમ કરનાર માણસો ઘણાં થોડાં છે. મારો સ્વભાવ કેવા પ્રકારનો છે, કિંવા મારામાં કંઈ ગુણ કે અવગુણ છે કે નહિ? એ જાણનારા માણસો, આ ભદ્રશ્યામાના દરબારમાં ઘણાંજ થોડા છે. આનું કારણ શું છે? તે મારે તમને જણાવવાની ખાસ જરૂર નથી. આપ એટલું તો કબુલ કરશો કે અત્યાર સૂધી હું જે કરતો આવ્યો છું; આપે મને જે કંઈ કરતાં દીઠો છે; તે સર્વમાં મારો હેતુ પવિત્ર અને સાચો છે. હું રાજકુવરીના હિતને માટે જાન આપતાં પાછો ફરું એમ નથી. આટલું છતાં મારે અન્ય માણસો સાથે ઝાઝો સંબંધ નથી. શાથી? મારા શરીર તરફ જુઓ એટલે થયું. ઈશ્વરે મારું સ્વરૂપ એવું વિદ્રૂપ ઘડ્યું છે કે ઘણાને જોતાંજ તિરસ્કાર ઉત્પન્ન થાય. તમે જ કહોની કે મારું આવું રૂપ જોઈ કોઈ મનુષ્ય પોતાનું નાક ન મરડે? તેને તિરસ્કાર ન ઉત્પન્ન થાય? કિંવા તે પોતાનું મ્હોં બાજુએ ન ફેરવે, એવો કોઈ પણ માણસ મળે ખરો? હું પ્રથમથી જ સઘળા માણસોથી અળગો રહું છું. આથી કરીને મારા સ્વાભાવની કે મારા અંગના ગુણ દોષની પરીક્ષા કરવા કોઇને પ્રસંગ જ મળ્યો નથી. અનર્ગ દેશના કેટલાક સરદારો મારાથી બ્હીએ છે, કોઈ મને અત્યંત તુચ્છ લેખે છે, કેટલાક મારો તિરસ્કાર અને નિંદા કરે છે. મને પણ મારી સ્થિત્યનુસાર એકાંતમાં રહેવાની ટેવ વધારે હોવાથી વારંવાર લોકની નજર આગળ આવી, તેમની પ્રીતિ સંપાદન કરવાની હોંશ થતી નથી. આથી લોકોની મારે માટેની માન્યતા વિલક્ષણ પ્રકારની છે, એમાં નવાઈ શું? જેને ઘર જેવું કંઈ છે નહિ, એને ગૃહ સુખ ન હોય એ અચંબા જેવું નથી. મારો સર્વ પ્રેમ, મારી નિષ્ઠા અને કંઈ સર્વ જે કહો તે આ રાજકુંવરીપર છે. અને તેનો પણ મારાપર પિતા જેવો પ્રેમ છે. એનો પુત્રિસમાન નિર્મળ પ્રેમ મને ગળગળો કરી નાંખે છે. આ મરુભૂમિમાં એક માત્ર આનંદજનક વિશ્રાંતિસ્થાન સમાન ભાસે છે. તેના પ્રેમની ખાતર, સરદારોનો તિરસ્કાર, નોકરવર્ગની શંકા, મારી પીઠ પાછળ મારી હાંસી, એ સર્વને હું ગણતો નથી. એક માત્ર તે રાજકન્યાની પ્રેમાળ વર્તણુક મને એ સર્વ સહ્ય કરવા સમર્થ કરે છે. આપ સમજ્યા હશો કે શાથી હું રાજકુંવરીના હિત માટે સદા તત્પર રહું છું? તેની વાક્સુધા આ દગ્ધ હૃદયને શીતળ કરે છે. આપે પણ નિઃસ્વાર્થપણે રાજકુંરીની સેવા કરી છે.

આપ તેના હિતચિંતક છો તો મારો પ્રેમ આપના તરફ સ્વાભાવિક રીતે વળે એમાં શું નવાઈ છે?" સરદાર! હું જરા કામ છે માટે જઇશ."

વૃદ્ધ નન્દકના આયુષ્યનું દુ:ખદ વૃત્તાંત સાંભળી રણધીરનું સહૃદય અંત:કરણ ભરાઈ આવ્યું. તેની આંખમાં આંસુ આવ્યાં ને તેનો કંઠ ભરાઈ આવ્યો. તે મામા સાહેબના મોં તરફ જોઈ રહ્યો. તેઓ ઉઠીને ચાલવા માંડ્યા, તેમને અટકાવવા તેણે પ્રયત્ન કર્યો નહિ. તે માત્ર એક ટશે તેમની તરફ જોઈ રહ્યો. થોડીવાર પછી તેનું મન સ્વસ્થ થયા બાદ તે પોતાના નિર્માણ કરેલા ઓરડામાં ગયો.

અહીં આવીને જુએ તો તેની સેવામાં નિમેલો તરુણ દક્ષ સર્વ વ્યવસ્થા બરાબર કરવા કામે લાગી ગયો હતો. તેને કેટલાક પ્રશ્ન રણધીરે પૂછ્યા. તેના જવાબથી, તેની મુદ્રાપરથી, અને વિનયશીલ વર્તનપરથી તેને સંતોષ થયો. મામા સાહેબનું કહેવું યથાર્થ હતું એની તેને ખાત્રી થઈ.

એક સરદારને ઘેર લગ્નની ધામધૂમ વર્ણવી એ વાંચનારનો નકામો વખત લેવા બરાબર છે. અને તેનું અથેતિ બ્યાન કરવામાં આપણી વાર્તાના કેટલાંક પ્રકરણો પણ વહી જાય. માત્ર એટલું કહેવું બસ્સ થશે કે લગ્નનો થાટ અપૂર્વ હતો. તે નોકરોની ધમાલ, વાદ્ય યંત્રોનો શોર, વિવિધ તરેહની ક્રિયા વગેરે સર્વ જોવા લાયક હતું. મીજબાનીનો થાટ પણ અપૂર્વ હતો. ઘણા ગૃહસ્થોને આમંત્રણ થયાં હતાં. ખુદ અનર્ગ દેશની રાણી–રાજકન્યા ત્યાં હાજર હતી. વિવિધ પ્રકારની વાનીઓ તૈયાર કરવામાં આવી હતી. અને ખાસ તૈયાર કરેલા ભોજન મંડપમાં સાથિયા કાઢેલા સ્થાનમાં રૂપાના પાત્રોમાં તે ગોઠવવામાં આવી હતી. અહીં રણધીરના જોવામાં કેટલાક બીજા માણસો આવ્યા.

ભોજન સમાપ્ત થયા પછી રણધીરને ફરીથી મામા સાહેબને મળવું થયું. નન્દકે કહ્યું;–"રણધીર હું ધારતો હતો કે ભોજન પહેલાં રાજકુંવરીબા સાથે મારી મુલાકાત થશે. પરંતુ તેવું કંઈ થયું નથી. મને એવો સંદેશો મળ્યો છે કે રાજકન્યા આજ સાયંકાળ પહેલાં તમને કંઈ મળવા માગે છે."

"ઠીક છે તેમની આજ્ઞા હોય ત્યારે હું મળવા તૈયાર રહીશ.' રણધીર બોલ્યો;–"પણ આજની ઘણીખરી હકીકત આપને મોંએ તે સાંભળે તે વધારે યોગ્ય છે.'

"તે એમ જ થશે."

"વારુ મામા સાહેબ!" રણધીરે કહ્યું;–"અહીં બળવીરસિંહના રાજ્યના સરદારો છે કે શું? મને લાગે છે કે ત્યાંની તરફના સરદારો મેં આજ જોયા."

"હા, છે." મામા સાહેબે કહ્યું;–"પણ તે કોણ છે તે આપ જાણતા નથી?"

"ના, જી." રણધીર બોલ્યો;-"હું શી રીતે જાણું?"

"તેઓ બળવીરસિંહના રાજ્યના એલચી છે." મામા સાહેબે કહ્યું;–"જે વયમાં જરા પ્રૌઢ છે તેનું નામ શરાસન અને બીજાનું નામ છે જયંત. શરાસનની મુખમુદ્રા તો આપે જોઈ છે ને? તે મહા ખટપટી, મીંઢો અને પોતાનું કામ કાઢી લેવામાં ચતુર શું જણાતો નથી? તેની દૃષ્ટિ આપણા તરફ વળતાંની વાર જાણે તે છાતીને ચીરી અંદર જઈ, આપણા અંતઃકરણમાં શું છે, તે જાણી લે તેવી છે. આટલું છતાં હોઠ પર હાસ્ય જુઓ તો તૈયાર. તે હાસ્ય અને તેનો ઉત્સાહ જોતાં કોઇને એમ લાગે કે આ નિખાલસ આનંદી પ્રાણી છે, પણ તેની તે શૂન્ય દૃષ્ટિ અને ઉંડા ઉતરી ગયેલાં ચક્ષુ તરફ બારીકીથી જોતાં સ્પષ્ટ જણાય કે એ આનંદ માત્ર ઉપરનો દેખાવજ છે."

"શરાસનનું નામ મેં પૂર્વે સાંભળ્યું છે" રણધીરે કહ્યું;–"તે ખરેખર બીજો શકુની છે. ખટપટી અને રાજનીતિમાં બહુ હોંશિયાર હોય એવી તેની નામના છે."

આટલું કહી રણધીર ક્ષણવાર મુગો રહ્યો. રાજકન્યાની બે સખિયોને તેણે જે પુરુષ સાથે બાગમાં ગુજગોષ્ટિ કરતી જોઈ હતી; તે બે પુરુષોમાંનો એક જયંત હતો. ભદ્રશ્યામાના ખુલ્લા શત્રુ બળવીરસિંહના બે એલચીઓ સાથે રાજકન્યાની બે સખિયો આ પ્રમાણે પ્રણય જોડે એ જોઈ રણધીરને ઘણું આશ્ચર્ય લાગ્યું. આ સંશય તેણે નન્દકને જણાવ્યો નહિ. માત્ર એટલું જ પૂછયું;– "મામા સાહેબ! મને લાગે છે કે રાજકન્યાની બીજી બે સખિયો પણ વિવાહિત થઈ થોડા વખતમાં છૂટી પડશે એમ લાગે છે નહિ વારુ?"

"હું સમજ્યો આપ શું કહો છો તે." નન્દકે કહ્યું.–"આપે રાજકન્યાની કુસુમલતા અને અદ્રિલતા નામની બે સખિયોને કોઈની સાથે સંભાષણ કરતી જોઈ હશે. આથી જ આપના મનમાં આ શંકા આવી હશે. પણ તેવું કંઈ છે તો નહિ, પછી ઈશ્વર જાણે! એટલું તો ખરું કે આ બન્ને જણાઓમાં ગંભીરતા નથી. છોકરવાદીપણું જરા વધારે છે. એ બે સરદારો ન્હાનપણથી જ તેમના ઓળખીતા છે એટલે જરા વાતચીતની વધારે છૂટ છે."

આ બાબતમાં મામા સાહેબ કરતાં પોતાને અધિક માહિતી છે એની રણધીરને ખાત્રી થઈ. પણ આવા વિષયમાં પોતાનાં અનુમાન સાબીતી વગર બહાર પાડવાં તેને ઈષ્ટ લાગ્યાં નહિ; તેથી તેણે એ વાત પોતાના મનમાં દાટી દીધી. નન્દકના કહેવાનો તેણે કંઈ જવાબ આપ્યો નહિ.

આમ વાતચીત થયા પછી મામા સાહેબ પોતાથી ઓરડીમાં ગયા. રણધીર પણ પોતાના સ્થાન ભણી ચાલ્યો. જેવો તે પોતાની ઓરડીમાં આવ્યો કે ગાદિ તકિયા આગળ એક સુંદર સુખડની પેટી તેની નજરે પડી. આ પેટીપર એક બંધ પત્ર હતો અને તેનાપર **"વીર શ્રેષ્ઠ રણધીરના કર કમલમાં"** એટલું હતું. આ પત્રને ફોડી જોતાં અંદરથી એક કુંચી નીકળી. આ સર્વ શું છે? એ જાણવાની તેને ઇચ્છા થઈ અને તે પેટી ઉઘાડી. પેટીની અંદર એક મૂલ્યવાન શેલું હતું અને તેની ગડીમાં એક નાનો પત્ર હતો. "સંકટ સમયે અબળાની વ્હાર કરનાર, શૌર્ય, ધૈર્ય ગુણોથી વિભૂષિત, વીરશ્રેષ્ઠ સરદારમણિ રણધીરને અનુગ્રહિત અબળા તરફથી અલ્પ આદરચિહ્ન." આટલા શબ્દો હતા. નીચે કંઈ સહી ન હતી.

"લવંગિકે! લવંગિકે! આ તારીજ ભેટ છે." એમ બોલી રણધીરે તે શેલાનું ચુમ્બન લીધું. "આ અમૂલ્ય વસ્તુ કોના નાજુક હાથથી આપવામાં આવી છે, તે શું હું સમજતો નથી? પ્રિય લવંગિકે! તેં આદરચિન્હ તરીકે આ શેલું આપ્યું છે, પણ એ આદરચિન્હ નહિ પણ અનુરાગચિન્હ છે. તેના બદલામાં મારો પ્રેમ હું તનેજ અર્પીશ." એટલું કહી તેણે ફરીથી તે શેલાને ચુમ્યું અને મનમાં કંઈ વિચાર આવ્યો અને બોલ્યો;—"પણ તેણે આ શેલું મોકલ્યું કોની સાથે? આ અહીં આવ્યું શી રીતે?" આમ તે વિચાર કરતો હતો એટલામાં કોઇએ દરવાજો ખડખડાવ્યો. તરત જ તે શેલું જેમ હતું તેમ પેટીમાં મુકયું અને તેને બંધ કરી બારણું ઉઘાડ્યું; તો નંદકે અંદર પ્રવેશ કર્યો.

"આપને રાજકુંવરીની બોલાવી લાવવાની આજ્ઞા છે." નન્દકે કહ્યું.

"ઠીક, હું તૈયાર છું." રણધીરે પ્રત્યુત્તર આપ્યું;—"સ્હવારે આપણે નક્કી કર્યું છે તેજ પ્રમાણે હકીકત જણાવવાની ને?"

"તેમ કરવામાં કંઈ માલ નથી" મામા સાહેબે કંઈક ખેદ દર્શાવતાં કહ્યું;— "શત્રુસાલજીની હકીકત આપણાથી કયાં સૂધી છુપાવાશે? હવે કંઈ તેમ કરવાની જરૂર નથી."

"આપ કહો છો શું?" રણધીર આશ્ચર્ય પામી બોલ્યો;—"આપનો ભાવાર્થ હું સમજી શકતો નથી."

"એમાં સમજવા જેવું શું બન્યું છે?" નન્દકે કહ્યું.

"શત્રુસાલનો પ્રયત્ન નિષ્ફળ નિવડ્યો તેથી તેમણે હવે મરણિયા થઈ આ પાર કે પેલે પાર, જે થાય તે કરવું એવો નિશ્ચય કર્યો છે. ખુલ્લી રીતે રાજદ્રોહનો

કુંડો રોપ્યો છે. અજયદુર્ગ છોડી માતંગદુર્ગ તરફ તેઓ રવાના થયા છે. બૌદ્ધ મતાનુયાયી સરદારોને તેમજ ઇતર રાજદ્રોહી સરદારોને પોતાના પક્ષમાં આવી મળવા કહેણ મોકલ્યાં છે. આપણે હવે તેમના કૃત્યને કયાં સુધી ઢાંક પીછોડો કરીશું?"

"શું ખરી વાત!" રણધીરે ચોંકીને પૂછ્યું;–"શું તેઓ ખુલ્લી રીતે બંડ કરવા તત્પર થયા છે?"

"શું બનશે તે કહી શકાતું નથી." નંદકે જવાબ વાળ્યો;–"સમય પરત્વે સર્વ જણાશે."

"પણ મામા સાહેબ! એ તો કહો કે, આ બધી હકીકત એટલી વારમાં આપને કયાંથી ખબર પડી?" રણધીર બોલ્યો.

"હમણાં એ બધી હકીકત રહેવા દો." નંદકે કહ્યું;–"જુઓ આપણે રાજકન્યાના દિવાનખાનાના દરવાજા આગળ આવી પહોંચ્યા છીએ."

નંદકે દિવાનખાનામાં પ્રવેશ કર્યો. રણધીર દ્વાર આગળ ઉભો રહ્યો. તરત જ મામા સાહેબ પાછા આવ્યા અને રણધીરને લઈ અંદર દાખલ થયા. રણધીરે રાજકન્યાને પ્રણામ કર્યા અને ઉભો રહ્યો.

અદ્રશ્યામા તેના પ્રણામ સ્વીકારતાં બોલી;–"વીર સરદાર! આજના પ્રવાસના શ્રમથી, રસ્તામાં દૈવયોગે બની આવેલા ભયંકર પ્રસંગથી, આજના લગ્નકાર્યની ધમાલથી અમે સર્વ થાકી ગયાં છીએ; છતાં, આપે જે અમૂલ્ય સહાય કરી છે, તેને માટે અભિનંદન આપ્યા વગર આજનો દિવસ જવા દેવો, એ અપકાર કર્યા સમાન છે. આપે જીવના જોખમે અપૂર્વ શૌર્યથી ને બુદ્ધિથી દુશ્મનોની આંખમાં ધૂળ નાંખી, અમારાપર જે મહદુપકાર કર્યો છે, તે સર્વ મને માલમ છે. આપે એકલાએ કેવી અપૂર્વ બુદ્ધિથી મહાન્ સંકટ દૂર કર્યું, તે હું જાણું છું. વળી અમારી આ લાડલી સખીએ–એટલું કહેતાં અનુપમાના ખભે રાણીએ હાથ મૂકયો–અમારે માટે જે સૂચના કરી તે પણ મારે કાને આવી છે. આપે કરેલા શ્રમને માટે બક્ષિસની કે બદલાની વાત કરવાનો આ પ્રસંગ નથી. એવી વાત કરવી, એ જ આપને અરુચિકર થઈ પડે, એ હું જાણું છું; એટલું જ નહિ, પણ એ વાતનો ઇશારો કરવો, એ પણ આપના જેવી નિરપેક્ષ બુદ્ધિથી, ઉદાર અંતઃકરણથી, સ્રીજનને સહાય કરવા સદા તત્પર રહેનાર યોધાને અપમાન કરવા સમાન લાગે, એમાં નવાઈ નથી. આટલું છતાં રણધીર! આપને હું એટલું કહું છું કે, આજના વીરોચિત કૃત્યથી આપે આ અનગ દેશની રાજ્યાધિકારિણીને અક્ષય્ય ઋણી કરી છે."

"રાજબાળા!" રણધીર વિનયપૂર્વક નમન કરી બોલ્યો–"મારા હાથે થયેલી

એક નજીવી સેવાને આપ એટલું મહત્વ આપો છો, એ આપના અંતઃકરણની ઉદારતા છે. આપનાં ચરણદર્શનથી અને આપના મુખમાંથી નીકળેલા અમૃત તુલ્ય કૃપાર્દ્ર શબ્દોથી જ મને મારા કામનો યોગ્ય બદલો મળી ચૂકયો છે. આ શત્રુઓ પોતાના હેતુમાં ન ફાવ્યા, તે કાર્યનો સર્વ યશ આપની બુદ્ધિમાન્ સખી અનુપમાનો છે. આપે તેનું અભિનંદન કર્યું, તે સર્વ પ્રકારે યોગ્ય છે. આપની સન્નિધિમાં રહેનારી સર્વ સખીઓ એના સમાન બુદ્ધિમાન્, રાજનિષ્ઠ અને કર્તવ્યદક્ષ થાય, એવી પ્રભુ પાસે મારી યાચના છે."

"ઈશ્વર આપની તે ઇચ્છા પૂર્ણ કરે.' ભદ્રશ્યામા બોલી:–"પણ હા! આપની વાતથી મને ઠીક યાદ આવ્યું. આજ અમારા પંચાયતનમાંથી એક જણ ઓછું થયું છે. આજ એક જણની જગા ખાલી પડી છે, તે જલદીથી સુશોભિત થાય તો ઠીક. કેમ મામા સાહેબ! હમણાં જ તે થાય તો શું ખોટું?"

તુરત જ મામા સાહેબે પ્રણામ કર્યા અને પાછળના એક દ્વારમાં દાખલ થયા.

"સરદાર!' વીણાવિનંદિત સ્વરે ભદ્રશ્યામા રણધીરના સ્હામું જોઈ બોલી:– "અમારી ચાર સખીઓમાંની ઘણા જ દિવસની સહચરી આ જ અમારાથી છૂટી પડી છે. તે બિચારી ઘણી જ મમતાળુ અને રાજનિષ્ઠ હતી. તે મારાપર ઘણો જ સ્નેહ રાખતી હતી. આજ તેની જગા ખાલી પડી છે. તે ભરવી જોઇએ. પરંતુ ઉત્તમ કુળની, સાચી, વિશ્વાસનીય, મન અને ગુણથી મોહક, આ રાજકન્યાના હિતને સમજનાર, અને વફાદાર તરુણી વિના એ જગા પૂરાય નહિ. આવી તરુણી મળવી સહેલ નથી. એ તો આપ જાણો છો. પણ ઈશ્વરે આ બાબતમાં અમને રાહ જોતાં રાખ્યાં નથી, એ તેની દયા છે. હમણાં જ આપણું પંચાયતન પ્હેલાંનાં જેવું થઈ રહેશે. તમે તો—સખિયો તરફ જોઈ–આ નવીન આવનાર પ્રિય સખી કોણ છે, તે જાણો છો, નહિ વારુ? અરે પણ તે આ આવી. ઉઠો તેનું સ્વાગત કરો."

એ જ પળે નન્દક એક સુંદર તરુણીને લઈ દાખલ થયા. રણધીરની નજર સ્વાભાવિક રીતે તે તરફ વળી, અરે આ કોણ? રણધીરની ઉપાસ્ય દેવી લવંગિકા. તેના અંતઃકરણના પ્રત્યક્ષ દેવતાને જોતાં રણધીરના મનની સ્થિતિ શી થઈ હશે?

# પ્રકરણ ૧૦ મું
## લવંગિકા રીસાઈ

**લ**વંગિકાને પોતાના નેત્ર સમક્ષ જોતાં જ રણધીરનું અંતઃકરણ આનંદાશ્ચર્યથી છક્ક થઈ ગયું. લવંગિકા અહીં અને આ સ્થિતિમાં! એની એને કલ્પના પણ ન હતી. આ મિથ્યાભાસ છે, એમ તેના મનને લાગ્યું. પ્હેલે દિવસે સ્હવારમાં કનકપુરની પાસે તે જ્યારે તેની દૃષ્ટિએ પડી હતી અને તે વખતે કોઈ દેવાંગના સમાન તેને જણાઈ હતી. આ વખતે પણ તેને તેમ લાગ્યું. જે મનમોહિની પાંચ દશ કોશ દૂર છે, એમ તેની ખાત્રી હતી, તેને એકાએક આ શૃંગદુર્ગ ગામમાં, અને તે પણ આ રાજવાડામાં, એટલું જ નહિ પણ રણધીર ખુદ ઉભો છે તે સ્થળે, તે એકાએક આવે, એની એને કલ્પના પણ શી રીતે થાય. ભદ્રશ્યામાની મરજી વિરુદ્ધ અને પોતાના મનની વિરુદ્ધ જેને પોતાના કાકાને ત્યાં રહેવાની ફરજ પડી હતી અને પોતાની પ્રિય સખીનો વિયોગ અજયદુર્ગમાં રહી સહન કરતી હતી, તે એકાએક છૂટી થઈ આમ આવી લાગે તથા રાજકુંવરીની ચાર સખીઓમાંથી એકનું ખાલી થયેલું સ્થાન તેને મળે, એ એક મોટો ચમત્કાર નહિ તો બીજું શું? રણધીરનું મન અત્યારે સ્વપ્નપરંપરાનું ક્રીડા સ્થાન જ બન્યું હતું. તે મનમાં બોલ્યો. "મારી આંખો તો મને ઠગતી નથી ને? નન્દક જેને લઇને આવ્યા તે લવંગિકા છે કે તેના જેવું જ કોઈ બીજું છે? ના, ના, રાણી ખરેખર જેનું એટલા પ્રેમથી સ્વાગત કરે છે તે તે જ, બીજું કોઈ નહિ. રાજકુંવરીને પ્રેમાલિંગન આપી તે પાછી પોતાને સ્વસ્થાને બેઠી. અહા! અહીં આવતાંની વાર એ રમણીરત્નના મુખપર શું અપૂર્વ તેજ ઝળકી ઉઠે છે?" રણધીરના મનમાંનો આનંદ ઉછળવા લાગ્યો અને તેને અહીં અકસ્માત્ જોવાથી કે અન્ય કારણથી, પ્હેલાના કરતાં વધારે તેનું અંતઃકરણ તેની તરફ ખેંચાયું.

આવા તરંગ તેના મનમાં આવતા હતા અને તે પ્રમાણે તેની ઉદ્દીપ્ત મુદ્રામાં ફેરફાર સ્વાભાવિક રીતે થતા હતા. છતાં પોતે રાજકુંવરીની સમક્ષ ઉભો છે, એ વાત ધ્યાનમાં આણી, રણધીરે પોતાના મનમાં દોડતા વિચારોનું સંયમન કર્યું. તેની મુખમુદ્રાપર જે જૂદા જૂદા વિકારોનું નૃત્ય ચાલતું હતું, તે એકદમ બંધ પડ્યું અને ચ્હેરો પૂર્વવત શાંત અને ગંભીર થયો.

લવંગિકા પોતાને સ્થાને આવતાંની વાર રાજકુંવરી બોલી:-"મામા સાહેબ! કમભાગ્યે આટલા દિવસ સૂધી મારે આ મારી પ્રિય સખીનો વિયોગ ખમવો

પડતો હતો, પરંતુ સુદૈવે આજ કોઈ વિલક્ષણ સંજોગે તેને મારી પાસે આણી, એ ખરેખર જગદંબાની કૃપા છે. મામા સાહેબ! આજ આપની બન્ને શિષ્યાને અહીં જોતાં આપને આનંદ થાય, એ સ્વાભાવિક છે." લવંગિકા તરફ વળી "સખિ લવંગિકે! કાકા સાહેબના દૂરાગ્રહને લીધે તારે અત્યાર સૂધી મારાથી વેગળું રહેવું પડતું હતું, તથાપિ તારી નિર્મળ પ્રીતિની યાદ વારંવાર થઈ આવતી હતી. તને પણ મારી યાદ આવ્યા વગર નહિ રહેતી હોય, એ હું સારી રીતે સમજું છું. તને દૂર રાખવામાં ઈશ્વરનો મોટો હેતુ હશે, એમ જણાય છે. તારે હાથે જે ઉપકારનાં કામ થયાં છે, તે જો તું દૂર નહોત તો થાત નહિ. ખરેખર તેં મારે માટે જે જે દુઃખ સહન કરી અનેક પ્રકારના કામમાં સહાયતા આપી છે, તેનો બદલો વાળવો અશકય છે. તારી આમ ફરીથી ભેટ કરાવવા માટે મામા સાહેબને ખરેખર ધન્યવાદ ઘટે છે." રણધીર તરફ જોઈ– "સરદાર સાહેબ! આપે નિઃસ્વાર્થપણે જે અણમૂલ સેવા કીધી છે અને મહાન્ સંકટમાંથી ઉગારી છે, તેને માટે આ રાજકન્યા આપની સદાને માટે ઋણી છે. સરદાર! આપણે સર્વ ક્ષણભર પોતપોતાને સ્થાને જઈ આરામ લઇએ."

એટલું બોલી રાજકુંવરી પોતાના આસનપરથી ઉઠી ઉભી થઈ અને પોતાની સખીઓ સાથે આરામગૃહ તરફ વળી. જતાં જતાં લવંગિકાએ એક અર્થસૂચક દૃષ્ટિ રણધીર પર ફેંકી. રણધીરને આથી કેટલી કૃતકૃત્યતા લાગી, તેનું વર્ણન કરવું અશકય છે. દિવાનખાનામાં માત્ર રણધીર અને નન્દક જ હતા.

રણધીરે મામા સાહેબને પૂછયું:–"વાહ! મામા સાહેબ, વાહ! આમાંની થોડી હકીકત તો મને જણાવવી હતી. આમ અકસ્માત્ રીતે લવંગિકા અહીં આવી શી રીતે? રાજકુંવરીના બોલવા પરથી મને જણાય છે કે, જે હકીકત આપણે ગુપ્ત રાખવાનો વિચાર કર્યો હતો, તે સર્વ તેમને માલમ છે."

"રાજકુંવરીને સર્વ હકીકત માલમ પડી. તે ગુપ્ત રાખવી, એ જ અશકય હતું અને ગુપ્ત રાખવામાં સાર પણ શો? લવંગિકા અહીં આવી, એ હકીકત મેં જાણી જોઇને તમને જણાવી નહતી. મને લાગ્યું કે, સઘળી હકીકત તેને મોંએ સાંભળવાથી તમને આનંદ થશે. વારૂ આપ જરા ક્ષણભર અહીં ઉભા રહો. હું અંદર જઈ જરાવારમાં પાછો આવું છું."

એટલું કહી નન્દક રાજકુંવરી પોતાની સખીઓ સાથે જે ઓરડામાં ગઈ હતી ત્યાં ગયા.

મામા સાહેબ એણી તરફ વળ્યા કે, રણધીર પોતાના મનમાં વિચાર કરવા

લાગ્યો. "લવંગિકા તરફ મારી વૃત્તિ ઉદાસીન નથી. એ તેઓની જાણની બહાર નથી એમ લાગે છે. અરે! પણ તે શેલું અને પેટી એમની જ મારફત મારા ઓરડામાં આવ્યાં હોય, એમ કેમ ન બને? ઘણું ખરું તો તેઓની મારફતજ તે આવ્યા હોવાં જોઇએ. એ વાત મામા સાહેબ સિવાય બીજા કોઇને જણાવે નહિ. રાજકુંવરીની મુલાકાત વખતે તે હું નાંખીને ગયો હોત તો લવંગિકાની ખાત્રી થાત કે તેની આપેલી ભેટની વસ્તુની હું કેટલી કદર કરું છું."

રણધીરના આ વિચાર લાંબો સમય ચાલ્યા નહિ; કારણ કે નન્દક થોડી જ પળમાં પાછા ફર્યા અને બોલ્યા:-"બે એક ઘટિકા પછી રાજકુંવરી પાસેથી લવંગિકા છૂટી થશે અને બાગમાં તે આપને મળશે. લવંગિકા ક્ષણભરને માટે આપને મળવા ઉત્સુક છે. સ્હવારથી અહીં આવી ત્યાં સૂધી શું શું હકીકત બની, તે જાણવા આપને પણ ઉત્કંઠા હશે. વળી આપે આજે જે સાહસ ખેડી રાજ વરીની સેવા કરી છે, તેને માટે આપને અભિનંદન આપવું, એવી તેની ઇચ્છા છે, અને તે વ્યાજબી છે, એમ મને પણ લાગે છે.

"વારુ મામા સાહેબ!" રણધીર ઉત્સાહથી બોલ્યો;-"હું તે સમયે બાગમાં જઈ પહોંચીશ. વારુ પણ આપ જે હકીકત કહેતા હતા, તે શું લવંગિકાના સંબંધમાં છે? તેના સંબંધમાં કંઈ માઠા બનાવ તો નથી ને? શત્રુસાલને કંઈ વ્હેમ તો આવ્યો નથી ને કે સઘળી હકીકત લવંગિકાની માર્ફત ફૂટે છે?"

"હા, એટલા જ માટે તેને ઘર અને પોતાના નિકટના માણસોને છોડી અહીં આશ્રય લેવાની જરૂર પડી છે." મામા સાહેબે જવાબ વાળ્યો:-"અહીં તેને આશ્રય મળ્યો-ના, ના, આ તો તેનું પોતાનું જ ઘર છે. જે સ્થાન મેળવવા તેની ઘણા દિવસથી ઈચ્છા હતી; જેને મેળવવા તે અંતઃકરણથી ઇચ્છતી હતી, તે તેને આજ પ્રાપ્ત થયું છે. જે અનિવાર્ય કારણને લીધે બે પ્રેમાળ બ્હેનોને આજ દિવસ સુધી વિયોગ ખમવો પડતો હતો, તેનો આજે અંત આવ્યો છે. સુદૈવે બન્નેનો મેળાપ થઈ ગયો. વારુ. રાજકુંવરીએ મને કામસર બોલાવ્યો છે. કંઇક રાજકાજને લગતા કાગળો લખવાના છે. હાલ તો હું આપની રજા લઉં છું."

"અવશ્ય પધારો," રણધીર બોલ્યો;-"જો મને કોઈ પૃથ્વીનું રાજ્ય આપે તો પણ આપના કર્તવ્યમાં પ્રતિબંધ કરવા હું કબુલ કરું નહિ."

એટલું કહી બન્ને જણ છૂટા પડ્યા. રણધીર પોતાના ઓરડામાં ગયો અને તે શેલું તેણે પેટીમાંથી બહાર કાઢ્યું. પોતાની ભાવી પ્રિયતમા તરફથી મળેલા પ્રેમચિહ્ન તરીકે તેણે તે ધારણ કર્યું. આ પ્રમાણે સજ્જ થઈ એકાદ સુંદર તરુણીને

મળવાને આતુર પ્રેમીની માફક નહિ, નહિ, પોતાની પ્રિયતમા મળવાને અધીર બનેલા આશકની માફક, તે પોતાની ઓરડીમાંથી નીકળ્યો અને બાગ તરફ વળ્યો. મૃદુ સમીર વાતો હતો અને ઉપવનમાં કેટલાંક જોડાં આમ તેમ ફરતાં હતાં, એ સર્વની નજર ચૂકવી રણધીર બાગમાંના સંકેત સ્થાન તરફ વળ્યો અને પોતાના હૃદય-દેવતાની આવવાની વાટ આતુરતાથી જોવા લાગ્યો. એક ઘડી તેને એક યુગ સમાન ભાસતી હતી. થોડીવારમાં તેની દૃષ્ટિ સમીપ લવંગિકા આવી ઉભી રહી. રણધીર પોતાની રાહ જોતો બેસી રહ્યો છે, એ જાણી લવંગિકાને આનંદ થયો. તેની મુખમુદ્રાપર ઉત્સાહ અને નિષ્કપટ પ્રેમની પ્રભા ચમકવા લાગી. પણ જરા વધારે આગળ આવી રણધીરને બારીક અવલોકન કરતાં તેની મુખમુદ્રા પલટાઈ. તેનો આનંદ, તે સ્મિત હાસ્ય, અને ઉત્સાહ એ સર્વ ઉડી ગયું. તેને બદલે ઉદાસીનતા, નિઃસ્નેહતા તેના ચહેરાપર છવાઈ રહી. ઉચ્ચ કુળની એકાદ તરુણી જેમ સાધારણ પરિચયના પરકીય પુરુષ સાથે, ઉત્સાહ રહિત પણ સંપ્રદાયને ઉચિત આદરમાનથી વર્તે, તેવું આચરણ લવંગિકાએ ધારણ કર્યું. આ ફેરફાર જોઈ રણધીરને આશ્ચર્ય લાગ્યું. તે મનમાં વિચાર કરવા લાગ્યો કે; "આજ સ્હવારે તો તે મારી સાથે મોકળા મનથી અને આદર બુદ્ધિથી વર્તતી હતી. તે વખતે તેની મુદ્રા મને જોતાંની વાર અવર્ણનીય આનંદથી પ્રસન્ન દીસતી હતી. એક પળ પૂર્વે પણ તેના મનમાં જે ઉલ્હાસ જણાતો હતો તે ક્યાં ગયો. એકાએક આ વાદળુ ક્યાંથી ચઢી આવ્યું? રાજકુંવરીની બીજી સખીઓ માફક આનો સ્વભાવ પણ ચંચળ તો નથી ને? ઉપર ઉપરનું આદરયુક્ત બોલવું એ ક્યાંથી શીખી?"

"તરુણી!" રણધીર બોલ્યો:-"મારી વર્તણુકમાં કંઈ એવું બન્યું હોય કે જેથી કરીને આપને કંઈ માનહાનિ વા અપમાન જેવું લાગ્યું હોય તો-"

"સરદાર!" લવંગિકા બોલી:-"એમ વાત વાતમાં અપમાન માની લેવા જેવો તીવ્ર મારો સ્વભાવ નથી. મને મારા કુળનું તથા મારી યોગ્યતાનું અભિમાન છે. એકાદ ક્ષુદ્ર બાબતને માટે સ્હેજ રહેજમાં માનહાનિ માની લેવી વા ગુસ્સે થવું, એ મારા જેવાને માટે તદ્દન અનુચિત છે."

રણધીરને તેનું આવા પ્રકારનું બોલવું અચંબાભર્યું લાગ્યું. તે તેના કહેવાનો હાર્દ સમજી શક્યો નહિ. તેના બોલવામાં એક પ્રકારની માર્મિકતા હતી, એટલું તે સમજ્યો, પણ શાથી? તેનું અનુમાન કરવું શક્ય ન હતું. તેના ચ્હેરાપરથી કંઈક તે જાણી શકાશે, એમ ધારી લક્ષપૂર્વક તેના ચ્હેરા તરફ તે જોઈ રહ્યો; પરંતુ પ્રેમલજ્જાથી ઉત્પન્ન થતી ગાલપરની ગુલાબી સુરખી, તે આંખોમાં

નાચતું અનુપમ તેજ, વગેરે કંઈ તેને જણાયું નહિ. એકાદ પાષાણુની મૂર્તિ માફક તેનો ચ્હેરો નિર્વિકાર હતો, તેની વાતચીતની ઢબ શિષ્ટાચારને અનુસરતી આદરયુક્ત પણ રહામાના મનનો ઉત્સાહ કરમાવી નાંખે તેવી હતી.

એકાએક કંઈક વિચાર રણધીરના મનમાં થઈ આવ્યો. લવંગિકા ખુશી થશે એમ જાણી જે શેલું તેણે ધારણ કર્યું હતું તે તરફ જોઈ તે બોલ્યો:-"હા, હું સમજ્યો. આવી સ્થિતિ આમ પ્રસિદ્ધપણે આ મૂલ્યવાન્ ભેટને ધારણ કરી, એ અવિચારના કામ માટે—"

"સરદાર સાહેબ," રણધીરને પૂરું બોલવા ન દેતાં લવંગિકા બોલી:- "આમ આડી તેડી નકામી બાબતો પર વાતચીતમાં સમય વ્યર્થ ગુમાવ્યા કરતાં, જે કામને માટે આપને અહીં મળવા મામા સાહેબને મેં સૂચના કરી હતી, તે બાબત પર વાતચીત કરવી ઠીક પડશે. આપે રાજકુંવરીના હિતને માટે જે બીડું ઝડપ્યું છે; તે કામમાં આપને ઉપયોગી થઈ પડે, એવાં કંઈક સાધન મારી પાસે છે, તે તમને જણાવવાં વા આપવાં, એ હેતુને માટે આપને અહીં એકાંતમાં મળવાની તસ્દી આપવી પડી છે. આમ કરવામાં કુમારીને અનુચિત એવું કંઈ સાહસ મારે હાથ થયું હોય તો હમણાં કહ્યું તે કારણ મારા આ કામને માટે ક્ષંતવ્ય છે. સરદાર! આપને મેં આંકડામાં લખેલી ચીઠ્ઠી સંબંધી વાત કરી હતી. આપે તે બને તો મેળવવા મને કહ્યું હતું. તે ચીઠ્ઠી મારા હાથમાં આવી છે. આ રહી તે લ્યો."

એટલું કહી લવંગિકાએ તે ચીઠ્ઠી રણધીરને આપી. રણધીરે તે હાથમાં લેતાં તેના હાથને સ્પર્શ કરવા પ્રયત્ન કર્યો. પણ લવંગિકાએ ઝટ લઇને પોતાનો હાથ પાછો ખેંચી લીધો. જાણે રણધીરનો સ્પર્શ, અગ્નિસ્પર્શ પ્રમાણે અસહ્ય હોય તેમ કે તે અયોગ્ય છૂટ લેતો હોય, તેની માફક ઝડકી કાઢ્યો.

"સરદાર સાહેબ! આપને કદાચ આશ્ચર્ય લાગશે," લવંગિકા પૂર્વવત્ ગંભીર અને નિરુત્સાહજનક સ્વરે બોલી:-"આ ચીઠ્ઠી કોઈ અન્ય માણસ સાથે શા માટે ન મોકલાવી? અને મેં જાતે જ આવીને શા માટે આપી? તો મને ખુલ્લા દિલથી કહેવા દો કે—આટલું બોલતાં બોલતાં તેનો સ્વર ધ્રુજવા લાગ્યો—એમ કરવામાં ખાસ કારણ છે. જે કાકા સાહેબનો વિશ્વાસઘાત કરી, તેમને વિનાશના માર્ગપર આણી મૂકયા છે; તેમની ઓરડીમાંથી આ ચીઠ્ઠી ચોરી આણવાનું નિંદ્ય કામ મારે હાથે થયું, તે વૃદ્ધ મામા સાહેબ સુદ્ધાંને ન જણાવવું એવી મારી ઇચ્છા છે. એટલા માટે મેં જાતે અહીં આવવા નિશ્ચય કર્યો અને એ ચીઠ્ઠી આપને સ્વાધીન કરી.

"રમણી! આપને મારાપર વિશ્વાસ છે." રણધીર બોલ્યો:-"એ મોટા સંતોષની વાત છે. આપ ખાત્રી રાખજો કે, એ વિશ્વાસને પાત્ર નિવડવામાં હું કોઈ પણ પ્રકારે પાછો હઠીશ નહિ. આપનું અનિષ્ટ થવા દઇશ નહિ. આપને કોઈ પણ રીતે ફસાવાનું નિંદ્ય કામ મારે હાથે નહિ બને."

રણધીરના આ શબ્દો સાંભળી લવંગિકાના ચ્હેરામાં કંઇક વિલક્ષણ ફેરફાર થયો. પણ તરત જ તે પહેલાંના ઉદાસીન અને ધારણ કરેલા વિનયના સ્વરે બોલી:-"સરદાર સાહેબ! રાજકુંવરીના હિતની દરેક બાબતમાં આપ જેવા શૂર છો, તેવા જ અત્યંત વિશ્વાસનીય છો, એ મારી પક્કી ખાત્રી છે અને તેટલા માટે, આપને આપના કામમાં ઉપયોગી થઈ પડે એવી તે ચીઠ્ઠી આપને સ્વાધીન કરી છે."

"બાળા!" રણધીર બોલ્યો;-"આપનો મારાપર અપૂર્વ વિશ્વાસ છે તેની આ એક વધારે સાબીતી જોઈ મને અત્યંત આનંદ થાય છે. પણ રમણી! આપની વર્તણુકમાં આજનો આ વિલક્ષણ ફરક-"

"હા, સમજી સરદારજી! આપ શું કહેવા માગો છો તે," લવંગિકા વચ્ચે જ બોલી ઉઠી;-"મારી થોડા વખત પહેલાંની ને અત્યારની સ્થિતિમાં અજબ ફેરફાર થયો છે, એ ખરી વાત. આપને પહેલાંની થોડી હકીકત જણાવી તો ત્યાર પછીની હકીકત પણ મારે જણાવવી જોઇતી હતી. તે રહવારે અરણ્યમાં આપની મુલાકાત થઈ ત્યાર પછી હું અજયદુર્ગ તરફ પાછી વળી. ત્યાં જઇને જોઉં તો આખા રાજવાડામાં ધાંધલ મચી હતી. ગભરાટ ફેલાયો હતો. આપના ન્હાસી છૂટવાના સમાચાર તેમને જણાયા હતા. કાકા સાહેબ દુર્ગમાં પાછા પધાર્યા હતા. આચાર્યની આજ્ઞાપત્રિકાનો શોધ કરવા માંડ્યો, તે પણ ગુમ થયેલી જણાઈ. આ સર્વની બારીક તપાસ શરુ થઈ. સ્વાભાવિકપણે મારાપર સર્વને શંકા આવી. વધારે માહીતી મળતાં હું જ આ કામમાં સામેલ છું, એમ સર્વની ખાત્રી થઇ. અજયદુર્ગમાં જઈ પહોંચતાં જ મારા ભાઈ, બ્હેન અને મા સર્વ જણ મારાપર તૂટી પડ્યાં. સઘળા મને શ્રાપ આપવા અને મારો તિરસ્કાર કરવા લાગ્યા. રાજકુંવરીની ખાતર આ સર્વ મેં મુંગે મ્હોંએ સહન કર્યું. એટલેથી જ આ વાત અટકી નહિ. જો કાકા સાહેબ માત્ર તિરસ્કાર કરીને વા ભર્ત્સના કરીને બેસી રહ્યા હોત તો હું પશ્ચાત્તાપથી બળીને ખાક થઈ જાત. કારણ કે તેમનો મારાપર અથાક પ્યાર હતો, પરંતુ તેઓ ઘણા જ ચીઢાયા અને તેમનો પ્રેમ પલટાઇને ધિક્કારમાં બદલાઈ ગયો. તેમણે મને સારી પેઠે મારી."

"શું નિષ્ઠુરપણે તમને માર માર્યો??" અતિ સંતાપથી ક્રોધાવેશમાં રણધીર બોલ્યો.

"હા, સરદાર! જો તેઓએ તેમ કર્યું ન હોત તો આ છેવટનું વિશ્વાસઘાતનું કામ કરવાની, એટલે કે આ ચીઠ્ઠી તેમની ઓરડીમાંથી કાઢી લેવાનું કામ મારાથી થાત નહિ. કાકા સાહેબને જવાની ધાંધલની તક લઈ ત્યાંથી ન્હાસી છૂટવા મેં નિશ્ચય કર્યો. મારાં સગાં વ્હાલાંની અવહેલનાથી મને મારી ભયંકર સ્થિતિનું ભાન થયું. મને કાકા સાહેબના ગુસ્સાથી એટલી તો બ્હીક લાગી કે તેઓ મને કદાચ એક અંધારા કેદખાનામાં પૂરી રાખશે. એમ વિચાર કરી ત્યાંથી ન્હાસી રાજકુંવરીને આવી સર્વ હકીકત જણાવવા મેં નિશ્ચય કર્યો. તેને ખાતર મને મારાં સગાંઓએ ભ્રષ્ટ ગણી કાઢી છે, એમ તેને જણાવ્યા વગર છૂટકો ન હતો. કિલ્લામાં જવાની તૈયારીને માટે જે ધાંધલ મચી હતી, તે દરમિયાન કાકા સાહેબની ઓરડીમાં જઈ એ ચીઠ્ઠી કાઢી લેતાં કંઈ વખત લાગ્યો નહિ. બાદમાં જેમ બને તેમ જલ્દી અહીં આવી લાગી. ત્યાર પછીની સર્વ હકીકત આપ જાણો છો."

"હા, ત્યારે શત્રુશાલજીના જવાના સમાચાર મામા સાહેબને જલ્દી ખબર પડ્યા તે આપને લીધે જ કે?" રણધીરે પૂછ્યું.

"હા, સરદાર" લવંગિકા બોલી.

"રમણી! માત્ર એક જ વાત પૂછું છું." રણધીર બોલ્યોઃ-"આ અણમોલ ભેટ સંબંધી-આ ભેટને લીધે મારા અંતઃકરણમાં આશાનો સંચાર થયો છે. તે આ શેલા--"

"સરદાર સાહેબ!" અભિમાન અને ગુસ્સામાં લવંગિકા અધવચ બોલી ઉઠીઃ-"હું અહીં આવી નજીવી બાબતો વિષે વાતચીત કરવા આવી નથી. જે મહત્વની બાબત પર આપની સાથે વાતચીત કરવા આ પ્રસંગ શોધ્યો છે, તે બાબત ધ્યાનમાંથી વિસરવા દેવી ન જોઈએ. સરદાર! મારી આપની પાસે એટલી જ પ્રાર્થના છે કે જે ચીઠ્ઠી મેં આપને સ્વાધીન કરી છે, તે પરથી રાજકુંવરીના દરબારમાં તેના દુશ્મનનો કોઈ જાસૂસ છે, તેનો આપ પૂરેપૂરો પત્તો લગાડશો અને આ ચીઠ્ઠી કોણે કોને લખી છે તે શોધી કાઢશો."

"આ ચીઠ્ઠીમાં જે મજકુર છે તે ઘણો જ ટુંકો જણાય છે." ચીઠ્ઠી પર એક વાર નજર ફેંકી રણધીર બોલ્યોઃ-"પરંતુ એ વાંચવાની કુંચી ઝટ મળી આવશે એમાં કંઈ સંશય જેવું નથી. મારે તે મંદાર્ક દેશના દરબારમાં એક

વખત એલચી તરીકે આવવું પડ્યું હતું અને ત્યાં જ કેટલોક સમય કાઢવો પડ્યો હતો. માટે આ આંકડાની ભાષા એ કંઈ મારે મન ભારે કઠિન નથી. વળી એ જ લોકોની પાસેથી હું શિખ્યો છું, એટલે ઝટ એમાં શું લખ્યું છે તે જણાઈ આવશે."

"હેં! ત્યારે આપ શું બળવીરસિંહના દરબારમાં હતા કે?" લવંગિકાએ આશ્ચર્ય પામી પૂછ્યું:–"ત્યારે તો આપ શરાસન અને બીજા એલચીને ઓળખતા હશો? નહિ વારુ?"

"નહિ બાળા!" રણધીર બોલ્યો;–"કંઈ રાજકાર્યને અંગે તેઓ બીજા દરબારમાં ગયેલા હતા. જે વખતે મારે બળવીર સિંહના દરબારમાં રહેવાનું થયું તેટલો સમય તેઓ ત્યાં ન હતા. તેથી મારે એ બે જણ સાથે પરિચય નથી. પણ આપને એ બે જણ સંબંધી કંઈ ખાસ પૂછવાનું કારણ છે ખરું?"

"ના, કંઈ ખાસ કારણ નથી." લવંગિકા બોલી;–"પરંતુ જયંત અને શરાસનના નામ આ આંકડામાં ચાલતા પત્રવ્યવહારની બાબતમાં વારંવાર સાંભળ્યાં છે. તે ગમે તેવા હો, પરંતુ બળવીરસિંહના દરબારના એ એલચીઓ છે. બળવીરસિંહ તો રાજકુંવરીનો પકકો દુશ્મન છે, એ વાત આપનાથી અજાણી નહિ હોય. એ એલચીઓપર જરા બારીક નજર રાખશો તો આપને કંઇને કંઇ જાણવાનું મળી આવશે, એમ મારી ધારણા છે."

"વારુ સુંદરી!" રણધીર બોલ્યો:–"આપની આ અમૂલ્ય સૂચનાનો બરોબર ઉપયોગ કરીશ અને એ બે કારસ્થાની એલચીઓપર બારીક નજર રાખીશ. થયું? હવે બીજા વિષયપર બે વાત પૂછવા મને રજા છે?"

"મારા તરુણ સરદાર!" કંઈક ઉડાઉપણે વ્યંગમાં લવંગિકા બોલી;–"આજનો આ પ્રસંગ અત્યંત મહત્વની અને રાજકુંવરીના હિતની વાત કરવા માટે જ શોધ્યો છે, એમ આપને હું વિનવી ચૂકી છું. મેં આપને સર્વ હકીકત જણાવી છે. આપે આપની હકીકત હજી સુધી જણાવી નથી. આપે રુદ્રસેન અને શ્યામરાયને ત્યાં જઈ શું પરાક્રમ કર્યું, તે કહેવાનું હજી બાકી છે. મામા સાહેબે માત્ર છૂટી છવાઈ હકીકત કહી હતી. આપને મ્હોંએ હું પૂર્ણ હકીકત જાણવા ઉત્કંઠિત છું."

લવંગિકાની મુદ્રા, તેની વાતચીતની ઢબ અને તેના આજના વ્યવહારથી રણધીરને ઘણું આશ્ચર્ય લાગ્યું; એટલું જ નહિ, પણ તેને મનમાં એક પ્રકારની દિલગીરી પણ થઈ. આટલું છતાં ક્ષણભર વધારે તેની સાથે વાતમાં રોકાતા તેને સન થઈ આવ્યું. તેણે રુદ્રસેન સાથે અને શ્યામરાય સાથે કેવી યુક્તિ રચી

રાજકુંવરીનું સંકટમાંથી રક્ષણ કર્યું, તે સર્વ હકીકત તેને કહી સંભળાવી. લવંગિકા આ સર્વ હકીકત શાંતપણે અને લક્ષપૂર્વક સાંભળતી હતી, પણ તેની મુખમુદ્રા પહેલાંના જેવી જ ગંભીર અને ઉત્સાહ વગરની હતી. તેની વર્તણૂકમાં આ અચાનક ફેરફાર રણધીરના મનમાં અનેક તરેહના તર્કને જન્મ આપતો હતો. તેની સ્હવારની વર્તણૂક અને અત્યારની વર્તણૂકમાં અસ્માન જમીન જેટલો ફેર હતો. જો કે તે આદરથી વિનયપૂર્વક બોલતી હતી, છતાં તેના બોલવામાં અંતરનો પ્રેમ ન હતો, એ રણધીરને સ્પષ્ટ જણાતું હતું. અંતરનો પ્રેમ વગર બોલે પણ વ્યકત થઈ શકે છે. આમ જ્યારે તેને જૂદાઇથી વર્તવાને જ તેને ઇચ્છા છે તો આ શેલું શા માટે તેણે મોકલ્યું, તેનો તોડ રણધીરથી થઈ શકતો નહિ.

"મને આ સર્વ હકીકત જણાવવા માટે હું આપનો ઉપકાર માનું છું." રણધીરનું બોલવું પૂરું થયા પછી લવંગિકા બોલી;–"એક સ્ત્રી–રાજબાળાને મહાન્ સંકટોમાંથી ઉગારવાને આપે જે અત્યંત શ્રમ અને અપૂર્વ સાહસ ખેડયું, એ ખરેખર આપના જેવા તરુણ સરદારને અત્યંત ભૂષણાવહ છે. આપની અંતઃકરણની ઉદારતા અને શૂરત્વની કીર્તિ અનર્ગ દેશમાં વ્યાપશે. સરદાર! જે કામને માટે આપની સાથે અહીં મુલાકાત લેવાને શ્રમ આપવો પડ્યો તે હવે પૂરું થયું છે, તો હવે હું આપની રજા લઇશ." એટલું કહી લવંગિકા પાછી ફરવા લાગી એટલામાં રણધીર ઉતાવળમાં બોલ્યો;–"બાળા! બાળા! હું યાચના કરું છું કે, મારા બે અક્ષર સાંભળવા કૃપા કર. આ શેલું જે એક સામાન્ય મિત્રતાના ચિહ્ન તરીકે આપવામાં આવ્યું છે, એ ખરી વાત પણ એ પરસ્પર પ્રીતિનું ચિહ્ન છે એમ જાણી ધારણ કર્યું છે. એ વાતમાં તને કંઈ વાંધો તો નથીને?"

"સરદાર! આ શબ્દો મારી આગળ?" છંછેડાયલી સાપણ જેમ ફેણ ઉંચી કરે તેમ લવંગિકા ક્રોધના આવેશમાં બોલી; તેની આંખ્યોમાંથી અગ્નિ વર્ષવા લાગ્યો અને જે દિવસે નગ્ન કટાર સાથે રણધીરને પહેલ વ્હેલી નજરે પડી હતી, તેવોજ દેખાવ ધારણ કરી તે બોલી;–"આપ મારું આ પ્રમાણે અપમાન કરવા તત્પર થશો, એવું હું જાણતી નહતી. આપ મારી દૃષ્ટિ સમીપથી દૂર થાઓ."

રણધીર આ બોલવાથી એવો તો આભો બની ગયો કે તે બે ચાર ડગલાં પાછો હઠયો. લવંગિકા વિધુત્ વેગથી પસાર થઈ ગઈ.

રણધીર પૂર્વ સ્થિતિપર આવતાં તેને તેની પાછળ જવા વિચાર થયો, પરંતુ તેના આત્માભિમાને તેને તેમ કરતાં અટકાવ્યો. લવંગિકાની વર્તણૂક તેને અપમાનસૂચક અને હલકો પાડનારી જણાઈ. તે પોતાના મનમાં વિચાર કરવા

લાગ્યો;–"શી તેની ઘેલછા? થોડા વખત પૂર્વે મિત્રભાવ દર્શાવવા તેણે શેલું મોકલ્યું અને મળતી વખતે જાણે તે મને ઓળખતી ન હોય, કે હું જાણે કોઈ એકાદ અપરિચિત માણસ હોઉં તેવી રીતે વાતચીત? જાણે હું એક સામાન્ય સિપાઈ હોઉં અને માગણી કરતો હોઉં. તેના ઉપર જેવો ગુસ્સો કે ક્રોધ કરે તેવો મારાપર ક્રોધ! ખરે વિભો! હું એ જો—"

આ તેના વિચારો એકાએક અટકયા. ભૂંગળનો અવાજ તેને કાને આવ્યો. તે સમજ્યો કે સઘળાને સ્હાંજના ભેગા મળવાનો વખત થયો છે. તેના મનમાં એમ થયું કે;–"આ શેલું રહેવા દઉં વા ફેંકી દઉં. ના, ના તેમ કરવું એ શોભાભરેલું નથી. તેના તરંગી સ્વભાવ જેવો મારે સ્વભાવ રાખવો એ ઠીક નથી. ઝેરીલા માણસની માફક ડંખ મારવાની ઇચ્છા રાખવી, એ મારા જેવાને સારી નહિ. આ બાબતમાં ફરીથી તેની એક વખત પરીક્ષા કરવી, પછી ઠીક લાગે તેમ વર્તવું." આમ વિચાર કરી તેણે પગલાં ભરવા માંડ્યાં અને તે પોતાના ઓરડામાં આવી બેઠો. આજના બનાવે તેના મનપર કંઇક જૂદી જ અસર કરી હતી. તેનું મુખ વિલાયલું જણાતું હતું. તે ઉઠી બ્હાર જવા વિચાર કરતો હતો; એટલામાં રાજકુંવરીની સખી અનુપમા મંદ હાસ્ય કરતી, તેના તરફ આવતી જણાઈ. રણધીર પોતાનો ચ્હેરો શાંત અને હંમેશના જેવો ધારણ કરી ઉભો થયો. અનુપમા અંદર આવી હસ્તે મુખે બોલી:–

"અહો સરદાર સાહેબ! રાજકુંવરીબાના સંરક્ષણ માટે આપે જે સૈન્ય એકઠું કરી અતુલ પરાક્રમ બતાવ્યું, તે આપે મારી સૂચનાપરથી કર્યું એમ આપે કુંવરીબાને જણાવ્યું જ ને? આપે એમાં આપના ઉદાર સ્વભાવની પ્રતીતિ જણાવી એ ખરું પણ એમાં મારી જરા ફજેતી જેવું થયું ખરું."

"બાળા!" રણધીરે પ્રત્યુત્તર આપ્યું:–"જો એમ કરવામાં મારે હાથે કંઈ અઘટિત કામ થયું હોય તો હું આપની ક્ષમા માગું છું; પણ એ કામનું સઘળું માન મને એકલાને જ મળે, એ મારા મનને ઠીક લાગ્યું નહિ. આ ઉપરાંત એ તો ખરું કે કુંવરી સાહેબને એ તો અવશ્ય જણાવવું જોઇએ કે, કોને લીધે આ સર્વ બની આવ્યું અને એ દુઃખદ પ્રસંગમાંથી તેમનો શી રીતે છૂટકારો થયો."

"સરદાર સાહેબ!" અનુપમા બોલી;–"એમ કરવું એ આપના હૃદયની ઉદારતા છે. પરંતુ આપને મેં જે સૂચના કરી હતી તે કુંવરીબાના અનુમોદન વગર હતી; એટલું જ નહિ, પણ તે તેમની મરજી વિરુદ્ધ હતી. જો કે એ મારી અબળાની સૂચનાનું પરિણામ સારું આવ્યું છે છતાં, કોઈ પણ કારણસર હું તેમની

આજ્ઞા ભંગ કરવા તૈયાર થઈ, એ તેમને જણાવવું એ ઠીક ન હતું. ગમે તેમ પણ રાજકુંવરી એથી મારાપર નાખુશ થશે, એમ બનશે જ નહિ. મારો તેમ કરવામાં જે હેતુ હતો તેની તેઓ કદર બૂજશે, અને તે હેતુ કંઈ ખોટો ન હતો, એ તો સારી રીતે સમજશે. આપને માટે સરદાર સાહેબ ! હું એક અબળા જે કહું છું તે અનર્ગ દેશનો દરેક રહેવાસી ખુલ્લા અંતઃકરણે કબુલ કરશે. જેણે નિઃસ્વાર્થપણે કુંવરીબાની આવા અણીને પ્રસંગે, આવી મહાન્ મદદ કરી છે તેનું સર્વ પ્રકારે સન્માન, આદર અને અભિનંદન કરવું જોઇએ."

અનુપમાના આ છેવટના શબ્દો સાંભળી રણધીરનું અંતઃકરણ નરમ થઈ ગયું. સ્વાભાવિક રીતે તેની દૃષ્ટિ નીચી વળી અને તે શેલાપર પડી.

રણધીરની દૃષ્ટિ શેલા તરફ વળેલી જોઈ અનુપમા બોલી;–"શૂર સરદાર ! એક અજ્ઞાન કુમારિકાએ આદર બુદ્ધિથી મોકલાવેલી ક્ષુદ્ર જણસની આપે અવહેલના નથી કરી, એ જોઈ મને ઘણો જ આનંદ થાય છે. સરદારજી ! આપના દેશના રીતરીવાજથી હું અજ્ઞાત છું, છતાં અમારા દેશનો તો એ સામાન્ય નિયમ છે, કે આપના જેવા શૂર પુરુષના આવા યશસ્વી કામના સ્મરણ માટે એકાદ વસ્તુ ભેટ આપવી.'

રણધીર તેનું આ બોલવું સાંભળી ગોટાળામાં પડ્યો. તેને શો જવાબ આપવો તે જ તેને સૂઝયો નહિ. તે ફાંફાં મારવા માંડ્યો.

"સરદારજી !" સરળ હૃદયે વિનયશીલપણે નિષ્કપટ મુદ્રાએ અનુપમા બોલી;– "મેં જે કાર્ય કર્યું છે તે કોઈ પણ રીતે યોગ્ય મર્યાદાથી વિરુદ્ધ છે, એમ કોઈ કહી શકે એમ નથી. મેં જ આપને એ કામ કરવા પ્રવૃત્ત કર્યા અને આપે એ કામ એવા ધૈર્યથી, શૂરવીરપણાથી, અને એવી ઉંડી દૃષ્ટિથી બજાવ્યું છે, કે એ કાર્યના બદલામાં કંઇક સ્મરણચિહ્ન આપવું અને આપનું અભિનંદન કરવું, એ આ અબળાની ફરજ હતી.'

રણધીરનું મન આથી વધારે ઘોટાળામાં પડ્યું. તે અચકાતા સ્વરે બોલ્યો;– "ત્યારે આ અપ્રતિમ બક્ષિસ તે આપના ઉદાર અને પ્રેમળ હાથની—"

"છી: છી: સરદારજી!" અનુપમા વચ્ચે જ બોલી ઉઠી;–"એ ક્ષુદ્ર જણસને એટલું મહત્વ આપવા જેવું કંઈ જ નથી."

"અરે પણ મારી–મારી—'રણધીર આંચકા ખાતાં બોલ્યો;–"એમાં આર જ સમજ થઈ હતી. મને એવી આશા ઉત્પન્ન થઈ હતી કે, આ—"

"અહો વીર સરદાર!" અનુપમા ફરીથી અધવચમાં જ બોલી ઉઠી;– "જે કાર્ય મેં એટલા શુદ્ધ અંતઃકરણથી અને સ્વાભાવિક આદરબુદ્ધિથી કર્યું છે, તે બાબતમાં આપની કંઈ ગેરસમજુત થઈ હોય તો તેથી મને ખરેખર ખેદ થાય છે. સરદારજી! મને ફરીથી કહેવા દો કે, એ મોકલવામાં આપના તરફ મારી શુદ્ધ પૂજ્ય બુદ્ધિ સિવાય તેમાં બીજો કંઈ હેતુ ન હતો. આપના અલ્પ પરિચય પરથી હું કહી શકું છું, કે આપનું અંતઃકરણ શુદ્ધ અને નિષ્કપટી છે." આટલા શબ્દો તે ગંભીરપણે અને શાંત મુદ્રાથી બોલી.

"બાળા!" અનુપમાનું આ બોલવું સાંભળી પૂર્વસ્થિતિ પર આવેલો રણધીર બોલ્યો;–"મારા અંતઃકરણની શુદ્ધતા બાબત અને મારા સ્વભાવની નિષ્કપટતા માટે, આપની જે ધારણા છે તે કિંચિત્ પણ ફેરવાઈ જાય તો તેથી મને અત્યંત ખેદ થયા વિના રહે નહિ. આપના બોલવાથી મારા મનમાં જે ઘોટાળો ઉત્પન્ન થયો તેનું ખરું કારણ આપને કહું તો એ હતું કે, આ ભેટ કોના તરફથી આવી તે હું જાણતો ન હતો; એટલું જ નહિ પણ તે મોકલનારનો શો હેતુ છે, તેથી પણ હું અજ્ઞાત હતો."

"હા હું સમજી." અનુપમા સ્હેજ શરમાઈ બોલી; "આપને કદાચ એમ લાગ્યું હશે, કે આ મોકલનારને કંઈ ખાસ ગુપ્ત હેતુ હોવો જોઇએ. વળી એ પણ ખરું કે એની સાથે જે પત્રિકા મેં મોકલી હતી તેનાપર મારી સહી કે નામ ન હતું. એ ખરેખર મારી ભૂલ હતી. ખરેખર જો એ પત્રિકાપર સરદાર વિનયસેનની કન્યાનું નામ હોત તો એ અલ્પ ભેટ મોકલનારનો તેમાં કંઈ ગુપ્ત કે અયોગ્ય હેતુ નથી એમ તરત જ આપને જણાઈ આવ્યું હોત."

"પ્રિય બ્હેન!" રણધીર ગળગળા સ્વરે બોલ્યો;–"જો કે આપની સાથેનો મારો પરિચય ઘણોજ અલ્પ સમયનો છે, છતાં મને ક્હેવા દો કે આપને માટે મારા મનમાં જે આદરમાન છે, તે અન્યને નહિ હોય. આપના સદ્ગુણની, વિનયશીલ સ્વભાવની, અને સરળ હૃદયની કિંમત હું સમજું છું. બ્હેન! આપની એ ભેટ મેળવવા માટે હું પોતાને મહા ભાગ્યવાન્ સમજું છું અને આદરપૂર્વક સ્વીકાર કરું છું."

આ પળે પાસેનાં ઓરડામાં કોઇનાં પગલાં વાગ્યાં. કોઈ ઘણાજ ધીમે પગલે જતું હોય એમ ભાસ્યું. તરત જ બારણું બંધ થયાનો અવાજ બન્નેને કાને આવ્યો. "આપણે વાત કરીએ છીએ તે કોઇ છાનું માનું સાંભળતું હોય એમ જણાય છે." રણધીરે જે તરફથી અવાજ આવતો હતો તે તરફ દૃષ્ટિ વાળી કાન માંડી કહ્યું.

"ભલેને સાંભળે" શાંત મુદ્રાએ **અનુપમાએ** જવાબ આપ્યો;–"તેથી આપણને શું છે? આ **અનુપમાને** સઘળા જણ ઓળખે છે કે તેને હાથે તેના કુળને દોષ લાગે એવું વર્તન કે ભાષણ કદિ થનાર નથી. તે કોઇની સાથે અમર્યાદિત વાત સુદ્ધાં કરે એમ નથી, એમ બધાંની ખાત્રી છે."

"આપનું કહેવું યથાર્થ છે." **રણધીરે** જવાબ વાળ્યો;–"પણ એ તો નક્કી વાત છે કે આપણી વાતચીત કોઈ સાંભળતું હતું. પછી તે ગમે તે હેતુથી હોયને."

"એવી બાબતને એટલું મહત્વ આપવા જેવું કંઈ જ કારણ નથી." શાંત ચિત્તે **અનુપમા** બોલી;–"આ તરફની એ ઓરડીમાં રાજકુંવરીની દાસીઓનો સર સામાન હોય છે. કોઈ એકાદ કંઈ કામસર આવી હશે અને શુષ્ક જિજ્ઞાસા પૂરી પાડવા ઉભી હશે. કદાચિત્ વાત સાંભળવા ઉભી પણ રહી હોય અને જણાઈ જવાની ધાસ્તી તેને લાગી હોય તેથી ચટ દઈ ચાલી ગઈ હશે, એમાં મોટું છે શું?"

આટલું કહી **અનુપમા**, **રણધીરની** રજા લઈ ત્યાંથી ચાલી નીકળી. ભોજનની વેળા થવા આવી હતી તેથી **રણધીર** પણ તરત જ તે જગાએથી ચાલી નીકળ્યો.

**અનુપમાની** સાથે આ વાતચીત થયા પછી તેના મનમાં શા વિચાર આવ્યા? તેના મનોવિકારમાં એકાએક કેવો ફેરફાર થયો હશે. **લવંગિકાનું** વર્તન જે તેને અત્યાર સુધી પૂરેપૂરું સમજવામાં આવ્યું ન હતું, તે હવે છેક જ અંધારામાં ન હતું. **લવંગિકાના** એ વર્તનનું કારણ હવે સ્પષ્ટપણે તેના ધ્યાનમાં આવ્યું. **લવંગિકાના** કોપનું કારણ પણ તે શેલું હતું, અને ખાસ કરીને તે શેલાપરનું ભરતકામ, જેમાં **અનુપમાના** વંશનું મુદ્રા ચિહ્ન સ્પષ્ટપણે ભરેલું હતું, એમ તેની હવે ખાત્રી થઈ. **લવંગિકાના** ભાષણમાં કેટલીક બાબત જે તેને ગૂઢ લાગતી હતી, તે અત્યારે તેને સ્પષ્ટ જણાવા લાગી. તે મનમાં કહેવા લાગ્યો;–"ખરેખર જ્યારે તેણે મને દૂરથી જોયો ત્યારે તેનું મ્હોં કેવું આનંદી અને પ્રસન્ન જણાતું હતું! તે મારી પાસે આવતાં અને એક વાર મારા તરફ જોતાં કેવું બદલાઈ ગયું? આમ ફરક પડવાનું કારણ બીજું શું હોઈ શકે? તેની દૃષ્ટિ તે શેલા તરફ જરૂર ગઈ હોવી જોઇએ. તે કોઈ બીજી જ તરૂણીના હાથની ભેટ છે, એમ તરત તેના ધ્યાનમાં આવ્યું હોવું જોઇએ. તે તેના ભરત કામપરથી જ સમજી જ હોવી જોઇએ કે આ બીજી કોઇની પ્રસાદી છે. આ વિચાર આવતાંની વાર તેના મનમાં ગુસ્સો આવ્યો હશે! તેને એવી કલ્પના આવી હશે કે મારું મન પણ એ ભેટ આપનાર તરફ વળેલું હોવું જોઇએ. આવો વિચાર આવતાં તેના મનમાં સંતાપ ન થાય, એમ બને જ કેમ?"

આ પ્રમાણે લવંગિકાની વાતચીતનો અને તેની વર્તણુકનો ભેદ તેણે તેના મનથી કર્યો. આ વિચાર તેના મનમાં આવતાં તેનું અંતઃકરણ આનંદથી નાચવા લાગ્યું. તે ફરીથી પોતાના મનમાં કહેવા લાગ્યો; "જરૂર લવંગિકાનું દિલ મને ચ્હાય છે. અવશ્ય તે મારામાં અનુરક્ત છે, એમાં કંઈ શંકા નથી. ઈશ્વર કરેને આ ભુલ સમજાવવાનો પ્રસંગ જલ્દી આવે તો સારું."

આમ તેનો કલ્પનાતુરંગ સ્વચ્છંદ વિહાર કરતો હતો. આખરે તે ભોજન પંક્તિમાં જઈ બેઠો. કોણ જાણે આજ અત્યારે મામા સાહેબ પણ પંક્તિમાં જણાયા નહિ. એટલુંજ નહિ પણ લવંગિકા પણ તેની નજરે પડી નહિ. રણધીરની આંખ લવંગિકાને શોધતી હતી અને ઇશારામાં કંઈ કહેવા તેને વિચાર હતો પણ તેની આ આશા ફળીભૂત થઈ નહિ. ભોજન વખતે વાત વાતના પ્રસંગમાં રણધીરે નાંખેલું શેલું જોઈ અનુપમાના પિતાએ કહ્યું;–"અહો સરદાર! આપ આ અમારા કુળની મુદ્રાચિહ્ન ભરેલું શેલું ધારણ કરો છો, એ જોઈ મને ઘણો આનંદ થાય છે. આપ કેવા સંજોગોમાં શું કામ કર્યું તે મારી દીકરીએ મને કહ્યું છે. મિત્રાચારી દર્શાવવા આવી ભેટ આપવાનો અમારા દેશમાં ચાલ છે. એમાં મિત્રાચારી સિવાય કંઈ બીજું નથી."

રણધીર આ ભાષણનો મર્મ સમજી ગયો. જો કે આ બોલવું ઘણું જ વિનયશીલ અને મર્યાદિત હતું છતાં, એમાં ગર્ભિત સૂચના હતી. રણધીરના મનમાં કંઈ અન્ય આશા હોય તો તેમ ન ધારવા તેને ઇશારો હતો. રણધીર આ સર્વ સમજ્યો. તેના અભિમાને તેને કંઈ જવાબ આપવા પ્રેર્યો, પણ તેના ડહાપણે તેને એમ કરતાં અટકાવ્યો. માત્ર "આપનું કહેવું યથાર્થ છે," એટલુંજ તે બોલ્યો અને ભોજન પછી ફરી પાછો બાગમાં ગયો. જ્યાં આગળ તે લવંગિકાને મળ્યો હતો તે સ્થાને પાછો જઈ બેઠો. લવંગિકા તે વખતે ત્યાં પ્રત્યક્ષ નહતી છતાં તેની મૂર્તિ આંખો આગળ આણી તેની સાથે તેણે મનમાં ભાષણ શરુ કર્યું. પરંતુ તેનું આ બોલવું એટલું મોટેથી હતું કે આસપાસ કોઈ નજીકમાં હોય તો જરૂર સાંભળ્યા વિના રહે નહિ.

તે કહેવા લાગ્યો;–'અરે જો તે આ વખને અહીં હોય તો કેવું સારું થાય. જો આ વખતે તે અહીં હોત તો સઘળી હકીકત મેં તેને સમજાવી હોત? આ ભૂલ શી રીતે થઈ તે તરત તેના ધ્યાનમાં આવી હોત. અરેરે હવે એ ફરીથી ક્યાં મળશે? ઘેલી! એ શેલું તારૂં અપમાન કરવાને માટે મેં ધારણ કર્યું નહતું. કોઈ બીજાની પ્રણયપ્રસાદી ધારણ કરી તને ચીડાવવા મારો હેતુ નહતો. એ

તો તારી પોતાનીજ મસાદી છે, એમ ધારી મેં તેને નાંખ્યું હતું. લવંગિકે! લવંગિકે! આ અંતઃકરણ તારામાંજ અનુરક્ત છે. તારીજ મૂર્તિ આ હૃદયમંદિરમાં વાસ કરે છે. પ્રિયે! તું ગુસ્સે થઈ? શા માટે ન થાય! કોઈ અન્યનું પ્રીતિચિહ્ન શરીરપર ધારણ કરી આવ્યો છું એમ લાગતાં, તને ગુસ્સો શામાટે ન આવે? પણ એમાં આપણ બન્નેની ચૂક હતી. પ્રભો! આ વખતે અહીં લવંગિકાને આણે તો—"

રણધીર આ અર્ધું વાકય પૂરું કરે ત્યાર પહેલાં પાસેની લતાકુંજમાંથી કોઈ વનદેવતા જેવી મૂર્તિ બ્હાર પડી. રણધીરના ખભાપર હાથ મૂકી તેના મુખપર અમૃત વર્ષણ કરતી સ્વાભાવિક મધુર અને આનંદથી કમ્પિત સ્વરે બોલી;–"સરદાર સાહેબ! આ લવંગિકા અહીંજ છે."

"કોણ લવંગિકા! પ્રિયે!" આશ્ચર્ય અને આનંદના ઉભરામાં ચોંકેલો રણધીર બોલ્યો;–"મારા સુખની સીમા નથી. કહે? કહે? આ એકાએક ફેરફાર કયાંથી થઈ આવ્યો? તારી વૃત્તિ એકાએક શી રીતે બદલાઈ? મારાપરનો તારો રોષ શી રીતે જતો રહ્યો?

લવંગિકા પોતાના હાથ છોડવી સ્હેજ છેટે ઉભી રહી. શરમથી નજર નીચી કરી બોલી;–"સરદાર! કંઇક કામને પ્રસંગે મારે તે ઓરડા પાસે આવવું પડ્યું હતું. ખરેખર હું જાણી જોઇને ત્યાં આવી નહતી. પણ આપને વાતચીત કરતાં સાંભળી ખમચાઈ. પછી–પછી–ત્યાં સ્હેજ ઉભી રહી. જો કે એમ કરવું સારું નહતું પણ અબળાનું મન–પળવાર ઉભી રહી."

"ત્યારેસ્તો." રણધીર બોલ્યો;–"મને કોઇના પગલાંના ભણકારા વાગ્યા હતા."

"હા," લવંગિકા બોલી;–"તે વખતે આપનું લાગણી ભર્યું બોલવું સાંભળી મારો ભ્રમ ભાગી ગયો. મને મારા વર્તનને માટે પશ્ચાત્તાપ થયો. ભોજન કર્યા પછી મને કંઈ ચેન પડ્યું નહિ. અહીં જરા વાયરો ખાવા આવી અને આપનું બોલવું મારે કાને પડ્યું."

"ત્યારે તને સઘળી હકીકત માલમ પડી ને?" અધીરાઇથી રણધીર બોલ્યો અને લવંગિકાનો હાથ તેના પોતાના હાથમાં લીધો.

"હા, જી, સર્વ સમજી!" લવંગિકા બોલી, અને તેટલું કહેતાં તેણે પોતાનો હાથ રણધીરના હાથમાંથી છોડાવ્યો, અને કહ્યું,–"આમ ઉતાવળા થવું યોગ્ય નથી. આસપાસની સ્થિતિ લક્ષમાં રાખી વર્તવું ઉચિત છે."

"હા, એ તો ખરું." રણધીર બોલ્યો;–"પણ લવંગિકે! મારું કહેવું તને માન્ય છે ને? તું મને તુચ્છકારી તો નહિ કાઢે ને? મારા કુળ, વંશ કે સંપત્તિને બ્હાને મારો ત્યાગ–"

"સરદાર એવી નકામી શંકા લાવવાની કંઈ જરૂર નથી." લવંગિકા બોલી;–"હું કહું છું કંઈ ને આપ એનો અર્થ કરો છો જૂદો. બીજી કોઈ સ્ત્રીનું પ્રીતિ-ચિહ્ન આપના શરીરપર જોતાં જ મારું અપમાન થયું, મને સંતાપ આવ્યો, મને મનમાં ઇર્ષ્યા આવી અને આપનાપર રોષ સુદ્ધાં આવ્યો. વળી અનુપમાની અને આપની વાતચીત સાંભળી મને જે આનંદ થયો તે પણ આપ જાણો છો, છતાં આવો પ્રશ્ન આપ મને કરો છો એ શું? આથી વધારે કહેવું એ મારા જેવી તરુણ સ્ત્રીને યોગ્ય નથી.

"તારી આ મીઠી વાણી મારા દગ્ધ જીવપર અમૃત રેડે છે." રણધીર બોલ્યો;–"આથી હું કંઈ વધારે કહેવા ઇચ્છતો નથી. તારી શી આજ્ઞા છે તે કહે."

"આજ્ઞા! છીઃ એવું બોલવું આપને ઉચિત નથી." લવંગિકા શરમાઈ અને સ્હેજ હસી બોલી;–"સરદાર, આપના પ્રતિ તે આજ્ઞા હોય! આપને તો મારી આજીજી–કાલાવાલા જ શોભે. મારી એક વિનતિ છે. આપના એક બીજાના મનની શી સ્થિતિ છે, તે આપણ બન્નેને માલમ છે. આ સંબંધી આપણે કંઈ બોલવું નહિ. જ્યાં સૂધી કુંવરીબાના શત્રુનો સમૂળો નાશ થયો નથી, કે તેમના દાવપેચ તૂટ્યા નથી, ત્યાં સૂધી હું આપની લવંગિકા નથી. પણ કુંવરીની ત્રણ મૈત્રિણી જેવી ચોથી સખી છું. જ્યારે કુંવરીબાની સર્વ ચિંતા દૂર થાય ત્યારે––"

"ત્યારે તો આ હાથ સર્વના દેખતાં મારા હાથમાં આપીશ ને?" રણધીરે હસ્તાં હસ્તાં સ્હેજ વિનોદમાં પૂછ્યું અને એ નિમિત્તે તેનો હાથ પોતાના હાથમાં લઈ દાબ્યો.

"માત્ર હાથ લઈ થોડા બેસવાના છો. એ હાથની સાથે આ દેહ અને પ્રાણ લીધા વગર છોડો, એવા આપ કાચા નથી." લવંગિકાએ પણ વિનોદમાં જવાબ આપ્યો અને નીચી નજર કરી ઉભી રહી, તથા થોડી વાર સૂધી પોતાના હાથ પોતાના પ્રિયકરના હાથમાં રહેવા દીધો.

આમ પળવાર પછી હાથ છોડાવી લવંગિકા રણધીરની વિદાય લઈ ચાલી ગઈ.

"જેમ તિમિરમય રાત્ર પછી તેજઃપુંજ સૂર્યનો ઉદય થાય છે, તેમ વિષાદ પછી આનંદ સ્વાભાવિક રીતે આવે છે," એમ વિચાર કરતો રણધીર પોતાના ઓરડા તરફ વળ્યો.

બીજેજ દિવસે કુંવરી પોતાના માણસો સાથે આ સ્થાન છોડી ભદ્રપુર તરફ રવાના થઈ અને થોડા સમયમાં પોતાની રાજધાનીમાં સુખરૂપ આવી પહોંચી. ત્યાં પહોંચ્યાં પછી રાજલગ્નની તૈયારીઓ થવા માંડી. જ્યાં ત્યાં સાફસુફ મરામત ચાલી રહી. નવા ગૃહઅલંકારો યથાસ્થાને ગોઠવવા લાગ્યા. આજ્ઞાપત્રિકા, આમંત્રણપત્રિકાઓ મોકલવામાં આવી. બળવીરસિંહને પણ એક આમંત્રણપત્રિકા મોકલવામાં આવી હતી. પણ આ સર્વ તૈયારી થતાં પહેલાં કુંવરીએ દારુકને જે જે બક્ષિસો અને પદવીઓ આપવા વચન આપ્યું હતું, તે સર્વ આપીને તેની મહત્વાકાંક્ષા પૂર્ણ કરવામાં આવી હતી. પછી વૈશાખ માસની આઠમનો દિવસ લગ્નને માટે મુકરર કરવામાં આવ્યો હતો. આ શુભ કાર્યને માટે ક્યાં ક્યાં મંડપ નાંખવામાં આવ્યા હતા? શો થાટમાટ તે નગરીમાં મચી રહ્યો હતો અને બન્ને પક્ષને શોભા આપવા કયા કયા મહાન્ સરદારો, ફટાયા, રાજા વગેરે આવ્યા હતા? તેમને માટે શી યોજના કરી હતી? મિજબાનીઓનો થાટ કેવો હતો? નગરીએ કેવી શોભા ધારણ કરી હતી? વરવધૂને શી શી ચીજો ભેટ દાખલ મળી હતી? આ સર્વનું યથાસ્થિત વર્ણન કરવામાં આપણી વાર્તાના ઘણાક પ્રકરણો વીતી જાય. માત્ર એટલું કહેવું બસ થશે કે, આ રાજલગ્ન ખુશ ખુશાલીમાં અને નિર્વિઘ્ને પાર પડ્યું.

---

# પ્રકરણ ૧૧ મું

## પોત પ્રકાશ્યું.

ભદ્રશ્યામા હમણાં ભદ્રપુરમાં છે. લગ્નકાર્ય પૂર્ણ થયાની હકીકત આગલા પ્રકરણમાં અમે આપી ગયા છીએ. આ આનંદજનક કાર્યથી ઘણાના મન સંતુષ્ટ થયાં છે; ઘણાકને હર્ષ થયો છે, તો, કેટલાકને આથી ખિન્નતા પણ થઈ છે. લગ્નક્રિયા વખતે એકાદ બે બીના એવી બની છે કે જેથી શકુન વગેરેને સારા માઠા બનાવનું પૂર્વગામી ચિહ્ન લેખનારને ભારે શંકા ઉત્પન્ન થઈ છે. કેટલાકનું અને તેમાં પણ વિશેષત: ભદ્રશ્યામાનું હિત વાંછનારને આ લગ્ન સુખકર નિવડશે નહિ એમ ચિંતા થયા કરે છે. અહા! મનુષ્યનું મન કેવું વિચિત્ર છે! એકાદ બે શકુનના ચિહ્નપરથી ભવિષ્યનું શું થશે? એની કલ્પના કરી દુ:ખી થવું! ખરેખર પૂરેપૂરું ભવિષ્ય જાણવાની શક્તિ ઈશ્વરે આપી હોત તો મનુષ્ય કેવું દુ:ખી બનત! એમ ન થવા દેવામાં સૃષ્ટિકર્તાની ચતુરાઈ અને ડહાપણની કોણ ના પાડશે?

ચાલો આજે આપણે ભદ્રપુરીમાં જઇએ. પ્રથમ તો આ નીરા માતાના દર્શન કરો. સંહ્યાદ્રિ જેવા ઉચ્ચ કુલમાં ઉત્પન્ન થઈ તે કેવી શાંત ગંભીર પદે પોતાના પતિગૃહ તરફ જાય છે. ઉષ્ણકાલમાં પણ તેની સન્નિધિનો ભૂભાગ કેવો સમૃદ્ધ અને રમણીય ભાસે છે. ઔદાર્યશીલ ખરા મહાત્માની પાસે રહેવાનું એ ફળ છે. નદીના કિનારાપરના તૃપ્ત અશોક, આમ્ર વગેરે નેત્રને તૃપ્તિ આપે છે. આ પુણ્યસલિલા નદીને કિનારે ન્હાની ન્હાની પર્ણકુટિકામાં કેટલાક યતિ, મહંત વગેરે આશ્રમ કરી તપોનુષ્ઠાનમાં મગ્ન રહે છે. આ કિનારાપર બાંધેલા ઘાટપર સ્ત્રી પુરુષોના સમૂહ સ્નાન કરતાં અને સૂર્યની વંદના કરતાં જણાય છે. ઘાટથી થોડે છેટે ન્હાની મોટી હોડીઓ બાંધેલી જણાય છે. નદીના કિનારાપર કેટલાંક દેવાલયો છે. સ્નાન કરી સ્ત્રી પુરુષોનાં ટોળાં આ દેવમંદિરમાં દર્શનાર્થે વળે છે. દેવમંદિરના ઘંટનિનાદ એક પ્રકારનો અવર્ણ્ય આનંદ દર્શનાર્થે તેડી લાવેલાં બાળકોને આપે છે. અહો પણ બે પ્રહર થવા આવ્યા છે. ચાલો આપણે આગળ સરીએ. આ ઉપવનો નેત્રને કેવી તૃપ્તિ આપે છે! ભદ્રપુરીના શ્રીમાન્ ગૃહસ્થોની આ વિહારભૂમિ હોય એમ જણાય છે. અહીં જૂઓ આ રમણીય મકાનોની હાર લાગી છે. આ તો શહેરના કોટની બ્હારનો ભાગ છે. અરે આ કોટ પણ કેવો સુદૃઢ અને બળવાન્ જણાય છે! અને આ ભવ્ય બૂરજો પણ ભદ્રપુરીનું રક્ષણ કરવામાં દક્ષ મહાપુરુષની માફક પોતાનું માથું ઉંચું કરી આસપાસના પ્રદેશપર નજર કરતા હોય તેવા ભાસે છે. શહેરમાં આ ન્હાનાં મોટાં ઘરો પણ કેવાં સુશોભિત દિસે છે? આ પ્રાંગણ ભૂમિપર સ્ત્રીઓએ કેવા નાના રંગના સાથિયા પૂર્યા છે. નગરીના મુખ્ય રસ્તા કેવા વિસ્તીર્ણ અને સ્વચ્છ જણાય છે? તે પર મનુષ્યની કેવી મેદિની પસાર થાય છે! કોઈ ઘોડાને થનન નચાવતા જાય છે, કોઈ પાલખીમાં અને મેનામાં બેસી નીકળ્યા છે. કોઈ ગજપર આરૂઢ થઈ ફરે છે. આગળ જતાં જૂઓ, જૂદી કોઠીઓ નજરે પડે છે. આ તો ભદ્રપુરીના જૂદા જૂદા સરદારના નિવાસસ્થાન છે. આ ડાબી બાજૂ તરફ બીજો ધોરી રસ્તો ફંટાય છે. અરે હા! અહીં જૂઓ, આ ભદ્રપુરીનું મુખ્ય ચૌટું છે. અહા! અહીં કેટલી બધી ગર્દી છે? અહીં કેટલી બધી લેવડ દેવડ થાય છે! આ ગર્દી વટાવી ચાલો, આપણે આગળ જઇએ. જૂઓ, આ જગદંબાનું વિરાટ્ મંદિર. સહસ્ર રશ્મિના અત્યંત ઉજ્વલ કરથી તેજોમય દિસતાં આ સુવર્ણ કળશ, અને શિખરો! આસપાસના ઉપમંદિર અને મુખ્ય મંદિરમાંથી થતા ઘંટનાદ, મનોહર વાદ્યધ્વનિ, શ્રુતિસુખાવહ ગાયનાલાપ! વેદપઠનરત બ્રાહ્મણોના ગંભીર અને ઉદાત્ત રવ કેવા

કર્ણમનોહર લાગે છે! ચાલો આ મહાદ્વારમાંથી આપણે અંદર પ્રવેશ કરીએ. જૂઓ આ ન્હાનકડો કુંડ છે! જૂઓ આ ભૂદેવનાં ટોળાં તેપરના પગથિયાંપર બેઠાં છે. દક્ષિણાની લાલસાથી તેઓ સત્વર ઉઠી ઉભા થાય છે. આ તો માતાજીનું મુખ્ય મંદિર. અહાહા શું આ સ્તંભની રચના છે. તેપરનું કોતર કામ પણ કેવું અનુપમ છે! આ મંદિર નિર્માણ કરતાં કેટલો બધો ખર્ચ થયો હશે! આ સ્તંભ કાળા પત્થરના છે. મુખ્ય દ્વાર જ જ્યાં માતાજીની મૂર્તિ છે તે સર્વે સ્ફટિકનો છે. અહીં સાયંકાળની આરતિ વખતે ભારે ભીડ થાય છે અને ભક્તોનાં ટોળાં દર્શન કરી કૃતાર્થ થાય છે. મંડળનાં માણસો પણ ક્રિયાકર્મ અર્થે અહીં પ્રસંગોપાત્ત આવે છે.

ચાલો! દેવમંદિરમાં દર્શનનો લાભ લીધો. હવે આપણે કયાં જઇશું? રાજવાડો તો હજી જોવાનો બાકી રહ્યો છે. ચાલો, ત્યારે આપણે એ તરફ વળીએ. આ પૂર્વાભિમુખ દ્વારથી બહાર પડીએ. આ ત્રિપોળ વટાવી કે રાજવાડાના પ્રાકારમાં આપણે પ્રવેશ કર્યો. આ રાજગૃહનો ભાગ ભદ્રશ્યામાના પૂર્વજોએ ઘણા કાળ ઉપર બાંધ્યો હતો. હાલના ભવ્ય મકાનમાં અને પૂર્વના મકાનમાં કેટલો ફરક જણાય છે? જૂદા જૂદા રાજ્યાધિકારીઓએ રુચિવૈચિત્ર્યાનુસાર આ ઇમારતના અનેક ભાગમાં ફેરફાર કર્યો છે, તે સ્પષ્ટ જણાઈ આવે છે. આ રાજવાડામાં આ સર્વ ભવનોમાં જે એક પ્રકારનું સૌંદર્ય જણાય છે, તે આણનાર ભદ્રશ્યામાના પિતા હતા. તેમના મરણ પછી ભદ્રશ્યામાએ પણ કુશળ કારીગરોને બોલાવી આની શોભામાં વધારો કર્યો છે. આ રાજવાડાના પૃથક્ પૃથક્ ભાગ એકમેક સાથે યોજી, તે સર્વમાં એક પ્રકારનો સંબંધ હોય, એમ સર્વને એકત્ર જોતાં ભાસ થાય અને સૌંદર્યમાં વૃદ્ધિ થાય, તે માટે આ રાજબાળાએ અગણિત દ્રવ્ય ખર્ચ્યું જણાય છે. આ ઇમારતોની બાહ્ય શોભા અને રચના જોતાં પ્રેક્ષકના મનમાં અનેક પ્રકારના વિચાર ઉદ્ભવ થાય છે અને તેને સાનંદાશ્ચર્યમાં લીન કરે છે. કાષ્ઠ પાષાણાદિકથી બનાવેલું આ રાજભવન નથી, પરંતુ, ભિન્ન ભિન્ન દેશના ઉત્તમ કારીગરોના પ્રચંડ બુદ્ધિસામર્થ્ય, અદ્વિતીય યોજનાચાતુર્ય, અતર્ક્ય રચનાકૌશલ્ય, અપૂર્વ શિલ્પજ્ઞાન નિપુણતાનું પ્રદર્શન હોય, એમ શું જણાતું નથી? પણ ચાલો આપણે આ સર્વ જોવાનું જરા હમણા તો રહેવા દઈ આ રાજ્યભવનની પેલી તરફ જે વિસ્તીર્ણ ઉદ્યાન છે, તેમાં જઈ જરા લટાર મારીએ. અહાહા! શી અપૂર્વ રમણીયતા! ખરેખર સાક્ષાત્ આ ઈંદ્રનું નંદનવન તો નથીને? અહા! જૂઓ લીલાં દૂર્વાંકુરથી જમીન કેવી છવાઈ ગઈ છે? અહાહા

આ મનોહર તરુવૃંદ કેવાં શોભાયમાન જણાય છે. ઉદ્યાનમાં કોઈ કોઈ સ્થળે વર્તુળાકાર ઘાસની ક્યારીમાં આ પુષ્પઝાડ રોપ્યાં છે. અહીં તહીં ફરવાને નિરનિરાળા ન્હાના મ્હોટા રસ્તા છે. અહીં આ ભાગમાં માત્ર ગુલાબનાં જ ઝાડ છે. અહા! જાણે ગુલાબવન જ હોયની! જૂઓ! આ તરફ વળો. અહીં આ મોગરાનું વન જ જણાય છે, નહિ વારુ? અહીં વળી આ ઝાડને કાપીને પક્ષીનો આકાર આપ્યો છે. અહીં આ લતામંડપ કેવો શોભે છે? આણી તરફ કંઈ જૂદા જ પ્રકારની શોભા જણાય છે. સ્વાભાવિક રીતે જાણે વનની બહાર હોય એવી રચના દીસે છે. અહીં માનવી કૃતિએ નિર્માણ કરી આ ભાગ બનાવ્યો જણાતો નથી. અહા જૂઓ! આ નારિયેળીનાં તરુવૃંદ! પવનમાં પોતાના કરપલ્લવ કેવી રુચિરતાથી હલાવે છે! આ મધ્ય ભાગમાં મોટું કૃત્રિમ સરોવર કેવું જણાય છે? તેમાં કમળ કેવાં ખીલી નીકળ્યાં છે? તેમાં આ જૂદા જૂદા રંગના મત્સ્ય કેવાં કૂદી રહ્યાં છે? આ ફળ વૃક્ષ, ફળોના ભારથી કેવા નમી ગયેલાં ભાસે છે! અહીં આ પક્ષીસમુદાયનો કલરવ કેવો કાનને મધુર લાગે છે? આ જલયંત્રો શું મોતીનો વર્ષાવ તો કરતાં નથી ને? આ સંગમરમરના પાષાણનાં આસનો આમ તેમ વિશ્રાંતિ આપવાને ઉત્સુક જણાય છે. આ ન્હાના મ્હોટા પદપથ, તેપર પાથરેલી નિરનિરાળા રંગની વાલુકા, તેની બન્ને બાજુએ પ્રેક્ષણીય વૃક્ષરાજી કેવી મનોહર દીસે છે? આ વૃક્ષકુંજ અને લતામંડપો થાકેલાને બે ઘડી વિસામો આપવા આમંત્રણ કરતી જણાય છે, નહિ વારુ? આ તો ઠીક. પણ આ મહા શ્રમ અને દ્રવ્ય ખર્ચી સંગ્રહ કરેલા પશુ પક્ષીના સમૂહ તરફ લક્ષ વળતું જ જોઇએ. સિંહ, વાઘ, આદિ હિંસક પ્રાણી, સસલાં, હરણ વગેરે અહીં એકઠાં કરેલાં છે. આ કૃત્રિમ તળાવપર જાતજાતનાં જળ સમીપ રહેનારાં પંખેરુઓ છે. હંસ ગરુડ વગેરે જૂદા જૂદા દેશના પક્ષી અને અરણ્યમાનાં પશુઓ મહા પ્રયાસથી સંપાદન કરી અહીં યથાસ્થાને રાખ્યાં છે. આ વિશાળ સંગ્રહમાં જ ઉદ્યાનનો કેટલો બધો ભાગ રોકાયો છે! અરે! પણ આ વૃદ્ધ મહારાજ નંદક કપાળે હાથ રાખી નીચું જોતા જોતા, જાણે મહા વિચારમાં હોય તેમ ધીમે પગલે ચાલે છે. આવા દેવોપમ સ્થળમાં મનુષ્યના સર્વ શોકજનક વિચારો શાંત પડે તેવા રમ્ય સ્થાનમાં, તેઓ ચિંતાક્લાન્ત શાથી જણાય છે? આપણે સાંભળીએ તે શું ધીમેથી બોલે છે?

"શું એ ખરી વાત!" મામા સાહેબ પોતાના મનમાં બબડે છે—"તેના સ્વાભાવની પરીક્ષામાં, તેના વર્તન સંબંધી અનુમાનમાં શું હું છેતરાયો? મારી ભૂલ તો નહિ હોય ને? આ એના મનનો ક્ષણિક ઉન્માદ હોય તો?

વૈભવના અત્યુચ્ચ શિખરપર જવાથી તેના મગજને ચકરી આવી તો નહિ હોય? તેને નહિ જોયેલો અધિકાર જોઈ તેની દૃષ્ટિને ક્ષણિક મોહ તો નહિ થયો હોય! હશે! જો એમ જ હોય તો હે પ્રભો! એ ઘણું જ સારું. અરે! પણ આ પગલાં કોનાં વાગે છે? કોઈ આમ આવતું જણાય છે."

આવો વિચાર આવતાં વૃદ્ધ મામા સાહેબે દુઃખદ વિચારથી ખેદજનક થયેલી મુદ્રા હમેંશની માફક શાંત અને ગંભીર કરી, અને પેલી તરફ લતાકુંજ તરફ નજર વાળી તો જેના સંબંધમાં તેના મનમાં વિચાર થયા કરતો હતો, તે જ ગૃહસ્થને પોતાની તરફ આવતાં દીઠો. આ ગૃહસ્થ કોણ? આપણો પૂર્વપરિચિત દારુક. ભદ્રશ્યામાની સાથે હવે તેના લગ્ન થઈ ગયાં છે, એટલે તે પોતાને એક મહાન્ રાજા જ લેખે છે. પોતે અંગપર ઘણોજ મૂલ્યવાન્ પોશાક ધારણ કર્યો છે અને ઉત્તમ આભૂષણ ધારણ કર્યાં છે. ગર્વથી તે નખશિખ ફૂલાઈ ગયેલ જણાય છે. વ્યસનાસક્તિ અને વિષયભોગની ઇચ્છા ચ્હેરાપર સ્પષ્ટ વ્યક્ત થતી જણાય છે. તે ચાલતાં લથડિયાં ખાય છે. તે આજ કાલ મદિરાદેવીની ભક્તિ મનઃપૂર્વક કરે છે, અને આને અંગે આંખ્યોમાં એક પ્રકારની ચમત્કારિક રક્તિમા આવી છે. એમના દેખાવ અને ચાલપરથી એમ સ્હેજ અનુમાન થઈ શકે કે માતાજીની મધુરૂપી મધુ પ્રસાદી હમણાં જ લીધી હોવી જોઇએ. સાથે અનુચર વગેરે કોઈ નથી. આથી કરીને તેમની દૃષ્ટિ આડ થઈ બાજુએ થવા મામાના મનમાં વિચાર આવ્યો, પણ તેમ કરવું બની શક્યું નહિ; કારણ કે, એટલામાં તો હૂઝૂર સ્વારી છેક મામાની પાસે આવી લાગી, અને મામાને પાસે આવવા ઈશારત કરી.

"અહો મામા તમેજ કે તે?" અભિમાન અને નિર્ભર્ત્સનાવ્યંજક સ્વરે મોટેથી રાજા દારુક બોલ્યો:-"હં: તે તમે જ છો! વારુ! વારુ! કંઈ હરકત નહિ. આ બાગમાં રાજકુટુમ્બના માણસો, કિંવા મહાન્ શ્રીમંત સરદાર મંડળીને જ ફરવાની છૂટ છે; છતાં તમારા જેવાને પણ આ જગાનો ક્ષણભર ઉપભોગ લેવા હું છૂટ બક્ષું છું."

"મારું આ સ્થળે આવવું જો અઘટિત દિસતું હોય,"-મામાએ ખિન્ન અને અવસન્ન મુદ્રાએ કહ્યું;-"તો મહારાજ! હવે પછી એવો અતિક્રમ ન થાય, તેને માટે હું સાવધગિરિ રાખીશ."

"આ બાબત વિષે તમે નિશ્ચિંત રહો," દારુકે જવાબ આપ્યો;-"તમને ક્ષણભર અહીં આવવા જવાની હું પરવાનગી આપું છું; પણ તમે કોણ? અને

તમારી સ્થિતિ શું? તેનું ભાન તમારે ભૂલવું નહિ. તમે રાણીના મામા છો, એમ જાણી વ્યર્થ અભિમાનથી ફૂલાઈ જતા ના. આજ સુધી તમારું જે એક પ્રકારનું સર્વ બાબતમાં વર્ચસ્વ હતું, તે હવે બધાને દેખાડતા ના. તમારે કેમ વર્તવું, તેને માટે હું આમ એક એક બાબતનો ઇશારો કરું છું."

"જો મારી જીંદગીમાં કોઈ પ્રસંગે અભિમાને મારામાં પ્રવેશ કર્યો હોય તો, બીજાપર વર્ચસ્વ ન મેળવવાને માટે બુદ્ધિ ઉત્પન્ન ન થાય તેની વ્યવસ્થા ઈશ્વરે પ્રથમથીજ કરી છે." મ્લાન અને સંતપ્ત ચ્હેરે, કરુણ સ્વરે મામાએ કહ્યું;–"આ ઉપરાંત મારી સ્થિતિનું ભાન કરાવી સાવધ રાખવા બે ચાર શબ્દોનો ઉપયોગ કરનાર માણસો પણ ક્વચિત્ મળી આવે છે."

દારુકનો સ્વભાવ ચિડિયો હતો. તેમાં વળી મદિરાની માત્રા વધી જતી હતી તેથી વધારે ચિડિયો દિવસો દિવસ થતો જતો હતો. મામાના સૌમ્ય ભાષણથી રાજા સાહેબનું મગજ તપી આવ્યું અને તેઓ બોલ્યા;–"મામા! મેં મારું પોતાનું ઉચ્ચપદ બાજુએ રાખી, તમને તમારા પોતાના હિતને માટે સદુપદેશના બે બોલ કહ્યા, તેપરથી તમને તમારું અપમાન થયું હોય એમ લાગે છે, નહિ વારુ? વળી કદાચ તમને એમ પણ લાગતું હશે કે, મારાપર તમારા ઉપકાર છે અને તે ઉપકારના બદલામાં મેં કંઈજ કર્યું નથી? ખરું કહો? બધી બાબત એકવાર સ્પષ્ટ કહી દો કે પછી કંઈ રહેજ નહિ."

"સ્પષ્ટ કહેવા જેવું રહ્યું છે શું?" મામાએ જવાબ આપ્યો;–"આપ રાજાધિરાજ છો અને હું–હું એક અત્યંત ક્ષુદ્ર અને અધમતમ પ્રાણી છું એમ આપ જણાવો છો."

"વળી ફરી એની એ વાત?" તોછડાઇથી દારુક બોલ્યો;–"તમને તમારી અધમ સ્થિતિનું સ્મરણ આપી શુદ્ધિમાં આણવાનો પ્રયત્ન કરનાર તરફ તમે તમારી નારાજી અને ગુસ્સો બતાવો છો? વારુ, પણ હું કોણ છું? તે તો તમારા લક્ષમાં બરાબર છેને? રાજવંશીનું શુદ્ધ લોહી મારી નસોમાં વહે છે. રાજકુળમાં મારો જન્મ છે. અને હવે હું અનર્ગ દેશનો રાજા બન્યો છું; એ તમારે વિસરવું જોઇતું નથી. ગમે તેટલા તોએ તમે એક ન્હાના ગામોના ઇનામદાર છો. રાણીની કૃપાને લીધે અહીં નિભાવ થાય છે એટલું જ."

"હા, જી! તે સર્વ મારા લક્ષમાં છે." મામાએ શાંતપણે જવાબ આપ્યો;–"રાણી સાહેબની કૃપા છે તેને માટે હું તમનો સદાનો ઋણી છું. તેમની કૃપાનો દુરુપયોગ મારે હાથે કદિ થયો નથી. તેમની સાથે કૃતઘ્ન થાઉં, એ કદિ બનવા જોગ નથી."

"દુરુપયોગ થયો છે-થયો છે, હું સાબીત કરી આપું." દારુકે વ્હીડાઈ કહ્યું;- "સાંભળો, વચ્ચે બોલતા ના. આપણી એકમેકની ગાંઠ અહીં પડી એ એક રીતે ઘણું સારું થયું છે. મારા મનના વિચાર તમને એકવાર સ્પષ્ટપણે જણાવવા એવો ઘણા દિવસનો મારો ઇરાદો હતો. આજ કાલ કેટલાક દિવસથી તમે કંઈ વિ-લક્ષણ દૃષ્ટિથી મારી તરફ જુઓ છો; તે ના કહેવાની હિંમત તમારાથી થાય તેમ નથી. બુદ્ધિથી, જ્ઞાનથી અને ગુણથી રાજપદે પહોંચવાની યોગ્યતા મારામાં અલ્પ છે, એમ તમારું ધારવું છે, નહિ વારુ? ખરું કહો? તમારી ઉપર ઉપરની દાંભિકતાથી આ દારુક ફસાય એમ નથી. સમજ્યા?"

"દાંભિકતા! શું કહ્યું! મહારાજ!" મૃદુભર્ત્સનાના સ્વરે મામા બોલ્યા;- "મહારાજ, એ આરોપને પાત્ર હું કદિ નથી."

"વારુ ત્યારે કહો કે આજ કાલ્ય તમે એક પ્રકારની ઘૃણામિશ્રિત દૃષ્ટિ મારા તરફ શા માટે ફેંકો છો? બોલો જોઇએ?" દારુકે કહ્યું.

આ શબ્દોથી વૃદ્ધ મામાની સતત નિર્વિકાર જણાતી મુદ્રામાં ફરક પડ્યો. આદરને લીધે નીચી રાખેલી ગરદન એકદમ ઉંચી ઝુકી આવી. નેત્રમાં એક પ્રકારનું તેજ ચમકવા લાગ્યું. તે હમેંશના કરતાં ઉચ્ચ અને સકંપ સ્વરે બોલ્યા;- "શું મહારાજની એવી ઇચ્છા છે કે હું મારો મનોભાવ સાફ સાફ જણાવું?"

"અવશ્ય! ત્યારે હું કયારનો કહું છું શું? હું તમને આજ્ઞા કરું છું કે તમારા મનમાં જે કંઈ હોય તે સ્પષ્ટપણે જણાવો." એટલું કહી દારુક કુતૂહલતાથી મામાના સ્હામું જોઈ રહ્યો અને પછી તેણે તિરસ્કારદર્શક ખડખડાટ હાસ્ય કર્યું.

"જો મહારાજની એવીજ આજ્ઞા છે તો તે મારે અવશ્ય પાળવી જ જોઇએ." દારુકના હસવા તરફ દુર્લક્ષ કરી મામાએ જવાબ આપ્યો;-"હું જાણું છું કે હું એક યઃકશ્ચિત મનુષ્ય છું અને મહારાજે પોતે પણ તેનું સ્મરણ આપ્યું છે. ગમે તેમ પણ એક સમયે આ ક્ષુદ્ર મનુષ્ય મહારાજના પ્રેમ અને વિશ્વાસને પાત્ર હતો, એ બરાબર મારા સ્મરણમાં છે. આપ ભદ્રશ્યામાને પ્રેમની નજરથી જોવા લાગ્યા. આપનો રાજકુંવરીપર પ્રેમ બેઠો; એ આપની ગુહ્ય વાત આપે પ્રથમ આ ક્ષુદ્રજનનેજ જણાવી હતી. રાજકુંવરીનું હૃદય આ બાબતમાં કેવું છે તે જાણી લેવાનું કામ આપે અતિ વિશ્વાસથી આ અધમને જ સોંપ્યું હતું. મેં તે કામ આપને સંતોષ થાય તેમ આપનું હિત લક્ષમાં રાખી પાર પાડ્યું. મારા હાથમાં જે જે ઉપાય હતા તે સર્વનો ઉપયોગ કરી આપનો અને રાજકુંવરી વચ્ચેનો પ્રેમ-રજ્જુ દૃઢ કરવા પ્રયત્ન કર્યા. અને તેમાં યશસ્વી નિવડ્યો. આ સર્વ શા માટે

કર્યું? રાજકુંવરી સાથે પાણિગ્રહણ કરવા જે કેટલાક જણ ઉત્સુક હતા તે સર્વમાં આપ યોગ્ય છો, એમ તે વખતે જાણીને જ. વળી આપ મને સ્નેહની દૃષ્ટિથી જોતા હતા. મને મમતા દર્શાવતા હતા તેથી રાજકુંવરીને અને આપને શ્રેયસ્કર ઘટના બની આવવા મેં આ સર્વ પ્રયત્ન કર્યા હતા."

"હાં બોલો, પછી?" વૃદ્ધ મામાના બોલવાથી લાલચોળ ચ્હેરો, હિંસક પશુવત્ દેખાવ ધારણ કરી દારુક બોલ્યો.

"મને કહેવા દ્યો મહારાજ?" ઉત્તેજિત થઈ રોષકમ્પિત સ્વરે મામાએ કહ્યું;–"જો આ સંબંધથી મારી ભદ્રશ્યામાનું કલ્યાણ નહિ થાય. તેના સુખની વૃદ્ધિ નહિ થાય એમ જો મને લવલેશ ખબર હોત તો, હું મરતાં સૂધી આ સંબંધ થવા દેત નહિ. મારાથી બનતું કરી જીવના જોખમે મેં એ સંબંધ અટકાવ્યો હોત. આપ પૂછો છો કે હું આજકાલ આપની તરફ વિલક્ષણ દૃષ્ટિથી જોવાનું ધાષ્ટર્ય કરું છું. હા, તે યથાર્થ છે. આપની જો આજ્ઞાજ છે તો હું સ્પષ્ટ કહેવાનું પણ ધાષ્ટર્ય કરું છું. અહા! આટલા અલ્પ સમયમાં–કંકણ દોરા છોડ્યાને વાર થઈ નથી, એટલામાં જેના સુખને માટે પ્રાણ આપીશ, જેને સંતોષ આપવા સદા તત્પર રહીશ; જેના હિતમાં મારું હિત માની લઇશ: એવી અનેક વેળા પ્રતિજ્ઞા મારી સમક્ષ લીધી હતી; તે આપની ગૃહિણી, આપના હૃદયમંદિરની પૂજ્ય પ્રતિમા–રાણી તરફ આટલી બધી બેદરકારી!! હરિ! હરિ! મહારાજ! હું આ ગુસ્સાના આવેશમાં બોલું છું એમ માનતા ના મહારાજ! હું રંક આપને અતિ નમ્રપણે યાચના કરું છું. હું આપને પગે પડી ભીખ માગું છું: કે મહારાજ! આપ આપના સુખનો તો કંઈ વિચાર કરો. આપે જે માર્ગે જવા માંડ્યું છે, તે માર્ગે આપનો વિનિપાત થવાનો સંભવ છે. જેમ મધપુડાની પાછળ મધલોલુપ મધમાખીઓનું ટોળું ભરાય, તે પ્રમાણે આપની આસપાસ જે ખુશામતિયાનું ટોળું ભરાયું છે, તે આપના કલ્યાણને માટે નથી. આપના શત્રુ કેટલા અને કેવા છે તેનો વિચાર કરો. સદ્‌ભાગ્યે જે રાજ્યના આપ ભાગીદાર થયા છો, તેનું શ્રેય કરવા તત્પર થાવ. હું ક્ષુદ્ર હઇશ, હું અધમ હઇશ, પરંતુ, આપે આ ઉચ્ચ પદ પ્રાપ્ત કર્યું ત્યાર પહેલાં આપના સુખને માટે રાત દિવસ પ્રયત્ન કરતો હતો તેના શબ્દોપર લક્ષ આપો."

"તમારું આ મહાભારત પૂરું થયું કે?" તિરસ્કાર અને ખિન્ન મુદ્રાએ દારુક મામા તરફ વળી બોલ્યો;–"અરે બુઠ્ઠા? તું મને બોધ કરવા આવે છે? તું પણ પોતાને બીજો શંકરાચાર્ય લેખે છે કે જે રાજાઓને પણ ઉપદેશ કરવાનું શૌર્ય

ધરાવતો હતો. હું કોણ છું તે તું જાણે છે? તું, એક ક્ષુદ્ર જંતુ, મને શિખામણ આપવા આવે છે? તારે માટે મને ઘણા દહાડાથી સંશય હતો; પણ, આજેજ તારા હૃદયના ઉભરા બ્હાર નીકળે છે. અત્યાર સૂધી જે ખોટો સ્વાંગ ધારણ કર્યો હતો, તે આજ ખુલ્લો થયો. રાણીની સાથે લગ્ન કરવાના કામમાં મદદ કરી, માટે તું એમ સમજતો હતો કે, હું તારા હાથમાં એક પુતળું બની જઇશ અને તું કળ ફેરવી મને તારી મરજી માફક નચાવીશ. નહિ વારુ? તું મને કેવળ નાદાન બાળક લેખતો હતો, પણ, છોકરા! હું અજ્ઞાન બાળક નથી. મને ઓળખ્યો કે હું કોણ છું? હું તારા હાથમાં રમકડું બનું એમ નથી. મૂર્ખ! હું તારા કરતાં વધારે ચાણાક્ષ છું. તારો તાબેદાર નથી પણ તારો સ્વામી છું. આમ માથું ઉંચું કરી મને બોધ કરવાનો રોફ રહેવા દે. ઝુકાવ તારી ગરદન; અને પગે પડી માફી માગ. એટલો પણ આભાર માન કે આજ સૂધી લાતોથી છુંદી આ બદશિકલ શરીરના ચૂરા કર્યા નથી."

મહારાવ નંદકે આ સર્વ અવહેલના અને મિથ્યારોપ શાંતપણે સાંભળ્યો. તેમનું અંતઃકરણ કલુષિત હતું જ નહિ. દારુક અપમાન કરવા માટે અપશબ્દોનું વર્ષણ કરે છે, એમ તેમના નિર્મળ હૃદયને ભાસ્યું નહિ. સુરાપાનના ઉન્માદમાં તે યદ્વા તદ્વા બકે છે, એમ જાણી તેઓ ચૂપ રહ્યા. નંદક માની અને વ્યવહાર-પટુ ન હતા એમ નહિ. છતાં આ સમયે પોતાના જમાઇના સર્વ બોલ સાંખી રહ્યા. તેમનું અંતઃકરણ અંદરથી ચીરાઈ જતું હતું. પરંતુ પોતાની પુત્રીવત્ ગણેલી ભદ્રશ્યામાનું હિત મનમાં આણી, શાંત પૂતળાની માફક સ્તબ્ધ રહ્યા. થોડીવાર પછી ખિન્ન વદને, ભગ્ન અંતઃકરણે, કરુણ સ્વરે તેઓ બોલ્યા;—

"ખરેખર મહારાજ! જો ઈશ્વરે આપને મારું અંતઃકરણ ચીરી જોવાની શક્તિ આપી હોત, તો આપ જોઈ શકત, કે આપે કરેલા આક્ષેપને કે આરોપને હું પાત્ર નથી. આપને કદાચ આવા ભાષણને માટે વિચાર કરી જોતાં પશ્ચાત્તાપ થશે. આપના તરફ લાગણીને લીધે આટલું બોલ્યો પણ પ્રભુ! તું જ ત્રાતા છે."

એકાએક મહારવ નંદકનો ચ્હેરો ભયભીત થયો. અને મૃત્યુની કરાલ છાયામાં કોઈ પકડાતું હોય તેની માફક અતિ ત્રાસથી ભીતિદર્શક શબ્દો તેમના મ્હોંમાંથી નીકળ્યા. વૃદ્ધ મામા અને દારુક આ પ્રમાણે બોલતા બોલતા જે ભાગમાં વ્યાઘ્ર, સિંહ આદિ હિંસક પ્રાણી રાખવામાં આવે છે, ત્યાં આગળ આવી પહોંચ્યા હતા. વાંચનાર! સારી રીતે જાણે છે કે, જે પાંજરામાં વાઘને રાખવામાં આવે છે તે બે ભાગમાં વ્હેંચી નાખેલું હોય છે. પાંજરાના મધ્ય ભાગમાં એક લોઢાનું

ચોકઠું હોય છે જે સરકાવીને વાઘને એક બાજૂએ કરી, તે ભાગને નિર્ભયપણે સ્વચ્છ કરવામાં આવે છે. પાંજરાના આગલા ભાગમાં બે મોટાં બારણાં હોય છે. આટલા ખુલાસાથી અમે જે પ્રસંગ વર્ણન કરવા ઇચ્છીએ છીએ, તે વાંચક સહજ સમજી શકશે.

મામા છેવટના શબ્દો બોલતા હતા, તેટલામાં એકાએક તેમની દૃષ્ટિ તે પાંજરા તરફ વળી. જે પાંજરામાં ભયાનક વિક્રાળ સિંહને પૂરવામાં આવ્યો હતો, તેનું બારણું ખુલ્લું હતું અને સિંહ બ્હાર કુદવાની તૈયારીમાં હતો. આ ભયંકર પ્રકાર મામાની નજરે પડતાં તેમના મ્હોંમાંથી "પ્રભુ! તું જ ત્રાતા છે! રે પિતા!" એ ઉદ્ગાર બ્હાર પડ્યા. મામાના મ્હોંમાંથી આ શબ્દો બ્હાર પડતાં અને ભયભીત ચ્હેરો જોતાં જ દારુકની નજર તે પાંજરા તરફ વળી. જોતાંની વાર તેના ગાત્ર ગળી ગયાં. તે ભયથી જમીનપર પડી ગયો હોત પણ જેમ એક બાળક ભય જોતાં માને ગળે વળગી પડે છે તેમ દારુક વૃદ્ધ મામાને વળગી પડ્યો. આણી તરફ સિંહ પણ પ્રાણુહારક ફલંગ મારવા તૈયાર જણાયો.

આજ પળે નંદકની નજરે એક બીજોજ પ્રકાર જણાયો. તે પાંજરાનો બીજો ભાગ ખુલ્લો હતો. તરતજ નંદકે કહ્યું;–"મહારાજ વચલું ચોખઠું પડેલું છે અને પાંજરાનો એ ભાગ ખુલ્લો છે. દોડો, દોડો, ઝટપટ અંદર પેસી જાઓ."

આ શબ્દ કાને પડતાં દારુકના લુલા પગમાં ચેતન આવ્યું. પ્રાણરક્ષાની આશા જણાતાં તેના અંગમાં વિદ્યુલ્લત્તાની ચંચળતા આવી. તે તરુણ રાજા ચમ-કારાની માફક પાંજરા તરફ ધસ્યો: અંદર ઘુસી ઝટ દરવાજો બંધ કરી દીધો: પોતાનો પ્રાણ બચાવ્યો. આ સર્વ ક્રિયા નિમિષાર્ધમાં બની અને એટલીજ ત્વરામાં એક અન્ય બીના પણ સાથેજ બની આવી. દરવાજો બંધ થવાના અવા-જની સાથે ચમકીને તે સિંહે બ્હાર ફલંગ મારી અને તરતજ વૃદ્ધ મામા તે ચમદૂતના તીક્ષ્ણ પંજાથી નીચે પડ્યા.

આ ભીષણ પ્રસંગે કોઇના પગલાં સંભળાયાં. અંગપર બખ્તર નાંખી સજ્જ થયેલ એક યોદ્ધો આ આણીને વખતે પરમેશ્વરે રક્ષણ અર્થે મોકલેલા દેવદૂતની માફક ત્યાં ઉપસ્થિત થયો. તેના હાથમાં નગ્ન તરવાર હતી. સિંહની દૃષ્ટિ આ નવા આવનાર તરફ વળી અને જેવો તે તેના ઉપર તલપે છે તેવીજ એક વિરાટ ગર્જના સિંહના મુખથી નીકળી. તે ફલંગ લેતાંજ પાછો પડ્યો. આવા ભીષણ પ્રસંગે એકાએક અહીં આવનાર કોણ હશે, તે વાંચનાર સમજ્યાજ હશે. તે કોઈ નહિ પણ રણધીરજ હતો.

# પ્રકરણ ૧૨ મું

## પંદર હજાર સોનામહોર

અસ્તાચલ સમીપ આવેલા સૂર્યના કિરણો રણધીરના અંગપરના બખ્તરપર પડી ચકમકતાં હતાં. હાથમાંની નગ્ન તલવાર વિદ્યુલ્લેખા પ્રમાણે દેદીપ્યમાન જણાતી હતી. આ યોદ્ધાનું ભયંકર સ્વરૂપ અને અંગપરના બખ્તરનો ચળકાટ અને હાથમાંના શસ્ત્રપરથી પરાવર્તન થતા સૂર્યતેજથી ચમકી તે ક્રૂર પશુ નન્દકને પકડવાનું છોડી એક બે કદમ પાછળ સર્યું. વૃદ્ધ મામાના શરીર પરનો બોજો દૂર થયો અને ક્ષણ માત્ર તેના પંજાના તડાકામાંથી છૂટ્યા ખરા; પરંતુ, આમ સાહજિક ભક્ષ્યસ્થાને પડનાર માનવી બળીને છોડવાની ઇચ્છા, તે ક્રૂર પશુને થઈ નહિ. તે ભયાનક પ્રાણી ચમકયું હતું. તેની ધગધગતા અંગારા જેવી બે આંખોમાંથી અગ્નિશિખા ઝરતી હતી. તે ઘડીમાં રણધીર તરફ અને ઘડીમાં નિશ્ચેષ્ટ પડેલા ભક્ષ્ય તરફ પોતાની આંખો વાળતું હતું. તેની પ્રચંડ ગર્જના હમણાં બંધ થઈ હતી અને તેને બદલે તેણે ઘુરકવા માંડ્યું હતું. તે યુવાન્ રાજા પાંજરાના સળિયામાંથી આ ભયાનક વ્યાપાર જોઈ રહ્યો હતો.

રણધીર પળ વિચાર કરવા રહ્યો નહિ. તે હિંસક પશુને ચમકેલું જોઈ રણધીર સમજ્યો કે એક જબરા આઘાતથી તે પશુ કાબુમાં આવશે. વિજળીની ત્વરાથી તેણે પોતાના હાથમાંની તરવાર ઉંચી કરી તેની ઉલ્ટી બાજુથી તે સિંહના માથાપર એક એવો ઝટકો માર્યો કે તે પ્રાણી બહેરું બઠ્ઠ થઈ ગયું. તેણે પોતાની ગરદન જમીન પર નાંખી દીધી અને એક કુત્રા માફક દીન બની ગયું. તેની આ સ્થિતિનો લાભ લઈ રણધીરે તેની કેશાવળી પકડી તેને તેના પાંજરા ભણી વાળ્યું. તે ભયભીત પ્રાણી તેના પાંજરામાં પેઠું કે તરત જ તેણે તે પાંજરું બંધ કરી દીધું. તે પરાસ્ત થયેલો વનરાજ પોતાના બે આગલા પગ વચ્ચે માથું રાખી શ્વાસ લેવા લાગ્યો.

આ વખતે આજુબાજુના ઝાડમાં માણસોનો પગરવ થયો. પરંતુ, આપણે અહીં જે મનુષ્યોની વાતચીત કરીએ છીએ તેમના સાંભળવામાં તે આવ્યો નહિ.

મામા એકદમ ઉઠી ઉભા થયા અને રણધીરને કોટી કર્યો. તેઓ ગળગળા થઈ બોલ્યા;—"રણધીર! રણધીર! આજનો ઉપકાર ફેડાય એમ નથી. જેવી રીતે શ્રીકૃષ્ણે એક વખતે ગજેન્દ્રની વહાર કરી હતી તેવી જ રીતે આજ આપે મને ભયંકર સંકટમાંથી મુક્ત કરી પ્રાણદાન આપ્યું છે."

"મેં કંઈ કર્યું નથી એ હું જાણું છું." રણધીર બોલ્યો;–"પણ પ્રથમ મને એ કહો કે આપને કંઈ ઇજા તો થઈ નથીને?"

"ના, કંઈ જ નહિ." મામાએ જવાબ વાળ્યો;–"તે પરમ કૃપાળુ પિતાની દયાથી તે પશુના દુષ્ટ પંજામાંથી કંઈ પણ જખમ થયા વગર બચી ગયો."

"વારુ પણ," રણધીરે પૂછયું;–"દારુકજી અહીં બાગમાં હતા. તેઓ સુખરૂપ છે ને?"

"અરે હા," રાજા સાહેબે પાંજરામાંથી જવાબ આપ્યો;–"હું તો સુરક્ષિત છું અને એ આફતમાંથી ઉગરી ગયો છું."

મામા બિચારા તાબડતોબ તે પાંજરા ભણી દોડ્યા અને લોઢાના ગજનું બારણું સરકાવી રાજા સાહેબનો કેદમાંથી છુટકારો કર્યો.

"સરદાર સાહેબ!" રાજાજીએ કહ્યું;–"તમે અહીં આવી પહોંચ્યા એ ઘણું સારું થયું. પણ હા, મામાસાહેબ ખરું કહું તો તમે મારી પાછળ આવો ત્યાર પહેલાં એકાએક એની મેળે બારણું પડ્યું અને બંધ થઈ ગયું. મેં તે બંધ કર્યું ન હતું. મેં તે ચોકઠાને હાથ સૂદ્ધાં લગાડ્યો ન હતો. કોણ જાણે એ શી રીતે થયું? એટલું તો ખચિત કે મારે હાથે તે થયું નથી."

"મહારાજ!" નંદકે કહ્યું;–"જો તે હિંસક પશુએ મને પ્રાણઘાતક જખમ કર્યો હોત અને અત્યારે હું રુધિરપ્લાવિત દશામાં હોત; એ સમયે પણ 'આપ સુરક્ષિત છો, એટલું સાંભળતાં હું સુખથી મૃત્યુ શરણ થાત."

દારુકનું શરીર હજી કમ્પતું હતું. તેના મનનો ગભરાટ હજી દૂર થયો ન હતો. જે બ્હીકથી તે અધમુઆ જેવી દશામાં આવ્યો હતો. તે બ્હીકની સાથે એક પ્રકારની શરમની લાગણી તેના મનમાં ઉત્પન્ન થઈ હતી. વિપદ્ગ્રસ્ત દશામાં સહાય કરવાને બદલે પુરુષને અનુચિત ભીરુતા તેણે દર્શાવી હતી, તેને માટે લજ્જા આવતી હતી, અને આ બાયલાપણું બીજાના જોવામાં આવ્યું તેથી તેને મનમાં દંશ થતો હતો. આ નામર્દાઈ તેણે વાતવાતમાં જ ઉડાવી દીધી હોત અથવા બીજી રીતે ટાળી હોત, પણ રણધીરની દૃષ્ટિ તેનાપર ચોંટી રહી હતી. તે નીચું જોઈ રહ્યો હતો. આ ભયંકર પ્રસંગે, કાંચળી ચુડો પહેરેલી સ્ત્રીની માફક પોતાના સંરક્ષણની યુક્તિ શોધી, બિચારા મામાને સિંહના ભક્ષ્ય માટે છોડી દીધા હતા, એ વાત રણધીરના લક્ષમાં આવી ચૂકી હતી.

"મને લાગે છે કે એ બાબતપર વિશેષ બોલવું નિરર્થક છે." રણધીરે તિરસ્કારમિશ્ર સ્વરે કહ્યું:

"નહિ, નહિ, એમાં શું કહેવા જેવું છે?" મામાએ કહ્યું;–"આપે કરેલા મહદુપકાર સંબંધી એકવાર અંતઃકરણપૂર્વક મારે કૃતજ્ઞતા દર્શાવવી–"

"મામાસાહેબ! જો કંઈ અલ્પ સેવા મારે હાથે થઈ હોય તો તેને માટે આપે એકવાર જે ઉદ્‌ગાર કાઢયા છે તે પૂરતા છે. હવે તેને માટે પુનરુચ્ચાર કરતા ના. હું કદાચ આભારના બોજા તળે ચગદાઈ જઇશ." એટલું કહી રણધીરે અતિ પ્રેમથી મામાનો હાથ પોતાના હાથમાં લીધો.

દારુકે કહ્યું;–

"પણ મારે તો આપનો ઉપકાર માનવો જોઇએ" "હું પણ આપના મતની સાથે મળતો થાઉં છું કે, આ સંબંધી ઝાઝી હો હા, કરવી નિરર્થક છે. મારું કહેવાનું તાત્પર્ય આપના સમજવામાં આવ્યું હશે. આ બનાવને પ્રસિદ્ધિ આપતાં, હું ભયાનક દશામાં હતો અને આ વૃદ્ધ મામાસાહેબ પણ તેવી જ સ્થિતિમાં હતા. એ જાણીને રાણીને ઘણું જ કષ્ટ થશે અને કદાચ તેઓ ગભરાઈ જશે–"

"મારા હોઠમાંથી આ બાબત વિષે," રણધીર શુષ્ક આદરથી લાગણી રહિત સ્વરે બોલ્યો; "એક અક્ષર બ્હાર પડશે નહિ."

"તો સરદાર! આજથી મને આપનો મિત્ર જ સમજી લ્યો."

કૃતજ્ઞતાપૂર્ણ આવેગનો દેખાવ ધારણ કરી ઉત્સાહ જણાવતો દારુક બોલ્યો અને સરદારના હાથ પોતાના હાથમાં લીધા. ઉપરના શબ્દો ઉચ્ચારતાં તેના અંતઃકરણનું કાલકૂટ વિષ બિંદુમાત્ર પણ ઓછું થયું નહતું. એટલું જ નહિ પણ તે અધિક થયું હતું. પોતાની નામર્દાઈ આ વીર પુરુષે જોઈ, એ વિચાર તેના મનમાં આવતાં રણધીર તરફ એક પ્રકારની દ્વેષબુદ્ધિ તેના મનમાં ઉત્પન્ન થઈ હતી.

રાજા સાહેબના ઉપર ઉપરના આ શબ્દો હતા એ કદાચ રણધીરના લક્ષમાં નહિં આવ્યું હોય; પરંતુ, તેનો ઉદાત્ત સ્વભાવ સદ્‌ગુણ તરફ લુબ્ધ થતો હોવાથી આ યુવાન્ રાજાના મિથ્યા શબ્દોનું ઇષ્ટ પરિણામ રણધીરના મનપર થયું નહિ. તેણે ડોક નમાવી હાસ્યયુક્ત મુદ્રાએ રાજાના વચનોનો આદર કરી મહારાવ નંદક તરફ વળી કહ્યું;–"મામા સાહેબ! આપને ઘણો ત્રાસ પડ્યો છે. ચાલો આપ રાજવાડામાં જઈ જરા વિશ્રાંતિ લ્યો તો ઠીક."

"મામા, મારી સાથે રાજગૃહમાં ચાલોને." રાજાજીએ કહ્યું;–"ત્યાં આપણે સર્વ યોગ્ય ઉપચાર કરીશું. શ્રમપરિહારક ઔષધ પણ મંગાવીશું. આપ પણ સરદાર અમારી સાથે આવશો ને?"

"ક્ષમા કરો મહારાજ!" રણધીર બોલ્યો;-"આ પશુગૃહનો રક્ષક કોણ છે? પ્રથમ તેની મારે શોધ કરવી જોઇએ. મને લાગે છે કે આ સર્વ પરિણામ તેના નિષ્કાળજીપણાનું છે અને એવા મનુષ્યને એ નોકરીપર રહેવા દેવો એ યોગ્ય નથી."

"ભલે આપ તેમ કરો," દારુક આજીજી કરતો હોય તેમ બોલ્યો;-"પણ આ બનાવ સંબંધી એક અક્ષર કાઢતા ના. આપ કદાચ જો તેને સખ્ત શબ્દોમાં ઠપકો આપશો, તો તે આજ કંઈ ભયંકર પ્રકાર બન્યો હશે, એવું અનુમાન તે કરશે. આથી નાહક બોભાટ થશે. કેમ સરદારજી! હું કહું છું તે ખરું કે ખોટું? તમે શું ધારો છો?"

રાજાના આ શબ્દોથી રણધીરને એક પ્રકારનો તિરસ્કાર અને હાસ્ય આવ્યું. તે દાબવાનો પ્રયત્ન કરતાં તેણે કહ્યું;-"મહારાજ! સ્વસ્થ રહો. જેના યોગે આજની બીના બની તે સંબંધી કંઈ પણ હકીકત મારે યોગે પ્રસિદ્ધિમાં નહિ આવે. એ હું ખાત્રીથી કહું છું."

આ બન્ને તરુણોનો સંવાદ ચાલતો હતો, તે વખતે મહારાવ નંદક થોડે છેટે ઉભા હતા અને આ બન્નેના સ્વભાવ અને વર્તનના વિચાર તેમના મનમાં ચાલતા હતા. 'એકમાં રાજપદને અયોગ્ય એવા સર્વ દોષ પરિપૂર્ણ હતા: બીજાના અંગમાં વીરને ઉચિત, સરદાર પદને યોગ્ય સર્વ ગુણ વાસ કરી રહ્યા હતા: એકનામાં ભીરુતા, દુરાગ્રહ, મિથ્યા ગર્વ સ્પષ્ટ વ્યક્ત થતો હતો: બીજાનામાં શૌર્ય, વીરત્વનો અક્ષય્ય વાસ જણાતો હતો. એક આત્મશ્લાઘાપ્રિય, મિથ્યા ડોળ ઘાલુ: બીજો મિથ્યા સ્તુતિને લાત મારનાર, પ્રતિષ્ઠાની પર્વા ન કરનાર, વર્તનનો સરલ: એકને પોતાનું હિચકારાપણું ઢાંકવા અતિ નીચ યુક્તિ શોધવાની ટેવ: જ્યારે બીજાને પોતાના મોટાં પરાક્રમ લોકોને જણાવવાનો અંતઃકરણથી કંટાળો. બન્ને વયમાં તરુણ, દેખાવમાં ફૂટડા, પણ, બન્નેના સ્વભાવમાં અને વૃત્તિમાં કેટલો ફરક! બન્નેના વર્તનની અસર પ્રેક્ષકના મનપર કેવી ભિન્ન!'

આવા વિચાર મનમાં ઘોળાતા હતા એવી સ્થિતિમાં દારુકની સાથે વૃદ્ધ નંદક રાજવાડા તરફ ચાલવા લાગ્યા. આ ભયાનક આફત બની તે સમયે વૃદ્ધ નન્દક આનંદથી પોતાના પ્રાણની આહુતિ દારુકના રક્ષણને માટે આપી હોત કારણ કે દારુક પોતાની લાડકી ભદ્રશ્યામાનો પ્રેમપાત્ર હતો. નન્દકની આત્મોત્સર્ગ કરવાની તત્પરતા, દારુકના સમજવામાં ન આવે, એવી તેની બુદ્ધિ મંદ ન હતી; પરંતુ, તેનો સ્વભાવ એટલો દુષ્ટ અને એવો તો નીચ હતો કે, નન્દ-

કના ઔદાર્યશીલ વર્તન બદ્દલ તેના મનમાં કૃતજ્ઞતાની લાગણી ઉત્પન્ન થાય, એ અશક્ય હતું. વૃદ્ધ મામાએ જે ઉપકાર કર્યો તેનું પરિણામ એ થયું કે નન્દકના માટે તેના મનમાં જે દ્વેષ હતો તેની માત્રા અધિક વધી. આમ થવાનું કારણ એ કે દારુકની પોતાની સ્વાર્થવૃત્તિ, બાયલાપણું અને નીચતા સ્પષ્ટપણે વૃદ્ધ મામાને જણાઈ આવી.

થોડે છેટે ગયા પછી કપટી દારુક સ્નેહ ભાવની પરાકાષ્ઠા દેખાડી બોલ્યો:-"થોડા વખતપર મેં આપનું અપમાન કર્યું. આપણા બન્ને વચ્ચે એવી જાતના વાક્પ્રહાર થયા, એ યાદ આવતાં મારું અંતઃકરણ ચીરાઈ જાય છે. પણ-ખરી વાત હવે મારે આપને મ્હોંએ કબુલ કરવી જોઇએ. વાત એમ હતી કે, મેં એકાદ બે પ્યાલા વધારે ચઢાવ્યા હતા અને તેથી જરા ઠંડા પવનથી મગજને શાંતિ થાય એવા ઇરાદાથી હું આ તરફ આવ્યો હતો. પ્રથમથી જ આજે મારો સ્વભાવ ખાટો થઈ ગયો હતો અને હું ચીઢાયલો પણ હતો તેથી જ મારા મોંમાંથી આજ એવા શબ્દો નીકળ્યા. પણ હું ધારું છું કે તમે તે માટે-"

"બસ થયું, મહારાજ!" નન્દક વચ્ચે જ બોલી ઉઠ્યા,-"આપના હિતને માટે હું સદા તત્પર રહું છું: આપના વિશ્વાસને અપાત્ર ન થાઉં, તેને માટે સતત કાળજી રાખું છું, એ વાત આપ કદિ પણ વિસરતા નહિ, કે તે પર શંકા લાવતા ના. એટલી જ મારી યાચના છે."

દુષ્ટ સ્વભાવના દારુકે આ વચનોનો ઉંધો અર્થ મનમાં લીધો. તેને એમ લાગ્યું કે વૃદ્ધ મામા પોતાની ઉદારતા દેખાડી મારા ક્લીબત્વની અપરોક્ષ રીતે મને યાદ આપે છે. આ વિચાર આવતાં તેણે પોતાના હોઠ કરડ્યા. પરંતુ અત્યારે વસ્તુસ્થિતિ એવી હતી કે, બ્હારથી સ્નેહનો ડોળ દેખાડ્યા વગર છૂટકો ન હતો; તેથી પ્રેમાળ અને મીઠાશ ભર્યા સ્વરે કહ્યું;-"આજે આપણે એકમેકના અંતઃકરણ સારી રીતે જાણી શક્યા અને હવે પ્રસંગોપાત્ત સારી રીતે જાણતાં થઇશું. પણ જુઓ મામા! આજે જે બનાવ બન્યો, તે ભદ્રસ્વામાને કાને ન જાય. સમજ્યા? હુંકે પણ કાઢતા ના-શું-"

"હું હજારવાર મોતને પતકરીશ પણ એક શબ્દ બ્હાર નહિ કાઢું." દયાર્દ્ર સ્વરે મામાએ કહ્યું. "મેં એકવાર વચન આપ્યું કે-"

"હા, હા, હું જાણું છું કે તમે એક વાર વચન આપ્યું તો પછી ફરવાના નહિ." તરુણ રાજા વચમાં જ બોલી ઉઠ્યો;-"આપની તો મને પૂરી ખાત્રી છે.

આપ ખરેખર વિશ્વાસુ માણસ છો. રાજહિતમાં સદા તત્પર રહો છો. પણ હેં મામા ! તે રણધીર કહ્યા પ્રમાણે વર્તશે ખરો કે ?"

"મહારાજ ! તેની ખાત્રી આ સેવક આપે છે. તે પોતાનું વચન પાળશે એની જુમ્મેદારી મારે માથે" નન્દકે કહ્યું.

"બસ્સ ! બસ્સ ! મારા રાજ્યના સ્તંભ ! આથી વધારે ખાત્રી મારે શી જોઇએ ?" દારુક બોલ્યો;–"પણ મામા ! રણધીરને આ સર્વ જરા નવાઈ ભર્યું લાગ્યું હશે. નહિ વારુ ? હું શું કહું છું તે સમજ્યા કની ? આપના જેવા વૃદ્ધ માણસને તે ક્રૂર સિંહને સ્વાધીન કરી, મેં મારું રક્ષણ કર્યું. માટે મામા ! જો પ્રસંગ મળે તો તરત એકાદ બે વાત કહી, કંઈ ઓઢવી દેજો. શું કહેવું ? તે તમારા જેવા ચતુર, અને ધૂર્તને કંઈ કહેવાની જરૂર નથી. માત્ર આ તમને કહ્યું એટલે તમે તે કરવાના એ બાબતની તો મને પક્કી ખાત્રી છે."

"મહારાજ ! આ બાબતમાં આપને કંઈ વધારે કહેવાની જરૂર નથી." નન્દક વચમાં જ બોલી ઉઠયા. "હું સંધિ સાધી તરત જ રણધીરને સમજાવી દઇશ."

"હું તમારો સદાનો ઋણી છું. મારાપર તમારા અતોનાત ઉપકાર છે," અતિ વિનય અને આર્જવયુક્ત સ્વરે દારુકે કહ્યું.

અહાં કયાં તે ઉન્મત્તપણાનો અને ગર્વનો તોર ! બે ઘડી પહેલાં બિચારા વૃદ્ધ મામાપર જોઇએ તેવા અપશબ્દનો વર્ષાદ વર્ષાવી, આનંદ માનનાર દારુક તે અત્યારે નંદકના પગની ધુળ પોતાના મસ્તકને લગાડવા તૈયાર થયેલ છે. આ કેવો વિસ્મયજનક ફેરફાર !! પોતાની આવશ્યકતા પ્રમાણે ઇષ્ટ કાર્યની સિદ્ધિ માટે નિર્લજ્જપણે ફાવે તેમ પરસ્પર વિરોધી વર્તન કરવા તત્પર થનાર તે જ ખરા કાર્યસાધુ ! નીચ અને નિંદ્ય તે તે જ.

અતિશય સ્નેહ બતાવવા મામાની ખાંધપર હાત નાંખી દારુકે કહ્યું;– "આજના તમારા અત્યંત ઉપકારના બદલામાં મારે તમને કંઈ બક્ષિસ આપવી જોઇએ. જૂઓ–"

"બક્ષિસ ! છીઃ મહારાજ !" નંદક–જેને બે ઘડી પૂર્વે દારુકના અપમાન ભર્યા શબ્દોથી જેટલો તિરસ્કાર છૂટયો હતો, તેટલો જ તિરસ્કાર અત્યારે તેના ચાટુ વચનથી આવ્યો હતો–તેણે કહ્યું;–"બક્ષિસની કંઈ જરૂર નથી."

પોતાનાપરથી મનુષ્યો જગતની ધારણા કરે છે. તેમાં પણ દારુક જેવા નીચ બુદ્ધિના તો ખચિત તેમ જ કરે છે. તેઓને લાગે છે કે જેવા આપણે તેવા જ સર્વ. પોતાનામાં સ્વાર્થવૃત્તિ હોય તો બીજામાં તે શા માટે ન હોય?

આપણે જો નિરપેક્ષ બુદ્ધિથી કોઇનું કામ કરતા નથી, તો બીજા શા માટે કરે? તો પછી બીજા પાસેથી કામ કરાવવાને લાંચ આપવી કે બક્ષિસનાં વચનો ભરપૂર આપવાં, એજ તેમના મનને યોગ્ય અને સ્વાભાવિક માર્ગ જણાય એમાં નવાઈ શી! દારુકને મામા પાસેથી કામ કાઢી લેવાનું હતું માટે તેણે પણ આ પ્રશસ્ત રાજમાર્ગ અવલંબન કર્યો. તેણે વૃદ્ધ નન્દકને આગ્રહપૂર્વક કહ્યું;–"મામા સાહેબ! આપ કહો છો તે ખરું. પણ આજના દિવસની યાદમાં હું તમને કંઈ સ્મરણ ચિહ્ન આપ્યા વગર રહેવાનો નથી. આ મારી આંગળીએ મૂલ્યવાન્ વીંટી છે." એટલું કહી તેણે ભારે ડોળથી હીરા માણેકના તેજથી સુશોભિત નાજુક હાથપર નજર નાંખી કહ્યું:–"આજ વીંટી મેં તમને આપી હોત પણ તે તો રાણીજીની ભેટ આપેલી છે. એમાંની એક પણ મારીથી આપી શકાય નહિ. કારણ કે તેમ કરવું એ તો એમને અપમાન કર્યા સમાન લાગે."

"મહારાજ! આપ એ આપો તોપણ મારાથી તે અંગીકાર કરાય નહિ." નન્દકે વચમાંજ કહી દીધું;–"આપ મને સ્વર્ગનું રાજ્ય આપો તો પણ મારે તેની ના જ પાડવી જોઇએ."

"મારું જરા સાંભળશો તો ખરા?" દારુકે કહ્યું:–"મારી પાસે એક મૂલ્યવાન્ કંઠો હતો. તે હું આજકાલ શોધી કાઢીશ. અને તે રત્નજડિત કટાર જેની આપે તે દહાડે ભારે પ્રશંસા કરી હતી, જે આપને ઘણી ગમે છે એમ પણ કહ્યું હતું—"

"મહારાજ! આપ એ બક્ષિસનું નામ દઈ મને શરમીંદો ના કરો." નન્દક વચમાં જ બોલી ઉઠ્યા:–"મેં એવું શું પરાક્રમ કર્યું છે કે હું એવી બક્ષિસની ઇચ્છા કરું? મને બક્ષિસ ફક્ષિસ કંઈજ જોઇતું નથી."

"આપને હું તે આપ્યા વગર રહેવાનો નથી." દારુકે સ્નેહ બતાવતાં હસ્તાં હસ્તાં કહ્યું:–"હું કાલેજ તે શોધી કાઢું છું. પણ હા! મને ઠીક યાદ આપ્યું. મારે કંઈ કામસર રાણીશ્રીને મળવાનું છે. ઠીક, મામા સાહેબ! તમને ફરી ફરીને કહેવાની કંઈ જરૂર નથી. તમે રણધીરને મળી કહ્યું તેની ગોઠવણ કરો. અને એ ધ્યાનમાં રાખજો કે એ સરદાર કોઇને મ્હોંએ એ વાત કહે નહિ. સમજ્યા કની?" આંખો મટકાવી ખોટું હાસ્ય કરી, અતિ આદરથી પ્રણામ કરી, દારુક રાણીના ભવન તરફ ચાલી ગયો. વૃદ્ધ મામા એક નિઃશ્વાસ નાંખી થોડીવાર સૂધી તે અદૃશ્ય થયો ત્યાં સૂધી તેની તરફ જોઈ રહ્યા.

રાજા સાહેબની મૂર્તિ દૃષ્ટિઆડ થતાં મામાએ ફરીથી એક દીર્ઘ સુસ્કારો નાંખ્યો અને ઉદ્વેગપૂર્ણ સ્હેરે મનમાં કહેવા લાગ્યા કે "અરેરે આ માત્ર બહીકણ

પુંછડી છે, એટલુંજ નહિ, પણ અસત્યવાદી પણ છે.” નન્દકને બરાબર માલમ હતું કે દારુકે જે કંડા શોધી કાઢવાનું કહ્યું હતું, તે અને તે રત્નજડિત કટાર બન્ને જણસો આગલે દિવસે મન્દાર્ક દેશના તે ધુતપટુ પ્રતિનિધિ જયંત અને શરાસન સાથે જુગારમાં ગુમાવી હતી.

નન્દક અને દારુક બાગમાંથી બ્હાર નીકળી રાજગૃહ તરફ ચાલી ગયા. પણ આપણે આ સ્થાને રણધીર શું કરે છે તે જોઇએ.

રણધીરે તે બનાવ પછી થોડીવારે આમતેમ નજર ફેરવી પણ આસપાસ કાંઈ જણાયું નહિ તેથી તે નિરાશ થઈ પાછો ફરવા માંડ્યો; એટલામાં પાસેની લતાઝુંડમાંથી કોઇના વસ્ત્રનો સરકાટ તેને કાને પડ્યો. આ અવાજ કાને પડતાં, તેના મનમાં આશાનો સંચાર થયો અને તેણે પાછાં વળી જોયું. આવા ઉદારચિત્ત વીરની આશા તૃપ્ત કરવી, એજ ઉચિત એમ લતાઝુંડને લાગવાથી કે અન્ય કારણથી તેણે લવંગિકાની લલિત મનોહર મૂર્તિને બ્હાર કાઢી. તેનો ચ્હેરો સફેદ પૂણી જેવો થઈ ગયો હતો. તેનું શરીર કાંપતું હતું, તેના હાથ પગ શિથિલ થઈ ગયા હતા. પણ તે આગળ સરકી અને પોતાના પ્રિયકરનું મુખદર્શન કર્યું કે તરત જ તેના ગાલપર સુરખી જણાવા લાગી. તેની આંખ્યો પુનઃ ચમકવા લાગી. તેના શરીરનો પ્રકમ્પ જતો રહ્યો અને ચ્હેરાપર પ્રસન્નતાની છાયા છવાઈ. લવંગિકાની મુખમુદ્રામાં આ સર્વ ફેરફાર શાથી થયો અને તેનું મૂળ કારણ શું તે રણધીર બરાબર તાડી ગયો.

પ્રિયે લવંગિકે” રણધીરે તેનો હાથ પોતાના હાથમાં લઈ પ્રેમ ભરેલ સ્વરે કહ્યુઃ–“અહો ઠરેલા સંકેત પ્રમાણે તું આવી પહોંચી? હું ધારતો હતો તું કંઈ કામમાં ગુંથાઈ ગઈ હઇશ. એમ ધારી હું જવાની તૈયારીમાં હતો, પણ તને અહીં આવતાં જોઈ મને આનંદ થયો.”

“પરાક્રમી સરદાર,” લવંગિકાના અંતરમાં જે લાગણી સ્ફુરી હતી તે તેના ચ્હેરામાં અને વાણીમાં સ્પષ્ટ થવા લાગી અને તે બોલી;–“પ્રિયતમ! હમણાં જે બનાવ બન્યો તે સર્વ મેં મારી આંખ્યે જોયો છે અને તે પછી જે વાતચીત થઈ તે પણ મેં સાંભળી છે. આપે તે વિકાળ પશુને આપના પરાક્રમથી વશ કરી પાછું પીંજરામાં હડસેલી કાઢયું. આ બ્હાદુરીનું અને ધૈર્યથી કરેલું યશસ્વી કાર્ય ગુપ્ત રાખવાને વચન આપ્યું એ સર્વ મેં નજરે જોયું. અને સાંભળ્યું.”

“એમ કે?” પોતે કરેલું અનુમાન બરાબર હતું એમ જાણી સંતોષી મુદ્રાથી રણધીર બોલ્યો;–“ત્યારે આપની સ્વારી અહીં આટલામાં જ હતી. ઠીક પણ એમાં મેં શું મોટું કામ કર્યું છે. એ તો એક સાધારણ બનાવ હતો.”

"એમાં વિશેષ શું હતું?" લવંગિકા ઉત્સાહથી અને આશ્ચર્યથી બોલી;- "એકાદ કુતરું જેમ પોતાના શેઠની લાકડી જોતાં જ બીને પાછું ફરે, તે પ્રમાણે તે ક્રૂર પશુ આપના શસ્ત્રથી બીને પાંજરામાં પાછું ચાલ્યું, તેજ વખતે હું અહીં આવી પહોંચી હતી. હું તો બીકથી એટલી ગભરાઈ ગઈ હતી કે, ચીસ પાડવાનું કરું તોએ મારા ગળામાંથી અવાજ જ નીકળે નહિ. જ્યારે તે પાંજરાનું લોઢાના ગજવાળું બારણું બંધ થયું અને આપને કંઈ થયું નથી, એ જોયું ત્યારે જ મારા જીવમાં જીવ આવ્યો. મેં એક આનંદનો નિઃશ્વાસ નાંખ્યો. પછી મામા સાહેબ તથા રાજાજીની વચ્ચે માંહોમાંહ જે વાતચીત થઈ તે સાંભળી. સરદાર! જો શૌર્યવાન્ તરુણ વીરના મોહક મુખને નિહાળી જોવાને ધાર્ષ્ટ્ય કરવાનો અધિકાર કોઈ કુમારિકાને હોય, તો તે અધિકાર અત્યારે મારો છે." એટલું કહી તેણે પોતાનો હાથ રણધીરના ડાબા સ્કંધ પર રોપ્યો, અને તે કુમારિકા તેના ચ્હેરા તરફ પ્રેમાર્દ્ર અને સાનુરાગ દૃષ્ટિથી જોઈ રહી.

રણધીર બોલ્યો;-"ચતુરા! તારા મોંએ આ શબ્દો સાંભળી મારા આનંદની આજ સીમા જ નથી. પ્રિયે! મેં સપ્રેમ અંતઃકરણે તારા કથનપર વિશ્વાસ રાખ્યો, એ મેં યોગ્ય જ કર્યું, એમ તું આજ તારા શબ્દોથી સિદ્ધ કરી બતાવે છે. શૈલશૃંગમાં નરેન્દ્રને ત્યાં બાગમાં મેં મારા અંતઃકરણની સ્થિતિ જણાવી હતી. મારા પ્રેમને ઉત્તેજન મળે એવાં વચનો તેં કહ્યાં હતાં, છતાં તેં કેટલીક સરતો કરી હતી. પ્રિય લવંગિકે! તે પરથી મને એમ લાગ્યું કે, તેં તારા મનની પૂરી પરીક્ષા કરવાને માટે, મને ના ન કહેવી પડે માટે એમ કહ્યું હશે. આપણે આ થોડા અઠવાડિયામાં અન્યોન્યને ઘણા પ્રસંગે મળવું થયું છે, છતાં આપણે એ બાબતને હોઠપર પણ આણી નથી. લવંગિકે! તું જ્યારે આમ સુયોગે અહીં આવી છું. અને વાત પણ તેં જ શરુ કરી છે, તો શુદ્ધ અંતઃકરણે, સ્પષ્ટપણે એક વાત પુછવાની છે. બોલો! બાળા! હું મારું આ અંતઃકરણ આપને સ્વાધીન કરું તે સ્વીકારવા રાજી છો?"

લવંગિકા નીચી દૃષ્ટિએ આ સર્વે સાંભળતી હતી. તેના ગાલ પર શરમના સેરડા પડ્યા હતા. પરંતુ રણધીરે જ્યારે પોતાનું બોલવું પૂરું કર્યું કે, તરત જ તેણે પોતાની ડોક સ્હેજ ઊંચી કરી નિષ્કપટ અને સપ્રેમ મુદ્રાએ રણધીરની સામું જોઈ બોલી:-

"આપ અતિ ઔદાર્યથી આપના અંતઃકરણ જેવી અમૂલ્ય વસ્તુની ભેટ આપો છો, તેની ના પડાય ખરી કે? સરદાર! હું અતિ આદરપૂર્વક તે સ્વીકાર કરું છું અને આપની એ ઉદારતાનો બદલો કંઇક અંશે વાળવો તો જોઇએ;

તો તેના બદલામાં મારે મારું શરીર અને મન આપનાં ચરણમાં અર્પણ કરવું જોઇએ, એમ હું માનું છું. પણ તેપર મારો હવે અધિકાર ક્યાં રહ્યો છે? આપે તે બન્નેને જિતી સ્વાધીન કરી લીધાં છે. અરે! પણ એક અબળાનું સર્વસ્વ હરણ કરી, તેને પોતાનું ઋણ ફેડવાને પણ અસમર્થ કરવી, આ શું શૂર કહેવરાવનાર પુરુષનું પરાક્રમ છે કે?"

લવંગિકાનાં આવાં વચનોથી રણધીરનું અંતઃકરણ આનંદથી ઉછળવા લાગ્યું. તેણે લવંગિકાને પોતાના ભુજપાશમાં જકડી લીધી. કપોલરૂપી સુવર્ણ પત્રપર ચુમ્બનની મહોર મારી પ્રેમનો કરાર ચિરસ્થાયી કર્યો.

આ થતાં ન થતાંમાં લવંગિકા રણધીરના બાહુમાંથી છૂટી થઈ, દૂર સરી, મર્યાદાથી ઉભી રહી અને કહેવા લાગી:-"રણધીર! આપનો પૂર્વે કરેલો કરાર હજી સુધી પૂરો થયો નથી, એ વાત વિસરતા ના. શૈલશૃંગમાં આપને કહ્યું હતું તે વાત ફરીથી સ્મરણ કરાવું તો આપ માઠું લગાડશો નહિ. રાણીસાહેબના રાજ્યમાં બંડખોરોનું બળ તૂટી જઈ જ્યાં સુધી તેમના સુખની ઇમારત શાંતિના સ્થિર પાયાપર આવે નહિ ત્યાં સુધી આપણે આપણા સુખનો સ્વપ્ને પણ વિચાર કરવાનો નથી."

"લવંગિકે!" રણધીરે કહ્યું:-"હું રાણીજીના શ્રેયને માટે મારો પ્રાણ સુદ્ધાં આપવા તૈયાર છું. મને લાગે છે કે, એ બંડખોરો બંડ ઉઠાવ્યા વિના રહેવાના નથી; અને એ પ્રસંગે જોજે કે, સંગ્રામમાં રણધીર રાણીની પાછળ નહિ પણ સૈન્યને મોખરે જ હશે."

"હું જાણું છું-મારી ખાત્રી છે, પ્રિયતમ!" લવંગિકા આનંદ અને વ્હાલ ભરી દૃષ્ટિથી રણધીર સ્હામું જોઈ બોલી;-"પણ વ્હાલા! કાકાસાહેબના પક્ષમાં માણસો થોકબંધ મળવા લાગ્યા છે અને બૌદ્ધમાર્ગીનું તેમને બળ છે. તેમનું સૈન્ય દરરોજ વધતું જાય છે."

"એક વાર રાણી સાહેબે રણધ્વજ રોપ્યો કે, તરત જ વફાદાર પ્રજાજનો નદીના સ્રોતની પેઠે આવી લાગશે અને જેટલા અસંતુષ્ટ લોકો આજ શત્રુસાલના ક્ષુદ્ર વાક્યને આશ્રય આપવા જાય છે, તેનાથી સો ગણાં માણસો, સાચા સિપાઇ, પોતાની રાજનિષ્ઠા બતાવવા દશે દિશામાંથી આવશે. પણ ખરેખર મને આશ્ચર્ય લાગે છે કે, હજી સૂધી લડાઇનું નિશાન રોપી, સૈન્ય તૈયાર કરવાને, યુદ્ધસામગ્રી એકઠી કરવાને, કંઈ જ વ્યવસ્થા થતી નથી. સૈન્યમાં માણસોની ભરતી થતી નથી. આજ્ઞાપત્રિકા બ્હાર પડતી નથી. એ શું? વિવાહના મંગલ-

વિધિને ઝાઝા દિવસ થયા નથી, માટે હમણાં શાંતિ ધારણ કરી છે, એમ પણ હોય?"

"રાણીને પોતાની ઇચ્છાથી સ્વસ્થ બેસી રહેવું પડે છે એમ નથી:" લવંગિકા બોલી;–"પ્રસ્તુત પ્રસંગે એમ કરવાની આવશ્યકતા પડી છે. અત્યારે તેઓ પ્રચંડ સૈન્ય ઉભું કરે, રણધ્વજ રોપે, અને સૈન્યનું સેનાપતિત્વ ગ્રહણ કરી બંડખોરોની સ્હામા થાય; પણ સાધન વગર સર્વ કામ અટકી પડ્યું છે. રાજના ખજાનામાં કંઈજ નથી. આવી ગંભીર વખતે પ્રજાજનોપર નવો વેરો નાખવો, એ ઇષ્ટ નથી. વાદળાં ચારે તરફથી ઘેરાવા માંડ્યાં છે. હું શું કહું? આપ સાચું માનશો?"

"તું કહે અને હું સાચું નહિ માનું?" રણધીર વચ્ચેજ બોલી ઉઠયો:–"શું છે કહો તો."

"એ જ કે ફક્ત પંદર હજાર મહોરના અભાવને લીધે આજ રાણી પોતાના રાજ્યના સંરક્ષણને માટે સૈન્ય ઉભું કરવા અસમર્થ છે." લવંગિકા બોલી.

"પ્રભો બદ્રિકેશ!" રણધીર બોલ્યો:–'શું કહ્યું? પંદર હજાર મહોરની તંગીને લીધે?"

"હા પંદર હજાર મહોર" લવંગિકા બોલી:–"રાણીના રાજ્યવૈભવ જોતાં તે એક ક્ષુલ્લક રકમ છે ખરી. પણ તળિયા ઝાટક થયેલા ખજાનાને માટે, કનિષ્ઠ સ્થિતિએ પહોંચેલા રાજકુટુમ્બ માટે, આવા વિલક્ષણ સંજોગો જોતાં તે રકમ ભારે છે, એમ કહેવું ખોટું નથી."

"પંદર હજાર મહોર?" વિચાર કરતો હોય તેવે સ્વરે આશ્ચર્યચકિત મુદ્રાએ રણધીર બોલ્યો:–"ફક્ત આવી નજીવી રકમ! આશ્ચર્ય?!"

"આપ શું કહો છો તે હું સમજતી નથી." લવંગિકા બોલી:–"આપના મનમાં કંઈ ગૂઢ વિચાર ચાલે છે એ શું?"

"પ્રિયે! તારું એમ કહેવું છે કની કે રાણીજી પાસે પંદર હજાર મહોર નથી." રણધીર બોલ્યો:–"અને તેથી તેઓ બંડખોરોની સામે સૈન્ય ઉભું કરવા અશક્ત છે."

"હા, તેમ જ." લવંગિકા બોલી:–"પોતાનું રાજઐશ્વર્ય એવું નબળું પડ્યું છે, રાણીજી, એ કોઇને જણાવી શકે નહિ. પોતાની મ્હોટાઇને ખોટું દેખાય એટલું જ નહિ, પણ શત્રુ પક્ષના જાણવામાં આ વાત આવે તો તેમના પક્ષને બળ આવે અને રાણીજીના પક્ષના માણસો હિંમત હારી જાય."

"આવી જ કંઈ હરકત આવી પડી હશે." રણધીરે કહ્યું:-"એમ મારું ધારવું હતું, પણ ખજાનાની આવી છેક સ્થિતિ થઈ હશે, એવી મારી કલ્પના ન હતી."

"હું આ કેવળ અનુમાનથી કહું છું એમ નથી." સચિંત મુદ્રાએ લવંગિકા બોલી:-"આજ સ્હવારે રાણીજીએ સેનાપતિને બોલાવ્યો હતો. અને આજ બાબતની તેઓ વાતચીત કરતાં હતાં. સેનાપતિનું કહેવું હતું કે, દુશ્મનોનો પરાભવ કરવાને ઓછામાં ઓછું દશ હજાર માણસોનું સૈન્ય તૈયાર કરવું જોઇએ અને તેટલાં માણસ જમા કરવાં એ કઠણ નથી; પરંતુ એને માટે યુદ્ધસામગ્રીમાં પંદર હજાર મહોર ઓછામાં ઓછી લાગે."

"વિલક્ષણ! ખરેખર આશ્ચર્યજનક એમાં કંઈજ શક નહિ." વિચારગ્રસ્ત ચ્હેરે રણધીર બોલ્યો:-"આ કંઈ અચાનક યોગ નથી, પણ ઈશ્વરી સંકેત જ જણાય છે. દુષ્ટ માણસોને શાસન કરવા માટે જે હજારો માર્ગ ઈશ્વરે નિર્માણ કર્યા છે; તેમાંનો એક માર્ગ ઈશ્વર જ આપણને બતાવે છે, એમ જ માનવું જોઇએ."

"આપનો કહેવાનો ભાવાર્થ શો? તે સમજાતું નથી" વિસ્મય અને કુતૂહલપૂર્વક રણધીરના સ્હામું જોઈ લવંગિકા બોલી.

"પ્રિય લવંગિકે!" રણધીર સંતુષ્ટ મુદ્રાએ બોલ્યો:-"જો દુશ્મનોના હથિયાર આપણા હાથમાં આવે અને તે જ હથિયારથી આપણે તેમના પર દાવ સાધીએ, તો આપણા પક્ષના માણસોને બમણી હોંશ થાય અને દુશ્મન પક્ષનું નાક કપાય કે નહિ?"

"પણ તેમ થાય શી રીતે?" લવંગિકા બોલી:-"જો એમ થાય તો દુશ્મનોનાં મ્હોં કાળાં જ પડે તો."

"આજ સ્હાંજે એક સપાટો મારવાનો મેં નિશ્ચય કર્યો હતો." રણધીર બોલ્યો:-"અને તેં કહી તે હકીકત મને તે વખતે ખબર પણ હતી નહિ. જો આજે એ કામમાં ફતેહ મળી તો બમણો લાભ થવાનો, એમાં કંઈ શક જ નથી."

"પણ તે સપાટો શાનો?" લવંગિકાએ પૂછ્યું:-"આ જ આપે ચિલખત ચઢાવ્યું છે તે કંઈ લઢાઇબઢાઇની તૈયારી તો નથી ને?"

"હા, તેટલા જ માટે." રણધીરે પ્રત્યુત્તર વાળ્યો:-

"લવંગિકે! આજથી સાતેક અઠવાડિયા પર તેં શૈલશૃંગના બાગમાં મને એક કાગળ આપ્યો હતો. તે તને યાદ છેની? જે--"

"આપે કાલે જ કહ્યું હતું કે, તેમાં શું લખ્યું છે તે હજી બરાબર સમજવામાં આવતું નથી." લવંગિકા બોલી.

"બરાબર તું કહે છે તે અક્ષરે અક્ષર ખરું છે." રણધીર બોલ્યોઃ–"આજ દોઢેક મહિનો થયાં તે ઉકેલવાને હું પ્રયત્ન કરતો હતો પણ ફાવ્યો નહિ અને અચાનક કાલે સંધ્યાકાળે તે સ્હેજમાં બેસી ગયો."

"શું તે કાગળનું લખાણ?" આતુરતાથી લવંગિકાએ પૂછ્યું.

"હા." રણધીરે પ્રત્યુતર આપ્યોઃ–"તેમાં આટલા જ શબ્દો છે. '"**નીકળવાનો સમય બદલાયો છે, રાણીજી સ્હવારે પાંચ વાગે નીકળશે. સાથે સ્વારમંડળીમાં કંઈ વધારો નથી.**'" વ્હાલી, એ ચીઠ્ઠીમાં લખનારનું નામ નથી, એ તને કહેવાની જરૂર નથી."

"બરાબર!" લવંગિકા તિરસ્કારભર્યે સ્વરે બોલીઃ–

"તે વિશ્વાસઘાતકી હો કે જાણભેદુ જાસૂસ હો. પરંતુ એ રાત્રિની સઘળી હકીક્ત જાણી, પછી તે કાગળ લખે અને તે પર પોતાનું નામ લખી પોતાના હાથ પગ કાપવા જેવું કામ શું કરવા કરે?"

"પણ જે કામને માટે હું તત્પર થયો છું તેને અને આ કાગળને શો સંબંધ છે, એ જાણી તને ખરેખર આશ્ચર્ય લાગશે." રણધીર બોલ્યોઃ–"તને તો ખબર જ હશે, કે કાલે રાત્રે રાજા સાહેબે પોતાના મિત્રો અને પરોણાને તે બાગના આરામગૃહમાં એક મિજબાની આપી હતી."

"હા, ત્યાં લગભગ આખી રાત ગાળી, માટે રાણીજીને ખોટું પણ લાગ્યું હતું;" લવંગિકા ખિન્ન સ્વરે બોલીઃ–"પણ શું કરે તેમણે પોતાનું દુઃખ મનમાં ને મનમાં જ દાબી દીધું, એમ પણ સાંભળવામાં આવ્યું હતું કે રાતે પાતાં ખૂબ ચીપાયાં હતાં."

"દારુ ઢીચવાનું પણ સારી પેઠે ચાલુ હતું. શું કહું? ત્યાં રાજભક્ત કહેવરાવનાર કેટલાક સરદારો અને કેટલાક દરબારી લોકો પણ હાજર હતા. વાસ્તવિક રીતે જોતાં, રાજા દુષ્ટ વ્યસનને આધીન થાય, તેમાં એ લોકો સહાય્ય આપે, એમાં એમણે શરમાવું જોઇએ. ત્યાં રાત્રે, અનિલરાય, યશવંતસિંહ, પ્રતાપસિંહ જેવા ભારે સરદારો તથા જયંત અને શશાસન જેવા રાજનીતિજ્ઞ અને શહાણા માણસો હતા. એટલું સારું હતું કે, તારી સખી અનુપમાના બે ભાઈ આ બધી ધાંધલમાં જરા પણ ભાગ લેતા ન હતા અને આ સિવાય બીજા પણ ત્યાં મોટા મોટા માણસો હતા. તેમનાં નામ કહે તો કહું?"

"બળ્યું એ નામાવળી સાંભળી મારે શું કરવું છે?" લવંગિકા બોલીઃ–"આપ આ સર્વ શી રીતે જાણી શક્યા, એ વાતનું મને આશ્ચર્ય લાગે છે.

કારણ કે આપ એ દારૂબાજ મંડળમાં ભાગ લેવા જાવ નહિ, એની મને પક્કી ખાત્રી છે."

"લવંગિકે તારું અનુમાન બરાબર છે." રણધીર ઉત્સાહથી બોલ્યો:–"મને આ સર્વ હકીકત શી રીતે માલમ પડી તે હું કહું. મામા સાહેબે, મારી તહેનાતમાં એક દક્ષ કરીને છોકરો આપ્યો છે. તે ઘણો ચબરાક છે, રાજા સાહેબના નોકરોમાં ભળી જઈ બધી બાતમી જાણી લે છે. કાલની આ બધી હકીકત તે જાતે જોઈ આવ્યો હતો અને સ્હવારે તેણે મને બધી હકીકત કહી. રાજાજીએ કાલે યથેચ્છ સુરાપાન કર્યું હતું અને તેના તાનમાં જયંત અને શરાસન સાથે તેઓએ ધૂત રમવા માંડ્યું. તેમાં કેટલી ભારે રકમ હારી ગયા અને તે ઉપરાંત નિશાની ધૂનમાં તેઓ એક હાર અને મૂલ્યવાન કટાર પણ ગુમાવી બેઠા. બળી તે હકીકત. પણ બન્યું એમ કે સ્હવારે હું બાગમાં દક્ષને સાથે લઈ ગયો. મનમાં એમ આવ્યું કે લાવ્યની તે આરામગૃહમાં જઉં. હું ત્યાં ગયો તો બાજઠો અને બેઠકો અસ્તવ્યસ્ત પડેલી હતી. સુરાહી અને પ્યાલા આમ તેમ પડેલા હતા. બાજી પાસા વેરંમ છેરમ હતા. આ સર્વ પરથી રાત્રે શું થયું હશે તેની સ્હેજમાં કલ્પના થઈ શકતી હતી. હું આમ તેમ ચિત્રો જોતો, આ સર્વથી કંટાળી, ત્યાંથી બ્હાર નીકળવાની તૈયારી કરતો હતો, એટલામાં મારા પગ નીચે કંઈ આવ્યું. ઉપાડીને જોયું તો એક ન્હાની રેશમી થેલી હતી. ઉઘાડીને જોઉં કે કોની છે, તે માલમ પડે તો પછી હું તે તેના માલિકને સ્વાધીન કરું, એમ કરી મેં ઉઘાડી. અંદર જોઉં તો થોડું નાણું અને ચીઠ્ઠીઓ હતી. ચીઠ્ઠી જોવા માંડી તો તેં જે આંકડાંની ભાષામાં લખેલો કાગળ આપ્યો હતો, તે જ પરિભાષામાં લખેલી હતી. આ જોતાંજ મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ."

"ખરેખર આ ચમત્કાર નહિ તો બીજું શું?" લવંગિકા આશ્ચર્ય પામી બોલી:–"તે પરમ દયાળુ પ્રભુ, જાણી જોઇને આપને અમુક વખતે ચોક્કસ સ્થળે જવાની પ્રેરણા કરે છે, કદાચ તેમાં આપને હાથે રાણીનું હિત થાય એવો સંકેત હશે. પણ વારુ આખરે તે થેલી કોની ઠરી? અને આપે તે પાછી કોને આપી વારુ?"

"હજુ તે મારી પાસે જ છે." રણધીરે કહ્યું:–"અને જ્યાં સુધી તે કોની છે તેની પક્કી ખાત્રી થાય નહિ, તથા તે પત્રોપરથી મને જે કપટજાળનો વ્હેમ આવ્યો છે. તે પૂરેપૂરી ઉકેલાય નહિ, ત્યાં સુધી એ સંબંધમાં કંઈ બોલવું નહિ કે કોઇને કંઈ કહેવું નહિ એવો–––"

"આપને જો એમ યોગ્ય લાગતું હોય;" લવંગિકા વચમાં જ બોલી ઉઠી:– "તો મને પણ કંઈ જણાવતા ના. આપ શહાણા છો. ચતુર છો: આપને શિખામણ આપવા જેટલી બુદ્ધિ મારામાં નથી."

"પ્રિય લવંગિકે!" રણધીર બોલ્યો:–"તારાથી છાનું રાખવા જેવું કંઈ જ નથી. હું આમ સંદિગ્ધ બોલું છું, એનું કારણ એ જ કે આપણું અનુમાન ખરું છે, એમ સિદ્ધ કરી બતાવાય એવો મક્કમ પૂરાવો મળે, ત્યાં સૂધી તું પણ આ બાબત વિષે ખબરદારીથી વર્તે. અને પ્રસંગ પડે તું પણ મારી માફક સંદિગ્ધ વચનો બોલી વળ મારી જતાં શીખે. ટૂંકામાં પ્રિયે, એટલું જ કે તારી પ્રિયતમ સખી, તે ઉમદા સ્વભાવની ચતુર રાણી સામે એક મોટું ભયંકર કાવત્રું રચાયું છે. જે–"

"કાવત્રું!" ભયચકિત સ્વરે લવંગિકા વચ્ચે જ બોલી ઉઠી: "અરર! શું કહો છો? તે બિચારીના નસિબમાં ઘડી પણ જંપીને બેસવાનું લખેલું જ નથી. રોજ નવાં સંકટો અને કાવત્રાં! પણ તે જગદંબાની એટલી દયા છે કે એ કાવત્રાંને પહોંચી વળવાનું સામર્થ્ય આપને આપ્યું છે. કહો? આપ આ કાવત્રાંને ખુલ્લું પાડી દુશ્મનની ઈચ્છા પૂરી ન પડવા દેવા યત્ન કરશો કે નહિ?"

"એવું એક પણ જોખમ નથી કે આ કામ પાર પાડવાને હું પત ન કરું. ગમે તે સંકટ આવે તો તેની પરવા ન કરતાં, કામ પાર પાડવા મેં નિશ્ચય કર્યો છે. મેં જે કામ માટે અત્યારે જવાનો ઇરાદો કર્યો છે, તેપરથી તારાં રાણી માટે હું કેટલી કાળજી રાખું છું, તેની તને ખાત્રી થશે. જે દાવ સાધવાનો છે તેની બાતમી મને એ કાગળોમાંથી મળી આવી છે. અરે! વખત તો થવા આવ્યો. મેં દક્ષને ઘોડો તૈયાર કરી અશ્વશાળા પાસે, મારી રાહ જોવા કહ્યું છે. ખરું જોતાં મારે તને આ સર્વ હકીકત અત્યાર પહેલાં કહેવાની હતી. પરંતુ તને વાત કરવા જેટલી ફુરસદ ન હતી, તેથી મેં તને અહીં મળવા આવવાને કહ્યું હતું."

રણધીર આ પ્રમાણે બોલતો હતો એટલામાં રણશિંગડાનો અવાજ થયો. જેથી બે ઘટિકા રાત્ર થઈ છે. એમ સૂચન થયું. રણધીર ચોંકીને બોલ્યો:– "અરેરે! બે ઘટિકા રાત્ર તો વહી ગઈ અને હજી કેટલું કહેવાનું બાકી છે. અહાહા! પ્રિયકર મનુષ્યના સમાગમમાં વખત કેવો જલ્દીથી ચાલ્યો જાય છે, તે જરા પણ જણાતું નથી."

"સરદાર!" લવંગિકા બોલી:–"મારે પણ હવે અહીંથી જવું જોઇએ. 'હું હમણાં જ આવું છું' એમ કહી ચાલી આવી છું."

"પણ મારે હજુ કેટલુંક કહેવાનું છે." રણધીર બોલી ઉઠયો.

"પ્રિયતમ!" સલજ્જ સ્વરે લવંગિકા બોલી:–"જો હું સ્વતંત્ર હોત તો અહીંથી ખસત પણ નહિ. આપનાથી છૂટાં પડતાં મને શું થાય છે, તે આપ જાણો છો?"

"હું સમજું છું." રણધીર બોલ્યો:–"પ્રિયજનના વિરહમાં સમય કેવો કઠિન જાય છે, તેનો અનુભવ મને છે. પણ, હાં! આજ રાણી વાળુ કયારે કરવાનાં છે?"

"હમેશના જેટલી જ રાત જવાની." લવંગિકા બોલી:–"પણ એમ પૂછવાનું કંઈ કારણ!"

"તમે સર્વ જમી પરવારી દિવાનખાનામાં હશો ત્યાં હું વખતે ફરીથી તારી નજરે પડીશ. જો દાવ સીધો પડ્યો તો એટલી રાતે એકદમ રાણીશ્રીની હજુરમાં તે પાછલા માર્ગે આવવાનું ધાષ્ટર્ય મારે કરવું પડશે. અરે! તું ચોંકે છે કયેમ! તું તારા આ પ્રિયકરને શહાણો માને છે તો પછી ખાત્રી રાખજે કે એને હાથે કંઈ અમર્યાદિત કામ નહિ થાય. વારૂ. મારે પણ વખત થવા આવ્યો. માત્ર કહું છું તે આપ ધ્યાનમાં રાખજો. વાત મનમાં જ રહેવા દેજો. ચતુરને ચતુરાઇ મારે શીખવવી પડે એમ નથી."

પોતાના પ્રિયકરના સ્કંધ પર માથું રાખી ગદ્દગદ્દ સ્વરે લવંગિકા બોલી:– "આપ ગમે તે કાર્યે સિધાવો. તે જગદંબા આપને એ કાર્યમાં, યશ આપે અને સુરક્ષા કરે એટલી જ મારી તેને યાચના છે."

આટલું બોલી તે પ્રેમી જોડું આલિંગન દઈ એકમેકથી છુટું પડ્યું. લવંગિકા ઝાડોની હારમાંથી રાણીના આરામગૃહ તરફ ચાલી ગઈ. રણધીર બીજી વાટે અશ્વશાળા તરફ વળ્યો. ત્યાં આવીને જુએ તો દક્ષ બે ઘોડા સજ્જ કરી અશ્વશાળાના બારણા આગળ ઉભેલો હતો. બન્ને જણા પોતપોતાના ઘોડા પર બેસી શહેર બ્હાર નીકળી પડ્યા.

દક્ષ તે ખરેખર દક્ષ જ હતો. તેનો ચ્હેરો મોહક, શરીર સુદૃઢ અને ચપળ હતું. સ્વભાવનો સાહસિક હોવાથી તેને સાહસ ખેડવાની હોંશ હતી. તેની બુદ્ધિ તીવ્ર હોવાથી તેનામાં મહત્વાકાંક્ષા પણ હતી. આવા સ્વભાવના માણસને રણધીરના હાથ નીચે ઉમંગથી કામ કરવા ગમે એમાં નવાઈ શી? પોતાના માલેક માટે આદર અને પૂજ્યભાવ ઉત્પન્ન થાય એમાં વાંચનારને નવાઈ નહિ જણાય. આ બાબતથી રણધીર પણ અજ્ઞાત ન હતો. તે દક્ષના સર્વ ગુણોથી પૂરતો વાકેફગાર હતો. તેને જનસ્વભાવના બારીક અવલોકનની ટેવ હોવાથી તે પોતાના તરૂણ નોકરનું બુદ્ધિસામર્થ્ય અને અંગબળ સારી રીતે

જાણતો હતો અને તે તેનો પક્ષપાતી હતો. દક્ષનું શિરસ્ત્રાણ અને વક્ષસ્ત્રાણ ચકચકીત હતું. તેનો ઇતર પહેરવેશ ઠીકઠાક હતો. શહેર બ્હાર ઘણે લાંબે ગયા ત્યાં સુધી આગળ રણધીર અને પાછળ દક્ષ બોલ્યા ચાલ્યા વગર રસ્તો કાપતા હતા. દક્ષિણ તરફ થોડે ગયા પછી મંદાર્કની સરહદ પાસે આવી પહોંચ્યા. અહીં રણધીરે પોતાના ઘોડાની લગામ પકડી ઉભો કર્યો અને દક્ષને જે થોડે અંતરે પાછળ ચાલતો તેને પાસે આવવા ઈશારત કરી.

"દક્ષ!" રણધીર બોલ્યો:–"તારા હાથમાં કેટલી શક્તિ છે તે બતાવવાનો પ્રસંગ આવી પહોંચ્યો છે. સમજ્યો?"

"આપના આ શબ્દોથી મને આનંદ થાય છે." ઉત્સાહ અને શૌર્યની છટા દર્શાવતા સ્વરે દક્ષ બોલ્યો:–"આપના જેવા પરાક્રમી વીરને લાયક આ નોકર છે કે નહિ તે દેખાડવાનો પ્રસંગ ક્યારે આવે એની હું વાટ જ જોતો હતો."

"થોડી જ વારમાં–થોડી પળમાં," રણધીર બોલ્યો:–તારે તારી તરવારને મ્યાનમાંથી બ્હાર કાઢવી પડશે. સમજ્યો? પણ દક્ષ! કદાચ સ્હામા પક્ષમાં માણસોની સંખ્યા અધિક હશે તો તું તારી તરવાર અજમાવતાં ખમચાઈશ ખરો કે?"

"સરદાર!" વિનયથી અને ચતુરાઇથી દક્ષ બોલ્યો:–"પ્રસંગ આવ્યા પૂર્વે ખાલી ટંફાસ મારવી એ આપના સેવકને યોગ્ય નથી. પણ આપ પૂછો છો તો મારે એટલું જણાવવું જોઇએ કે મારી બુદ્ધિ અને શક્તિના પ્રમાણમાં કોઈ પણ કામ કરવામાં પાછી પાની નહિ દેખાડું."

"શાબાશ, દક્ષ?" રણધીર બોલ્યો:–"જવાબ તો ઠીક આપ્યો. જો!" હમણાં જ મંદાર્ક દેશના ત્રણ સ્વારો આ તરફ આવશે. તેમાં એક અધિકારી અને બે તેના રક્ષકો છે. કંઈ ખાસ કારણસર મારે તેમને અહીં અટકાવવા છે. બોલ આ કામમાં તું મદદ કરીશને?"

"આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી કરીશ." દક્ષે જવાબ આપ્યો.

"તારા પ્રાણને ઇજા થાય તો મને દુ:ખ લાગ્યા વગર રહે ખરું?" રણધીર બોલ્યો:–"એ બોલ બોલવાની જરૂર નથી. દક્ષ! કદાચ તને એમ લાગશે કે કેટલા માણસની સાથે બાથ ભીડવાની જરૂર છે, એ જ્યારે મને પ્રથમથી માલમ હતું, ત્યારે વધારે સિપાઈ શામાટે સાથે ન લીધા? આનાં બે કારણો છે. એક તો એ કે જે કામને માટે આપણે અહીં આવ્યા છીએ, તે બીજા કોઇની જાણમાં આવે એ ઠીક નથી. અને બીજું એ કે તું અને હું બન્ને મળી આપણો હેતુ પાર પાડી પાછા ફરીશું એની મને ખાત્રી હતી.'

આ સિવાય ત્રીજું કારણ રણધીરે ઉમેર્યું હોત તો કંઈ ખોટું નહતું. રણધીરનો સ્વભાવ ઘણોજ સાહસિક હતો. ભયની તેને પરવા નહતી. એકલા હાથે તેને જોખમ ખેડવાની હોંશ હતી. તે કોઈ વખત વ્યાવહારિક દીર્ઘદ્રષ્ટિને અનુચિત ભીરુતા લેખતો હતો. નોકર પણ દૈવજોગે તેવો જ મળ્યો, તે પણ માલિકના જેટલો જ અવિચારી અને સાહસી તથા જીવનું જોખમ ખેડવામાં પાછો ન હઠે તેવો હતો. આ જોડી બરોબર નિર્માણ થઈ હતી. તેઓને ઝાઝી વાર સુધી રાહ જોવી પડી નહિ. થોડીજ પળમાં ઘોડાની ખરીનો અવાજ તેમને કાને પડ્યો.

"દક્ષ! મારી બાજુએ આવી ઉભો રહે." એટલું કહી રણધીરે પોતાના નોકરના ચ્હેરાપર એક નજર ફેરવી અને તેમ કરતાં તેને સંતોષ જણાયો. કારણ કે દક્ષના ચ્હેરાપર ભયનો લેશમાત્ર પણ ભાસ નહતો એટલુંજ નહિ; પણ, તેની મુદ્રાપર દૃઢતા, ઉત્સાહ અને આતુરતા સ્પષ્ટ વ્યક્ત થતી હતી.

રાત્રિના મંદ પ્રકાશમાં ત્રણ સ્વાર આવતા નજરે પડ્યા. આ ત્રણમાંનો એક જણ આગળ હતો અને બે તેની પાછળ ચાલતા હતા. ત્રણેક જણની પાસે રક્ષણને માટે તથા હૂમલો કરવાને મદદરૂપ શસ્ત્ર અસ્ત્ર હતાં. હાથમાં ભાલો, કમરે તલવાર, કટાર અને જમૈયા હતા. પાછળ ઢાલ ઝુલતી હતી. જે અગ્રેસર હતો તેનું વય ચાળીશ પીસ્તાળીશનું હતું. તેના બન્ને અનુચર સુદૃઢ, ચાલાક અને સશક્ત જણાતા હતા. પ્રત્યેકનું વય પચીશ ત્રીશના સિમાડા સમીપ હતું.

જે ઠેકાણે આ પરદેશીઓને રોકવાને રણધીર અને દક્ષ ઉભા હતા ત્યાં રસ્તો પહોળો હતો. તે પરદેશી ગૃહસ્થ અને તેના અનુચર ઝડપથી ઘોડા દોડાવતા આવતા હતા. રણધીર અને દક્ષ ધીમે ધીમે રસ્તાના મધ્ય ભાગમાં તેમની નજીક આવી લાગ્યા. "એક ડગલું આગળ ખસોના" રણધીર મોટેથી બોલ્યો:- "છો ત્યાંજ ઉભા રહો."

"આવા ધોરી રસ્તાપર ચોરી!" એટલું બોલતાંની વારમાં તે મન્દાર્કવાસીએ પોતાની તરવાર મ્યાન બ્હાર કાઢી.

"તમને ફાવે તે નામે અમને બોલાવો. માત્ર શસ્ત્ર નીચાં કરી એકદમ શરણે આવી જાઓ." એટલું કહેતાં રણધીરે પોતાની પ્રિય તરવારને કોષમુક્ત કરી.

તે મંદાર્કવાસી અને તેના બે અનુચરો આગળ આવ્યા. દક્ષ ઝટ લઇને એકની સ્હામે કૂદ્યો. જ્યારે બીજો પોતાના સ્વામીની મદદે દોડ્યો. અને રણધીર સાથે યુદ્ધમાં જોડાયો.

આ ધોરી રસ્તાપર તરવારના ઘાથી થતો રક્તપાત જોઈ વાંચકને ત્રાસ

કલ્પન્ન થવાનો સંભવ છે. ભલે એ યોદ્ધાઓ લડે. આપણે એટલીવાર ભદ્રશ્યામા ભોજનની તૈયારીમાં પોતાની સખીઓ અને મસલતગાર મંડળ સાથે શું મસલત કરે છે તે જોઇએ. અમાત્ય પ્રસેન, રાજરત્ન જયરાજ અને સિદ્ધરાજ પણ એક બાજૂએ બેઠા છે. ચાર સખીઓ રાણીની પાછળ બેઠેલી છે. માત્ર હજી સુધી રાજા સાહેબનું ઠેકાણું નથી. ભદ્રશ્યામાનો ચ્હેરો ઉતરી ગયેલો લાગે છે. જો કે તે હંમેશનો ઉત્સાહ ધારણ કરવા પ્રયત્ન કરે છે. કુસુમલતા અને અદ્રિલતાને પ્રસંગનું જ્ઞાન ન હોવાથી ઉચ્છૃંખલતા અને છીછોલાવેડા કરે છે, અનુપમા અને લવંગિકા ચિંતાક્રાંત જણાય છે. રણધીરે કહેલી બીના સ્મરણમાં હોવાથી લવંગિકા વારેવારે દરવાજા તરફ નજર નાંખે છે અને તે શું મહત્વનું કામ હશે, તેનો વિચાર કરે છે.

"મહારાજે 'હમણાંજ આવું છું.' એમ કહાવ્યું હતું છતાં હજી સૂધી કયેમ પધાર્યા નહિ વારુ?" પ્રસેનને વાતનો પ્રત્યુત્તર આપતાં રાણીએ કહ્યું:–"કારણ કે આવી અતિ મહત્વની બાબતમાં એમનો શો અભિપ્રાય છે એ જાણવાની અને તે બાબતમાં આપ સર્વની સાથે મસલતમાં ભળવાની જરૂર છે, પણ કોણ જાણે શાથી કંઈ વિલમ્બ થયો હોય એમ જણાય છે."

ભદ્રશ્યામા સ્વભાવે સરળ અને વિનયસંપન્ન હતી. તે સિવાય તેનો તેના પતિપર ગાઢ પ્રેમ હતો આથી કરીને તે પ્રત્યેક રાજકાર્યની બાબતમાં પોતાના સ્વામીને મહત્વ આપતી હતી. જો કે દારુકનું અનુચિત વર્તન અને બેપરવાઈ તેના અનુભવમાં આવવા માંડી હતી, છતાં તે પોતાના દુઃખને અંતરમાં દાટી દઈ, સુશીલ સ્ત્રીને યોગ્ય, આદર અને પ્રેમથી તે પોતાનું વર્તન રાખતી હતી. "આપશ્રીએ કહ્યું તેમ પ્રસંગ ઘણો જ બારીક છે." પ્રસેને જવાબ આપ્યો:– "અને આપના નિશાન નીચે રાજભક્ત પ્રજામાંના હજારો માણસો સંગ્રામ કરવા તત્પર છે.'

"એ ખરું." દુઃખદ સ્વરે રાણીએ કહ્યું:-"પણ સાધન વગર નિશાન રોપવું શા કામનું? જે હજારો માણસ તૈયાર છે, તેમને જોઇતાં શસ્ત્ર અને અન્ન વસ્ત્રનો બંદોબસ્ત કરવા નાણાંની અગત્ય છે, તેનું કેમ? મારા મનમાં એક વિચાર આવ્યો છે. આ મૂલ્યવાન અલંકાર આ કામમાં ઉપયોગમાં નહિ આવી શકે?"

"પ્રભુ એવો પ્રસંગ સદાને માટે દૂર રાખે." અમાત્યે કહ્યું.

"અરે દૈવ!" અદ્રિલતા બોલી:-"બા સાહેબ! શું આપના શરીરપરના આ અમૂલ્ય અલંકાર વેચી નાંખવા ધારો છો?"

"કે પછી કોઈ સાહુકારને ત્યાં મૂકવાનો વિચાર કરો છો?" કુસુમલતા બોલી ઉઠી.

અનુપમાની મુખમુદ્રા ખિન્ન થઈ. લવંગિકા સચિંત ચ્હેરે રણધીરને પોતાના કાર્યમાં યશ આવે તેને માટે ઈશ્વરને પ્રાર્થના કરતી દરવાજા ભણી જોઈ રહી.

એટલામાં રાજાની સ્વારી દિવાનખાનામાં દાખલ થઈ. સર્વ મંડળી બેઠી હતી તે એકદમ ઉભી થઈ. મહારાજ નિશામાં તર્ર હતા. તેમના પગ સ્થિર નહતા. આંખ્યો લાલ હતી. જેમ તેમ શ્રીએ પોતાની બેઠક રાણીની જમણી બાજુએ આસનપર લીધી, અને કહ્યું:—"અહો એટલામાં ભોજન અટોપાઈ ગયું અને અહીં સર્વ આવી બેઠાં છો? મેં જાણ્યું જે હજી ભોજનને અવકાશ છે. એમ ધારી હું ત્યાં એ લોકો સાથે બેઠો હતો."

"મહારાજ! આપની ઘણી રાહ જોઈ." ભદ્રશ્યામા બોલી:—"દશ ઘડી રાત તો ક્યારનીએ થઈ ગઈ છે. અમે જાણ્યું જે આપ કંઈ મહત્વના કામમાં રોકાયા હશો. અને હમણાં જ આવી પહોંચશો."

"શું એટલી રાત વીતી ગઈ?" રાજાજીએ કહ્યું:—"મને લાગે છે કે પહેરાવાળાની ગફલત છે કે, સર્વ ઘટીયંત્ર બગડી ગયાં છે."

"મહારાજ!" રાણી સૌમ્યપણાથી અને અતિ વિનયથી બોલી:—"સર્વ યંત્રો વ્યવસ્થિત છે. માત્ર કેટલીવાર સમય એવો ઝડપથી પસાર થાય છે કે આપણને તે જણાતું પણ નથી. વારુ. પણ આપ બરાબર અવસરે આવી પહોંચ્યા. આ પ્રધાનજી કંઈ અગત્યની બાબતમાં આપની સલાહ પૂછવા માંગે છે."

"એ બંડખોરોની જ બાબતને?" છાતી કાઢી, ગંભીરતાનો ડોળ ધારણ કરી દારુકે કહ્યું:—"જે બંડ કરવા તત્પર થયા છે તે સર્વે રાજદ્રોહી છે. અને તેમને મદદ કરનાર પણ રાજદ્રોહી ગણવામાં આવશે, તેમને સજા કરવામાં આવશે, એવી દાંડી પિટાવો."

"મહારાજ!" પ્રધાને કહ્યું:—"એવી દાંડી તો ક્યારનીએ પીટાવવામાં આવી છે. એથી થાય શું?"

"ત્યારે સૈન્ય તૈયાર કરી એ લોકને પકડી, એવી શિક્ષા કરવી કે ફરી ખોડજ ભૂલી જાય." રાજાએ કહ્યું:-"સર્વ સરદારોને આજ્ઞાપત્ર મોકલી લશ્કર એકઠું કરતાં શી વાર લાગવાની છે?"

"આપનું કહેવું યથાર્થ છે મહારાજ!" પ્રધાને જવાબ આપ્યો:—"અને આજ્ઞાપત્રો પણ મોકલવામાં આવ્યાં છે. વળી લોકો સૈન્યમાં જોડાવાને પણ રાજી છે. માત્ર—"

"તો પછી માત્ર ખાત્ર શું છે ?" ચીઢાઇને રાજાજીએ પ્રશ્ન કર્યો.

"માત્ર દ્રવ્યની અડચણ છે." અમાત્યે ધીમેથી જવાબ આપ્યો.

"આહ ! દ્રવ્ય ! દ્રવ્ય !" મહારાજ અધિક ચિઢાઇને બોલ્યા:-"એ દ્રવ્યની અડચણ સાંભળી સાંભળી મારા તો કાન દુઃખી આવ્યા. દ્રવ્યની અડચણ સદાજ રહેવાની કે શું ? મને પણ દ્રવ્યની જરૂર છે. નાણાં વગર ચાલે એમ નથી. યેન કેન પ્રકારેણ પણ જોઇશે જ. તો પછી એક નવો વેરો દાખલ કરવામાં શી હરકત છે ? વા બે ચાર શ્રીમંતો પાસેથી પૈસા કઢાવવામાં શી હાનિ છે?"

"તેમ થાય નહિ મહારાજ !" પ્રધાને નમ્રપણે કહ્યું:-"એ તો ભારે અન્યાય કહેવાય."

"જે વાત મારી અને રાણીશ્રીની આજ્ઞાથી કરવામાં આવે છે તે અન્યાય શી રીતે ?" રાજાએ તપી જઈ પૂછ્યું.

"મહારાજ ! જરા શાંત થાવ" રાણીએ તેમને શાંત પાડવા અતિ પ્રેમથી સૌમ્ય સ્વરે કહ્યું:-"આ પ્રજામાં બંડખોરોએ આપણા વિરૂદ્ધ અનેક ખોટી ખરી વાતો પ્રસરાવી છે. અને તેથી ઘણાંનાં મન ક્ષુબ્ધ થયાં છે. આપણે હાથે અત્યારે એક પણ એવું કામ ન થવું જોઇએ કે જેથી બંડખોરો ને પ્રજાને ઉશ્કેરવાને માટે બ્હાનું મળે. અને જો એમ થાય તો ભયંકર આફત ગુજરે. આ પ્રસંગ કેવો વિકટ છે ? મુખ્ય ભાંજગડ એ છે કે સૈન્ય ઉભું કરવા માટે પંદર હજાર મહોરની ઓછામાં ઓછી જરૂર છે અને તે ક્યાંથી આણવી ?"

"અને એના વગર લશ્કર તૈયાર કરાય એમ નથી." પ્રસેને કહ્યું.

"અને જો આ ઉગતા બંડને દાબી ન દેવાયું તો ચોમેર તેના તનખા ઉડશે," રાણીએ કહ્યું:-"અને કદાચ રાજગાદીને પણ ભારે જોખમમાં આણી મૂકશે."

મહા પ્રયાસે, અને અધમ યુક્તિઓથી મેળવેલો રાજમુકુટ જવાના ભયથી સચિંત સ્વરે રાજાએ પૂછ્યું:-"તો શું મામલો એવો છેક ગંભીર અણીપર આવી પહોંચ્યો છે?"

મામાસાહેબ નંદકને અંદર આવતાં જોઈ ભદ્રશ્યામા બોલી:-"આ મામાસાહેબ-આપણા સલાહકાર આવ્યા, મામાસાહેબ ! રાજસિંહાસનની સલામતી સૈન્ય વગર મુશ્કેલ છે. અને સૈન્યને માટે ઓછામાં ઓછી પંદર હજાર સુવર્ણ મુદ્રા વગર છૂટકો નથી. આપણે અત્યારે આવી જૂજ રકમ એકઠી કરવાની પંચાત પડી છે એ સર્વ હકીકત મહારાજને જણાવો."

"મહારાજ !" નંદકે ક્વચિત અંતરે ઉભા રહી પ્રત્યુત્તર આપ્યો:-"એ અક્ષરશઃ

ખરું છે. અને જે બાતમી મને મળી છે તે અતિશય ભયંકર છે. માટે જ હું આપની સમક્ષ એટલી ત્વરાથી આવ્યો."

"એવી તે શી ભયંકર બાતમી છે? મામાસાહેબ!" રાણીએ આતુરતાથી પ્રશ્ન કર્યો. દરબાર મંડળના સર્વ માણસો સંશયગ્રસ્ત અને ચિંતાતુર ચ્હેરાએ વૃદ્ધ નંદકની સ્હામું જોઈ રહ્યા.

"બંડખોરેએ પોતાનો મુકામ કલ્યાણપુર નજીક કર્યો છે.' મામાએ પ્રત્યુત્તર આપ્યો. તેમના સૈન્યની સંખ્યા વધતી જાય છે. અને એકદમ ભદ્રપુર પર ધસારો કરવા તે લોકનો ઈરાદો છે."

આ ભયપ્રદ સમાચાર સાંભળી રાજાજીની મુખમુદ્રા ધોળી પૂણી જેવી થઈ ગઈ. માત્ર રાણીનું ધૈર્ય ડગ્યું નહિ. તેનો ચ્હેરો ક્રોધથી લાલ થઈ ગયો. લવંગિકા ચિંતાતુર ચ્હેરે રણધીરની આવવાની પળો ગણતી દરવાજા તરફ જોઈ રહી.

"તો શું એ રાજદ્રોહી લોકોનો ખુદ રાજધાની પર ઘેરો ઘાલવાનો વિચાર છે." રાણીએ દૃઢતાથી કહ્યું:–"તો મેં પણ મારો નિશ્ચય કર્યો છે. મામા સાહેબ! તમે અત્યારેને અત્યારે કોઈ શ્રીમાન્ સાહુકાર કે કોઈ ઝવેરીને અહીં તેડી લાવો. તેમને જણાવો કે ભદ્રપુરની રાણી પોતાના અમૂલ્ય રત્ન, અને અલંકાર પંદર હજાર મહોર માટે વેચવા તૈયાર છે. જાઓ, મામા સાહેબ એક પળનો પણ વિલંબ કરો માં."

"એમ કરવામાં આ રાજ્યનો પરાપૂર્વથી ચાલતો આવતો સંપ્રદાય આડે આવે છે." મામાએ જણાવ્યું.

મામાનું આ પ્રમાણે બોલવું થતું તે વખતે અનુપમાએ અર્થસૂચક દૃષ્ટિ પોતાના પિતા તરફ નાંખી. અનલરાયે ઉઠી ઉભા થઈ રાણીના સિંહાસન સમીપ આવી કહ્યું:–"ભદ્રપુરના પ્રજાજનોનું કલ્યાણ ઇચ્છનાર મહારાણીને એવો શ્રમ લેવાની જરૂર નથી. રાજના દ્રવ્યથી પોષાતા સરદારો છેક મરવા પડ્યા નથી. જોકે મારી સ્થિતિ જોઇએ તેવી ઉન્નત નથી, છતાં શ્રીમાન્ વર્ગમાં મારું માન છે. આપ આજ્ઞા કરો. હું માત્ર બે ચાર દિવસ જોઇતી રકમ મેળવવા યત્ન કરીશ.'

"જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે," જયરાજ નામનો રાજનિષ્ઠ વૃદ્ધ સરદાર બોલ્યો:–"ત્યાં સુધી રાજરાણીના અલંકાર વેચવાનો પ્રસંગ આવે એ અમારાથી જોવાય નહિ. અમારા જીવતરમાં, અમારી રાજભક્તિમાં ધૂળ પડી કહેવાય. અમારી પાસે જે કંઈ છે તે રાજનું જ છે. રાજસેવાને માટે તૈયાર છે."

"રાજ્યના સ્તંભરૂપ સરદારો." રાણી ગદ્ગદ્ સ્વરે બોલી:–"રાજગાદીન

કલ્યાણુ માટે પોતાનો પ્રાણુ આપવા તૈયાર થનાર સ્વામીભક્ત માણુસો છે ત્યાં સુધી ઈશ્વર કૃપાથી આ રાજને કંઈ પણુ હાનિ નથી. સર્વ પ્રજા કંઈ કૃતઘ્ન નથી. પરંતુ જે રાજ્યભંડાર અવિચારીપણાને લીધે અસ્તવ્યસ્ત થયો છે, તેને માટે રાજના રક્ષક સરદારોને શ્રમ આપવા મારી ઇચ્છા નથી. વળી મારી રાજનિષ્ઠ પ્રજાને એમ જણાવવું જોઇએ કે તેમના હિતની આગળ તેમની રાણી પોતાના અલંકાર, રત્ન વગેરે અધિક પ્રિય ગણુતી નથી માટે એ અડચણુનો કંઈક તોડ કાઢીશું."

રાણીનું ઉપર પ્રમાણે ભાષણુ ચાલતું હતું એટલામાં પહેરાપર અગિયારનો ઘંટો થયો. લવંગિકાનું હૃદય ઉછાળા મારવા લાગ્યું. તે દરવાજા તરફ એક ટશે જોઈ રહી હતી.

એટલામાં દિવાનખાનાનું પાછલું ખાનગી દ્વાર ઉઘડ્યું અને બે માણુસો અંદર દાખલ થયા. એમાંના એકનાં કપડાં ધૂળમાં રગદોળાયલાં અને અસ્તવ્યસ્ત હતાં. તેના હાથ જકડીને પછાડી બાંધેલા હતા. બીજો ગૃહસ્થ તે આપણો પરાક્રમી તરુણુ રણુધીર હતો.

લવંગિકાને પોતાનું અંતઃકરણુ આનંદથી ફાટી જશે એમ તેને લાગ્યું.

"જે પંદર હજાર મહોરની રાણીશ્રીને આવશ્યકતા છે, તે તેમના ભાગ્યબળે તેમના ચરણુમાં આવી પડશે." રણુધીરે રાણીને પ્રણુામ કરી કહ્યું. સર્વ મંડળીના મુખમાંથી આનંદના, આશ્ચર્યના ઉદ્ગારો સાથે જ નીકળ્યા.

"ભદ્રપુરના સદ્ભાગ્ય!" રણુધીર બોલ્યો:—"વળી વધારે નવલ તો એ છે કે આપના દુશ્મનના પોતાના દ્રવ્યથી તેમની સાથે સંગ્રામમાં ઉતરશો. આપના સદ્ભાગ્યે આ વિલક્ષણુ પ્રસંગ બની આવ્યો છે. નીચ, અધમ બળવીરસિંહે આપની પ્રજામાંના રાજદ્રોહી બંડખોરોને મદદ કરવા આ મહોરો મોકલી હતી. અને તે લઈ આવનાર આ કુંતલરાય દૂત, આપની સમક્ષ ઉભેલ છે. કુંતલરાય! મહારાણીને ચરણે પડો. ભદ્રપુરના સૌભાગ્યને પગે નમી દયાની યાચના કરો."

એટલું કહી રણુધીરે તે કેદીને આગળ ધકેલ્યો. જે ઘુંટણે પડી માથું નીચું નમાવી પ્રણુામ કરવા લાગ્યો.

# પ્રકરણ ૧૩ મું

## આંકડામાં લખેલો પત્ર

ગયા પ્રકરણમાં વર્ણવ્યા પ્રમાણે, રાણી પોતાની મસલતગાર મંડળી સાથે વિચાર ચલાવતી હતી તે વખત એકાએક દિવાનખાનામાં દાખલ થયો. અને તે પણ એમને એમ નહિ. જે પંદર હજાર મહોરની આવશ્યકતા હતી, જે મેળવવાને માટે ભદ્રશ્યામા પોતાના અંગપરના દાગિના વેચવા તૈયાર થઈ હતી, તે પંદર હજાર મહોરોની થેલીઓ લઇને! આ મહોરો આવી કયાંથી? રાણીના દુશ્મન બળ-વીરસિંહે બંડખોરોને મદદ કરવા મોકલી હતી તે. પણ આ હકીકત રણધીરને ખબર કયાંથી પડી? નન્દક જેવા પાતાળયંત્રી, ચાણાકયનીતિનિપુણ જેવાને પણ આ બીના માલમ નહતી. આ વાત સઘળાને આશ્ચર્યકારક અને અદ્ભુત લાગી. તેઓ ચકિત થઈ રણધીરના સ્હામું જોઈ રહ્યાં. અત્રે એ પણ જણાવવું જોઇએ કે તે વખતની દશ હજાર મહોર તે અત્યારની વીસ હજાર મહોરની બરાબર હતી. જે વખતે રાજ્યભંડાર ખાલી હતો, નવા કર મૂકવાની સુગમતા હતી નહિ: આવા અતિ બારીક પ્રસંગે પંદર હજાર એકાએક હાથમાં આવી પડવી એ ઘણી મહત્વની બાબત હતી. અણીના પ્રસંગે રણધીરે રાણીની ભારે સેવા કરી એમાં પણ સંશય નહતો. એ પંદર હજાર મહોર દુશ્મનોના હાથમાં ન જવાથી તેમનું જોર નબળું પડી ગયું તથા એજ રકમ અણધારી રીતે રાણીશ્રીના હાથમાં આવતાં તેમના પગમાં જોર આવ્યું; એનો વિચાર કરીએ તો રણધીરે મોટો ઉપકાર કર્યો અને ડગડગતા રાજગૃહને એક મોટો ટેકો આપ્યો એમ લેખી શકાય.

આ પરથી અમારા વાંચનાર સમજી શકશે કે લવંગિકાને પોતાના પ્રિય-તમના પરાક્રમથી કેટલો આનંદ થયો હશે? અસુરોનો પરાભવ કરી, વિજય ડંકા વગડાવી, સુરેન્દ્રની સભામાં કોઈ વિજયી વીર ઉભો હોય, તેમ રણધીર લવંગિકાને ભાસતો હતો. તે કેવળ પરાક્રમી યોદ્ધો છે, એમ નહિ પરંતુ સદ્ગુણમૂર્તિ ભદ્રશ્યામાને મદદ કરવા પરમેશ્વરે મોકલેલો કોઈ દેવકુમાર છે એમ તેના મનમાં થતું હતું.

જ્યારે રણધીરે કુંતલરાયને આગળ ધકેલી રાણીના ચરણે પડી પ્રાણદાન માગવા કહ્યું ત્યારે તેણે સાષ્ટાંગ પ્રણિપાત કરી કહ્યું:–"દયાળુ મહારાણી! મારા કામ સ્હામું ન જોતાં એકવાર ક્ષમા કરી મને પ્રાણદાન આપવા દયા કરો."

"નહિ, કદિ નહિ." ક્રોધના આવેશમાં રાજાજી ગર્જી ઉઠ્યા:–"અધમ! નીચ! જે બંડખોરોનો મિત્ર છે. જે મારા રાજ્યને મારા હાથમાંથી ખૂંચવી લેવાને સામે થનારને સહાયભૂત થાય છે, તે લેશ માત્ર દયાને પાત્ર નથી." એટલું કહી થોડા ઘણા સંતાપને લીધે, થોડી સ્વાભાવિક ક્રૂરતાને લીધે, અને સુરા માતાના પ્રસાદથી ઉન્માદને લીધે વા ત્રણેના એકત્ર પ્રભાવને લીધે, દારુકે પોતાની તરવાર મ્યાનમાંથી કાઢી અને પોતાની યોગ્યતાનો વિચાર કર્યા વગર, પોતે ક્યાં છે? તે વિસરીને, તે જમીનપર પડેલા નિરાધાર નિ:શસ્ત્ર કુંતલરાયને મારવા આગળ ધસ્યો.

"આ શું! મહારાજ! આ શું!!" એમ કહી નન્દક જે પાસે જ ઉભા હતા, તેમણે આગળ સરકી રાજા સાહેબનો હાથ પકડી લીધો.

"નીચ, ડોકરા! તું મને અટકાવનાર કોણ?" એમ કહી દારુક વૃદ્ધ મામાના ઉપર ઉતરી પડ્યો.

ભર દરબારમાં આવા અપમાન ભર્યા શબ્દથી મામાને અત્યંત ખોટું લાગ્યું ખરું પણ પોતાનું અપમાન ગળી જઈ, લેશ પણ ગુસ્સો જણાવ્યા વગર શાંતપણે ઉત્તર આપ્યો:–"મહારાજ! ક્રોધાવેશમાં આપ જે કામ કરવા તત્પર થયા હતા, તે કામથી પાછળ ઉત્પન્ન થતા પશ્ચાત્તાપથી આપને બચાવવા માટે આપનો હાથ પકડ્યા. વળી અહીં કુસુમ સમાન કોમળ હૃદયની સ્ત્રીઓ સમક્ષ આવું કાર્ય થાય એ ઉચિત નથી, એમ ધારી આપને સાવચેત કરવા તત્પર થયો હતો."

ભદ્રશ્યામા બોલી:–"શાંત થાવ! શાંત થાવ, મહારાજ! "હું આપને પગે પડું છું." રાજાના હાથ પકડી કહ્યું:–"જરા ધૈર્ય રાખો. મામા સાહેબ! આપે જે કર્યું તે યોગ્ય છે. થોડીવાર પછી મહારાજને પણ એમજ લાગશે. મહારાજને ક્રોધ આવે એ સ્વાભાવિક છે. આવા પ્રસંગે હર કોઇને ક્રોધ આવે એમાં નવાઈ નથી. તો પછી મહારાજનો એમાં કંઈ જ વાંક નથી. જે માણસ તેના નીચ કામને લીધે હાથીના પગતળે છુંદાવવાને યોગ્ય છે, કિંવા શૂળીપર લટકાવવાને લાયક છે, તેવા નીચ માણસના રુધિરથી પવિત્ર તરવારનો સ્પર્શ થતાં અટકાવી આપે આ દરબારની આબરુ જાળવી છે. મામા સાહેબ! આપ એમના કહેવાથી માઠું લગાડતાના."

ભદ્રશ્યામામાં ખરું ડહાપણ અને દીર્ઘદૃષ્ટિ હતી તે આજ. તેણે પોતાના ભાષણથી પોતાના સ્વામીની મૂર્ખતાપર ઢાંકપીછોડો નાંખ્યો, એટલું જ નહિ, પણ મામા સાહેબનું અપમાન થયું હતું, તે તેમને ન લાગે તેમ કર્યું; અને

સાથે સાથે પોતાના સ્વામીને એ પણ જણાવી દીધું કે અપરાધીની તપાસ કરી તેને યોગ્ય શિક્ષા આપવાનું કામ તેનું પોતાનું છે. જે વખતે દારુક આ નિંધ કામ કરવા જતો હતો, તે વખતે રણધીર તેને અટકાવવા જતો હતો, પરંતુ, જ્યારે તેણે મામાસાહેબને તે કામ કરવા જતાં જોયા ત્યારે તે એકદમ અટક્યો અને મામા સાહેબની તરફ સંમતિદર્શક દૃષ્ટિપાત કર્યો. રાણીના ભાષણથી રાજાનો ગુસ્સો ટળી ગયો અને ભયંકર ભૂલ થઈ એમ તેને સમજાયું. હવે મુગા બેસી રહેવા સિવાય ગત્યંતર નથી, એમ જાણી બડબડાટથી કંઈ વળે એમ નથી એ સમજી ચૂપ રહ્યો. અને આસન પર સ્વસ્થપણે બેઠો.

"વીર સરદાર!" રાણીએ કહ્યું:–"આપે જે મહાન્ ઉપકાર કર્યો છે, આપે જે અમૂલ્ય સેવા બજાવી છે, તેની જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડી છે. આપે આજે જે કાર્ય કરું છે, તે આપે મને જીવિતદાન આપ્યા સમાન છે. આપે જે અલ્પ હકીક્ત કહી તે એટલી તો અદ્ભુત અને આશ્ચર્યજનક છે કે અમારાં સર્વના મન ચકિત થઈ ગયાં છે. આપે કરેલા મહત્કૃત્યની વિગતવાર હકીક્ત કહો કે આપના અતુલ્ય કામની અમને ખબર પડે."

"ભદ્રપુરના સદ્ભાગ્ય!" રણધીર બોલ્યો:–"ટુંકામાં હું એ હકીકત આપના ચરણમાં નિવેદન કરું છું. દૈવ સંજોગે એકાએક મારા જાણવામાં આવ્યું કે સંધ્યાકાળના અમુક વખતે બળવીરસિંહે મોકલેલો દૂત ભદ્રપુરમાં આવવાનો છે. તેની સાથે બે માણસો તેના રક્ષણ માટે રહેનાર છે અને બંડખોરોને મદદ કરવાને મંદાર્કના રાજાએ મોકલેલી પંદર હજાર મહોરો તેઓની પાસે છે. આ જાણી મેં તેમને રસ્તામાં અટકાવવાનો નિશ્ચય કર્યો. અને તેનું પરિણામ આપશ્રીને વિદિત જ છે. કુંતલસિંહ આપના ચરણે પડી જીવિત દાન માગે છે. તેના બે શૂર સાથીદારો ઝખ્મી થયા છે અને શહેરના સિમાડા નજીક એક ખેડુતના ઝુંપડામાં તેમને સારવાર માટે રાખી, તે ખેડુતને સ્વાધીન કર્યા છે. જેને માટે આ સર્વ કરવાની મને જરૂર પડી તે પંદર હજાર મહોર હમણાંજ આપના ચરણ આગળ રજૂ થશે."

આટલું કહી રણધીર તે જે દ્વારથી દાખલ થયો તે દ્વાર તરફ ગયો. સ્હેજ બારણું ઉઘાડી પોતાના તરુણ અને શૂર સાથીદાર સાથે પાછો આવ્યો અને પંદર હજાર મહોરની, જે ઘોડાપર સરળતાથી નાખી શકાય તેવી છ ઝોળી રાણીના ચરણ આગળ મૂકી. આમ કરતાં સુવર્ણનો કર્ણપ્રિય રણકાર થયો. તરતજ રાજા સાહેબના કાન ખડા થયા. તેમની આંખોમાં એક પ્રકારનું તેજ ચમકવા

લાગ્યું. આમાંની એકાદ થેલી પટકાવવા મળશે એવો વિચાર મનમાં આવવાથી પોતાની ઉદાસીનતા ક્યાંની ક્યાં ઉડી ગઈ અને ચ્હોં પર આનંદની છાયા પ્રસરી.

"અહો તરુણ!" રાણીએ દક્ષને ઉદ્દેશી કહ્યું:–"ખરેખર! તારા પરાક્રમી શેઠે આજે બહાદુરી કરી બતાવી છે, તેમાં તેં સહાય્ય કરી છે; એમાં કંઈ શંકા નથી. પણ આ શું! તારી બાંય પર લોહીનું ધાબું છે. તને ત્યાં કંઈ ઝખ્મ લાગ્યો છે એમ જણાય છે."

"નહિ બા સાહેબ!" દક્ષે જવાબ આપ્યો,–"એ તો માત્ર સ્હેજ ઉઝરડો છે. આપશ્રીની સેવા કરવામાં એથી વધારે ભયંકર ઘા લાગ્યો હોય તો પણ તે કંઈજ નથી."

"વારુ તો તારું નામ શું છે? તે તો અમને કહે–" રાણીએ કહ્યું:— "અને તારી સાથે બીજા કોણ સોબતીઓ હતા તેનાં નામ પણ જણાવ. જેમણે આ સરદારને સહાય કરવામાં મદદ કરી છે, તે સર્વને યોગ્ય બક્ષીસ આપવી એ અમારું કર્તવ્ય છે."

"દયાળુ રાણીજી!" કુંતલરાય જે જમીન પર પડેલો હતો અને જેના હાથ પાછળ બાંધેલા હતા, તેવી સ્થિતિમાં બોલ્યો:–"આ સરદારની સાથે માત્ર એક જ નોકર હતો અને તે આ તરુણ સિપાઈ. એ ખરી વાત છે કે એ સરદારે મારાપર કંઈજ ઉપકાર કર્યો નથી. છતાં પોતાના દુશ્મનના અંગમાં જો અસાધારણ વીરત્વ અને અલૌકિક પરાક્રમ હોય અને તે જો અનુભવવામાં આવે, તો તે કબૂલ કરવામાં એક ખરા સિપાઇને આનંદ જ થાય છે. માટે કૃપાળુ રાણી! મારે મોકળા મનથી કબૂલ કરવું જોઇએ કે જો આ તરુણ સિપાઇ અને સરદારજી અદ્ભુત ધૈર્ય અને હિંમતથી લઢયા ન હોત તો આજે જમીનપર લોટી, જીવિતદાન માગવાનો પ્રસંગ મારે આવ્યો ન હોત."

તે સ્હાંઝે શૌર્ય ને કસે એવું કામ શી રીતે કરવામાં આવ્યું અને કેવી રીતે ફતેહમંદ ઉતર્યું, એ બાબતમાં કુંતલરાયની સ્પષ્ટોક્તિથી તેનું મહત્વ ઘટયું નહિ પણ ઉલટું વધ્યું. તે દરબાર મંડળીમાં સર્વ જણ, અનલરાય, સિદ્ધરાજ, જયરાજ, લવંગિકા અને ખુદ રાણી પોતે આશ્ચર્યચકિત ચ્હેરે રણધીરના સ્હામું જોઈ રહ્યાં. માત્ર રાજાજીનું ધ્યાન તે સુવર્ણ મુદ્રાની થેલીએ આકર્ષણ કર્યું હતું. અને અદ્રિલતા તથા કુસુમલતા એક બીજાના કાનમાં ઘુસ"સ કરતાં હતાં.

"જો એવી સ્થિતિમાં તમે કેદ કરવામાં આવ્યા છો ...," રાણીએ કુંતલરાયને ઉદ્દેશી કહ્યું–"આ ઠેકાણે મારે અધિકાર ચલાવવો એ ઉચિત નથી. જેના

બાહુબળનું આ પરાક્રમ છે, તેજ તમને યોગ્ય લાગે તે શિક્ષા કરશે. રણધીરજી! આપને યોગ્ય લાગે તે પ્રમાણે આ ગૃહસ્થને શિક્ષા કરો."

રાણીએ આપેલા માનનો કૃતજ્ઞતાપૂર્વક સ્વીકાર કરી નમન કરી રણધીરે કહ્યું:-"દક્ષ એમને મુક્ત કર. જો રાણી સાહેબે કૃપા કરી તેનું શું કરવું, એ મારી મુન્સફી પર છોડ્યું છે, તો મારે પણ તેવીજ કૃપા બતાવવી જોઇએ. હું તમને જીવિતદાન આપું છું. એટલુંજ નહિ પણ તમને ખુશીમાં આવે ત્યારે ભદ્રપુરમાંથી જવાને છૂટ છે. મંદાર્ક જઈ બળવીરસિંહને થયેલી ફજેતી જણાવવી પડશે એ તમને પૂરતી શિક્ષા છે. અને આ સિવાય તે ત્યાં આપશે તે જૂદી."

દક્ષે હાથ છોડ્યા કે તરતજ કુંતલરાયે ઉભા થઈ પ્રથમ રાણીજીને નમન કરી, રણધીરને ડોક નમાવી. હાથ જોડી કહ્યું:-"જેને રાજાજ્ઞાનું પાલન કરવાનું હોય છે તેવાને પોતાની સદસદ્વિવેકબુદ્ધિને પ્રતિકૂલ કામ કરવાં પડે છે. મારી પણ તેવીજ સ્થિતિ છે. રાણીજી! જો હું ખરું કહું તો આજના આ કાર્યમાં મને અપજશ મળ્યો તેને માટે મને લવલેશ ખેદ થતો નથી. સરદાર શ્રેષ્ઠ રણધીર- રણધીર તરફ વળી-આપને વધારે શું કહું? આ જગતમાં કોઇને ઉત્તમમાં ઉત્તમ દાન કરવાની વસ્તુમાં પણ શ્રેષ્ઠ એવો જે પ્રાણ, તે આજે આપે મને બક્ષ્યો છે. આનો બદલો કોઈ પણ પ્રકારે શબ્દમાં કે કૃતિથી પણ દર્શાવવા હું અસમર્થ છું."

મંદાર્ક દેશના દરબારમાં બળવીરસિંહનો અતિ વિશ્વાસના અને ગુપ્ત કામ કરવામાં કુંતલરાય જમણો હાથ હતો, છતાં તે પોતે સંભાવિત અને કુલાચાર-સંપન્ન ગૃહસ્થ હતો. આથી કોઈ પણ નીચ કામ કરવા માટે તેની યોજના કરવામાં આવે તો તેથી તેને મનમાં ખરાબ લાગતું હતું. પણ તે લાચાર હતો. યોગીઓને પણ અગમ્ય એવો સેવાધર્મ-અને તે પણ બળવીરસિંહ જેવાના દરબારમાં એકવાર પત કર્યા પછી તેને પોતાની વિવેકબુદ્ધિને તિલાંજલિ આપવાનો પ્રસંગ આવે, કિંવા વક્ર માર્ગે જવાની આવશ્યકતા આવે, તો તેમ કર્યા વગર તેનો છૂટકો નહતો. કુંતલરાય રાણીને પ્રણામ કરી, રણધીરને નેત્ર સંકેતથી આભાર સૂચવી જવાને માટે તૈયાર થયો.

એટલામાં રાજાજીની કુબુદ્ધિ ફરીથી જાગ્રત થઈ અને વચ્ચે માથું મારવાનું મન થઈ આવ્યું. કુંતલરાયના સામું જોઈ કહ્યું:-"જરા થોભ, હજી જવાને ઘણીવાર છે. અમારે તને કેટલીક હકીકત પૂછવાની છે."

"ખરી વાત તો એ હતી કે રણધીરની બહાદુરી અને સદ્ગુણનાં વખાણ

રાજાજીથી સહન થતાં નહિ. તે મનમાં તેનો દ્વેષ કરતો હતો પરંતુ રણધીરનો તેને ભય પણ લાગતો હતો; આથી ઉઘાડે છોક તેનું અપમાન કરવાની હિંમત તેને થતી નહિ. રણધીરને પોતાની મરજી પ્રમાણે તે કેદીને જીવિતદાન અને સ્વાતંત્ર્યદાન આપવાનો અધિકાર મળ્યો, તે અધિકારથી તેણે પોતાની સુજનતા દરબારમાં દેખાડી, એક પ્રકારની મોટાઈ મેળવી, એમ રાજાજીના મનમાં થયું. તેથી આડકતરી રીતે તેને હલકો પાડવાની આ યુક્તિ શોધી કાઢી.

રાજાનાં વચનો સાંભળી કુંતલરાય પૂર્વવત્ પોતાની જગ્યાએ આવી ઉભો રહ્યો. તેને ઉદ્દેશી રાજાજીએ કહ્યું:–"બોલ, આ મહોરો કોને આપવાનો હુકમ હતો. અહીં ભદ્રપુરમાં તે કોને સ્વાધીન કરવાની હતી? કોની માર્ફત તે બંડખોરોને પહોંચાડવાની હતી? એ સર્વ બાબત અમારે જાણવી જોઇએ. એનો જવાબ અમને આપ."

"આ બાબતને લગતી જરૂરની સર્વ હકીકત મેં મેળવી લીધી છે." સૌમ્યપણે રણધીરે કહ્યું. અને સાથે સાથે ટોણો મારી સૂચવ્યું કે વચ્ચે માથું મારવું નકામું છે.

"રણધીર જેવો દક્ષ મનુષ્ય એ હકીકત મેળવવાનું વિસરી જાય એમ બનવું અશકય છે." રાણીએ કહ્યું.

"પણ તે અમારે જાણવી તો જોઇએ ને?" રાજાજીએ ચીઢાઇને જવાબ આપ્યો.

રાણીએ કુંતલરાયને જવાને માટે ઇશારત કરી. તે ફરીથી રાણીશ્રીને અને રણધીરને પ્રણામ કરી, રાજા સાહેબ તરફથી કંઈ પણ પ્રતિબંધ વગર ત્યાંથી ચાલી નીકળ્યો. દક્ષ પણ આપણું અહીં કંઈ કામ નથી, એમ જાણી ત્યાંથી બહાર ચાલી ગયો. રાણીએ થોડો ઉપહાર મંગાવી રણધીરને તે લેવા માટે આગ્રહ કર્યો. રણધીરે તેમાંથી થોડોક લઈ જરા પાણી પી, પછી રાણી તરફ જોઈ બોલવાની શરુઆત કરી:–"રાણીજી! બંડખોરોને મદદ કરવાને માટે બળવીરસિંહે, પુષ્કળ દ્રવ્ય સાથે પોતાના દૂતને મદદ કરવા મોકલ્યો હતો એની ખબર મને શી રીતે પડી? તે આપને નિવેદન કરવી એ મારું કર્તવ્ય છે."

રણધીરના મોંમાંથી આટલા શબ્દો નીકળતાંની વાર સર્વની આંખ્યો તેની તરફ વળી. લવંગિકા પણ રસથી એક ટશે તેની તરફ જોઈ રહી, કારણ કે તે રણધીરને સંધ્યાકાળે મળી હતી, છતાં સઘળી હકીકત રણધીરે તને કહી ન હતી.

"આજ સ્હવારે સ્હેજ ફરતાં ફરતાં આ થેલી મારા જોવામાં આવી.

ક્યાં અને કેવી રીતે તે કહેવાની જરૂર નથી." એટલું કહી રણધીરે તે થેલી રાણી પાસે મૂકી.

અદ્રિલતા અને કુસુમલતા એક બીજાના સ્હામું જોઈ રહ્યાં અને અદ્રિલતા કુસુમલતાના કાનમાં કંઈ ગણગણવા લાગી.

"આ થેલીમાં આંકડામાં લખેલા કેટલાક પત્રો મને મળી આવ્યા." રણધીરે કહ્યું:–"મહામહેનતે તે કાગળ ઉકેલવાની કૂંચી મેં શોધી કાઢી અને એમાંના ઉપયોગી પત્રોમાં શું લખ્યું હતું તે સર્વ મેં બીજા કાગળો પર સાદા અક્ષરોમાં ઉતારી લીધું. એમાં આજની બાબતને લગતો એક પત્ર હતો. તે મેં અક્ષરે અક્ષર ઉતારી લીધો છે અને તે આ." એમ કહી રણધીરે તે પત્ર કાઢ્યો અને કહ્યું:–"બળવીરસિંહના કપટનીતિપટુ અમાત્ય ચતુરસિંહનો લખેલો છે."

"તો તે ભારે મહત્વનો હોવો જોઇએ." રાણીએ કહ્યું:–"બળવીરસિંહ જેવા સમર્થ અને આપણી સાથે સંબંધ ધરાવનાર રાજન્, દ્વેષ અને ઇર્ષ્યાથી અંધ સમાન બની બળવાખોરોને ખાનગી રીતે મદદ આપવા જેવું નિંદ્ય કામ આચરે, એ તેમની બુદ્ધિને અને રાજનીતિને લાંછનાસ્પદ છે."

"ગમે તેમ પણ તેમની એ કૃતિથી આપણને તો હાનિને બદલે લાભ જ થયો છે." અનલરાયે કહ્યું.

"આપનું કહેવું યથાર્થ છે." રાણીએ કહ્યું:–"પણ રણધીરસિંહ! એમાં શું લખ્યું છે વાંચો તો જરા."

"રાણીજી! આ પત્રપર મિતિ જેઠ સુદ પાંચમની છે." પત્ર ઉઘાડી રણધીરે કહ્યું.

"અને આજ–આજતો જેઠ વદ બીજ છે. નહિ વારુ?" રાણીએ કહ્યું:–"વારુ પણ આગળ શું લખ્યું છે?"

"આ પ્રમાણે સરકાર!" એટલું કહી રણધીર કાગળ વાંચવા લાગ્યો:—

"ચતુરસિંહના પ્રણામ-વિ. શ્રીમંત સરકાર રાજરાજેશ્વર બળવીરસિંહના બૌદ્ધ ધર્મના પ્રચારાર્થ સદૈવ પ્રયત્ન ચાલુ છે. એ બૌદ્ધ ધર્મ પ્રસારમાટે ત્યાંનાં કેટલાક સરદાર અને સામંત પ્રભુ જે પ્રયત્ન કરી રહ્યા છે તે તરફ શ્રીમંત સરકારની સહાનુભૂતિ છે. અનર્ગ દેશની રાણીએ બૌદ્ધ ધર્મનો હ્રાસ કરવા માટે અને વૈદિક ધર્મને ઉત્તેજન આપવા માટે અનેક પ્રયત્નો કરવા માંડ્યા છે. બૌદ્ધ ધર્માવલંબી રાજાના માંગાનો તિરસ્કાર કરી, રાણીશ્રી એક સામાન્ય વૈદિક ધર્માભિમાની સરદાર સાથે પ્રણયસૂત્રમાં જોડાયાં છે. આ પરથી બૌદ્ધ ધર્મ પ્રતિ તેમનો તિરસ્કાર સ્પષ્ટ વ્યક્ત થાય છે. રાણીશ્રીના આવા પ્રકારનાં

કાર્યોથી મહારાજને ઘણોજ ખેદ થયો છે; પરંતુ અનંગ દેશના સન્માર્ગ ગતિમાન બૌદ્ધ ધર્માભિમાની લોકોને રાણીની આ નિંદ્ય કૃતિ માન્ય નથી. અને તેઓએ પોતાના સુખ અને જીવનની પરવા ન કરતાં કેવળ પોતાના બાહુ બળથી બૌદ્ધ ધર્મનો ઝુંડો ઉઠાવ્યો છે એ જાણી બલાઢ્ય મહારાજ બળવીરસિંહને અતિશય સંતોષ થયો છે. બૌદ્ધ ધર્મના લોપ થવાના ચિન્હ ચોમેર જણાય છે. એવી સ્થિતિમાં અમારા મહારાજના રાજની નિકટના રાજપ્રદેશમાં એ ધર્મને માટે પ્રયત્ન કરનાર જનોપ્રતિ ધર્મનિષ્ઠ મહારાજને ઉદાસીન રહેવું, યોગ્ય ભાસતું નથી. તેમાં સામંતસચિવ શત્રુસાલજી, રુદ્રસેનજી અને શ્યામરાય વગેરે માનનીય સરદારોના વિનતિપત્ર આવ્યા. અમારા દયાળુ મહારાજથી તેમની યાચનાને ના પાડી શકાય નહિ. માટે ઉપર નિર્દિષ્ટ–સદ્ધર્માભિમાની સજ્જનોના પ્રયત્નને થોડે ઘણે અંશે પણ સહાય્ય કરવી એવી મહારાજશ્રીની ઇચ્છા છે, એ ઉદ્દેશને ફળીભૂત કરવા શ્રીમંત સરકારે પંદર હજાર મહોરો ગુપ્તપણે મોકલવાનો નિશ્ચય કર્યો છે. આ કામને માટે રા. રા. સરદાર કુન્તલરાયની નિમણુંક કરી છે. આ કામ જલદીથી સિદ્ધ થાય તે માટે રા. રા. કુન્તલરાયનો પ્રવાસ ગુપ્તપણે થવો આવશ્યક છે. તે વિશ્વાસુ સરદાર ફક્ત બે તરુણ લડવૈયા સાથે આપની તરફ આવી પહોંચશે કે કોઇનું ધ્યાન ખેંચાય નહિ. કુન્તલરાય ભદ્રપુરમાં આવી સંકેત સ્થાનમાં મળશે. તેમની સાથે મોકલેલું દ્રવ્ય વિશ્વાસુ સરદારોને સોંપી, તે જેમ બને તેમ જલદી સામંત સચિવ શત્રુસાલની છાવણીમાં પહોંચે તેની વ્યવસ્થા કરજો. આ બાબતમાં તમને તમારી બુદ્ધિને યોગ્ય લાગે તેવા અનુકૂળ ઉપાયો લઈ ગુપ્તપણે બધું કામ પાર પડે તેની ખબરદારી રાખવા સૂચવવું એ નકામું છે. આપની ગોઠવણમાં કોઈ પણ પ્રકારની અડચણ ન નડે તેને માટે ઘટતો બંદોબસ્ત કરી કુંતલરાયને જેઠવદ બીજે દશ ઘડી રાતે ભદ્રપુરમાં પહોંચવા આજ્ઞા કરવામાં આવી છે. અને આ પત્ર તમને મળે એ હેતુથી મુદ્દામ સાંઢણીસ્વાર જોડે રવાના કરવામાં આવ્યો છે, કે સર્વ વ્યવસ્થા બરાબર રીતે કરવામાં કોઈ પણ પ્રકારની ન્યૂનતા ન આવે, ને રા. રા. કુંતલરાયને નિશ્ચિત કરેલે વખતે મળી શકાય. હાલ એજ. લેખનસિમા.

લિ૦ શુભેચ્છક
ચતુરસિંહ

આ પત્ર વંચાયો ત્યાં સુધી ભદ્રશ્યામા સ્તબ્ધ બેઠી હતી; પરંતુ વચ્ચે વચ્ચે તેની મુદ્રામાં ફેરફાર થતો હતો, તેપરથી બળવીરસિંહના આ ઘાતકી,

નિંદ્યવર્તન માટે તેના દિલમાં શું લાગતું હતું, તેની કલ્પના સ્હેજમાં થઈ શકે તેમ હતું. અનલરાય અને જયરાજના મુખમાંથી એકાએક તિરસ્કારદર્શક ઉદ્ગાર નીકળી પડ્યા; પરંતુ, રાજદરબારની પૃથા ધ્યાનમાં આણી તેઓની બુદ્ધિએ તેમની વાણીપર અંકુશ મૂક્યો. ખુદ્ર રાણી પોતે શાંત બેઠી હતી. એટલે અન્ય સર્વ તે પ્રમાણે શાંત હતાં. રાજાજીનું છીછોલાપણું અને વાકચાપલ્ય એકદમ ઉડી ગયું; કારણ કે અનર્ગ દેશની રાણી પ્રત્યે અને પોતાની તરફ બળવીરસિંહનો દ્વેષ કેટલો બધો છે અને તે વેર વાળવા શું નહિ કરે, એ વિચારે રાજાના મનમાં ગભરાટ પેદા કર્યો હતો. લવંગિકા અને ચતુરા ચિંતાતુર ચ્હેરે રાણી તરફ જોઈ રહ્યાં હતાં. માત્ર લવંગિકા કોઈ વખત આનંદથી રણધીર તરફ જોતી હતી. વૃદ્ધ નંદક કંઇક વિચારના વમળમાં ગર્ક થઈ ગયા હતા. અદ્રિલતા અને કુસુમલતા એક મેકની સ્હામે આંખોના અણસારા કરતાં હતાં.

આ વિલક્ષણ પત્ર વંચાઈ રહ્યા પછી દરબાર મંડળ ક્ષણવાર ચુપચાપ રહ્યું. અંતે રાણીએ કહ્યું:–"અમારા પડોશના રાજ્યના સ્વામી બળવીરસિંહને કટ્ટી અદાવત મારી પ્રત્યે છે, તે બાબતમાં કંઈજ શક નથી. આ પત્ર જ તેની પૂરતી સાક્ષી આપે છે. આપણી સાથે પ્રત્યક્ષ દુશ્મનાઈમાં ઉતરવાને કંઈ કારણ મળતું નથી તો દ્રવ્યની લાંચથી ઘર ફોડવાને પ્રયત્ન કરે છે. કેવી કુટિલતા!"

"વારુ, પણ આ પત્ર લખ્યો છે કોનાપર?" રાજાજીએ પૂછ્યું.

"આંકડાંમા લખેલા અસલ પત્રમાં કોઈનું નામ નથી." રણધીર બોલ્યો:–"પ્રથમ વાંચતાંનીવાર કોના ઉપર લખ્યો હશે? એ બાબતનું અનુમાન કરતાં લેશ અડચણ પડી નહિ; છતાં નિશ્ચિત નિર્ણયપર એકદમ આવવું, એ અપ્રશસ્ત લાગ્યું. પણ અનુમાન ખરું હતું એમ કુંતલરાય પાસેથી મળેલી હકીકતપરથી સિદ્ધ થાય છે."

"જો કંઈક અનુમાન કરવાનું સાહસ કરું તો," રાણીએ કહ્યું:–"મારે કહેવું જોઇએ આજ કાલ ઈતર રાજ્યના પ્રતિનિધિ-વકિલો આવાં વિશ્વાસઘાતનાં કામો કરવાનું પત કરી, પોતાના પવિત્ર હુદ્દાને કલંક લગાડે છે."

"તમે સર્વ તર્કના ઘોડા દોડાવો છો એ તો ઠીક." "રાજાજીએ રોષમિશ્ર લાડથી કહ્યું:–"પણ તે પત્ર કોનાપર લખવામાં આવ્યો હતો તે કોઈ જણાવશો કે નહિ. તમારા આ કોયડામાં આપણને કંઈ સમજણ પડતી નથી. પણ હા! આ રેશમી થેલી મેં કંઈ જોઈ છે ખરી–અરે! હા. યાદ આવ્યું. કાલે આરામગૃહમાં કોઈ મારી સાથે દાવ માંડી રમતું હતું તેની પાસે એ હતી."

અહિં કુસુમલતા અદ્રિલતાના કાનમાં ધીમેથી બોલી:–"મેં તમે કહ્યું નહોતું કે તે થેલી મારી ઓળખમાં છે. તું માનેજ નહિને ?"

"એમાં એક બીજો પણ કાગળ હતો." રણધીરે કહ્યું.–"જે મેં આપણી ભાષામાં ઉતારી લીધો હતો. પાછળથી કુન્તલરાયના કહેવાપરથી એમ જણાયું જે એ કાગળ શરાસનપર લખેલો હતો."

"આવ્યું ધ્યાનમાં." રાજાજીએ માથું ખંજવાળી કહ્યું:–"બરાબર,-છે-બરાબર કાલ રાત્રે મેં મંદાર્કરાજના પ્રતિનિધિ શરાસન પાસે જોઈ હતી. તેને અને અમારે બન્નેને એક શર્યત થઈ હતી તે ટીપી લેવાને માટે કાગળ કાઢવા માટે એ થેલી કાઢી હતી. તે શર્યત અમારા બન્નેના ઘોડા બાબત હતી. જો મારો ઘોડો વિજય જીતે તો શરાસને મને વિસ મહોર આપવી અને જો તેનો ઘોડો માણેક જીતે તો મારી હીરાની વીંટી આપવી એમ ઠર્યું હતું. શનિવારે તે શર્યત થવાની હતી."

"બરાબર છે મહારાજ!" રણધીરે તે થેલી ઉઘાડી તેમાંથી એક પત્ર કાઢી કહ્યું:–"એવું એક ટાંચણ આ પત્ર પર છે. રા. દુ. વિજય પર હીરાની વીંટી અને માણેક પર શ. સ વીસ મહોર."

"રા. દુ. એટલે રાજાજી દુર્મદસિંહ અને શ. સ એટલે શરાસન." અનલરાયે કહ્યું:–"આ પરથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે આ થેલી શરાસનની છે. તે માત્ર પ્રતિનિધિત્વ કરે છે એટલુંજ નહિ, પરંતુ પોતાના સ્વામીના નીચ, નિંદ્ય અને વિશ્વાસઘાતક જાસૂસનું કામ પણ કરે છે."

"અવશ્ય; એમાં શક શો?" જયરાજે કહ્યું:-"શરાસન એ રાજ્યના શત્રુઓને મદદ કરે છે. બંડખોરોને તેની પૂરેપૂરી સહાય છે. તેમને દ્રવ્ય વગેરે પુરું પાડવાનું કામ તેજ કરે છે. તેઓ જે કૃષ્ણ કારસ્થાન રચે છે, તે તેનાથી છાનાં નથી. બળવીરસિંહ અને આપણા દેશના રાજદ્રોહી સરદાર વચ્ચે મધ્યસ્થનું કામ પણ તેજ કરે છે. એ સર્વ આ પરથી નિર્વિવાદ સિદ્ધ થાય છે. આવાં કૃત્યથી તેનું હવે પ્રતિનિધિ તરીકે માન રાખવું નિરર્થક છે. અહીંથી ન્હાસી છૂટેલ કુન્તલરાય જે સજાને પાત્ર હતા તેજ સજા રાજકાયદા પ્રમાણે તેમને પણ લાગુ પડે છે."

આ ભાષણ સાંભળી કુસુમલતાનો ચ્હેરો એકદમ ફિક્કોફચ પડી ગયો. પોતાના પ્રીતિપાત્રને આવી ભયંકર સજા થશે એમ જાણી તેને ઘણી ફિકર થઈ. પોતાના ચ્હેરાપર થએલો ફેરફાર કોઇના દીઠામાં ન આવે માટે તેણે મોઢાપર સાડીનો

છેડો લીધો અને જરા બાજુએ વળી. અદ્રિલતાને ધીરજ રાખવા અને પોતાનો મનોવિકાર કોઇને જણાવા દેવાની સૂચના ધીમેથી કાનમાં કરી.

"હું ખરું કહું છું કે," રાજા સાહેબે જણાવ્યું:-"તે જયંત પણ એનાથી ઉતરે એમ નથી. તે પણ એના જેવો જ ખટપટી અને વિશ્વાસઘાતકી છે. બન્નેને ગધેડાપર સ્વારી કરાવી સૂળીપર ચઢાવવા જોઇએ."

આ સાંભળી અદ્રિલતાની સ્થિતિ પણ કુસુમલતાના જેવી થઈ. કારણ કે રાજાજીએ તેના દેખાવડા પ્રિયકરની પણ તેવી જ વલે કરવા સૂચવ્યું. આ વખતે કુસુમલતાએ તેને શાંત રહેવા આજીજી કરી.

"એ બન્નેને ખરેખર ફાંસીને લાકડે ચઢાવવા જોઇએ." રાજાએ ફરીથી કહ્યું:-"એ લોકોએ આજ સૂધીમાં મારી પાસેથી જે દ્રવ્ય લઈ લીધું છે તે તેમની પાસેથી પાછું ઝુંટાવી લેવું જોઇએ. કારણ કે જે પ્રતિનિધિપણામાં વિશ્વાસઘાત કરતાં ચૂકતા નથી તે રમતમાં પણ તેવો જ વિશ્વાસઘાત શા માટે ન કરે? તેઓએ ખચીત તેમ કર્યું જ હોવું જોઇએ."

"અલિ! કંઈ નિમિત્ત કરી બહાર જા." અદ્રિલતાએ કુસુમલતાના કાનમાં ફૂંક મારી:-"કોઈ માણસને બહાર જઈ મોકલી આપ અને તેમને ચેતાવ."

"છીઃ તે બનવા જોગ નથી." કુસુમલતાએ ધીમેથી કહ્યું:-"છાની રહે. તું જો તો ખરી કે રણધીર ક્યારનો મારી સ્હામું જોઈ રહ્યો છે. તે જોઇને મારા શરીરને ધ્રુજારી છૂટે છે. મને લાગે છે કે પ્રત્યેકના મનમાં પેસી તેમાં શું છે, તે જોવાની શક્તિ તેનામાં છે."

એટલામાં રાણીશ્રીએ કંઇક કહેવા માંડ્યું. રાણીના ભાષણથી આ સ્હેલડ તરુણીઓ જેઓ તે મંદાર્કવાસીના મોહમાં તણાઈ હતી, તેમની ભીતિ કંઇક અંશે ઓછી થઈ.

"મહારાજ!" રાણીએ રાજાજીને ઉદ્દેશી કહ્યું:-"આવા કામમાં એવી ઉતાવળ કરવી યોગ્ય નથી. આપણે દીર્ઘદૃષ્ટિથી કામ લેવું જોઇએ. અત્યારે બળવીરસિંહને ચીડવવાથી શું પરિણામ આવશે, તેનો આપણે વિચાર કરવો જોઇએ. આપનાં માતુશ્રી હજી બળવીરસિંહના તાબામાં છે, એ વાત પણ આપણે ધ્યાનમાં રાખવી જોઇએ. તે આપણી સાથે યુદ્ધ કરવાને માટે કંઈ નિમિત્ત શોધ્યાં કરે છે. આપણે બીજા રાજાઓને એમ બતાવી આપવું જોઇએ કે એમને બ્હાનું મળે એવું કંઈ પણ કામ આપણા હાથે થયું નથી. હજી આપને આપનાં માતુ-

શ્રીનો છૂટકારો કરી લેવાનો છે, એટલું જ નહિ, પણ તમારા પિતાશ્રીની જાગીર જે જપ્ત થઈ છે, તે પણ મેળવવાની છે. સર્વ ભરતખંડના રાજાઓમાં આપણે કોઈ પણ પ્રકારે અન્યાયનું કામ કર્યું નથી, પણ બળવીરસિંહને હાથે જ એવા અન્યાય થાય છે, એમ સાફ બતાવી આપવું જોઇએ. પ્રભુ! શું મને બળવીરસિંહનો દોષ જણાતો જ નથી? તેની દરેક કૃતિ મેં મારા મનમાં નોંધી રાખી છે. પ્રસંગ એવો છે કે અત્યારે આપણે સહનશીલતા ધારણ કર્યા વગર છૂટકો જ નથી. આપણા પોતાના જ ઘરમાં જ્યાં ફાટફૂટ છે, ત્યાં બળવીરસિંહ જેવા સમર્થ રાજાની સાથે બખેડો કરવો એ કેવળ ઘેલછા કહેવાય. બંડખોરોનાં કાવત્રાં તોડી પાડવા માટે આપણે ન્હાનકડું સૈન્ય તૈયાર કરવાના સાધન માટે કેટલી પંચાત પડી હતી? બે ઘડિ પહેલાં આપણાં સર્વનાં મન કેવી ફિકરમાં હતાં! સારું થયું કે આ રકમ એકાએક હાથ લાગી. અત્યારે જો બળવીરસિંહ તેનું પ્રચંડ લશ્કર આપણી સ્હામે મોકલી આપે તો તેની સાથે યુદ્ધ કરવા આપણે શું શું કરવું જોઇએ? કેટલાં માણસો? કેટલું દ્રવ્ય! એનો કંઈ વિચાર? આપણા સિંહાસનની શી સ્થિતિ થાય તેનો કંઈ ખ્યાલ છે?"

"ખરું છે-વ્યાજબી છે." પોતાનો મહામહેનતે મેળવેલો રાજમુકુટ ખોઈ બેસવાની ભીતિથી ગભરાટમાં રાજાજીએ કહ્યું, પણ એટલામાં તેના મનમાં એમ થઈ આવ્યું કે આ જવાબથી દરબાર મંડળીને મારા મનની ભીરુતા જણાઈ આવશે માટે ફરીથી કહ્યું:-"માતુશ્રીની સ્થિતિ માટે મારા મનમાં મને ઘણો ખેદ થાય છે. આપણે બળવીરસિંહને માઠું ન લગાડવા માટે આ બે વકિલોના કામ તરફ આંખ આડા કાન કરવા પડે એ તો ઠીક. પરંતુ, કુન્તલરાય આ મહોરો સંબંધી જે બનાવ બન્યો તે બળવીરસિંહને જણાવ્યા વગર ભાગ્યે જ રહેશે. પછી યુદ્ધ કરવાને માટે આ એક જ કારણ શું બસ્સ નથી.?"

"નહિ, મહારાજ! એમ નથી." રાણીએ પ્રત્યુત્તર આપ્યો:-"આ બનાવને લીધે બળવીરસિંહ જેવો બાહોશ રાજા લડાઈ જાહેર કરે એમ બને નહિ. એ બનાવ જો પોતે બહાર પાડે તો આખા ભરતખંડના રાજાઓમાં તેની પોતાની અપકીર્તિ થાય. એતો જેમ બને એમ એ બીના પર ધૂળ નાખી જાણે બનીજ નથી એમ જણાવવા પ્રયત્ન કરશે. કેમ ખરું કે નહિ, મામા સાહેબ!"

"આપનું અનુમાન બરાબર છે." વૃદ્ધ મામા સાહેબે જવાબ આપ્યો:-"કપટી બળવીરસિંહ બનશે તો કુંતલરાય પોતાનો મોકલેલો દૂત હતો જ નહિ એમ જણાવવા પ્રયત્ન કરશે. પણ એથી ઉલ્ટું જો આપણે એના બે પ્રતિનિધિને

શિક્ષા કરી તો, તે આપણી પાસે તેનું કારણ માગી, આપણો વાંક દર્શાવી પોતાને ફાવતી લડાઈ કરવાને તૈયારી કરશે."

"વારુ, અમાત્યજી!" રાણીએ કહ્યું:–"આપનું આ બાબતમાં શું ધારવું છે?'

"રાણીજી!" તે વૃદ્ધ સરદારે પ્રત્યુત્તર આપ્યો:–"આપનું કહેવું અક્ષરશઃ ખરું છે. જ્યાં સૂધી બને ત્યાં સુધી આ હલકા કામને દાટી દેવું એ જ ઉચિત છે. આપણે કંઈજ જાણતા નથી, એમ કરી આંખ મિંચામણી કરવામાં જ લાભ છે. જો બળવીરસિંહના બે પ્રતિનિધિઓને કોઈ પણ પ્રકારની સજા કરવામાં આવી તો તે આપણી સામે તેનો બદલો લેવા ચઢી આવશે અને એને જે બ્હાનું જોઇએ છે, તે આપણે હાથે આપ્યા જેવું થશે."

જયરાજ અને અનલરાયનો પણ એવો જ અભિપ્રાય થયો. અંતે રાણીએ રણધીર તરફ જોઇને પૂછ્યું:–

"સરદારજી! આપ કેમ ચૂપ બેસી રહ્યા છો? આપનો આ બાબતમાં શો અભિપ્રાય છે."

"રાણીશ્રીના દરબારમાં વયોવૃદ્ધ અને અનુભવવૃદ્ધ મુત્સદ્દીઓએ અને સરદારોએ પોતાનો પાકટ વિચાર જણાવ્યો છે તેમાં હું શું ઉમેરો કરવાનો છું?" રણધીરે કહ્યું:–"છતાં આપની આજ્ઞા છે તો હું મારો નમ્ર વિચાર જણાવું છું. રાણીજી! બળવીરસિંહની જે થોડી ઘણી હકીકત હું જાણું છું, તે પરથી મારી ખાત્રી છે કે આપ આ બીનાને ગુપ્ત રાખવા માગો છો, એ જાણી તેને ખરેખર આનંદ જ થશે. એટલું જ નહિ પણ તે બીનાપર ઢાંક પીછોડો નાંખવા તે બનતો યત્ન પણ કરશે. આ દરબારમાં સરદારોએ જણાવ્યું છે તે પ્રમાણે અત્યારે તો સામનો જ ઉપયોગ કરવો એ જ દુરસ્ત છે, અને મિત્રભાવ ચાલુ રાખવામાં લાભ છે. મારી પાસે જે પત્રો છે તે જો કૃપા કરી મારી પાસે થોડો સમય રહેવા દેવાની આજ્ઞા કરશો તો તેથી કોઈ પણ હાનિ નહિ થાય, તેમ જ એ પત્રોનો દુરુપયોગ પણ નહિ થાય.'

"ઘણી ખૂશીથી.'' રાણીએ જવાબ આપ્યો:–"આપને ગમે તેટલો વખત એ થેલી અને પત્રો આપની પાસે રાખો. એ બાબતમાં અમે તમને કંઈજ પૂછીશું નહિ, એટલું જ નહિ, પણ, આપ પોતે જ્યારે એ બાબતની વાત કાઢશો ત્યાં સૂધી જાણે પત્ર મળ્યા જ નથી એમ વર્તશું."

"રાણીજી!" જયરાજે કહ્યું:–"મારે એક બીજી વાત આપના ચરણ આગળ રજૂ કરવાની છે."

"ખૂશીથી, સરદાર !" રાણીએ કહ્યું:-"જણાવો આપને જે જણાવવાનું હોય તે."

જયરાજે કહ્યું:-"એ જ કે કુંતલરાયે અહીંથી છૂટીને શરાસનને મળી સઘળી હકીકત જણાવી હશે."

કુંતલરાયે પોતાનું કાર્ય કેવી રીતે ફસ્કી ગયું તે જણાવ્યું હશે. અને આ હકીકત જાણી તેમને પોતાને પોતાના પ્રાણની ધાસ્તી લાગી હશે. પોતે પોતાના પગપર કુહાડો મૂકયો છે, એમ તેમને લાગ્યું હશે. તેમને કડક શિક્ષા કરવામાં આવશે, એ પણ તેઓ સમજી ગયા હશે. આથી કરીને તેઓ કદાચ ગુપ્તપણે પોતાને દેશ જવાની તૈયારી કરી રહ્યા હશે. જો તેઓ એકવાર આપણા દેશની હદ છોડી ગયા કે પછી આપણે જે વાત દાટી દેવા માગીએ છીએ, તે બહાર પડ્યા વગર રહેશે નહિ. બળવીરસિંહને પોતાના પ્રતિનિધિનું અપમાન થયું છે એમ જણાવવું પડશે. અને તે ચતુરસિંહનો કાગળ બનાવટી તૂત છે: કુંતલરાયને બંડખોરોને મદદ કરવા મોકલ્યો જ ન હતો, એમ જાહેર કરવું પડશે. એવા નીચ કામમાં બળવીરસિંહ જેવો રાજા મદદ કરે એ કદિ બનવા જોગ નથી. એમ આખા હિન્દુસ્તાનના મોટા દરબારોમાં જાહેર કરી પોતાના અપમાનનો બદલો લેવા અનર્ગ દેશ સાથે સંગ્રામ કરવા આવી ઉભો રહેશે. આ સર્વ અટકાવવાનો એક જ માર્ગ છે અને તે એ જ કે અત્યારે ને અત્યારે કોઇપણ માણસને શરાસન અને જયંતની પાસે મોકલી આપવો. ત્યાં જઈ તેમને જણાવવું જે મહારાણા બળવીરસિંહે આ દેશમાં બંડખોરોને મદદ કરવા જે પંદર હજાર મહોરો મોકલી, તે બીના રાણીશ્રીને માલમ પડી છે. વળી આ કામમાં તમે વિશ્વાસદ્રોહનું કામ કરી પ્રતિનિધિના પવિત્ર નામ પર કાળી સાહી ફેરવી છે. છતાં રાણી સાહેબની મરજી મંદાર્ક દેશના રાજાની સાથે મિત્રભાવ ન તોડવો એવી છે; તેથી તમારા આ કામ તરફ દુર્લક્ષ કરી તમને ક્ષમા આપે છે. અને એવી આશા રાખે છે કે ભવિષ્યમાં એવું નિંદ્ય વર્તન તમારે હાથે નહિ થાય."

"મારા રાજ્યના સ્તંભ !" રાણીએ કહ્યું:-"આપની સૂચના ખરેખર ઉત્તમ છે. મને લાગે છે કે આ કામ આપણા આ નવીન તરૂણ સરદાર રણધીરને સોંપીએ તો તેઓ કંઈ પણ પ્રત્યવાય વગર પાર પાડી શકશે."

"આપની આજ્ઞા," રણધીરે કહ્યું:-"હું સદૈવ માથે ચઢાવવા તત્પર છું. જો કે મારી તો પક્કી ખાત્રી છે કે, આપશ્રીએ કરેલો નિશ્ચય, શરાસન અને જયંતજીને અન્ય માર્ગે તરત જણાવાનો સંભવ છે."

આટલું કહેતાં રણધીરે અર્થસૂચક દૃષ્ટિ અદ્રિલતા અને કુસુમલતા તરફ ઝડપથી ફેંકી. એ અન્ય કોઈના જોવામાં આવ્યું નહિ, પરંતુ તે બન્ને યુવતિઓની છાતીમાં ધ્રાસ્કો બેઠો.

"હું એમ કહું છું કે," રાણીને પોતાના છેલ્લા શબ્દોથી ચોંકતી જોઈ રણધીર બોલ્યો;–"ઘણીવાર એમ બને છે કે દિવાલને પણ કાન હોય છે. એવી કહેવત છે અને તેમાં ઘણું તથ્યાંશ છે. બાકી મારો ખાસ કંઈ કહેવાનો મુદ્દો નથી. માત્ર એટલું કે આવા કુટિલ રાજનીતિજ્ઞ શરાસન અને જયંત આ વાત કોઈ પણ દ્વારા જાણવાના ખરા."

રણધીરના આવા બોલથી અદ્રિલતા અને કુસુમલતાના જીવમાં જીવ આવ્યો. તે એકમેકના કાનમાં ધીમેથી બોલવા લાગી. "બચ્યું બા! એણે મારા તરફ એક ટશભેર જોયું. એ શા માટે હશે? તેને આપણો શક તો નહિ આવ્યો હોયને? તે કંઈ આપણા પર તો આરોપ નહિ લાવેને?"

તેઓ બન્ને આમ વાતચીત કરતી હતી, તે દરમ્યાન રણધીર રાણીને પ્રણામ કરી બહાર નીકળ્યો. બીજા કંઈ કામે ન જતાં તે સિધો જ્યાં શરાસન અને જયંત રહેતા હતા તે સ્થાન ભણી ચાલ્યો.

આ બે મંદા. સીઓનું સ્થાન રાજવાડાથી કંઈ છેટે ન હતું. રણધીર થોડીવારમાં અહીં અ પહોંચ્યો. રાત વધારે ગઈ હતી તેથી દરવાજો બંધ હતો, પણ ખડકી માત્ર ઉઘાડી હતી અને ત્યાં એક પહેરેગીર પહેરો ભરતો હતો. પહેરેગીરે બતી ફેરવી. રણધીરે કહ્યું:–"સરદાર શરાસનજીને જણાવો કે જરૂરી કામ માટે મળવા આવ્યો છું."

"જી, સરકાર!" પહેરેગીરની દૃષ્ટિ જેવી રણધીરના પોશાકપરથી ચ્હેરાપર વળી કે તે નમ્રપણે બોલ્યો;–"કોની સ્વારી પધારી છે, તે શું કહું?"

પહેરેગીરની હોંશિયારી જોઈ રણધીરને જરા આનંદ થયો. તેણે વિચાર કર્યો કે નામ છૂપાવવાનું કંઈ કારણ નથી. માટે તરત જ તેણે પોતાનું નામ કહ્યું.

પહેરેગીરે રણધીરનું નામ સાંભળ્યું હતું, તેથી તે પ્રણામ કરી બોલ્યો:–"પધારો સરદાર! મારી પાછળ પાછળ આવો." એટલું કહી તે ચાલવા લાગ્યો. રણધીર અને તે પહેરેગીર સુંદર સીઢી ચઢી પહેલે માળ આવી પહોંચ્યા. અહીં એક નોકરને "આ સરદાર મળવા આવ્યા છે" એટલું કહી તે પોતાના પહેરાપર ચાલી ગયો.

તે નોકરે પુનઃ રણધીરને તેનું નામ પૂછયું: અને તેમ કર્યાં પછી બોલ્યો:–

"ચાલો મહારાજ ! કોઈ આવે તો તેમને એકદમ અંદર લઈ આવવા મારા માલેકની આજ્ઞા છે."

રણધીર તે નોકરની સાથે ચાલવા લાગ્યો. જતાં જતાં તેના મનમાં કંઇક વિચાર સ્ફુરી આવ્યા. "હા, તેમની શી મતલબ છે તે હું સમજ્યો. તે બધી વાત રુઆબમાંજ ઉડાવવા માગે છે. કિંવા જાણે કંઈ જાણતાજ નથી, કંઈ બન્યુંજ નથી એમ ઉડાવવા વિચાર રાખે છે. રાણી તરફથી કોઈ માણસ આવશે એમ તેમણે અનુમાન કર્યું હોવું જોઇએ અને તેથીજ તેઓએ મળવાને પહેલેથી તૈયારી કરી રાખી હોય એમ જણાય છે. તે નોકરે દિવાનખાનાનું બારણું ઉઘાડી વદીં આપી. શરાસન અને જયંત શેત્રંજ રમતા બેઠા હતા. રણધીરને આવતાં જોઈ બન્ને દાવપરથી ઉઠ્યા અને ઉઠી સ્હેજ સ્હામા આવ્યા. આ જોઈ રણધીર મનમાં બોલ્યો:-"વાહ ! બાજી તો સરસ રચી છે. અને વેષ પણ ઠીક ભજવશો. છતાં તે બરાબર પાર પડશે નહિ એની આ મૂર્ખાઓને ખબર નથી."

"અહો સરદાર સાહેબ ! પધારો ! પધારો !" શરાસને અતિ વિનયથી અને જાણે સ્વાભાવિક વાતચીતની રમ્ય છટાથી કહ્યું:-"આજ આટલી મોડી રાત્રે આપનાં પગલાં આ ભણી થયાં. એ આનંદની વાત છે."

"બિરાજોને આ આસનપર" જયંતે કહ્યું, પણ તે વયોવૃદ્ધ રાજનીતિજ્ઞ જેટલી હોંશિયારી તેનામાં ન હતી. પરંતુ ઉપરનો ખાલી ડોળ તેના બોલવામાં સ્પષ્ટ જણાઈ આવતો હતો.

"અરે એટલી તસ્દી લેવાની જરૂર નથી." રણધીર તે આસન તરફ દુર્લક્ષ કરી બોલ્યો:-"આપના આનંદમાં ઝાઝો વિક્ષેપ નાખવા માગતો નથી. મારે માત્ર સ્હેજ કામ છે અને તે લાંબી પ્રસ્તાવના કર્યા વગર આપને કહેવાની રજા લઉં છું. આપને મુખ્યત્વે કરીને ચાર બાબત પૂછવાની છે."

"ઠીક, તો આપનું આગમન કંઈ કામને અર્થે છે ?" આશ્ચર્ય પામ્યા જેવી મુદ્રા કરી શરાસને પૂછ્યું.

"આટલી રાત્રે !" જયંતે કહ્યું:-"અમે અમારો છેલ્લો દાવ અજમાવી સર્વ આટોપી લેવાની તૈયારીમાં હતા."

"સભ્ય સજ્જનો !" રણધીરે કહ્યું:-"પણ આપનો દાવ તો માર્યો ગયો."

"વાસ્તવિક છે." શરાસને કહ્યું:-"દરેક દાવમાં એક પક્ષનો જય તો બીજાની હાર. એ તો હમેશ બનતું આવ્યું છે. આજે દરેક દાવમાં આમારા જયંતજીની હાર થઈ છે."

"સરદારજી!" શરાસનની બેદરકારી, શાંત વૃત્તિ અને પ્રગલ્ભતાનો ડોળ જોઈ મનમાં હસી રણધીરે કહ્યું:–"હું જે દાવની વાત કરું છું તે અત્યારે આપ રમો છો તે નહિ. એ દાવ તો મંદાર્ક અને અનર્ગ દેશની રાજસત્તા ચલાવનાર વચ્ચે હતો. એમાં અનર્ગ દેશનાં રાણીની જીત થઈ. તેઓ દાવમાં ફાવી ગયાં. એની હું વાત કરું છું. જે આપને વિદિત છે."

"જયંતરાય!" અતિશય આશ્ચર્ય પામ્યો હોય તેવો દેખાવ ધારણ કરી શરાસને કહ્યું:–"આ સરદાર સાહેબ શું કહે છે તે મારા સમજવામાં આવતું નથી. તમે કંઈ તેનો અર્થ સમજો છો ખરા?"

"કોણ જાણે મને પણ કંઈ ગમ પડતી નથી." જયંતે કહ્યું:–"બન્ને રાજ-કર્ત્તા વચ્ચે દાવ! એ શું! મજાક તો ઠીક મજેની છે, પણ એની મતલબ કંઈ આપણને સમજાતી નથી."

"સરદાર સાહેબ!" થંડે પેટે રણધીરે કહ્યું:–"રાજેશ્રી કુંતલરાય નામના ગૃહસ્થને આપ ઓળખો છો ખરા? હું ધારું છું કે તેની પણ આપ ના જ પાડશો."

"કુંતલ!" શરાસને કહ્યું:–"એ નામ પૂર્વે કદિ સાંભળ્યું હોય એમ મને યાદ નથી."

"કુંતલપુર નામે એક મંદાર્ક દેશમાં નગર છે." જયંતે કહ્યું:–"પણ–"

"પંદર હજાર મહોરો જે મંદાર્કથી મોકલવામાં આવી હતી અને જે કોઈ બીજાના જ ખજાનામાં ગઈ, એ જાણી આપે 'તે શા શકુનમાં નીકળ્યા હશે કે તેમ થયું' એવા ઉદ્દગાર કાઢયા હશે નહિ વારુ?"

શરાસન અને જયંત એક બીજાના સ્હામું જોઈ રહ્યા અને જાણે આ વાત સાંભળી, તેઓ એવા તો છક્ક થઈ ગયા હોય એમ જણાવ્યું, જે જાણે એ વાત કહેનાર કોઈ દિવાનો માણસ હોયની કે ચિત્તભ્રમ થયો ન હોય.

"વારુ, ઠીક; સરદાર શરાસનજી!" રણધીરે કહ્યું:–"આપે એક થેલી ગુમાવી છે કે?"

"નહિ હું ધારતો નથી કે ગુમાવી હોય." શરાસને કહ્યું:–"નહિ રે, નહિ! મારી થેલી તો આ રહી મારી પાસે." એટલું કહી કમરના પટામાંથી થેલી કાઢી રણધીરને બતાવી.

"તે નહિ. હું કહું છું તે આ." એટલું કહી રણધીરે તે થેલી કાઢી શરા-સનને પોતાના હાથમાં રાખીને તે બતાવી.

"આ. થેલી મારી નથી" શરાસને થંડે પેટે જવાબ આપ્યો.

"પણ રાજા સાહેબ નિશ્ચયપૂર્વક કહે છે કે," રણધીરે કહ્યું:-"તેઓએ એ થેલી તમારી પાસે કાલ્ય રાત્રે આરામગૃહમાં જોઈ હતી."

શરાસને ડોકું ધુણાવ્યું અને કહ્યું:-"રાજાજીની કંઈ ભૂલ થઈ છે. એમણે એ મારી પાસે નહિ પણ બીજા કોઈની પાસે જોઈ હશે. તેઓ કાલ રાતે તર્ર થઈ ગયા હતા, અને તેવે વખતે ન બનેલી બીનાને પણ સાચી ઠોકી બેસાડે છે."

"વારુ, પણ આ કાગળ પર એક ટાંચણ છે." રણધીરે કહ્યું:-"જુઓ રાજાના વિજય પર હીરાની વીંટી. અને આપના માણેક પર વિસ મહોર. આ અક્ષર તો આપના જ છે ને?"

"છી! કદિ નહિ;" શરાસને કહ્યું:-"મેં એવી શર્યત કાલ્ય રાત્રે મારી જ નથી. વળી જયંતજી મારી બાજુમાંજ બેઠા હતા. પૂછી જૂઓને તેમને."

"હું પ્રતિજ્ઞાપર કહું છું કે એવી કંઈ શર્યત થઈજ નથી." જયંતે પોતાના મિત્રના કથનને પુષ્ટિ આપવા તાબડતોબ જવાબ આપ્યો અને એ પણ સાથે સાથે બતાવી આપ્યું કે જુઠું બોલવામાં તે પોતાના જોડીદારથી ઉતરે એમ નથી.

"ત્યારે મારે એ પણ માની લેવું કે," રણધીરે પોતાના મનપર સ્હેજ કાબુ ખોઈ કહ્યું:-"એ થેલીમાંથી મળી આવેલા, આંકડામાં લખેલા આ કાગળ વિષે આપ કંઈજ જાણતા નથી?"

રણધીરે કાઢેલા પત્રોપર નજર ફેરવી, પોતાનો નિર્દોષ હોવાનો વેષ પૂરો ભજવી બતાવતાં શરાસને ડોકું ધુણાવી કહ્યું:-"અમે આ પ્રકારની અંક પરિભાષા વાપરતા જ નથી."

"પણ આપના અમાત્ય ચતુરરાય તો અવશ્ય વાપરે છે. એ હું ખાત્રીપૂર્વક જાણું છું." રણધીરે જોસમાં કહ્યું.

"કદાચ તેમ પણ હોય." શરાસને કહ્યું:-"આ બાબતમાં આપ મારા કરતાં વધારે માહીતી ધરાવતા હો, એ બનવાજોગ છે. પણ મને તો-"

"ભલે, એ તો ઠીક, શરાસનજી!" રણધીર વચ્ચે જ બોલી ઉઠચો:-"પણ, ચતુરરાયે આ પત્ર આપને મોકલ્યો હતો એમ કુંતલરાયે મને કહ્યું હતું. જે વાત તેમણે આપને જણાવી છે. એ પણ આપ ના કબૂલ કરો છો?"

"ફરીથી વળી એનું એ." શરાસને કહ્યું:-"આ કુંતલ, કુંતલ છે કોણ? એ નામના ગૃહસ્થને હું બિલકુલ ઓળખતો જ નથી. કોઈ એક એવા નામનો ધુતારો આપને મળ્યો હશે. આ ધમાચકડીના વખતમાં લોકોના ખોટાં નામો લઈ બના-

વટી કાગળો ઉભા કરી, તેના નામનો ઉપયોગ પોતાનો હેતુ સાધવા માટે વાપરે છે. તેઓને અમાત્યના નામ સાથે લેવા દેવા નથી. અને જો તેઓ તેમ કરે તેમાં અમારો દોષ પણ નથી."

"સરદાર!" રણધીર બોલ્યો:–"હવે એ વિષયપર ઝાઝું બોલવું નકામું છે. એ મજાક હવે બસ થઈ."

"મારું પણ એ જ કહેવું છે." રોષસૂચક સ્વરે શરાસને કહ્યું:–"આપનું કહેવું અત્યાર સુધી સાંભળી રહ્યા છીએ. પણ–"

"અને તે જ પ્રમાણે જરાવાર સાંભળો એટલે પત્યું." રણધીર વચ્ચમાં જ બોલી ઉઠયો:–"મારે આપને કંઈક બીના જાહેર કરવાની છે અને તેમાંની કેટલીક શરતો છે તે કહેવાની છે. માત્ર આપ એ ચાર બાબત લક્ષપૂર્વક સાંભળી, પછી આપને જે યોગ્ય લાગે તે ઉત્તર આપજો. પહેલી વાત તો એ છે કે આપના રાજા સાહેબે શ્રીમાન્ રાણી સાહેબના દેશમાંના બંડખોરોને મદદ કરવાનું જે નિંદ્ય કામ કર્યું છે, તેથી રાણીશ્રીને ખરાબ લાગ્યું છે, છતાં ઘણા લાંબા વખતથી ચાલતા મૈત્રીભાવને ધ્યાનમાં લઈ, બે રાજ્યો વચ્ચે શાંતિભંગ થાય, અને તે પણ આવા કારણ માટે એ ઠીક નથી; એમ જાણી બળવીરસિંહના એ અપરાધને દરગુજર કરે છે. આજ કામમાં આપ બન્ને પ્રતિનિધિઓએ જોઇતી મદદ કરી પ્રતિનિધિના પવિત્ર કામને વીસરી જઈ, જે ગુન્હો કર્યો છે તેને માટે પણ દયાળુ રાણી આપને ક્ષમા આપે છે."

"રાણી સાહેબની અપાર દયા અને ક્ષમા!" ઉપહાસસૂચક સ્વરે શરાસન બોલ્યો:–"જે અપરાધ અમે કર્યો નથી તે અપરાધ માટે અમને ક્ષમા આપવા રાણીશ્રી તૈયાર થયાં છે, એ એમની અપાર દયા! આપ બીજી વાત કહેવા માંગો છો તે પણ આવી જ મજાહની હશે. નહિ વારુ?"

"મજાહની છે કે નહિ, તે આપ પોતે જ જોઈ શકશો." રણધીરે શાંત વૃત્તિએ દૃઢતાથી કહ્યું:–"આ થેલીમાંથી કેટલાક પત્રો મળી આવ્યા છે. એ પત્રો રાજા બળવીરસિંહને, અમાત્ય ચતુરરાયને અને સરદાર શરાસનજીને જગતની દૃષ્ટિમાં નીચ, નિંદ્ય અને તરકટી પુરવાર કરવાને બસ્સ છે. ભારતખંડના રાજા રજવાડામાં તેમના નામ પર થુઃ થુઃ કરાવવાને પુરતા છે. આ સર્વ કાગળો એક શરતે આપને સ્વાધીન કરવા કબૂલ છું. અને તે એ કે રાજાશ્રી દારૂકરાયનાં માતુશ્રી આપના રાજ્યમાં નજર કેદ છે, તેમને સ્વતંત્ર કરી યોગ્ય માન સાથે તેમની જાગીરમાં રવાના કરી દેવાં."

"શરત તો ઘણી જ મઝાની છે. વાહ!" શરાસને વ્યંગમાં કહ્યું.

"ત્રીજી વાત તો એનાથી ચઢતી હશે." જયંતે થટ્ટા કરતો હોય તેવા સ્વરે ડોકું નમાવી નમન કરી કહ્યું.

"તે આપને જણાવવાને વિલંબ ક્યાં છે?" રણધીરે પોતાની મુદ્રામાં લેશ પણ ફરક પડવા દીધા વગર શાંતપણે કહ્યું:–"સરદાર, શરાસનજી! ચતુરરાયે આપને લખી જણાવ્યું હતું જે જ્યારે કુન્તલરાય તે મહોરો લઇને આવે ત્યારે તે દ્રવ્ય રાજદ્રોહી સરદારોને પહોચતું કરવા માટે કોઇએક વિશ્વાસુ માણસને હાજર રાખવો. એ વિશ્વાસુ ગૃહસ્થ હજી સુધી આપના મકાનમાં છે. એની મને પક્કી ખાત્રી છે. મારી અને એ ગૃહસ્થની મુલાકાત થવી જોઇએ. એ બાબતમાં કંઈ પણ જાતની હાનિ નહિ થાય, એને માટે હું મારું વચન આપું છું."

"સરદાર!" શરાસને ગુસ્સો ચઢયો હોય એવો દેખાવ ધારણ કરી કહ્યું:– "આપ શું અમારી સહનશીલતાની મર્યાદા જોવા માંગો છો? આપનાં વચનોથી આપ અમારું અપમાન કરવા તત્પર થાવ છો. ભલે! હું કહું છું કે આ મકાનમાં એવો કોઈ વિશ્વાસુ માણસ આવેલો છે જ નહિ."

"તો શું સરદારજી!" રણધીર રોષભર્યે સ્હેરે બોલ્યો:–"આપનો આજ જવાબ છે? આપને શું મારી શરતો મંજૂર નથી? આપ રાજાજીનાં માતુશ્રીના છુટકારાની ના પાડો છો? જે ગૃહસ્થ આપના મકાનમાં આ ઘડીએ છે એની પક્કી સાબીતી મારી પાસે છે, તેની સાથે મુલાકાત કરી આપવા આપ કબૂલ નથી?"

"ભગવન્ બુદ્ધ!" શરાસન બોલ્યો:–"હવે આપના બોલ સહન થાય એમ નથી. આપ હદની બહાર જાઓ છો, સરદાર!"

"જરા ધીરજ ધરો, સરદાર!" રણધીર સ્હેજ ઉશ્કેરાયેલ હોય એવે સ્વરે બોલ્યો:–"હજી ચોથી વાત કહેવાની બાકી છે; ત્યાં સુધી આપના ગુસ્સાને જરા કાબુમાં રાખો. શરાસનજી અને જયંતરાજ! શ્રી રાણીજીની સેવામાં બે માણસો છે. આ બે માણસો આપના પરિચયનાં છે. તેમનાપર વિશ્વાસઘાત અને રાજ-દ્રોહનો આરોપ સિદ્ધ થઈ, પ્રસિદ્ધપણે સજા થવાનો પ્રસંગ આવ્યો છે. આ પ્રસંગ જો આપને અટકાવવો ઇષ્ટ લાગતો હોય, તો આપનો પરિચય, આપની વગનો ઉપયોગ કરી, આ પળથી આઠ પહોર સુધીમાં એ બે જણને કંઈ નિમિત કરી, રજા લેવરાવી રાણી સાહેબની સેવામાંથી હંમેશને માટે દૂર થાય એમ કરો."

આ બે રાજપ્રપંચી કપટી પ્રતિનિધિઓ શાંત પણે વિકારશૂન્ય ચ્હેરે બધી વાત ઉડાવતા હતા ખરા પણ રણધીરની આ છેલ્લી વાતથી તેમનું મ્હોં ઉતરી ગયું. તેમના મનમાં ધ્રાસકો પડ્યો. અને તેઓ ક્ષણભર એક મેકના સ્હામું જોઈ રહ્યા. પણ ક્ષણવારમાં પોતાની પૂર્વ વૃત્તિ ધારણ કરી શરાસને કહ્યું:–"એવાં બે જણ કોણ છે કે જેના પર અમે અસર કરી શકવા સમર્થ છીએ? વારુ, એ બે જણનાં નામ શાં છે સરદારજી?"

"કોણ છે?" રણધીરે કહ્યું:–"આપ તે પણ જાણે જાણતા નથી. ભલે ત્યોની હુંજ કહું. જેને તમે રાજનિષ્ઠામાંથી ચ્યુત કરી છે. કૃતઘ્નતાના પાઠ શીખવી, તેની પૂજ્ય રાણી અને પ્રિયતમ સખીના સહસ્રાવધિ ઉપકારનો બદલો, નીચતા અને વિશ્વાસઘાતથી વાળવાનું શીખવી, જેના પવિત્ર મનને મલિન કર્યું છે. જેને તમારા પ્રેમપાશમાં સપડાવી છુપા જાસૂસનું દેશદ્રોહી કામ કરતાં શીખવ્યું છે. જેના ભોળા દિલને સમજાવી પાપમાર્ગે પ્રવૃત્ત કરી રાજદ્રોહ અને મિત્રદ્રોહનું ઘોર પાપ કરાવ્યું છે. તે તમારી પ્રેમપાત્રી અદ્રિલતા અને કુસુમલતા.

રણધીરનું શૌર્યોત્તેજિત ભાષણ સાંભળી તે બન્ને જણના મ્હોં વીલાં પડી ગયાં. તેમની શુદ્ધિ જાણે ઉડી ગઈ હોય એમ જણાયું. તેઓ એક મેકના સ્હામું જોઈ રહ્યા. થોડીવાર પછી બન્નેના મનમાં એક જ વિચાર સામટો આવ્યો અને તેઓ મ્હોટેથી બોલી ઉઠયા:–"સાબીતી! સાબીતી આ બાબતની આપની પાસે શી સાબીતી છે?"

"આ રહી. કંઈ લાંબે લેવા જવી પડે એમ નથી." રણધીરે કહ્યું:–"અનર્ગ દેશની રાણી વિરુદ્ધ જે સેંકડો કારસ્થાનોનો અને તમારા વિશ્વાસદ્રોહી વર્તનનો પુરાવો જેમાં છે, તેમાંજ એ સાબીતી પણ સાથે જ છે." એટલું કહી રણધીરે ડાબા હાથમાંની થેલી કાઢી, સ્હામે ધરી કહ્યું:–"ગિરિદુર્ગ આગળ બે મહિના પૂર્વે રાણી સાહેબની સ્વારી હતી. તે વખતે સ્હવારે દશ ઘડિ દહાડે નીકળવાનો વિચાર બદલાયો અને સ્હવારના બે ઘડી પહોરે સ્વારી નીકળવાનો નિશ્ચય થયો, એ વાત શત્રુસાલજીને કોણે પહોંચાડી? જે ચંચળ સ્વભાવની બે તરુણીનાં નામ દીધાં તેમણે જ. તેમના તરફથી જે માહિતી મળે તે મેળવવા અને રાજદ્રોહી સરદારોને તે પહોંચતી કરવા છુપા વેષમાં રાજ મુકામની બાજુમાં ચોરની માફક છુપાઇને ફરતું હતું તે કોણ? સરદાર શરાસન પોતે, બીજું કોઈ નહિ. અજય-દુર્ગમાં શત્રુસાલજીને ચેતવવા માટે આંકડામાં લખેલી ચીઠી મોકલાવનાર કોણ હતું? તે પણ સરદાર શરાસન. બીજું કોઇ જ નહિ. સરદાર! બસ્સ કરો.

આપને હું ફરીથી કહું છું કે જો આપનામાં સ્ત્રીઆદરમાનનો કંઈક અંશ હોય: જો આપનામાં અંતઃકરણ દયા જેવી કંઈ વસ્તુ હોય: જો મમતાનો લેશ છાંટો હોય: જો આપનામાં ખરું પુરુષત્વ હોય: જો તે સરળ હૃદયની બાળાપર તમારો યત્કિંચિત્ પ્રેમ હોય: તો, તેમનો ભવ બગડે એવા ભયંકર પ્રસંગમાંથી રક્ષણ કરવા તૈયાર થાવ."

શરાસને જયંતના સ્હામું જોઈ આંખનો પલકારો કર્યો. તેમના મનમાં જે દુષ્ટ વિચાર આવ્યો તે ચતુર રણધીર કળી ગયો. તેણે પોતાનો હાથ તરવાર પર મૂકયો અને બોલ્યો:–"છેવટ પર્યંત નીચતા! વિશ્વાસઘાત!" એટલું કહી તેણે પોતાના હાથમાંની થેલીને કમરના પટામાં મજબૂત રીતે મૂકી દીધી અને કહ્યું:–"ખબરદાર! સરદાર! જો મારા અંગને સ્પર્શ કરવા જરા પણ આઘા સર્યા, તો, એમ સમજજો કે મીટ્ટી દાણાદાણ કરી નાંખીશ. તમારા જેવા પાંચને એક સપાટામાં યમને સ્વાધીન કરતાં વાર નહિ લાગે. એ ધ્યાનમાં રાખજો."

તે બન્ને શિયાળ જેવા કપટી પ્રતિનિધિઓના હાંજા ગગડી ગયા. તેમના હોશ કોશ ઉડી ગયા. તેમને રણધીરના શૌર્યની અને બુદ્ધિની પૂરી માહિતી હતી અને અધુરામાં પુરી કુંતલરાયે બાકીની જણાવી દીધી હતી. તેઓ નરમ ઘેંશ જેવા થઈ ગયા. શરાસન નમ્રપણે રણધીરની સ્હામું જોઈ બોલ્યો:–"સરદારજી! આપની સર્વ શરતો અમને મંજૂર છે. અમે અમારી હાર કબૂલ કરીએ છીએ. પણ સહુથી પહેલાં–"

"સહુથી પહેલાં તો એ જ કે," રણધીરે કહ્યું:–"તમારા બોલવામાં સચ્ચાઈ કેટલી છે? તે મારે જાણવી જોઇએ. એટલા માટે શત્રુસાલજી તરફથી બળવીરસિંહે મોકલેલી મહોરો લેવા માટે, જે માણસ અહીં આવ્યો છે, તેની સાથે મારી મુલાકાત થવી જોઇએ."

"તો આ બાજુ આપ મારી પાછળ પધારો." એટલું કહી શરાસને દિવાનખાનાની બાજૂની ઓરડી ઉઘાડી. તેવા બીજા બે ઓરડા ઓળંગી એક ન્હાનકડા ઓરડા આગળ આવી લાગ્યા. શરાસને બારણું ઉઘાડી કહ્યું:–"આપ અંદર પધારો" રણધીર કહેવા મુજબ તે ઓરડામાં દાખલ થયો. ઓરડામાં જાજમ બિછાવી હતી. તે પર ગાદિ તકિયા નાંખેલા હતા. અને દિવો બળતો હતો. એક મુલાયમ ગાદી પર એક તરુણ બેઠો હતો. બારણું ખખડવાના અવાજની સાથે તે એકદમ ઉઠી ઉભો થયો. પણ આ શું? આ સૈનિકનો વેષ અહીં કયાંથી! રણધીરને લાગ્યું.

કે આ તરુણ સૈનિકને કયાંક જોયો છે ખરો. હા, તે નાજુક રેશમના લચ્છા સમાન બાલ, કાળો પોશાક, માથાપર તે કાળું છોગું, તે જ પહેરવેશ, તે જ સુ-સ્વરૂપવાન ચ્હેરો. તે જ અણિયાળાં લોચન, પ્રભાવશાળી લલાટ. શું તે શકય હતું! અરે આ તો જેણે બે માસ પૂર્વે અજયદુર્ગના કિલ્લામાંથી છૂટકારો કર્યો હતો તે જ. લવંગિકા જે વેષ પરિધાન કરી આવી હતી તે જ. બીજું કોઈ નહિ. એ જ ઠાઠ, એ જ પહેરવેષ, એ જ ચ્હેરો જોઈ રણધીરના મગજને એક ઝટકો બેઠો. તેણે પોતાની શુદ્ધિ ખોઈ દીધી.

"કોણ લવંગિકા" એટલા શબ્દો અચાનક તેના મ્હોંમાંથી બ્હાર નીકળ્યા. તેના મનમાં કંઇક કુશંકા આવી. તેના હૃદયનું ફરતું લોહી જાણે બંધ થઈ ગયું. તેને પળભર એમ લાગ્યું કે કોઈ જોરથી મારો કંઠ દબાવે છે અને મારા પ્રાણ આ ઘડીએ નીકળી જાય છે.

---

# પ્રકરણ ૧૪ મું

## લલામક

રણધીરની કુશંકા માત્ર એક નિમિષમાં જતી રહી. ફકત દેખાવપરથી તે લવંગિકા હશે એમ તેને પળવાર લાગ્યું ખરું, પણ બીજી જ પળે તેનો વિચાર બદલાયો. લવંગિકા! તે સરળતાની મૂર્તિ! સચ્ચાઈની પ્રતિમા! શુદ્ધ ચરિત્રની બાળા, રાજદ્રોહી સરદારોના નીચ કાવત્રાંમાં ભાગ લેઈ અહીં આવે, એ બને જ કયેમ! વિજળીના વેગથી તેના મનમાં આવી કલ્પના આવી તેને માટે પોતાને ખેદ થયો. આવી કુશંકાને મનમાં સ્થાન આપવા માટે પોતે પોતાની નિર્મળ મનની પ્રિયતમાનો અપરાધ કર્યો છે, એમ તેને લાગ્યું. તેને પોતાને પોતાનાપર ગુસ્સો આવ્યો ખરો, પણ તે ઝાઝીવાર ટકયો નહિ. આટલું થતાં લવંગિકાના જેવી વેષ ધારણ કરેલી મૂર્તિ પોતાના સ્હામી ઉભી હતી, તે જોઈ તેના અચંબાનો પાર રહ્યો નહિ. સ્હેજ આંખ તેનાપર ઠરતાં તેને માલમ પડ્યું કે લવંગિકા આટલી ઉંચી નથી. તેના આશ્ચર્યને અપૃચ્છામાં લીન કરી ઉભો. એટલામાં શારાસને તે સેવકવેષધારી તરુણને ઉદ્દેશી કહ્યું;–"લલામક! આ સરદાર! આપની મુલાકાતને માટે ઉત્કંઠિત છે. એમને આપની સાથે કામ છે. અને તેઓશ્રીને શું કામ છે, તે આપ પંડે જ કહેશે. તેઓ કોઈ પણ પ્રકારે ઇજા નહિ કરે

એને માટે સરદારે મને વચન આપ્યું છે.'' એટલું કહી શરાસન તે ઓરડામાંથી બ્હાર ચાલી ગયો અને બારણું બંધ કર્યું.

'લલામક' એ નામ સાંભળતાં જ રણધીરનો અચંબો નષ્ટ પામ્યો. અને તે લવંગિકાનો ભાઈ હોવો જોઇએ એમ અનુમાન સ્હેજમાં કરી શક્યો. માત્ર એ બીના પહેલે જ સપાટે તેના ધ્યાનમાં આવી નહિ, એને માટે એને પોતાને જ આશ્ચર્ય લાગ્યું. કારણ કે લવંગિકાને એક ભાઈ છે અને તેનું નામ લલામક છે એવું તેણે મામા સાહેબને મ્હોંએ એકવાર સાંભળ્યું હતું. લલામકનું વય સુમારે વીસેક વર્ષનું હતું. ઉંચાઇમાં તે લવંગિકા કરતાં વધારે હતો એ અમે આગળ જ જણાવ્યું છે. મ્હોંપર મુચ્છનો દોરો ફુટ્યો ન હતો, તેથી બન્ને ભાઈ અને બ્હેનના ચ્હેરામાં મળતાપણું વિશેષ હતું. આટલું છતાં સૂક્ષ્મ અવલોકન કરનારને તે બન્નેના ચ્હેરામાં જે ફેર હતો તે લક્ષમાં આવ્યા વગર રહે તેમ ન હતો. લવંગિકાના મુખ પર એક પ્રકારની સૌમ્યતા અને સ્ત્રિયોચિત કોમળતા, જે જોનારને સ્પષ્ટ જણાતી હતી, તે આ તરૂણના ચ્હેરા પર ન હતી. તેની મુખમુદ્રા પરથી આ તરુણ સ્હેજમાં ઉશ્કેરાઇ જાય તેવો અને ગર્વિષ્ટ ભાસતો હતો. તેનો સ્વભાવ ઉતાવળિયો હશે એમ સાફ જણાઈ આવતું હતું. તે શરીરે પાતળો સોટી જેવો હતો છતાં તેનાં અવયવ કસરતથી કસાયલાં, દૃઢ અને પ્રમાણસર હતાં. તેના શરીરના હલન ચલનમાં એક પ્રકારનો તનમનાટ એવો હતો કે ચિત્તાની માફક શત્રુપર તૂટી પડતાં વાર લગાડે નહિ. ચપળતા અને બળ તેના અંગમાં હતું, એ સ્પષ્ટપણે વ્યક્ત થતું હતું. અને પ્રસંગ આવે શ્રમ સહન કરવાની હિંમત અને બળ તેનામાં હોવું જોઇએ એમ જણાતું હતું. તેની આંખ્યો કાળી અને પાણીદાર હતી. તે બે તારાની માફક ચમક ચમક થતી હતી. તે તીરની માફક સ્હામાના મનમાં પેસી જતી. તેના ગાલ પાંડુ વર્ણના હતા છતાં ભિન્ન ભિન્ન મનોવિકારાનુસાર તેની છાયા બદલાતી હતી. તેના ચ્હેરા અને ઉભા રહેવાની છટા જોઈ પોતાના ભક્ષ્ય પર તડપ મારવા ચિત્તો ઉભો હોય એવી કલ્પના જોનારના મનમાં સ્હેજ આવે એમ હતું.

શરાસને બારણું વાસ્યું તે પર રણધીરનું લક્ષ ન હતું. તે વિચારમગ્ન હોય ત્યેમ તે તરૂણના સ્હામું જોઈ રહ્યો હતો. તરૂણની દૃષ્ટિ પણ રણધીર પર ચોંટી હતી. તે દૃષ્ટિમાં જિજ્ઞાસા અને કૌતુક સ્વાભાવિક રીતે હોવાં જોઇએ, પણ તેની છાયા પણ ન હતી અને તેને બદલે અભિમાન અને તિરસ્કારની ભરેલી માલમ પડતી હતી.

રણધીર સ્હેજ આગળ વધ્યો અને સભ્યાચારને અનુસરી કંઈક બોલવું જોઇએ એમ જાણી તેણે કહ્યું:–"સરદાર શરાસનજીએ મારું નામ, ગામ તથા કુળ આપને કંઈ જ જણાવ્યું નહિ તે પરથી મને લાગે છે કે આપણે એકમેકથી પરિચિત છીએ એમ તેમને લાગ્યું હોવું જોઇએ."

"માફ કરો સરદાર!" તે તરુણે સ્નેહશૂન્ય વિનયથી જવાબ આપ્યો:–"હું જાણું છું ત્યાં સૂધી આપને પૂર્વે મળ્યો હોઉં એમ મારા સ્મરણમાં નથી. શરાસનજીને એવી કલ્પના શાથી થઈ હશે તે પ્રભુ જાણે. પરંતુ તેમનું બોલવું કંઈક મને તો વિલક્ષણ લાગ્યું. આપ મારી મુલાકાત માટે ઉત્સુક છો એ તો ઠીક, પણ, 'આપે મને કંઈ ઇજા ન કરવાનું વચન આપ્યું છે.' એમ બોલવાનો ભાવાર્થ શો તે મારાથી સમજાતું નથી. જ્યાંસૂધી મારી તલવાર મારી કમરે છે ત્યાંસૂધી એવાં વચનની કોઈ પ્રકારની જરૂર નથી."

"ભલે! પણ," રણધીરે પ્રત્યુત્તર આપ્યો:–"આપ સામંત સચિવ શત્રુ-સાલજીના કુટુમ્બમાંના હો એમ જણાય છે. આપના ચ્હેરામાં આપના કુટુમ્બી જનોને સચોટ મળતાપણું છે. વળી શરાસનજીએ આપનું નામ દેતાં જે શબ્દોનો ઉચ્ચાર કર્યો તે પરથી મારા અનુમાનને ટેકો મળ્યો."

"સરદાર! આપને મારી સાથે શું કામ છે તે આપને જણાવવાનું છે." લલામકે કહ્યું:–"આપનું અનુમાન ખરું છે. હું શત્રુસાલજીના કુટુમ્બમાંનો છું. તેઓ મારા કાકાસાહેબ અને જેમાં કહીએ તેમાં તેઓ જ છે. તેમણે જ મને પુત્રવત્ ઉછેરી મોટો કર્યો છે. અને હજી સૂધી તેઓ મને પોતાના પુત્ર સમાન ગણે છે. મારા પિતાનું નામ ચિત્રભાનુ છે. કદાચ આપે તેમનું નામ સાંભળ્યું હશે. અમારું ખાનદાન ઘણું પ્રાચીન વખતથી ચાલ્યું આવે છે, એમ લોકોનું માનવું છે. આ સેવકને લલામકના નામથી બોલાવે છે, એ તો આપ જાણો છો. સરદાર! આપ કયા કુળનું ભૂષણ છો? આપનું મધુર નામ જાણવાની હું ઇચ્છા રાખું છું. મેં જેમ મારી જાત કુળ જણાવી તેમ આપ પણ મારી જિજ્ઞાસાને તૃપ્ત કરશો એવી ઉમેદ છે."

"ઘણી ખુશીથી" રણધીરે કહ્યું:–"કદાચ આપે મારું નામ આ પૂર્વે સાંભળ્યું હશે. સરદાર! લોકો મને રણધીરના નામથી ઓળખે છે. હું અમરપુરનો એક સામાન્ય સરદાર છું."

"કોણ રણધીર!" એટલું બોલવામાં લલામકને પગથી માથા સૂધી ક્રોધ વ્યાપી ગયો. તેની આંખમાંથી અગ્નિના તનખા વરસવા લાગ્યા. તેનું શરીર જાણે

કમ્પતું હોય તેમ જણાયું. તેના હોઠ ક્રોધથી ધ્રુજવા લાગ્યા. કનકપુર પાસે એક વખત નગ્ન કટારી લઈ, જેવી લવંગિકા તેની સ્હામે ધાઈ હતી અને તે વખતે જેવું તેનું સ્વરૂપ ઉગ્ર અને ભયંકર દિસતું હતું, તેનાથી શતગણું ઉગ્ર અને ભયંકર સ્વરૂપ ધારણ કરી તે લવંગિકા ઉભી છે, એવો ભાસ અત્યારે તે તરુણનો જણાતો હતો. જ્યેમ કોઈ છંછેડાયલો સાપ ફણા માંડી, સ્હામાનાપર તુટી પડવાની તૈયારી કરી ફુંફાડા મારતો હોય, તેવો આ તરુણનો દેખાવ હતો. એક ઘાયલ થયેલ વાઘ ભયની પર્વા કર્યા વગર દુશ્મનનું હૃદય વિદારવા છલંગ મારે તેવો દેખાવ કરી તે તરુણ બોલ્યોઃ—"કોણ રણધીર! જો તું રણધીર હો તો તારી તરવાર કાઢી રક્ષણ કર, નહિ તો આ મારી તીક્ષ્ણ તરવાર તારી છાતીનું લોહી પીતાં વાર નહિ લગાડે." એટલું કહી તેણે પોતાની તરવાર મ્યાનમાંથી બ્હાર કાઢી.

આ છંછેડાયલા તરુણનાં ક્રોધી વચનનો ઉત્તર મ્હોંથી નહિ પણ કૃતિથી રણધીરે આપ્યો. તે ઝટ લઇને કુદ્યો અને કુદતાંની વાર તે તરુણના હાથમાંની તરવારને પોતાના ડાબા હાથથી એક આંચકો મારી, જમણા હાથથી તે તરવાર ઝુંટી લઈ તરુણને નિરસ્ત્ર કરી નાંખ્યો. આ સર્વ તે આંખની પળકારામાં કરી ગયો.

"અહો તરુણ સરદાર!" રણધીરે શાંતપણે તેના મ્હોં સ્હામું જોઇ કહ્યુંઃ—"આપે કોપના આવેશમાં એકદમ દ્વંદ્વ યુદ્ધ કરવા માટે ઉતાવળ અને ભૂલ્ય કરી છે. આપ જુઓ છો કે મારા શરીરપર બખ્તર છે, જે વાત ક્રોધના ઉભરામાં આપના ધ્યાનમાં રહી નથી. આપની આવી વિષમ સ્થિતિનો લાભ લઈ આપની સાથે યુદ્ધ કરવું, એ મને યોગ્ય લાગતું નથી, માટે આમ વિલક્ષણ રીતે આપના હુમલાનો પ્રતિકાર કરવા મને જરૂર પડી છે. તે માટે હું આપની ક્ષમા માગું છું. આપની આ તરવાર પાછી લ્યો. સરદાર જો મારે હાથે કોઈ પણ પ્રકારે કદિ પણ આપનું અપમાન થયું હોય, આપનું શત્રુત્વ સંપાદન કરવા જેવું કારણ આપ્યું હોય, એમ મને સ્મરણમાં નથી. છતાં, આપ જો એમ થયું હોય એમ દર્શાવશો તો આપ કહો ત્યારે આપને સંતોષ આપવા, આપની સાથે યુદ્ધ કરવા હું વચન આપું છું. પણ આપણા પરસ્પર ભાષણ પછી સ્પષ્ટ ખુલાસો થતાં, એ દ્વંદ્વ યુદ્ધનો પ્રસંગ નહિ આવે એમ મારું માનવું છે."

જે ગૃહસ્થને જોતાની વાર અતિ અભિમાનમાં, રોફમાં અને ક્રોધના આવેશમાં દ્વંદ્વ યુદ્ધ કરવા માગણી કરી હતી, તેની સ્હામે એક પળમાં નિઃશસ્ત્ર, નિર્બળ અને નિરુપાય ઉભા રહેવાનો પ્રસંગ આવતાં, લલામકને ઘણું જ માઠું

લાગ્યું. તે શરમાઈ ગયો અને કંઈક પળ સ્તબ્ધ ઉભો રહ્યો. તેના મ્હોં પર ક્ષુદ્ર કોપાગ્નિનાં ચિહ્ન નષ્ટ થયાં અને તેને બદલે આશ્ચર્ય, માનખંડના, લજ્જા આદિનાં ચિન્હ જણાવા લાગ્યાં. એ કુદરતનો નિયમ છે કે જે માણસ અભિમાની, તીવ્ર કોપી, અને સાહસી વીર હોય છે, તેનામાં સામાન્ય માણસોમાં નજરે ન પડે તેવા ઉદાત્ત ગુણ પણ હોય છે. તેમનાં મનમાં કોઈ પણ વિકારની અસર ઝટ બેસે છે, પણ સુવિચારરૂપી સાબુ લાગતાં તે અસર ધોવાઈ જવાને વાર લાગતી નથી. લલામકને રણધીરનું નામ સાંભળતાની વાર એકદમ ક્રોધની ઝાળ વ્યાપી ખરી; પરંતુ, રણધીરનું સરળ અને ઉદાર વર્તન દૃષ્ટિએ પડતાં તેનો દ્વેષ લુપ્ત થવા, અને તેને ઠેકાણે પૂજ્યભાવની પ્રેરણા થવા ઝાઝી વાર લાગી નહિ. પોતે નિઃશસ્ત્ર અને હીનબળ થવા છતાં રણધીર લેશ પણ ગર્વ ન કરતાં કિંવા અપમાનજનક ભાષણ ન કરતાં, અતિ સન્માનપૂર્વક પોતાની તરવાર પાછી આપવા તૈયાર થયો. રણધીરનું આ ઉદાર વર્તન જોઈ લલામકના હૃદયમાં રણધીરને માટે આદરભાવ જાગ્રત થયો.

"સરદાર સાહેબ!" લલામક આદરપૂર્વક બોલ્યો:–"આપે મને હરાવી જીતેલી તરવાર પાછી આપી, આપ મારા પર વિશ્વાસ દર્શાવો છો તો હું તે આદરપૂર્વક આપના યશસ્વી હાથમાંથી એ ગ્રહણ કરું છું. આપ પૂછો છો તો મને સ્પષ્ટપણે કહેવાને હરકત નથી, કે લવંગિકાનો હું ભાઈ થાઉં છું. મારી બ્હેનના નામને જે અલ્પ કલંક લાગ્યું છે, તે ધોઈ નાખવા માટે મારી તરવાર એકદમ મ્યાનમાંથી ઉછળી પડી હતી."

"મને પણ કહેવા દો સરદાર!" રણધીરે અંતરની ખરી લાગણીથી જવાબ આપ્યો:–"કે તે પવિત્ર કુમારીના નિષ્કલંક નામને હું આપનાથી પણ અધિક પૂજ્ય લેખું છું. તેના નામને એવું જ પવિત્ર અને નિષ્કલંક રાખવાને આ દેહમાં લોહીનું છેલ્લું ટીપું બાકી રહે ત્યાંસુધી પ્રયત્ન કરવા, આ રણધીર પાછો હઠે એમ નથી. તે નિર્મળ આચરણની કુમારિકાના નામને કલંક લગાડનાર, તેને માટે અપશબ્દ ઉચ્ચારણ કરનાર દુઃશાસનનું હૃદય વિદીર્ણ કરી, સીધી યમપુરીની વાટ દેખાડવા, આ ક્ષુદ્ર સરદાર તૈયાર છે."

આટલું બોલતાં બોલતાં રણધીરની સ્વાભાવિક મુદ્રા, નિખાલસ પ્રેમ, અકૃત્રિમ નિષ્ઠા અને સંતાપથી એટલી તો ઉદ્દીપ્ત થઈ હતી કે તેણે ઉચ્ચારેલો પ્રત્યેક શબ્દ અંતઃકરણની ઉંડાણમાંથી નીકળે છે એમ કોઈ પણ જોનારને ભાસ થાય.

"પણ મારે શું માનવું?" લલામક રણધીરના ઉત્સાહપૂર્ણ વચનો સાંભળી

બોલ્યો:–"આપના શબ્દો કે આપ હું આજારી હતો તે વખતે અજયદુર્ગમાં અતિથિ તરીકે આવી વર્તન કર્યું હતું તે?"

"અતિથિ!" રણધીરે આશ્ચર્ય પામી કહ્યું:-"હું અતિથિ તરીકે અજયદુર્ગ ગયો જ નથી. આપને કોઇએ ખોટી બનાવટી વાત કહી છે. મને બેશુદ્ધ અવસ્થામાં અતિ નીચ દગાથી વિશ્વાસઘાત કરી મને કેદી કરી અજયદુર્ગમાં લઈ જવામાં આવ્યો હતો. આવી સ્થિતિમાં મારા છૂટકારાને માટે જે માર્ગ પ્રથમ મળી આવે તે પત કરવામાં મને કોઇપણ પ્રકારનું દૂષણ લાગતું નથી."

"આપ કહો છો તે ખરી વાત," લલામક ચીઢાઇને બોલ્યો:–"પણ, એક ઉચ્ચ કુળની સરળ હૃદયની કુમારિકાના હૃદયપર કપટજાળ પાથરી તેને હાથે અનુચિત કામ કરાવવા આપને શો અધિકાર હતો? તેનાં નામને કલંક લાગે એવી કૃતિ કરાવવી, એ આપના જેવા વીર સરદારને શું યોગ્ય હતું? રાતોરાત ન્હાસી જવા માટે તેને એક ક્ષુદ્ર સેવકનો સ્વાંગ લેવરાવ્યો! વડિલ કાકા સાહેબની વીંટી ચોરાવીઃ પહેરેગીર, હોડીવાળા, અશ્વપાળ તે વગેરેની સાથે દગો કરવા પ્રવૃત્ત કરી આ સર્વ બાબતો શું દોષાસ્પદ નથી?"

"જરા એક વાત સાંભળશો? સરદાર!" રણધીર બોલ્યો:–"આપને સત્ય હકીકત શું છે તે માલમ નથી. આપ મારાપર કિંવા આપની સુશિલ ભગિનીપર કોઈ પણ જાતનો આરોપ મૂકયા પૂર્વે સત્ય હકીકત જાણવી એ જરૂરની છે. મેં આપની બ્હેનને ખોટી સૂચના કરી, કે ભૂરકી નાંખી, તેની પાસે અમુક કામ કરાવ્યાં એમ નથી. આપની બ્હેનનો પ્રથમથી જ રાણી પર સ્નેહ હતો અને તેના રક્ષણમાટે પ્રથમથી જ તે પ્રયત્ન કરતી હતી. જે દિવસે કેદી તરીકે મને અજયદુર્ગમાં આણવામાં આવ્યો, તે જ દિવસે તેને રાણી સાહેબને કંઈ જરૂરી પત્રો પહોંચાડવાના હતા. હું રાણીના પક્ષનો માણસ છું એ બીના તેમના જાણવામાં આવતાં, તેમણે મારો છૂટકારો કર્યો અને તે જરૂરી પત્રો બને તેટલી ત્વરાથી રાણી સાહેબને પહોંચાડવાનું કામ મને સોંપ્યું. અત્યારે તે રાણી સાહેબની ચાર માનીતિ સખીઓમાંનાં એક છે. અને રાણીની અતિ વિશ્વાસુ સખી બન્યાં છે. આ પરથી હું જે કહું છું તે ખરું છે કે ખોટું તેનું અનુમાન આપ કરી શકશો. તમને શું એમ લાગે છે કે પોતાની પ્રિય સખીના સંરક્ષણમાટે તેમને પોતાનાં સગાં કુટુમ્બીજનો, ને કાકાનું ઘર છોડી જતાં દુ:ખ નહિ થયું હોય! અતિ પ્રેમથી વર્તનાર આપ્તજનોઃ ન્હાનપણથી મોટપણ સૂધી ઉછેરી મોટી કરનાર માઃ બ્હેન, વગેરેથી છૂટા પડવાનો પ્રસંગ આવતાં, કદાચ તેમને સદાને માટે છોડવાં પડશે

એવા વિચારથી તેમના મનમાં શૂળો ભોકાઈ નહિ હોય? પોતાનાં નિકટનાં સગાંપર પ્રેમ અને રાણીશ્રીપરની રાજનિષ્ઠા એ બે પરસ્પર વિરોધી બાબતે તેમના મનને એક રણભૂમિ સમાન બનાવી દઈ તેમને અતોનાત દુઃખ કર્યું હશે. એ વાત ખચિત માનજો. પણ હા દૈવ! અનર્ગ દેશમાં વિપરીત જ કાળ આવ્યો છે. ધર્મબંધન અને રાજતંત્ર, જે લોકોમાં શાંતિ સ્થાપી; દયા, પ્રીતિ, આદિ ઉદાત્ત ગુણોનું પોષણ કરે છે; તે જ ધર્મ સંબંધી લોકોમાં ભિન્ન ભિન્ન મત થવાથી તેના નામે પક્ષાપક્ષી પડી સગાંસગાંમાં, ભાઇબ્હેનમાં, પિતાપુત્રમાં, મિત્રમિત્રમાં દ્વેષ ઉત્પન્ન થઈ કલહનો પ્રસંગ આવી પડ્યો છે."

"આપનું કહેવું બરાબર છે, સરદાર?" લલામક દુઃખદ સ્વરે બોલ્યોઃ—"અનર્ગ દેશની સ્થિતિ આજ કાલ ઘણી જ વિપરીત થઈ પડી છે. મને પોતાને પણ એવા જ વિચાર થઈ આવે છે. પણ કરવું શું?"

"જો આવી વિલક્ષણ સ્થિતિમાં" રણધીરે પોતાની વાત આગળ ચલાવતાં કહ્યુંઃ—"ભિન્ન ભિન્ન ધર્મના મતને લીધે અને પક્ષાપક્ષીને લીધે જો કોઈ માણસ પોતાના હૃદયને ગમતો પક્ષ સ્વીકારે કે ભિન્ન ધર્મમતને ગ્રહણ કરે, તો તેમાં તેનો દોષ નથી. એ જ કારણોને લીધે કોઇના મનને એક પક્ષ ઇષ્ટ લાગે અને તેને લીધે કુટુંબબંધન કે પ્રેમબંધન તોડવાનો પ્રસંગ આવે, તો તેમાં કંઈ ઈશ્વરી સંકેત છે એમ જાણી, વિરુદ્ધ પક્ષને સહાય આપનાર આપના આપ્તજનના હેતુ વિષે કુશંકા લાવવી એ યોગ્ય નથી. આપના કાકા સાહેબની વાત જ લ્યોને. તેઓ રાણીશ્રી ભદ્રશ્યામાના કંઈ સગા નથી, એમ નથી. તેના પિતાના તેઓ ઈષ્ટ મિત્ર હતા. એક વખતે અનર્ગદેશના રાજ્યમાં પ્રતિનિધિસ્થાને હતા છતાં, આજ તેઓ પોતાની પુત્રી સમાન રાણીપર, અને દેશની ગાદી વિરુદ્ધ શસ્ત્ર ઉગામવાને તૈયાર થયા છે. દેશની સ્થિતિ જ એવી છે. આપે એક પક્ષને સ્વીકાર્યો. આપની બેનને બીજો પક્ષ ઈષ્ટ લાગવાથી તેણે તે સ્વીકાર્યો. આટલા માટે તેના પર દોષારોપણ કરવું એ યોગ્ય નથી. તમારી સદસદ્વિવેકબુદ્ધિને એક માર્ગ ન્યાય્ય જણાયો તો તે પ્રમાણે વર્તવા તમને સ્વાતંત્ર્ય છે. તે જ પ્રમાણે બીજાની દૃષ્ટિએ તેને બીજો જ માર્ગ વ્યાજબી જણાય, તો તે પ્રમાણે વર્તવાની છૂટ હોવી જોઇએ, એમ આપના જેવો બુદ્ધિમાન્ માણસ કબૂલ કરશે. તમને જ માત્ર યોગ્ય માર્ગ લાગે તે પ્રમાણે વર્તવાની છૂટ જોઇએ અને બીજાને તેવી છૂટ ન હોય એ ક્યાંનો ન્યાય? જૂઓ સરદારજી! હું કંઈ આ દેશનો રહેવાસી નથી, કિંવા અહીં વસવાટ કરી રાણી સાહેબની પાસેથી કંઈ વૈભવ કે પદવી પ્રાપ્ત

કરવાની મને આશા પણ નથી, છતાં હું તમને અંતઃકરણથી કહું છું કે અનર્ગ દેશની રાજગાદીની કીર્તિ ચો તરફ ફેલાવનાર ભદ્રસ્યામા જેવા અમૂલ્ય રાજ્યરત્નની અવહેલના કરી, તેનાથી અસંતુષ્ટ રહી, તેની સામે શસ્ત્ર ઉઠાવનાર કેટલાક માણસો છે, એ જાણી મને ખરેખર ખેદ થાય છે. રાણીશ્રીનું શુદ્ધાચરણ, પ્રજાહિતની ઉત્કટ ઇચ્છા, ઉદાર અંતઃકરણ, ધર્મનિષ્ઠા, રાજકાર્યમાં બુદ્ધિમત્તા જોઈ મારા જેવા એક વિદેશીય સૈનિકને તેમની સેવા કરવાનું મન થાય છે, તો, જે તેના ગુણથી પૂર્ણપણે વાકેફગાર છે, જેણે પોતાની બાલ્યાવસ્થાનો કાળ તેના સમાગમમાં ગાળ્યો છે, જેનું શિક્ષણ પણ રાતદિવસ સાથે જ થયું છે, અને આવાં કારણોને લીધે બન્નેને અતિ સ્નેહની ગાંઠ બંધાઈ છે, એવી તમારી બેન પોતાની પ્રિયતમ સખી રાણીશ્રીના ઉપર મમતા રાખે અને તેના હિતને માટે પ્રયત્ન કરે એમાં કશું વિપરીત કે નવાઈ જેવું મને લાગતું નથી. ઉલ્ટું મને તો આશ્ચર્ય એ લાગે છે કે અનર્ગ દેશના કેટલાક બલાઢ્ય, સન્માન્ય અને વિખ્યાત સરદારો, દુરાભિમાનથી અંધ બની, બળવીરસિંહ જેવા કાવત્રાખોર રાજાના, તેમના રાજમાં ફાટફુટ પાડવાના પ્રયત્નમાં મદદરૂપ બની, માંહોમાંહ જાદવાસ્થળી જગાડી, રાજના પાયાને નિર્બળ કરવા પ્રયત્ન કરે છે. પણ એમાં આશ્ચર્ય જેવું શું છે? લલામક! આપના જેવા કુલિન, બુદ્ધિમાન્, વિચારશીલ અને પરાક્રમી સરદારને ગતાનુગતિક પોતાનું બાહુબળ એક અબળા વિરુદ્ધ વાપરવાનું મન થાય; પોતાના વિક્રમશાળી શસ્ત્રને અક્ષય કલંક આણવાની પ્રેરણા થાય, એ દુર્દૈવનો ખેલ કે કાળનો વિચિત્ર મહિમા, નહિ તો બીજું શું?"

રણધીરનું ઉપર પ્રમાણે બોલવું ચાલતું હતું તે વખતે લલામકના મનમાં અનેક પ્રકારના વિકારો ઉત્પન્ન થતા હતા, તે તેની મુખમુદ્રાપરથી સ્પષ્ટ જણાતું હતું. તેના ગાલપર નિરનિરાળા વર્ણની છાયા આવતી હતી. તેની દૃષ્ટિ ઘડીકમાં રણધીરના સ્હામી તો ઘડીકમાં જમીન ભણી નીચી વળતી. તેની છાતી લાગણીના આઘાતથી ધડક ધડક થતી હતી. તેના હોઠ ધ્રુજતા હતા. તેનું શરીર એક પ્રકારનો કમ્પ અનુભવતું હતું. રણધીરનું ભાષણ પુરું થતાં તે નિષ્કપટી અંતઃકરણના તરુણ સરદારે એક નિશ્વાસ નાંખ્યો. આગળ સરી પ્રેમથી રણધીરનો હાથ પોતાના હાથમાં લઈ ખિન્ન સ્વરે બોલ્યોઃ-"સરદાર! આપનું કહેવું સર્વાંશે મને સત્ય લાગે છે. અભિમાન અને અવિચારથી અંધ થયેલા મનુષ્યોની આંખ ઉઘાડવા આપ પ્રત્યક્ષ ઈશ્વરના કોઈ દેવદૂત સમાન લાગો છો. આપના બોલ શલ્યની માફક મારી છાતીમાં સાલે છે. મને મારા વર્તનમાટે ખેદ થાય છે. પશ્ચાત્તાપ મારા અંતઃકરણને કોતરી નાંખે છે."

લલામકના ચ્હેરા પર ભાવપરિવર્તન એવું ઝડપથી થતું હતું કે રણધીર તે જોઇને છક થઈ ગયો. તેનો અંતઃક્ષોભ વેગથી બહાર નીકળતો હતો. તેણે પોતાના શબ્દોથી આવી અસર થશે એવું સ્વપ્ને પણ ધાર્યું ન હતું.

"સરદાર સાહેબ ! કૃપા કરો !" લલામક બોલ્યો: "હવે ઝાઝું બોલતા ના. આપના બોલવાથી હું દિવાનો બની જઇશ. અરે ! પણ હું દિવાનો ક્યાં નથી બન્યો ? જો એમ ન હોય તો મારા કુળને, શીલને, કલંક લાવે તેવું કાર્ય કરવા તત્પર થાઉં ખરો ? રાજદ્રોહ કરવા જેવી નીચ બુદ્ધિ મને થાય ખરી ?"

"લલામક !" રણધીર બોલ્યો:–"આપને હું મારા મિત્ર સમાન લેખું છું. અને તેમ ગણી હું તમને કંઈ કહું તો આપ માઠું લગાડશો નહિ. હું કંઈ આપને માઠું લગાડવાના હેતુથી કહેતો નથી. આપને મેં જે હમણાં કહ્યું તે કોઈ પણ સરળ બુદ્ધિના નિસ્પૃહી ગૃહસ્થને કહ્યું હોત. સરદાર ! મારા શબ્દોથી આપના મનપર સારી અસર થઈ છે, એ જાણી મને પરમ સંતોષ થાય છે. આપના જેવા પ્રાચીન અને વિખ્યાત કુળની જે મુખ્ય કીર્તિ તે રાજનિષ્ઠા. તે વ્રત તમારે હાથે ભંગ થવાનો સમય આવ્યો હતો; પણ, આપ વખતસર ચેતી ગયા અને જે થયું તેને માટે પશ્ચાત્તાપ થાય છે, એ આનંદની વાત છે. સરદાર ! આપના મનમાં શા વિચાર ઘોળાય છે તે હું સારી પેઠે સમજી શકું છું. આપ આપની બ્હેને જે પગલું ભર્યું છે, તેને માટે તમે અંતઃકરણથી તેને ધન્યવાદ આપો છો, નહિ વારુ ? મહત્વાકાંક્ષાને લીધે સન્માર્ગનો ત્યાગ કરી રાજદ્રોહ કરવા ઉદ્યત થનાર આપ્ત વર્ગોથી જૂદી પડી, પોતાના કુળનું પરંપરાથી ચાલતું આવતું સુવ્રત કાયમ રાખવા નિશ્ચય કર્યો; આ તેના ડહાપણમાટે તમે અંતઃકરણથી તેને શાબાશી આપો છો, નહિ વારુ ? જે સર્વગુણસંપન્ન રાણીની કંઈ તો સેવા કરવી એવી ઇચ્છા અનર્ગ દેશનાં કુલિન સ્ત્રીપુરુષોને થાય છે, તેવી રાણીનો આપની ભગિનીએ પક્ષ કર્યો તે માટે તમને મનમાં એક પ્રકારનું અભિમાન થાય છે. કેમ ખરું કની ? નિંધ સ્વાર્થમાટે ખોટી મોટાઇની આશાથી અંધ બની, ધર્મ-રક્ષણના ખોટા બ્હાના હેઠળ, રાજદ્રોહ જેવો મહાન્ ગુન્હો કરવા પ્રવૃત્ત થયેલા, અનર્ગ દેશ સમાન સ્વતંત્ર રાષ્ટ્રનો નાશ કરવા કપટી બળવીરસિંહ જેવા પરકીય રાજાના હાથમાં પુતળું બની નાચનારા, અવિચારી, ક્ષુદ્ર બુદ્ધિના ધર્મહીન સ્વદેશ શત્રુના મધુર ખોટા ભાષણથી ભમી જઈ, આપના નિર્મળ કુળને કલંક લગાડવા આપ તૈયાર થયા હતા, એ વિચાર આપના મનમાં આવતાં આપને અતોનાત કષ્ટ થાય છે. ખરું કે નહિ ?"

"બસ્સ કરો સરદાર! બસ્સ કરો"-લલામક ઉદ્વિગ્ન સ્વરે બોલ્યો:-"આપની વાણીના વજ્રપ્રહારથી મારું અંતઃકરણ ચિરાઈ જાય છે. મારા દાઝેલા હૈયાપર ડામ ન દ્યો. મારા ઝખ્મપર લૂણ ન નાંખો." એટલું કહી લલામક નીચે બેઠો. તેણે પોતાના હાથ વતે મ્હોંડું ઢાંકી દીધું. અને ડસ્કા ભરવા લાગ્યો.

સુકુમાર માધવીલતાના મૃદુ અંકુર અને કોમલ પત્રો સામાન્ય વાયુ લહરીથી કમ્પી ઉઠે; કિંવા સામાન્ય ઉષ્ણતાથી કરમાઈ જાય એ સ્વાભાવિક છે. પરંતુ દૃઢમૂલ આમ્રવૃક્ષને આખું હલાવવાને પ્રબળ ઝંઝાવાત જોઇએ; કિંવા તેને કરમાવાને પ્રચંડ કિરણો જોઇએ; તેજ પ્રમાણે સ્થિરચિત્ત પુરુષના કઠોર અંતઃકરણને ક્ષુબ્ધ કરી, તેનાં નેત્રમાંથી અશ્રુધારા પાડવાને તેવો તીવ્ર મનસ્તાપ આવશ્યક છે. જ્યારે એવા અસહ્ય તાપથી અંતઃકરણ દગ્ધ થતાં જ્યારે કોઈ પુરુષ પોતાનું નૈસર્ગિક ધૈર્ય છોડી સ્ત્રી જાતિનું નિર્બળત્વ અંગીકાર કરે છે, ત્યારે તેમ થવામાં કંઈક વિશેષ કારણ હોય છે. અને આ પ્રસંગનો દેખાવ સન્નિધ હોનાર માણસને ખરેખર હૃદયદ્રાવક અને અસહ્ય ભાસે છે.

લલામકનાં નેત્રમાંથી અશ્રુધારા ચાલતી જોઈ રણધીરનું હૈયું પણ ગળગળું થઈ ગયું. તે લલામકની સ્થિતિ જોઈ આભો જ બની ગયો. તેને શું કરવું તે સુઝયું નહિ, કારણ કે આવે વખતે સાંત્વન કરવું એ તેના દુઃખમાં વધારો કરવા જેવું હતું. એક ક્ષણ પછી લલામક સળંગો બેઠો થયો. તેણે પોતાનાં આંસુ લોહી નાંખ્યાં અને રણધીરનો હાથ પકડી કહ્યું:-"સરદાર! આપ મને ધિક્કારો છો, નહિં વારુ? તમે મારી અવહેલના કરો છો?"

"નહિ, મિત્ર! એમ નથી" રણધીરે મમતાળુ સ્વરે જવાબ આપ્યો:-"આપની સ્થિતિ જોઈ મને અનુકમ્પા આવે છે. આપના આવા નિર્મળ અને નિષ્કપટી મનને ભમાવી આડે માર્ગે લાવવાનો પ્રયત્ન કરનાર તરફ મને તિરસ્કાર આવે છે. લલામક! હું તમને મારા મિત્ર જ માનું છું અને જો આપ મને પણ તેજ પ્રમાણે ગણશો તો હું આપના વિશ્વાસને પાત્ર થવા, આપ કહો તે કરવા તૈયાર છું."

લલામક સ્હેજ વાર ચુપ રહ્યો. તેણે આમતેમ ઓરડામાં એકાદ બે ફેરા માર્યા. પછી રણધીરની સ્હામે આવી કહ્યું:-"આપ મારા ખરા મિત્ર અને હિતેચ્છુ છો. આપે મને સારે માર્ગે વાળવા સ્પષ્ટ અને સાચાં વચનો કહી મારી આંખ ઉઘાડી છે. એ આપનો મારાપર મોટો ઉપકાર છે. સરદાર! મારી આંખમાં આંસુ જોઈ આપને આશ્ચર્ય લાગ્યું હશે, અને લાગે એ સ્વાભાવિક છે.

આપ મને મિત્ર લેખો છો તો પછી, મને એકાએક એમ કેમ થઈ આવ્યું, તેનું કારણ મારે તમને કહેવું જોઇએ. એ તો મેં આપને કહ્યું છે કે, સેનાપતિ ચિત્રભાનુ એ મારા પિતા હતા. હું ન્હાનો હતો તેવામાં જ તેમનું મરણ થયું. મારી માતુશ્રીનો વિયોગ પણ મને એ જ અરસામાં થયો. મને મારી કાકી જે માસી પણ થતી હતી. તે પોતાને ત્યાં લઈ ગઈ. મારું પોતાના છોકરા પ્રમાણે લાલન કરવા લાગી. અમારી સર્વ વ્યવસ્થા અમારા કાકા જ કરતા હતા. તેમને પુત્ર ન હોવાથી મને જ તેઓ પોતાનો પુત્ર લેખવા લાગ્યા. ભદ્રશ્યામાના પિતાના જ સમયમાં રાજનો ખરો કારભાર કાકા સાહેબના હાથમાં હતો; તેથી તેમને ભદ્રપુરમાં જ રહેવું થતું હતું. આથી અમારે પણ ત્યાં જ રહેવાનું થતું હતું. લવંગિકા અને ભદ્રશ્યામા વયમાં બરાબર હોવાથી અને રાત દહાડો સાથે રહેવાથી તેમને બે બ્હેનો જેવો સ્નેહ બંધાઈ ગયો. મારી વય પણ ન્હાની હતી અને હું પણ રાજવાડામાં જતો આવતો હતો. ભદ્રશ્યામાનું શિક્ષણ મામાસાહેબને હાથે થયું અને અમારા ગુરુ પણ તે જ બન્યા. ન્હાનપણમાં છોકરાંઓને પોતાની ઉચ્ચ નીચ સ્થિતિનું ભાન ભાગ્યે જ હોય છે. અમને તો ભદ્રશ્યામા એ રાજકન્યા છે અને અમે તેનાથી કમી યોગ્યતાના છીએ, એ શિખવવામાં આવ્યું જ ન હતું. હું, લવંગિકા અને ભદ્રશ્યામા, જમતાં, રમતાં, ઘોડે બેસીને ફરવા જતાં સાથેના સાથે જ રહેતાં, આથી અમારા ત્રણે જણમાં પરસ્પર પ્રેમ થયો. કોઈ કોઈ વખત મોટાં રાણી સાહેબ મને "મારો જમાઇ" એમ હસ્તાં હસ્તાં કહેતાં હતાં. મારી ચૌદ વર્ષની વય થઈ ત્યારે કાકા સાહેબે મને રાજવાડામાંથી દૂર કર્યો. બીજા સરદારોના છોકરાઓ સાથે મારું અધ્યયન થવા લાગ્યું. પણ રાજવાડામાં જવાનો વહિવટ ચાલુ હતો. હું સ્હવાર સ્હાંજ વખતોવખત દરબારમાં જતો હતો. આ વખતે લવંગિકા અને ભદ્રશ્યામા સંગીતનું શિક્ષણ લેતાં હતાં. હું ઘણીક વાર ભદ્રશ્યામા સંગીત મ્હોંડે કરતી હોય તે વખત જતો અને તે કર્ણપ્રિય સંગીત સાંભળી આનંદ મેળવતો હતો. કોઈ કોઈ વાર રાતનું ભોજન પણ ત્યાં જ લેતો અને ભદ્રશ્યામાની સાથે મીઠો વાર્તાલાપ કરતો. આ વખતે રાજકુંવરી—ભદ્રશ્યામાને જણાયું કે મને કાવ્ય રચવાનો શોખ છે. તેઓ ઘણીક વાર મને કવિતા રચવાની પ્રેરણા કરતાં, મારાં ગાંડાઘેલાં કાવ્યો વાંચી તે ઘણાં રાજી થતાં. સ્હાંજના પછી હું થોડોક સમય તો દરરોજ તેમને સંસ્કૃત કવિનાં કાવ્યો વાંચી સંભળાવતો હતો. તે મારા વિચારને હમેશાં પોષણ આપતાં હતાં. મને ખિન્ન જોઈ રાજી કરવાને પ્રયત્ન કરતાં. હું કંઈ કારણસર

રાજવાડામાં જાઉં નહિ તો. પોતાની ખાનગી દાસી મારફત મારી ખબર કઢાવતાં હતાં. આનું પરિણામ એ થયું કે ભદ્રશ્યામાપર મારો સ્નેહ હતો તેણે નિરાળી દિશા લીધી. હું ભવિષ્યની કલ્પનાના મનોરમ દેખાવો મારી નજર આગળ આંકવા લાગ્યો. સરદાર! મારી આ વાત સાંભળી મારી ઠઠ્ઠા કરતા નાહું મનોહર કલ્પનાની પાંખપર બેસી પ્રણયના નંદન વનમાં વિહાર કરવા લાગ્યો. મને રાજવાડામાં ગયા વગર ગોઠતું નહિ. જ્યારે ભદ્રશ્યામા સન્નિધ હોઉં ત્યારે જ મને અતોનાત આનંદ થતો. તેમનું બોલવું, તેમની વાક્ચાતુરી, તેમનું ચાલવું, તેમનો પોશાક સર્વ કંઈ મને પ્રિય ભાસતું હતું. હું 'કુવલયા' ભણ્યો હતો. મલ્લિનાથની ટીકાએ મને જે રહસ્ય સમજાવ્યું ન હતું તે રાજકુંવરીના સહવાસમાં સમજવા લાગ્યો. ટૂંકામાં એ જ કે મારો રાજકુંવરીપર પ્રેમ બંધાયો. તેમને હાથે એ પ્રેમનો પ્રતિકાર થાય તેવું કંઈ બન્યું નહિ. તેમનું પ્રત્યેક કામ મારા અભિલાષને વૃદ્ધિ કરે, તેમ હું જોવા લાગ્યો. અમારા કુળમાં રાજગૃહની કન્યાઓ આગળ ઉતરેલી એ બિનાએ મારા આ વિચારને દૃઢિભૂત કર્યો. એટલામાં ભદ્રશ્યામાના પિતાનું મરણ થયું. બાદમાં મોટાં રાણી પણ દેવલોક પામ્યાં. ભદ્રશ્યામાનો વિશ્વાસ કાકાસાહેબપરથી દિનપરદિન ઘટવા લાગ્યો. પણ તેથી કરીને તેમનો સ્નેહ મારાપર કમી થયો નહિ. તેમના આ સ્વાભાવિક સરળ વર્તનનો અર્થ હું મૂર્ખ ઉલટો જ કરવા લાગ્યો. મારા મનમાં ભદ્રશ્યામા માટે જે વિચાર થતા હતા તેવા જ વિચાર તેમના મનમાં ઉત્પન્ન થયા હોવા જોઇએ, એમ હું માનવા લાગ્યો. બાદમાં કાકાસાહેબે પોતાની પદવી છોડી દીધી અને અજયદુર્ગમાં રહેવા ગયા. આથી મારે તથા લવંગિકાને ભદ્રશ્યામાનો સહવાસ છોડવો પડ્યો. ભદ્રશ્યામાનો લગ્ન કરવાનો વિચાર છે એ વાત જાહેર થઈ ત્યારે મને આનંદ થયો. અને જ્યારે મેં સાંભળ્યું કે તેણે રાજકુમારોનાં માગાંને પાછાં ઠેલ્યાં છે, ત્યારે તે મને વિસરી ગઈ નથી, એમ મેં મૂર્ખપણાને લીધે માની લીધું. આટલું થયું છતાં મારા મનની ગુપ્ત વાત મેં કોઇને જણાવી ન હતી. લવંગિકાને પણ આ વાત કહી ન હતી. એટલું જ નહિ પણ ભદ્રશ્યામાને જણાવવાને પણ પ્રયત્ન કર્યો નહિ. ખોટા અભિમાને મારા મનને ભંભેર્યું કે ભદ્રશ્યામા જાતે એ પ્રશ્ન પોતાની મેળે મારી પાસે કાઢે નહિ ત્યાં સુધી મારે ચુપ બેસવું. આ સાંભળી આપ મને હસશો પણ તેની મને પર્વા નથી. હું મારા અંતઃકરણના શા વિચાર હતા, તે આપને જણાવું છું. થોડા જ દિવસમાં મારે કાને વાત આવી કે સરદાર દારુક સાથે રાણી સાહેબ લગ્ન કરવા વિચાર રાખે છે. આ વાત સાંભળી

ખરી, પણ મારા મને તે ખરી માની નહિ. મનમાં એમ પણ થઈ આવ્યું કે એકવાર ભદ્રપુર જઈ ભદ્રશ્યામાને મળી આવી મારું મન મોકળું કરી આવું કિંવા મામાસાહેબના કાને વાત નાખી ભદ્રશ્યામાની પાસે જ માગું કરાવું. પણ અભિમાને મારા પગ લૂલા કરી નાંખ્યા હતા. પછી જ્યારે ભદ્રશ્યામાનાં લગ્ન હારુકની સાથે થવાનું નક્કી થયું, ત્યારે મારા મનની શી સ્થિતિ થઈ હશે, તેની આપ કલ્પના કરી લેજો. આપ અજયદુર્ગ આવ્યા ત્યારે હું આજારી થઈ ખાટલે પડ્યો હતો, તેનું કારણ એ જ. મારા હૃદયને સખ્ત આઘાત લાગ્યો હતો. મને દુઃખનો આ પ્રથમ પ્રસંગ હતો અને દુઃખ પણ ભયંકર હતું. જે દિવસે ભદ્રશ્યામાનાં લગ્ન નક્કી થયાં, એમ સાંભળ્યું તે દિવસથી મારું મન ભાગી ગયું. મારે મન આ સંસાર ખાટો થઈ ગયો. મને કશામાં ચેન પડે નહિ. મારું માથું ફરી ગયું. ન્હાનપણથી જ મારો જેના પર નિસ્સિમ પ્રેમ હતો: જેના એક શબ્દ પર હું કહે તે કરવા તૈયાર થતો હતો: જેની ઈચ્છા પૂર્ણ કરવા મારો પ્રાણ આપવા પણ રાજી હતો: જેના ચરણમાં તન મન અકૃત્રિમ ભક્તિથી અર્પણ કરવા ઉત્સુક હતો: તે ભદ્રશ્યામા—મારી લવંગિકાની પ્રિય સખીનો હું અંતરથી દ્વેષ કરવા લાગ્યો. તેણે મને સુખની આશા દેખાડી દુઃખના દરિયામાં ધકેલી દીધો. તેણે જાણી જોઇને મારું અપમાન કર્યું. પોતાને હાથે મારા હૃદયમાં રોપેલી પ્રણયવલ્લીને નિર્મૂળ કરી. તેણે મને આશાનો હેમમેરુ બતાવી ભીખારી બનાવ્યો: આવા ખોટા વિચાર મારા મનમાં આવવા લાગ્યા. માત્ર મારા મનની સ્થિતિ હું કોઇને જણાવતો નહિ. ક્વચિત્ વેર લેવાનો વિચાર પણ મારા મનમાં થઈ આવતો હતો. મારા મગજની સ્થિતિ વિલક્ષણ હતી. એટલામાં આ સરદારોની વાતથી મારા એ ભ્રમિષ્ટ વિચારોને પુષ્ટિ મળી. કાકા સાહેબ રાણીશ્રીનો દોષ કાઢવા લાગ્યા. એણે પણ મારા મનને કલુષિત કર્યું, પણ એમાં કંઈ હું એમનો દોષ કાઢતો નથી. દોષ મારી મૂર્ખતાનો છે. કારણ કે જો હું વેર લેવાના વિચારથી અવિચારી થયો નહોત તો તેમનું મારી પાસે શું વળવાનું હતું? પછીની હકીકતથી આપ સારી રીતે વાકેફગાર છો. મને એક પ્રકારનો ઉન્માદ થયો હતો. આપે તેનું વિષ ઉતારી નાંખ્યું છે. જોકે હું કેટલોક વખત થયાં એ રાજદ્રોહી મંડળમાં ભળ્યો છું, છતાં મારે હાથે રાજદ્રોહની કૃતિ થઈ નથી. આજ જ તેવું કામ થવાનો પહેલો જ પ્રસંગ હતો અને સુદૈવે આપની મુલાકાત થઈ. આજ હું ઘોર પાતક કરવા તૈયાર થયો હતો અને જો તેમ થયું હોત તો, પાછળથી મારી કેવી સ્થિતિ થાત! સરદાર! આજે આપે મને એક ભયંકર પાપ કરતાં અટકાવ્યો છે. હું આપનો

સદાને માટે ઋણી છું. આપના શબ્દથી મારા મનને એકદમ શાથી એમ થયું? શા માટે એક અબળાની માફક મારી આંખોમાં આંસુ આવ્યાં? એનું કારણ આપને જણાવ્યું. મારી માત્ર આપને એક જ પ્રાર્થના છે અને તે એ કે મારા હૃદયની આ વાત કદિ પણ કોઇને જણાવતા ના. તેને આપના અંતઃકરણમાં દાટી રાખજો. એક અક્ષર પણ બ્હાર કાઢતા ના. મારી સન્મુખ પણ ફરીથી એ વાત હોઠે લાવતા ના."

"વારુ. મિત્ર! એ હું તે કદિ પણ કોઇને કહીશ નહિ. જ્યાં સુધી આપ તેને ગુપ્ત રાખવા માંગશો. ત્યાં સુધી એ વાત બીજાને કાને નહિ જાય." રણધીરે કહ્યું:-"પણ હું એક બીજી વાત આપને પૂછવા માગું છું. આજ આપનો અને મારો પરિચય પડ્યો. આજે આપની સાથે મૈત્રિભાવ બંધાયો. આજથી આપ રાણીશ્રીના વિરુદ્ધ બંડ કરનારા રાજદ્રોહી લોકોને પ્રત્યક્ષ કિંવા અપ્રત્યક્ષ સહાય કરવાના નથી. એવો જે આપે નિશ્ચય કર્યો છે, વગેરે બીના આપની બ્હેનને જણાવવાને હરકત છે? આપની આ વાત સાંભળી તેને અતોનાત આનંદ થશે."

"હા, બેલાશક જણાવજો." તે તરુણે જવાબ આપ્યો:-"એટલુંજ નહિ, પણ સાથે સાથે એમ પણ જણાવજો કે મારા વર્તનને માટે હવે પછી તે કોઇ પણ જાતની શંકા રાખે નહિ. એ તો ઠીક પણ સરદાર! આપ અહીં શા હેતુથી આવ્યા હતા? આપે અહીં કોને મળવા ધાર્યું હતું?"

"આપ એ તો જાણો છોને કે કુંતલરાય જે કામને માટે અહીં આવ્યા હતા તે કામ ફુસ્કી ગયું," રણધીરે જવાબ આપ્યો:-"અને સર્વ દ્રવ્ય રાણીના ખજાનામાં જઈ પડ્યું છે."

"તે આપના વિલક્ષણ પરાક્રમને લીધેજ." લલામક વચ્ચે જ બોલી ઉઠચો:-"કુંતલરાય વિલે મોંઢે અહીં આવ્યા. તેઓએ ભયચકિત ચ્હેરે સઘળી હકીકત જણાવી. કુંતલરાયને સોંપેલું કામ આમ નિષ્ફળ નિવડશે, એવી કોઇએ આશા રાખી ન હતી. તેની સ્થિતિ અહીં આવ્યા પછી એવી થઈ ગઈ કે વૈદ્યને બોલાવવો પડ્યો. આ હકીકત સાંભળી શરાસન અને જયંત પણ સ્તબ્ધ જ બની ગયા હતા."

"આ હાથમાંથી સટકેલી બાજી કયેમ ફેરવવી એનો પણ એ લોકોએ તાબડતોબ નિશ્ચય કર્યો હતો." રણધીરે કહ્યું:-"પ્રસંગ પડે આમાંની એક પણ વાત તેમને માલમ નથી. કુંતલરાય સાથે તેમને લવલેશ સંબંધ નથી. આ કોઈ લુચ્ચા માણસનું કારસ્થાન છે. એમ કરી વાત ઉડાવવાનો તેમણે નિશ્ચય કર્યો હશે નહિ વારુ?"

"બરાબર." લલામક બોલ્યો.

"અને આપે પણ એમ નિશ્ચય કર્યો હશે કે," રણધીરે કહ્યું:–"થોડીવાર અહીં રહેવું અને રાણીશ્રી આ બાબતમાં શું પગલાં ભરવા માગે છે? તે સર્વ જાણી લઈ, પછી અહીંથી જવું અને શત્રુસાલજીની છાવણીમાં જઈ સર્વ હકીકત જણાવવી, ખરું કે નહિ?"

"હા, આપનો તર્ક ખરો છે." લલામકે જવાબ આપ્યો.

"મારી પણ એવી પક્કી ધારણા હતી." રણધીરે કહ્યું:–"અને તેથી શત્રુસાલજીની તરફથી આવેલા માણસ સાથે મારી મુલાકાત થવી જોઇએ એમ મેં શરાસન પાસે આગ્રહથી માગણી કરી. શત્રુસાલજી તરફથી આવેલા ગૃહસ્થ આપ હશો અને આપની સાથે આ પ્રમાણે મળવું થશે, એનો મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો."

"મને લાગે છે," લલામકે કહ્યું:–"કે શરાસન અને જયંત પૂરેપૂરા આપના સકંજામાં આવ્યા હોવા જોઇએ. કારણ કે તેમ ન હોય તો ગમે તે આવે તો પણ, તે કાકાસાહેબ તરફથી આવેલા વિશ્વાસુ માણસ સાથે મળવાની માગણી કદિ પણ કબૂલ રાખે નહિ. બંડખોરોનો કોઈ પણ માણસ અહીં નથી. એમ ખાત્રીથી કહ્યા વગર રહે નહિ. વારુ, પણ આ બાબતથી તે કેવળ અજ્ઞાન છે એમ ઉડાવવાની અને મૂલં નાસ્તિ કુતઃ શાખા કરવાનો નિશ્ચય એકાએક એમ ફરી કયેમ ગયો વારુ?"

"આહ! પહેલાં તેમને ખબર ન હતી કે તેઓ કેવા મારા સપાટામાં આવ્યા છે." રણધીરે કહ્યું:– "પણ તેમની ચોટલી મારા હાથમાં નથી. એમ તેમણે જાણ્યું ત્યાં સૂધી દરેક વાત ઉડાવવાને કોશીશ કરી. પણ તેમનાં એકે એક કારસ્થાન મારી જાણમાં આવ્યાં હતાં. તે તેમને જણાવ્યાં કે તેઓ એકદમ નિરુપાય અને દીન થઈ ગયા. જો મેં એમ ઇચ્છ્યું હોત કે તેઓ મારે પગે પડે તો તેમણે એમ પણ કર્યું હોત."

"પણ કાકાસાહેબ તરફથી આવેલા માણસ સાથે મળવાનો આગ્રહ કરવામાં આપનો શો હેતુ હતો?" લલામકે કહ્યું:–"તે હજી આપે મને કહ્યું નથી. અને અહીં હું મળીશ એ આપ જાણતા ન હતા ત્યારે આપને અહીં મળનાર કોણ હતું?"

"મિત્ર!" રણધીર બોલ્યો:–"સાંભળો: ચોક્કસ કારણોને લીધે શત્રુસાલજી જ્યાં હોય ત્યાં જઈ તેમને મળવું એવો મેં સંકલ્પ કર્યો હતો."

"શું? સરદાર!" લલામક વચ્ચે જ બોલી ઉઠ્યો:–

"આપ કાકા સાહેબને મળવા ઇરાદો રાખો છો?"

"બરાબર ચોક્કસ" રણધીરે કહ્યું:–"મારું એમ માનવું છે કે તેમને રૂબરૂમાં મળવાથી અનેક પ્રકારના લાભ થવાનો સંભવ છે. આ બંડનો પ્રચંડ અગ્નિ જલ્દીથી શાંત થઈ જશે. રાણીના પક્ષનો વિજય થવાનો એમાં લેશ પણ શંકા જેવું નથી. અને એમ થાય તો શત્રુસાલજી જેવા વિખ્યાત અને શૂર સરદારને શૂળી કે કારાગૃહવાસનો પ્રસંગ આવે, એ ઠીક નથી. આવી માનખંડનામાંથી તેમને બચાવવા માટે જો હું સાધન થઈ પડું તો ખોટું શું છે? વળી આથી નાહક પ્રાણહાનિ અને રક્તપાત થતો અટકશે. એમ છે તો પ્રયત્ન કરી જોવામાં જાય છે શું?"

"ઉદારચિત્ત સરદાર!" લલામક બોલ્યો:–"આપનું અંતઃકરણ વિશાળ છે, એ હું કબૂલ કરું છું. આપનો પ્રયત્ન સ્તુત્ય છે, એની હું ના પાડતો નથી. પણ આપને કાકા સાહેબનો સ્વભાવ બરાબર ખબર નથી. આપનો એમની સાથે સંબંધ કેવા પ્રકારનો છે તે આપ જાણો છો? એ ધ્યાનમાં રાખજો કે આપે બે વાર એમને દ્વંદ્વમાં હરાવ્યા છે. તેમની સઘળી બાજી ધૂળમાં મેળવી છે. અને તેમના મનોરથ તોડી નાખ્યા છે. આપ અજયદુર્ગમાંથી તેમના હાથમાંથી સટકી ગયા. રાણીશ્રીના સંરક્ષણને માટે સૈન્ય એકઠું કર્યું. તે વેળા આગળ તેમના હાથમાં સપડાઇ જાત, તેવા અણીના પ્રસંગે મદદ કરી, બધો તાલ બગાડી નાખ્યો. રુદ્રસેન અને શ્યામરાયને અજબયુક્તિથી ફસાવ્યા. આ સર્વ કામને માટે કાકા સાહેબને અતિશય સંતોષ થયો હશે? આપના પર હેતનો ઉમળકો છૂટતો હશે, નહિ વારુ? આપ અનુભવશીલ છો, એ વાત ખરી, પણ કાકા સાહેબને મળવાનો નિશ્ચય એ કેવળ દિવાનાપણું છે."

"એ તો ખરું." રણધીરે કહ્યું:–"પણ તમારા કાકા સાહેબે મને એક મુદ્રિકા આપી છે. એ આપ જાણતા નહિ હો. તે કંઈ ઉપકારના બદલામાં આપી છે ને એ હજી મારી પાસે છે. એ વીંટી તેમને બતાવતાં જો તેઓ પોતાનું વચન નહિ પાળે, તો એક સૈનિક તરીકે તેમની આબરુના કાંકરા થઈ જશે અને સારા ભરતખંડમાં તેમની થૂ: થૂ: થશે, એની એમને ભીતિ હશે કે નહિ?"

"એ ખરી વાત" લલામકે કહ્યું:–"જ્યારે એ વીંટી કાકા સાહેબે આપને આપી, તે વખતે આપનું મ્હોં શિરસ્ત્રાણથી ઢાંકેલું હતું, ખરું કને? તો પછી તમે કોણ છો? એ ઓળખ્યા વગર આપેલું વચન પાળશે એમ શા પરથી માની લ્યો છો? વળી આપે એ આપેલી વીંટીનો ઉપયોગ પણ એક વખત ઉત્તમ

રીતે કરી મૂકયો છે. એ વીંટી આપ્યાને ભાગ્યે જ બે ઘડી થઈ હશે એટલામાં એ વીંટીનો ઉપયોગ આપે તેમની યુક્તિ તોડી નાખવા માટે કર્યો. એ વાતની જ્યારે તેમને ખબર પડી ત્યારે તેમનું ભારે અપમાન થયું, એમ તેમને કયેમ નહિ લાગ્યું હોય અને તેમને ખોટું કયેમ નહિ લાગ્યું હોય?"

"તે ગમે તેમ હો." રણધીરે કહ્યું:-"યુદ્ધમાં સર્વ પ્રકારની યુક્તિ ક્ષંતવ્ય ગણાય છે. એ વાત ખરી કે તે મુદ્રિકાનો મેં ઉપયોગ કર્યો છે, પણ તેથી કંઈ આપના કાકા સાહેબ તેમના વચનમાંથી મુક્ત થઈ શકતા નથી. જ્યાં સુધી એ વીંટી મારા હાથમાં છે, ત્યાં સૂધી તમારા કાકા સાહેબ તેમનું આપેલું વચન પૂરું કરવા બંધાયલા છે. આ સિવાય એક બીજી બાબત એ પણ છે કે અમારા બન્નેના મળવાથી એમને પોતાને લાભ થવાનો સંભવ છે. મેં એમને મળવાનો પાકો નિશ્ચય કર્યો છે. તમને મળ્યો ત્યાર પહેલાં હું એ વાત નક્કી કરી ચૂકયો છું."

"વારુ પણ, આ કામમાં આપને કંઈ મારી મદદની જરૂર છે?" લલામકે પૂછ્યું:-"જો હોય તો તેમ કરવા ખમચાતા ના."

"હા જી," રણધીરે પ્રત્યુત્તર આપ્યો;-"એક બાબતમાં આપની મદદની જરૂર પડશે. અમને એવી ખબર પડી છે કે બંડખોરોની છાવણી કલ્યાણપુર આગળ છે. સઘળી સેના પ્રથમ ત્યાં જ એકઠી કરવા તેમનો વિચાર હતો. પરંતુ શત્રુસાલજી ત્યાં છે કે નહિ તે મને માલમ નથી. મને એમ લાગે છે કે શત્રુસાલજીનો મુકામ કંઈક બીજે સ્થળે હોવો જોઇએ. જ્યારે બળવીરસિંહની સુવર્ણ મુદ્રા અમુક સ્થળે પહોંચતી કરવાનું લખ્યું હતું, તે પરથી તેમનો મુકામ એટલામાં બીજે કંઈક પાસે જ હોવો જોઇએ. મારે આપની પાસેથી જે મદદ જોઇએ છીએ તે એ જ કે શત્રુસાલજીની સાથે રાતે કયે સ્થળે હું મળી શકીશ?"

"મિત્ર!" લલામકે દૃઢતાથી કહ્યું:-"એ વાત બરાબર ધ્યાનમાં રાખજો કે જો કે મેં રાણીશ્રીના સ્હામે હથિયાર ન ઉચકવા કિંવા તેમના દુશ્મનોને કોઈ પણ પ્રકારે મદદ ન કરવાનો નિશ્ચય કર્યો છે. એ ખરું, પરંતુ જે લોકોએ, સરદારોએ અને કાકાસાહેબે મારાપર વિશ્વાસ રાખ્યો છે, તેમનો વિશ્વાસઘાત કરવાનું કે તેમને ફસાવવાનું નિંદ્ય કામ મારાથી કદિ પણ નહિ થાય."

"એવું વિશ્વાસઘાતનું કામ," રણધીરે કહ્યું:-"હું મરી જઉં તો આપને કરવા ન કહું. હું પણ એક સૈનિક છું. વળી આપ મારા મિત્ર છો. આપની આબરૂને બટ્ટો લાગે એવું કામ કદિ પણ કહું નહિ. લલામક! આપ વિચાર કરો કે જો હું હજાર બે હજાર સિપાઇઓ સાથે લઈ, હું હુમલો કરવા જતો હોત તો

જૂદી વાત હતી. એવે પ્રસંગે આપ જો તેમનો મુકામ ક્યાં છે? એ કહો તો વિશ્વાસઘાત થયો કહેવાય. પણ આ તો હું એકલો, એક નોકરને લઈ તેમને મળવા જવા માગું છું. નહિ કે તેમની સાથે લઢવા. વળી આ વાત હું બીજા કોઇને જણાવવા પણ માગતો નથી. જોઇએ તો હું સોગન ખાવા તૈયાર છું.–"

"સરદાર!" લલામકે વચ્ચે જ કહ્યું:–"આપના જેવા સજ્જન પુરુષનું વચન બીજા લોકોના હજાર સોગન કરતાં વધારે કિંમતી છે. કાલે જે સ્થળે હું કાકાસાહેબને મળવાનો છું, તે સ્થળે હું જાતે તમને લઈ જઇને પહોંચાડીશ. મારો વિચાર અહીંથી વ્હેલાં સ્હવારે નીકળવાનો હતો અને તેથી ગુપ્તપણે જવાને માટે આવા પ્રકારનો પોશાક મારે ધારણ કરવો પડ્યો છે. પણ હવે—"

"આપે જે વખત નક્કી કર્યો હોય તે જ વખત મારે માટે પણ ઠીક જ થઈ પડશે." રણધીરે તેને પુરું બોલવા ન દેતાં કહ્યું:–"એથી આપ કહો છો તે ગુપ્તપણું પણ જળવાશે. વળી હું શહેરમાંથી જ આપની સાથે નીકળીશ નહિ. શહેર બ્હાર આપ કહો ત્યાં આપણે ભેગા થઇશું."

"સ્હવારના વ્હેલો નીકળી પરમોક્ષન ટેકરીની બાજુમાં ઝરા પાસે એક અમરાઈ છે. ત્યાં એક ચોતરો છે ત્યાં આગળ હું આપની રાહ સૂર્યોદય સુધી જોઇશ. આપ રાજમાર્ગે આવી પહોંચજો અને હું આડી વાટે નીકળી પડીશ. જૂઓ સૂર્યોદય સુધી હું આપની રાહ જોઇશ. સમજ્યા!"

"વારુ?" રણધીરે પ્રત્યુત્તર આપ્યું:–"હું બરાબર વખતે હાજર થઇશ પણ હા, આપણે છૂટા પડીએ ત્યાર પહેલાં હું આપને એક વાત પૂછવા માગું છું. આ મંદાર્કવાસી કૂતરાઓ તમને આપણી વાતચીત માટે પૂછશે તો શો જવાબ દેશો?"

"શો જવાબ દઉં?" લલામકે પૂછ્યું:–"હું પણ એ જ તમને પૂછવાનો હતો. હું એમ કહું કે મેં જે વાતચીત કરી છે તે કોઇને ન કહેવાના સોગન લીધા છે, અને એ સોગન મને લેવરાવો. બસ્સ ચાલશેને?"

"ઉત્તમ!" રણધીરે કહ્યું:–"આપ મારા તાબામાં આવ્યા છો તો પછી તમારે અને મારે થયેલી વાતચીત કોઇને પણ કહેવી નહિ એમ સોગન લ્યો–" લલામકે સોગન લીધા. પછી રણધીર બોલ્યો:–"વારુ ત્યારે આપણે હવે છૂટા પડીશું. ત્યારે હું સૂર્યોદય પહેલાં પરમોક્ષનની ટેકરી આગળ મળીશ હોં. અને બે ઘડી રાત બાકી રહેશે ત્યારે નીકળીશ, કનકપૂરને રસ્તેથી આપને ત્યાં આગળ આવી મળીશ. સાથે માત્ર મારો એક નોકર હશે."

બન્ને જણુ એકમેકને ભેટી વિદાય લીધી. અહીં આપણે વાર્તાનો ભાગ અટકાવી એક બીજા બનાવની નોંધ લેવી જોઇએ. જો એમ નહિ કરીએ તો આગળ કંઇક વિલક્ષણ બનાવ બનવાનો છે, તેની અમારા વાંચકોને સમજણ પડશે નહિ. આપણે રણધીરની પાછળ જવામાં શરાસન અને જયંતને એમને એમ મૂકી દીધા. જોઇએ તેઓ શું કરે છે? એ તો અમે આગળ જણાવ્યું છે કે લલામકની સાથે રણધીરનો પરિચય કરાવી શરાસન પાછો દિવાનખાનામાં ચાલી ગયો. ત્યાં આવતાંની વાર જયંત અને તેની વચ્ચે ગુજરેલા પ્રસંગ સંબંધી વાતચીત શરુ થઈ. તેમના આખા ભાષણુ સાથે આપણે કંઈ સંબંધ નથી. માત્ર તેમના ભાષણનો છેવટનો ભાગ જે જરૂરનો છે તે જ અમે આપીશું.

"ખરેખર! તે બન્ને છોકરીને ભારે માઠું લાગશે. તેમને મોં બતાવવું મરવા જેવું લાગશે." શરાસને કહ્યું:-"એટલું જ નહિ પણ ખુદ્દ રાણીની પાસે રહી રજેરજની ખબર આપનાર બે ઉપયોગી જાસૂસ દરબારમાંથી ઓછા થશે. તે કયાંથી મળશે?"

"પણ હવે તેનો શો ઉપાય કરવો?" જયંતે વચ્ચમાં જ પ્રશ્ન કર્યો:- "જ્યારે લાગ હતો ત્યારે મેં તમને આંખ મારી ઇશારત કરી. તમે જરા જો હા ભણી હોત તો રણધીરપર તુટી જ પડતે."

"મેં પણ ડોળો માર્યો હતો તેનો અર્થ શો?" શરાસને કહ્યું:-"આપણે બન્ને જણુ જો સામટા તેના પર તૂટી પડ્યા હોત તો એના ભાર હતા કે તે આપણા હાથમાંથી છટકી જાત! તે થેલી આપણા હાથમાં આવી હોત તો બેડો પારજ હતો. તે કાગળોનો નાશ કર્યા પછી તેની પાસે શો પુરાવો હતો. આપણે તેને પછી તો બરાબર હંફાવ્યો હોત. અને વળી સાબીતી વગર રાણી પણ પોતાની સખીપરનો આરોપ કદી પણ માનત જ નહિ અને સાબીત પણ થાત નહિ."

"તો-ને!" અધીરાઇથી જયંત બોલી ઉઠયો:-"તે થેલી તો તેની પાસે છે એમને એમ છે અને આપણે એના પંજામાં સપડાયલા છીએ. જૂઓની શરાસન! વાત એમ છે કે જ્યારે તેણે પોતાનો હાથ તરવારપર નાંખ્યો, અને કહ્યું કે 'આવી જાઓ' ત્યારે તમારા હાંજા ગગડી ગયા અને તરવાર ઉગામવાની હિંમત ચાલી નહિ, એ કબૂલ કરો."

"શું હું ગભરાઈ ગયો?" ચીઢાઇને શરાસન બોલ્યો:-"તેને જોતાં જ તમે ઠં થઈ ગયા અને ધ્રુજવા લાગ્યા."

"ખરી વાત તો એ કે આપણે બન્ને જ ડરી ગયા હતા." જયંત

વચમાં બોલી ઉઠયો:–"કુતલરાયને મોંએ તેની શક્તિ અને પરાક્રમનું વર્ણન જે સાંભળ્યું હતું; તે કાનમાં તાજુંજ હતું. એટલે તેની સાથે ઝાઝી લટપટ કરવા જવામાં જીવનું જોખમ છે એમ આપણ બન્નેને લાગ્યું. પણ જો એને સપડાવવો હોય તો કંઈ તક હજી હાથમાંથી ગઈ નથી. લલામકના ઓરડામાંથી પાછો આવતાં લાગ મળશે."

"અરે નહિ રે!" શરાસને કહ્યું:–"એમ કરવાથી શું થાય એની ખબર છે? બકરું કાઢતાં કંઈ ઉંટ પેસી જાય, તો આપણી બેઆબરુ થાય, એટલુંજ નહિ પણ આપણા રાજ્યની પણ બેઆબરુ થાય. ધારો કે તે આપણી સાથે મરતાં સુધી લડ્યો, આપણે ઝખ્મી થયા કે તે અહીં ઘાયલ થયો વા મરણ પામ્યો તો શુંનું શું થઈ જાય! છીઃ પણ તે આટલી બધી વાર સુધી લલામક સાથે કરે છે શું? એ તો જોઇએ."

એટલું બોલી પોતાના મિત્રના અનુમોદનની રાહ ન જોતાં શરાસન ઝટ ઉઠી ઉભો થયો. અને પગલાંનો અવાજ ન થાય તેમ ગુપચુપ લલામક અને રણધીર વાતચીત કરતા હતા, તે ઓરડાના દરવાજા પાસે આવ્યો. આવીને દરવાજાના આગળાના બાકોરા આગળ કાન લગાડી છેવટનાં બે ત્રણ વાક્યો સાંભળી ત્વરાથી પાછી દિવાનખાનામાં દાખલ થઇને જયંતને કહેવા લાગી:–

"હાં, જયંત ચૂપ! તેમનું ભાષણ પુરું થયું. રણધીર અહીં આવે છે."

આ બોલવું પુરું થતાં થતાંમાં તો રણધીર ત્યાં આવ્યો. અને તે બન્ને જણને ઉદ્દેશી કહેવા લાગ્યો:–

"સરદારો! મારી શરતો શી છે તે આપ સારી રીતે જાણો છો. માત્ર તે તાબડતોબ અમલમાં આવવી જોઇએ. પહેલી તો એ કે અદ્રિલતા અને કુસુમલતાએ જેમ બને તેમ જલ્દી, કહ્યું તેટલા વખતમાં રાજવાડામાંથી ચાલી જવું જોઇએ. બીજું એ કે મહારાજ દારુકનાં માતુશ્રીને માન આબરુ સાથે અહીં મોકલાવી દેવાં જોઇએ. આ બે શરતો અમલમાં આવી કે હું આપને વચન આપું છું કે આ થેલી અને તેમાંના સર્વ કાગળો આપને પાછા આપવામાં આવશે."

આટલું બોલી જવાબની પણ રાહ ન જોતાં રણધીરે શિષ્ટાચારને અનુસરી નિઃસ્નેહતાથી શીર નમાવી દાદર ઉતરી બ્હાર પડ્યો.

રણધીરને બ્હાર નીકળ્યો જોતાં જ શરાસન જયંતની પાસે જઈ તેના હાથ પોતાના હાથમાં લઈ અતિ આનંદથી કહેવા લાગ્યો:–"આખરે તે આપણા હાથમાં સપડાયો ખરો?"

"હેં ! શું કહો છો ?" કિલકિલાટમાં આવી જયંતે પૂછયું:-

"એ જ કે હવે એ રણધીરનું આવી બન્યું છે. કુસુમલતા અને અદ્રિલતાને હવે રાજવાડો છોડવાનું કંઈ કારણ નથી."

"આપ શું કહો છો તે હજી કંઈ મારા ધ્યાનમાં આવતું નથી.' જયંત બોલ્યો:-"સ્પષ્ટ કહોની કે શું છે? સમજણ તો પડે."

જ્યારે હું લલામકના ઓરડા પાસે તેમની વાતચીત છૂપાઇને સાંભળવા ગયો." શરાસન બોલ્યો:-"ત્યારે રણધીર રજા લેવાની તૈયારીમાં હતો અને તેના મ્હોંમાંથી 'ત્યારે હું સૂર્યોદય પહેલાં પરમેષ્ઠની ટેકરી આગળની અમરાઇમાં મળીશ. હું બેઘડિ રાત બાકી હશે તે વખતે નીકળીશ. મારી સાથે માત્ર એક જ નોકર હશે.' આપરથી મારો બોલવાનો અર્થ સમજો."

"વાહ ! આ તો ઘણું મજાનું !" જયંત અતિહર્ષમાં આવી બોલ્યો:-"આ તો વગર મેહેનતે કાસળ ટળી. પણ તેના જેવો ધૂર્ત આદમી ફસ્યો શી રીતે ? લલામકે પણ એને જાળમાં પકડવાની ઠીક યુક્તિ સાધી, નહિ વારુ ?"

"હા, એમ જ હોવું જોઇએ." શરાસન બોલ્યો:-"પણ લાવ્ય શું છે તેની આપણે જરા તપાસ તો કાઢીએ. આમ વાતચીત કરી તે બન્ને પ્રતિનિધિ અતિ ઉત્સુકતાથી લલામકના ઓરડામાં દાખલ થયા. તે બારણું ઉઘાડીને જૂએ તો લલામક કંઈક ભારે ચિંતામાં હોય ત્યેમ કપાળે હાથ ટેકવી બેઠો હતો.

"આપ આમ ઉદાસ કયેમ જણાવ છો ?" શરાસને જરા આગળ આવી પૂછયું:-"આપ શા ગૂઢ વિચારમાં છો ? એવું તે રણધીરે આપને શું કહ્યું છે કે આપ આમ ખિન્ન લાગો છો ?"

"શું થયું ?" લલામકે જવાબ આપ્યો:-"એ વાત જ પૂછતા ના. એ લુચ્ચા શિયાળને અહીં મોકલ્યો કોણે ? આહ !"

"પણ એણે આવી કર્યું શું ?" શરાસને આતુરતાથી પૂછયું:-"આપને ગુસ્સો કયેમ ચઢચો વારુ ?"

"એ વાત જ કરવા જેવી નથી.' લલામકે ઉદાસીનતા દર્શાવતાં કહ્યું:-"મારા સપાટામાંથી એ છટકી ગયો ખરો. એણે મને જ થાપ આપી. પણ હરકત નહિ. સરદાર ! શું કરું ? મારે અને એની વચ્ચે જે વાતચીત થઈ તેમાંનો એક અક્ષર પણ કોઇને ન કહેવાના સોગન મેં લીધા છે. તેના મનમાં જો એમ થઈ આવ્યું હોત કે મને કેદી કરી રાણી પાસે લઈ જવો છે, તો તેમ કરી શકત. રાજદ્રોહ પૂરેપૂરો સાબીત કરી શકત. માટે મારે એનું કહેવું સઘળું કબૂલ કરવું પડ્યું છે

અને સોગન પણ લેવા પડ્યા છે. કહો, હું આપના પ્રશ્નનો જવાબ શી રીતે આપું? સરદાર! મેં કહ્યું હતું એ પ્રમાણે વ્હેલાં હું અહીંથી રવાના થઇશ. અત્યારે રાત પણ ઘણી ગઈ છે. જરા વિશ્રાંતિ લઉં એમ મને થાય છે."

"બરાબર છે. આપનું કહેવું વાસ્તવિક છે." શરાસન બોલ્યો;–"સૈનિક માણસે આપેલું વચન કે કરેલી પ્રતિજ્ઞા બરાબર પાળવી જોઇએ. આપ હવે ત્યારે વિશ્રાંતિ લ્યો. અમે રજા લઇશું."

એટલું કહી બન્ને જણા લલામકના ઓરડામાંથી બ્હાર નીકળ્યા. દિવાન-ખાનામાં દાખલ થતાંની વાર જયંતે પૂછ્યું:–"તમે શું કહેતા હતા અને ત્યાં જઈ સાંભળ્યું તે શું?"

"મને લાગે છે." શરાસને કહ્યું:–"રણધીરે કંઈ સમાધાની કરવાનો સંદેશો લઈ જવાની ફરજ પાડી હશે. આજ કાલ રાણીનું વલણ જેમ બને તેમ સમાધાન કરવા તરફ ઝાઝું જણાય છે. આ છોકરામાં પણ કંઈ ઉંડી અક્કલ જણાતી નથી. નહિ તો એવા સોગનને તે વળી ગણકારે ખરો? ગમે તેમ પણ આપણા માર્ગમાંથી આ શૂળને ટાળવી જોઇએ. ઝટપટ એની વ્યવસ્થા કરી નાખવી જોઇએ. ચાલો આપણે એની ખટપટમાં પડીએ. માત્ર આ વાત લલામકને કાને ન જાય એટલે થયું."

આ બન્ને પ્રતિનિધિઓએ પોતાના માર્ગમાંથી શૂળને ટાળવા માટે શા ઉપાય યોજ્યા તેની બારીક વિગતનું આપણે કંઈ કામ નથી. પ્રસંગ આવ્યે એની મેળે જણાશે. બરાબર બે ઘડી રાત બાકી રહી કે રણધીરે પોતાના શરીરપર કવચ ધારણ કર્યું અને ઘોડાપર સ્વાર થઈ બ્હાર પડ્યો. પ્રવાસની સર્વ તૈયારી કરી. દક્ષ પણ પોતાના માલેકની પાછળ ઘોડેસ્વાર થઈ નીકળ્યો. તેણે પણ શરીરપર ચિલખત ધારણ કર્યું હતું. તેને કુંતલરાયના માણસોની સાથે લઢતાં એક ન્હાનો શો ઘા લાગ્યો હતો પણ તેણે રાણીશ્રીને કહ્યું હતું તેમ તે ઉઝરડા જેવો હતો અને તેથી તેને આજના પ્રવાસમાં કોઈ પણ પ્રકારે અડચણ કરે તેવો ન હતો. તેથી તે પોતે રાજીખૂશીથી રણધીરની સાથે જવા તૈયાર થયો હતો.

રણધીર અને દક્ષ શહેરના દક્ષિણ દરવાજેથી બ્હાર પડ્યા. અને કનકપૂરની વાટ લીધી. આ રસ્તે માણસોની અવરજવર રહેતી હતી. પણ વર્ષાદના દહાડા અને તેમાં પણ સ્હવારનો વખત એટલે રસ્તામાં ઝાઝા પ્રવાસી જણાતા નહિ. કોઈ એકલદુકલ માણસ મળી આવતું. શહેરથી અડધા કોશપર કિલ્લેદાર

ગદાધરની ઉદ્યાનભૂમિ હતી. તેની પાસે તેઓ આવી લાગ્યા. રણધીર હંમેશ મુજબ આગળ ચાલતો હતો અને દક્ષ સોએક કદમ પાછળ રહેતો. તેઓ ધીમે ધીમે રસ્તો કાપતા હતા. કારણ કે રસ્તો ખડકાળ હતો અને પ્રવાસની શરુઆતમાં ઘોડાને થકવી નાંખવાની કંઈ જરૂર ન હતી. રસ્તામાં ચઢાણ ઉતર હતા અને ઝાડી બે બાજુએ ગીચ હતી. રણધીર વિચાર કરતો માર્ગ કાપતો હતો એટલામાં ઝાડના ભાગમાંથી ખખડાટ થયો અને ચાર આદમીએ આવી રણધીરને ઘેર્યો અને એટલા જ માણસો દક્ષને અટકાવવા બ્હાર પડ્યા.

વિજળીની પેઠે રણધીરની તરવાર મ્યાનની બહાર ચમકી. ઘોડાને એડી મારી વાંકો લઈ, ઝટ લઇને તરવારનો ઘા એક આદમીપર એવો તો કર્યો કે તેનું માથું ગરદનથી જૂદું થઈ જમીનપર પડ્યું અને ઘોડો તે માણસના ઘામાંથી બચી ગયો. એ જ પ્રમાણે આંખના પળકારામાં તેણે બીજા આદમીના માથાપર એવો તો ફટકો માર્યો કે તેનું માથું ગરદન સુધી ચીરાઈ ગયું અને પૃથ્વી માતાના ખોળામાં પડ્યો. આમ બીજાને તે પૂરો કરે એટલામાં ત્રીજો આદમી સ્હામે ધસી આવ્યો. અને ચોથે તેની પાછળ જઈ પોતાનું શસ્ત્ર રણધીરના શરીરમાં ખોસવા ઉંચું કર્યું. રણધીરે ઘોડાને આગલા પગે નીચો વાળી ત્રીજાની સ્હામે હાથ ઉચકયો આમ કરવા જતાં તે પાછળના આદમીને જોઇતી હતી તે તક મળી. અને તેનું કામ ઘણું સરળ થઈ પડ્યું. ગળા આગળ જે કવચનો સાંધો જૂદો હતો તે જ ઠેકાણે તે પાછળથી રણધીરને નીચ રીતે વ્હાર કરવાની તૈયારીમાં હતો અને રણધીરની ગરદન ડોકથી છૂટી થવાની વારી આવી હતી. પણ તે જ પળે રણધીરને અણધારી મદદ આવી પહોંચી. એકાદ સ્વપ્નનિર્મિત મૂર્તિ પ્રમાણે, કે કોઈ દેવાંગના ઉતરી આવી હોય તેની માફક, એક રમણી ત્યાં તરત જ જણાઈ. તેના હાથમાંની નગ્ન કટાર સૂર્યના ઝાંખા કિરણમાં ચળકવા લાગી. અને તે નીચ માણસની તલવાર રણધીરના પવિત્ર શરીરને સ્પર્શ કરે, ત્યાર પહેલાં તે કટાર તે ઘાતકી માણસની છાતીમાં પેઠી અને તેની સાથે બૂમ મારી તે માણસ જમીનપર પડ્યો.



# પ્રકરણ ૧૫ મું
## મહંતની ગુફા

તે ખૂની માણસે જમીન પર પડતાં જે કારમી ચીસ પાડી, તેથી રણધીરનું ધ્યાન ખેંચાયું. તેણે પાછાં ફરી જોયું. અને જોતાંની વાર, કેવી ભયંકર પ્રાણઘાતક આફતમાંથી તે બચી ગયો છે, તે તેને સ્પષ્ટ સમજાયું. આકાશમાંથી ઉતરી આવેલ અપ્સરા કિંવા પૃથ્વીના ગર્ભમાંથી એકાએક નીકળી આવેલી દેવકન્યા તરફ નજર પડતાં, તેને એકાએક આનંદ અને આશ્ચર્ય ઉત્પન્ન થયું. તેનું શરીર એક પ્રકારનો હર્ષકમ્પ અનુભવવા લાગ્યું. તેની વાચા અટકી ગઈ. તે આભો બની જઈ ક્ષણભર જોઈ રહ્યો. કારણ કે તે સહાય કરનાર બીજી કોઈ નહિ પણ લવંગિકા હતી. તે યોદ્ધાના શૌર્યને વધારે ઉદ્દીપ્ત કરવાને માટે આ એક જ કારણ બસ્સ હતું. પરંતુ તેમ કરવાની તેને જરૂર પડી નહિ, કારણ કે તે સામે થનારમાંનો ચોથો માણસ પોતાની ઢાલ, તરવાર જમીનપર નાંખી ઝાડીમાં કૂદી પડ્યો અને તરવારના વ્હારથી બચવાને કે પોતાની સ્થિતિ એ ત્રણ માણસોના જેવી ન થાય તે અટકાવવાને ત્યાંથી નાસી ગયો.

"પ્રિયે લવંગિકે!" રણધીરે કહ્યું:-"વીર રમણી? તારો મારાપર કેવો અનહદ ઉપકાર! તેં મને આજ મોતના પંઝામાંથી બચાવ્યો છે. વ્હાલી! આજ હું તારાપર મારા પ્રાણ ઓવારી નાંખુ તો ઓછું છે." એટલું કહી તેણે પોતાનો ઘોડો ફેરવ્યો અને તે પોતાના નોકર દક્ષની મદદે ચાલી ગયો.

જે જગ્યાએ દક્ષ હતો તે જગ્યાએ ઢાળ હોવાથી આ ભાગમાં શું થતું હતું, તે બરાબર જોવામાં આવતું ન હતું. રણધીરનો ઉમદા ઘોડો એક નિમિષમાં અહીં આવી લાગ્યો. ઝાડીની આડ વટાવતાં ત્યાંની વસ્તુસ્થિતિ ઝટ રણધીરના ધ્યાનમાં આવી. ચાર બદમાશોએ દક્ષ પર હૂમલો કર્યો હતો અને તેમાંનો એક તો દક્ષના ઘાથી મરણતોલ ઘાયલ થઈ જમીનપર પડ્યો હતો. દક્ષની હિંમત અને તેના ભુજબળની સાક્ષ આ બીના આપતી હતી. ત્રણ જણાના સામટા હુમલા સાથે ટકવું એ દક્ષને ઘણું મુશ્કેલ કાર્ય હતું. અને થયું પણ એમ જ હતું. કારણ કે જેવો રણધીર ત્યાં જઈ પહોંચવા લાગ્યો કે તરત જ તેને જણાયું કે તે ત્રણ જણ તેને ઘોડાપરથી નીચે ઉતારી પાડવાની તૈયારીમાં હતા અને એક જણ કહેતો કે "ચૂપ રહે નહિ તો આવી બન્યું સમજજે."

આ શબ્દો મ્હોમાંથી પૂરા ઉચારાયા નહિ હોય એટલામાં રણધીર ત્યાં

આવી લાગ્યો અને બોલનારને તરવારના એક જ ઝટકાથી જમીનદોસ્ત કરી જમપૂરીમાં મોકલી આપ્યો. દક્ષ ચિતાની માફક ઉછળી બીજા બેના હાથમાંથી છૂટો થયો. એમાંના એકને રણધીરે ઘોડાપરથી ફટકો મારી પકડી નિઃશસ્ત્ર કર્યો. બીજો ન્હાસી જવાની યુક્તિ કરવા લાગ્યો, પણ ચંચળ દક્ષે તે પોતાનું કામ પાર પાડે ત્યાર પહેલાં તેને પકડી લીધો અને તેના હથિયાર સર્વ ભોંયપર મુકી દેવરાવ્યા. અને શરણ આવવા કહ્યું.

જે ચાર જણાએ દક્ષપર હુમલો કર્યો હતો, તેમાંનો એક મરી ગયો હતો. બીજાને રણધીરની તરવારનો ફટકો લાગ્યો હતો ત્યારે બીજા બે કેદ પકડાયા હતા.

"જો અહીંથી મારી આજ્ઞા સિવાય હાલવા ચાલવાની કોશેશ કરી તો મુઆ જ સમજજો" રણધીરે આજ્ઞા કરીઃ- "દક્ષ! તું ઉઘાડી તરવારે આ બેના પર પહેરો રાખ. અને તેમના હાથ વાંસે રાખી મૂસ્કેટાટ બાંધ. પછી તેમને લઈ તું ચાલ." આટલું કહી રણધીરે તે ચોર લોકોનાં હથિયાર લઈ પાસે થોડે ? વાડ હતી તેમાં ફેંકી દીધાં. એમ કરવાનું કારણ એ હતું કે તેઓ સટકી જાય કિંવા તેમના બીજા માણસો આવી પહોંચે, તો તેમની સાથે તે હૂમલો કરી શકે નહિ. દક્ષે હુકમ થતાંની વાર તે બે બદમાશોના હાથ મુસ્કેટાટ બાંધ્યા અને તેમને આગળ કરી, તે તેમની પાછળ ચાલવા લાગ્યો. થોડીવારમાં રણધીર પર જ્યાં હુમલો થયો હતો, ત્યાં આગળ આવી પહોંચ્યો. આવતાં તેણે જોયું તો એક તરૂણ સ્ત્રી રસ્તામાં ઝખ્મી થઈ પડેલા માણસપર વાંકી વળી પોતાની સાડીના પાલવથી ઘા લ્હોતી દીઠી. આ જોઈ દક્ષને ભારે આશ્ચર્ય લાગ્યું. પરંતુ તે સ્ત્રી બીજી કોઈ નહિ, પણ લવંગિકા છે, એમ માલમ પડતાં તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

પોતાના પ્રિયતમને પ્રાણનો ભય જોતાં જ લવંગિકાએ કટારી ઉંચી કરી તે બદમાશને ખોસી હતી. તેનો ઝખ્મ તેને બગલની બાજુમાં લાગ્યો હતો. તે જ કટાર તેણે તેના ઘામાંથી ખેંચી કાઢી હતી. તે કટારે મનુષ્યનું લોહી પીધું હતું. આથી તે અપવિત્ર થઈ ગઈ, એમ જાણી એવી અપવિત્ર ચીજને ફરીથી સ્પર્શ કરવો, એ પણ અનુચિત છે, એમ માની તેને તેણે દૂર ફેંકી દીધી હતી. પછી તરત જ તે અધમ કામ કરનાર મનુષ્યના ઘામાંથી નીકળતું લોહી બંધ કરવા પોતાની સાડી વતી લોહી નાંખતી હતી.

અહા! શું રમણી હૃદયની વિચિત્રતા! શું પરસ્પર વિરોધી ભાવ! વજ્રની કઠોરતા અને કુસુમની કોમળતા બન્ને એક જ સ્થળે વસે એ દૈવની કેવી વિચિત્ર

લીલા! આ પરસ્પર વિરોધી ભાવને લીધે સ્ત્રીઓની ચંચળતા પર કટાક્ષ કરનારા અને દોષ દેનારા વાંચકો! લવંગિકાના એક પળમાં બદલનાર વિરોધી વૃત્તિનો વિચાર કરો તો રમણીહૃદયની મહત્તા સમજાશે. તે નરાધમને કારી ઘા મારવાની તૈયારીમાં જોતાં જ લવંગિકાને પોતાની કટારી પાસે રાખવાની ટેવ હતી એમાં કંઈ ઈશ્વરી પ્રેરણા જણાઈ. કારણ કે તે હથિયારવડે જ તે પોતાના પ્રિયતમનો અમૂલ્ય પ્રાણ બચાવવા શક્તિમાન્ નીવડી. પરંતુ તે કટારને લોહીમાં ખરડાયલી જોતાં જ તેના શરીરે શેરાડા ઉઠયા. તે ભયાવહ પ્રસંગ જોઈ ક્ષણભર તેનું હૈયું વજ્ર સમાન કઠોર થયું અને પોતાની સ્ત્રીસ્વભાવસુલભ કોમળતા વિસરી એક વિરાંગનાની માફક તેણે તેનો ઉપયોગ પણ કર્યો. બીજી જ પળે તેના હૃદયમાં સ્ત્રીઓમાં ઈશ્વરદત્ત કરુણા, તેના કુસુમ સમાન કોમળ હૈયામાં જાગ્રત થઈ અને તે દુષ્ટ શસ્ત્રને તેની નજરની બહાર ફેંકી દીધું. પોતાના ભાવી સ્વામીનું રક્ષણ કરવા પ્રાણવિનાશક ઘા કર્યો પણ રક્તપાત જોતાંની વાર તેની આંખમાં તમ્મર આવવા લાગી. અતિ વિલક્ષણ અને આશ્ચર્યજનક તો એ હતું કે જેના ઘામાંથી લોહી નીકળતું હતું, તે બંધ કરવાને પોતાની સાડીનો છેડો ફાડી લ્હોતી હતી, જેનો પ્રાણ બચાવવા તે ઈશ્વરને પ્રાર્થના કરતી હતી. તે નીચ અધમ પોતાના પ્રિયતમનો કટ્ટો વેરી છે, એક ક્ષણ પૂર્વે તેનો પ્રાણ લેવા તૈયાર થયો હતો, એ વાત પણ વીસરી ગઈ. જો પરમેશ્વરે તેને એક સૈન્યને સંહાર કરવાની શક્તિ આપી હોત તો તે પોતાના પ્રિયકરના પ્રાણને જોખમમાંથી બચાવવાના ભયંકર પ્રસંગે આખા સૈન્યનો નાશ કરત. પણ તે પ્રસંગ ગુજર્યા પછી, એક મનુષ્યનો પ્રાણ જવા બદલ કે તેને ગંભીર ઇજા થવા બદલ તેના હૃદયમાં કમ્પારી છૂટયા વગર રહેત નહિ. અત્યારે તેની સ્થિતિ તેવી જ હતી.

લવંગિકા તે મારાનો જખ્મ પોતાની સાડીના છેડાથી બાંધતી હતી એનું કારણ શું? વળી લવંગિકાના હૃદયમાં તે વખતે શા વિચાર ચાલતા હતા, તે તેની દુઃખદ મુદ્રાપરથી રણધીર સમજી ગયો. પોતાના દુશ્મનપર દયા લાવી તેની સારવાર કરતી જોઈ, રણધીરને તેના પર પ્રેમનો ઉમળકો આવ્યો અને તે તેને પહેલાં કરતાં પ્રિયતર લાગી. તે તરત જ તેની પાસે ગયો અને બોલ્યો:– "પ્રિયે! આ કામ મને સોંપ." એટલું કહી તે તેના સામું અર્થસૂચક પ્રેમાર્દ્ર દૃષ્ટિએ જોઈ રહ્યો અને પોતાના મનનો ભાવ તેને જણાવ્યો. રણધીરને તે આદમીનો ઝખ્મ જોતાં જ ખાત્રી થઈ કે અસાધ્ય નથી કિંવા ભયંકર નથી અને તત્ક્ષણ તેણે આ વાત લવંગિકાને જણાવી.

જે સમયની અમે આ વાત કરીએ છીએ તે વખતે પ્રવાસ કરવો એ ઘણું અગવડ ભર્યું કામ હતું. સંદેશ વ્યવહારનાં સાધનો અત્યારે જેટલાં વિપુલ છે, તેટલાં તે વખતે ન હતાં. દેવતા સળગાવવાને માટે ચકમક, જરૂરની ચીજો અને તે ઉપરાંત અકસ્માતની વખતે મદદરૂપ વસ્તુઓ સાથે વાટવામાં રાખતા હતા. એમાં પણ લડવૈયાઓને પ્રસંગે જરૂર પડે માટે જખ્મ પર લગાડવાનો મલમ અને તે બાંધવાની ઇતર સામગ્રી સાથે રાખતા. રણધીર જેવો સાહસી અને શૌર્યવાન માણસ આ ડહાપણભરી બીના વિસરે એવો બેવકુફ ન હતો. જો કે સંગ્રામની વખતે પોતાના જીવની પણ પર્વા કરતો નહિ અને દેહની ફિકર રાખતો નહિ, છતાં યુદ્ધ થઈ રહ્યા પછી પોતાને ઉપયોગી નીવડે કિંવા બીજાના જીવના રક્ષણને માટે કામ લાગે તેવી ઉપયોગી વસ્તુ વિસરે તેવો અવિચારી તે ન હતો. આ જરૂરી ચીજો દક્ષને તેણે સોંપી હતી, તે તેની પાસેથી માગી લીધી ને મારાનો જખ્મ બાંધવા લાગ્યો, અને તે એવી કુશળતાથી બાંધ્યો કે જાણે વૈદ્યનું કામ પણ તેને માલમ હોયની. રણધીરપર જે ચાર મારાઓએ હુમલો કર્યો હતો તેમાંના બે તો તેને હાથે ઠાર થયા હતા. ત્રીજો લવંગિકાની કટારીથી ઘાયલ થયો હતો, અને ચોથો જીવ લઇને ભાગી ગયો હતો.

"દક્ષ !" રણધીર બોલ્યો:-"હવે શું કરવું તે સમજ્યો કની ? તું આ તારા બે કેદિને અહિંથી જરા આમ છેટે લઇજા. તેમણે શા હેતુથી આપણાપર હુમલો કર્યો ? તેઓએ કોઇના કહેવાથી તેમ કર્યું કે કેમ ? એ સર્વ બરાબર તેમને પૂછી જો. મારી પક્કી ખાત્રી છે કે આ લોકો ચોર નથી, પણ કંઈ મુદ્દા માટે આપણાપર હુમલો કર્યો હોય એમ જણાય છે. આ જખ્મી થયેલ માણસ પણ શુદ્ધિમાં આવ્યો છે. હું તેને આ બાબત પૂછી જોઉં છું. પછી આપણે તું સાંભળે તે અને મને આ કહેશે તે હકીકત મેળવી જોઇશું. જો તેમની હકીકત મળતી આવશે તો આપણે તેમના પર દયા કરી છોડી દઇશું; પણ, જો તેઓ ખોટું બોલી આપણને છેતરવાનો પ્રયત્ન કરતા માલમ પડશે તો તરત જ ન્યાયાધિકારીને સ્વાધીન કરી દઇશું."

પોતાના શેઠનો હુકમ થતાં દક્ષ પોતાના બન્ને કેદીઓને થોડે અંતરે લઈ ગયો. રણધીરે તે જખ્મી માણસને જે જગ્યાએ તે પડ્યો હતો ત્યાંથી ઉઠાડી રસ્તાની બાજુપર ઝાડના થડને ટેકવી બેસાડ્યો. અને બોલ્યો:-"મેં મારા નોકરને શું કહ્યું તે તેં સાંભળ્યું છે કની ! તું જો ખરું બોલીશ અને સર્વ હકીકત જે બની હોય તે ખરેખરી કહીશ તો હું તને માફી આપી છોડી દઇશ. જો ખોટું

બોલ્યો અને ઉડાવવાની વાત કરી તો પ્રાણની આશા છોડવી પડશે. જો હું પૂછું તેનો સીધો જવાબ આપ."

"સરકાર! ભવાનીના સમ? પુશો બાપા! જે બન્યું એ તે બરાબર કહીશ." તે મારાએ જવાબ આપ્યો.

"બોલ તો તારું નામ શું?" રણધીરે પૂછ્યું:–"અને તું ધંધો શું કરે છે?"

"સરકાર, બાપા! મારું નામ છે કાળીઓ. ધંધો તો બાપા! આપનાથી ક્યાં અજાણ્યો સે! આ તરવાર જેને ગરજ હોય તેને ભાડે આપવાનો અને તેને રેંસી નાછવો હોય તો તેમાં પણ તૈયાર. મારા સાથીદારોનો પણ એ જ ધંધો છે."

"ત્યારે તમે મારા છો કે? પૈસા લઈ લોકોનાં ગળાં કાપવાનો ધંધો કરો છો નહિ વારુ?" રણધીરે કહ્યું:–"ભલે પણ આજ તમને અમારા પર હુમલો કરવાનું કોણે કહ્યું હતું?"

"બાપા! એટલું માતર ખબર નથી." તે મારાએ જવાબ આપ્યો.

"ખબરદાર!" રણધીરે કહ્યું:–"જો એમ વાત ઉડાવવાનું કર્યું તો તારું આવી બન્યું છે એમ સમજજે. તે કટારથી બચવા પામ્યો છું પણ ફાંસીનું લાકડું હજી બાકી છે. સમજ્યો?"

"સરકાર મને બધી માલમ છે." તે મારો બોલી ઉઠયો:–"કાલ રાતના કની બે માણહો મધરાતના પીઠામાં આવી લાગા. હું ને મારો સોબતી જરા ભવાની માનો પરસાદ લેવા ગયા હતા. એ બે માણસો કોઈ સારા જણાતા હતા. પણ મોંપર એવી તો બુકાની બાંધેલી કે ડોળા સિવાય કંઈ ભળાય જ નહિ."

"કયા પીઠામાં તે કહે?" રણધીર બોલ્યો.

"આ હેમાનુંસ્તો બાપા! આ માતાના મંદરની બાજુમાં ગલી છે. તેને છેડે, ઝાડની ઓથમાં છે તે. સરકાર! પૈસા હોય કની તો ત્યાં ભલભલું કામ કરવા માણહો તૈયાર. ભલેને ગમે એવું છાતીનું કામ હોય તો શા ભાર છે?"

"વારુ પછી" રણધીરે કહ્યું:–"ત્યાં મધરાત પછી બે માણસો બુકાની બાંધી આવ્યા. પછી?"

"સરકાર! તેઓએ અમને ભારે ઇનામ આપવા કહ્યું. અને હકસાઇમાં એક મહોરની ભરેલી થેલી આપી. બધાંને દારૂ પિવરાવ્યો તે જુદો. વળી કામ પાર પડે તો બીજી એવી બે થેલી આપવા કહ્યું. અમે આઠ જણે હિંમતથી હા ભરી સરકાર?"

"તેમણે તમને શું કહ્યું હતું?" રણધીરે પૂછ્યું.

"બીજું શું બાપા! એ જ કે અમારે આપને ઠાર મારવા. જરા દયા બયા કાંઇ જ કરવી નહિ. માત્ર આપના નોકરને છોડી દેવા કહ્યું હતું. તે ગરીબ માણુહનો જીવ એવા ગરિસ્થ લોકને શું કરવા લેવો પડે? આપનું વેર તે લીધા વના શ્યમ રહે?"

"તે મોટા માણુસે શું કહ્યું હતું?" રણધીરે પૂછ્યું.

"તે માણુહ મોટું હતું. સરકાર ઇઓનેં બક્સી આલી તે તમારા જેવા હતા બાપજી! બુકાની ચસચસાવીને બાંધી હતી. પન બોલવાની ઢપછપ મોટા માણુહ જેવી હતી. માતાના સમ, મેં મ્હોં ભાળવાને ઘણુંએ કર્યું, પણ ચ્યેમે કર્યું દિકરાનું જણાયજ ના. બાપા! તે માણુહ આ કોરનું નહિ. ઇયાની બોલી તો કંઇની કંઈ હતી. સરકાર! આપના જેવી હતી. ખોટું ન લગાડતા સરકાર! હું તમોને માઠું લગાડવા કહેતો નથી, પણ બોલી તો આપના જેવી હતી."

"પણ તેમની ઉંચાઈ તો તું બરાબર જાણતો હોઈશને?" રણધીરે પૂછ્યું.

"બેઉ જણ ઉંચાતો હતાસ્તો." તે મારાએ કહ્યું:-"તેઓ લેમડાના નાના ઝાડવા જેવા પાતળા અને સીધા. ઉંચા પણ ખરા. જાણે બેટા રાજાના દિચરા હોયની, તેમ હકમ કરવાની ટેવ હતી."

"તેં હમણાં કહ્યું કની," રણધીર બોલ્યો;-"કે બધું પાર પડ્યા પછી બે બીજી મહોરોની ભરેલી થેલીઓ આપવા કહ્યું હતું. એમણે તને શું શું કરવા કહ્યું હતું? તે કહે!"

"મારે ક્યાં આપનાથી છપાવવું છે?" તે મારાએ કહ્યું:-

"ઇને કહ્યું તું કે સરકાર! આપને ઠાર મારવા. અને જે કંઈ મળી આવે તે લઈ લેવું. કાંઈ કાગળ પતર, ચીઠી ચપાતરી, એક વાટવો, અને દીચરાનું શું કહ્યું તું? હાં આપના ચિલખતમાં એક રેશમી થેલી. તે ચેડે છે એમ કહ્યું તું. તે લઇને ઇઓને આપવાની એમાં કંઈ હોય તે પણ ઇયાંનું જ. માતર સોનું કે પૈસા હોય તે અમારા. આને માટે બે થેલી મહોરોની કહી હતી તે જૂદી જ."

"સમજ્યો" પોતાના મનમાં જે સંશય હતો તેની ખાત્રી થતાં રણધીર બોલ્યો:-"અને તમે આ કામ પાર પાડો તો ક્યાં મળવાનું કહ્યું હતું?"

"એ જ ઠેકાણે. એ જ દારૂના પીઠામાં લઈ જઈ ત્યાં રાછવાને કહ્યું હતું. બીજે દન સંધ્યાકાળે આવી અમને ત્યાં મળવાના હતા. અને જો બધું પાર પડે તો વળી એક થેલી વધારાની આપવા કહ્યું તું."

રણધીરે આ સિવાય તેને બીજા ઘણા પ્રશ્ન પૂછ્યા. પણ તેની પાસેથી કંઈ ઝાઝી હકીકત મળી આવી નહિ. પછી તેણે દક્ષને પોતાની પાસે બોલાવ્યો અને બીજા બે મારાઓએ તેને જે હકીકત કહી હતી તે પૂછી જોઈ. એ હકીકત પરથી રણધીરને માલમ પડ્યું કે વાત સઘળી મળતી આવે છે.

"અરે નીચ નરાધમો!" રણધીરે કહ્યું:–"તમારા નીચ ધંધાની કલ્પના મારા મનમાં આવતાં તમને ગરદન મારવા જોઇએ, એમ મનને થઈ આવે છે. પરંતુ મેં તમને વચન આપ્યું છે, તેથી મારી તલવારને તમારા અપવિત્ર લોહીથી ખરડવા માંગતો નથી. હું મારા બોલેલા વચન પ્રમાણે તમને છોડી મૂકું છું. તમને આવા નીચ કામ કરવાનું છોડી દેવા કહેવું એ વ્યર્થ છે, કારણ કે તમે ભાગ્યે જ તે છોડી દેશો. પરંતુ એટલી ખાત્રી રાખજો કે આ નીચ ધંધો જારી રાખવાથી આજ નહિ તો કાલ્ય, કાલ્ય નહિ તો કેટલેક દહાડે, તમે ફાંસીના લાકડાથી બચવાના નથી. તમે તમારા મરણ પામેલા સાથીદારની અને આ ઝખ્મી થયેલ માણસની તમને ફાવે તેમ વ્યવસ્થા કરો. દક્ષ! આ લોકોના હાથ છોડી નાંખ. તું આ ઘોડાને લઈ આગળ ચાલતો થા. હું તને આવી મળું છું."

દક્ષ પોતાના સ્વામીના હુકમ પ્રમાણે ઘોડાને લઇને આગળ ચાલવા લાગ્યો. રણધીર અને લવંગિકા તે લોહીથી ખરડાયલા સ્થાન અને તે મારાઓના ભાષણ સ્વરૂપ આગળથી પચાશેક કદમ દૂર છેટે ગયાં. અહીં અન્યોઅન્ય એકમેકને ઘણી બાબત પર ખુલાસા થવા લાગ્યા, પણ તે જરૂર જેટલા જ, કારણ કે આપણે આગળ કહ્યું તેમ રણધીરને સૂર્યોદય પહેલાં ટેકરી આગળ પહોંચવાનું હતું. વળી લવંગિકાને પણ ખાસ કારણને લીધે ઝાઝીવાર રોકાવું અસંભવિત હતું.

"આપ જાણો છો કે કાલ્ય રાતે અગ્યાર વાગે રાણીશ્રીની પાસેથી તેમનો હુકમ બજાવવા મંદાર્ક રાજ્યના પ્રતિનિધિને ત્યાં ગયા." રણધીરના પૂછવાનો ઉત્તર આપતાં લવંગિકા બોલી:–"પછી રાણીશ્રીને સૈન્ય વિભાગના કારભારીને બોલાવવાની ચટપટી થઈ આવી. રાણીશ્રીની ટેવ જ એવી છે કે એકવાર એક નિશ્ચય કર્યો કે જરાપણ ચેન પડે નહિ. રાણીનો વિચાર એવો હતો કે હવે સૈન્યમાં માણસોની ભરતી કરવાને માટે આજ્ઞા કરવી અને જેમ બને તેમ જલ્દી દાંડી પીટાવવી. સૈન્યના કારભારી તે વખતે શહેરમાં ન હતા. તેને ત્યાં કોઈ તેમનાં સગાં સંબંધી આવ્યાં હતાં. તેથી તેઓ સ્હાંજના ગામ બ્હાર પોતાના ઉદ્યાન ભુવન **વિનોદ વિહાર**માં બધાં માણસોને લઈ ગયા હતા. ત્યાં રાત્રે

તેઓ તેમના આવેલાં સગાં સંબંધીઓને મીજબાની આપવાના હતા. **વિનોદ વિહાર** પણ કંઈ શાહેરથી ઝાઝું છેટું નથી. ભાગ્યેજ અર્ધો કોશ છેટે હશે. આવી ખબર રાણી સાહેબને મોકલેલા સ્વારે કહી. રાણીશ્રીનો વિચાર તરત જ બદલાયો. તેમને મન કંઈ ચટક થઈ આવ્યું. તેમનો સ્વભાવ કેવો ઉત્સાહી અને વિનોદપ્રિય છે એતો સઘળાં જણ જાણે છે. તેઓશ્રીએ વિચાર કર્યો કે પંડે થોડાં માણસો સાથે લઈ **વિનોદવિહાર** જવું અને ત્યાં જઈ બિચારા કૌકુટિકને અચંબો પમાડવો. આમ કરવામાં આ સિવાય રાણીશ્રીનો બીજો હેતુ પણ હતો અને તે એકે રાણીશ્રી પોતે ચાલીને તેને ત્યાં આવ્યાં એ જાણી કૌકુટિકને સારું લાગે, અને તે તેમાં એક પ્રકારની મોટાઈ માને, આ સિવાય બીજો એ પણ હેતુ ખરો કે એકાએક રાજમંડળનાં માણસોના આગમનથી, કૌકુટિકના ઘરનાં માણસોને મીજબાનીની તૈયારી કરવા માટે ધાંધલ થાય, તે જોઈ ગમત અને મજાહ મેળવવી. આવા વિચારથી રાણી સાહેબ એક નાનાં છોકરાંની માફક હસવા લાગ્યાં અને છેલ્લે સરવાળે તેમણે ત્યાં સૂધી પગે ચાલીને જવાનો નિશ્ચય કર્યો, અને તે પણ એટલી રાતે. રાજા સાહેબની પ્રકૃતિ પણ પ્રસન્ન હોવાથી તેમણે પણ સાથે આવવા કબુલ કર્યું. લાગલી જ રાજા સાહેબ, રાણીશ્રી બે ચાર સરદારો, અમે ચાર જણીઓ અને કેટલાક વિશ્વાસુ નોકરોની નાની ટોળી તૈયાર થઈ અને રાજગૃહમાંથી બહાર નીકળી."

"ચાલતાં ?" રણધીર બોલ્યો: "અને તે એટલી રાતે ?"

"હા," લવંગિકાએ પ્રત્યુત્તર આપ્યો:-"રાણીશ્રીનો સ્વભાવ કંઇક એવો જ મોજીલો છે. લ્હેરમાં આવે તે કરવું. પછી ભલેને તે કામ વિલક્ષણ કાં ન હોય ? વળી કૌકુટિકનો **વિનોદ વિહાર** પણ કંઈ બહુ છેટે નથી. રાત હોવાથી લોકોને આ બીનાની ખબર પણ પડે નહિ. વળી કોઈ અમને ઓળખે નહિ માટે અમે શરીર પર કપડાં લપેટી લીધાં હતાં અને મોં પણ લગભગ ઢાંકી જ નીકળ્યાં હતાં."

"હા, પેલા સજ્જનો જે મારાઓને શોધવા નીકળ્યા હતા તેની માફક, નહિ વારુ ?" રણધીરે વિનોદમાં કહ્યું:—"પછી, રાત મજેની હતી. થંડા સુગંધી પવનની લ્હેક મારતી હતી. રાજવાડાના બાગમાં પુષ્પોનો પરાગ પમરી ઉઠ્યો હતો. એ તો મને અનુભવથી માલમ છે. પછી ?"

"પછી એ જ કે અમે થોડા વખતમાં **વિનોદવિહાર**માં પહોંચી ગયાં." લવંગિકા બોલી:-"ખુદ રાણીશ્રી પોતે એટલી મોડી રાતે આમ મંડળી લઈ પગે ચાલતાં મળવાં આવ્યાં છે, એ જાણી કૌકુટિકને ઘણો જ આનંદ થયો. તેના

આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેને એક પ્રકારનું અભિમાન અને મોટાઈ પણ લાગી કે રાણીશ્રી મારા જેવાને ત્યાં પગલાં આણે છે. વળી રાણી સાહેબે એ પણ જણાવ્યું કે ત્યાં આવેલા તેના પરોણાની મુલાકાત લેશે અને સર્વ જણ ફળાહારમાં સામેલ થશે. આ સાંભળતાં સર્વ જણ રાજમંડળનો બરોબર આદર સત્કાર થાય અને ભોજનમાં કોઈ પણ જાતની ન્યૂનતા ન જણાય તેને માટે સામગ્રી લાવ લે કરવાની ધાંધલ મચી રહી. રાણી સાહેબની હોંશ પૂરી પડી. પણ રાણી સાહેબે એટલું મોડું આવવાનું કારણ તો કૌકુટિકને તરત જ જણાવી દીધું. કિલ્લાની મરામતી કરાવવાનું, સૈન્યનો ઝુંડો રોપવાનું, માણસોની ભરતી કરવા દાંડી પીટાવવાનું, સર્વ રાજભક્ત સરદારોને સાંઢણીસ્વાર સાથે આજ્ઞાપત્રો રવાના કરવાનું કામ તાબડતોબ હાથ ધરવા, રાણી સાહેબે સૂચવ્યું. કૌકુટિકે પણ "સૂર્યોદય પૂર્વે સર્વ વ્યવસ્થા કરી નાખું છું." એમ જવાબ આપ્યો આપને તો માલમ હશે કે, આ કામ સૈન્ય કાર્યભારી. જેને નગર રક્ષકની પદવી છે, તેના કુળમાં વંશપરંપરાથી ઉતરી આવે છે. આ પદવી મોટી છે. રણધ્વજ સુમુહૂર્તે રોપવાનું કામ તેમનું છે. પછી રાણી સાહેબે પરોણા મંડળની મુલાકાત લીધી. તેમની સાથે ભોજન અને ફલાહાર કર્યો.–

"કૌકુટિકના ઘરનું સ્ત્રીમંડળ એક ઓરડામાં જુદું હતું અને પુરુષ વર્ગ પણ અન્યત્ર હતો. આ લાગ જોઈ રાજા સાહેબે પોતાની પ્રિય વસ્તુ મદિરાપર ખૂબ સપાટો ચલાવ્યો. આનું પરિણામ એ થયું કે રાજાજીની શુદ્ધિ ઠેકાણે રહી નહિ. અને રાત્રિએ મુકામ ત્યાં જ કરવો પડ્યો. અમારે પણ રહ્યા વગર છૂટકો જ ન હતો. રાણી સાહેબને પોતાના પતિની આવી સ્થિતિથી માઠું તો ઘણું લાગ્યું હશે, પણ તેઓએ બહાર કંઈ જણાવ્યું નહિ. મનમાં જ ઠુમાઈ બેસી રહ્યાં. સવારમાં વ્હેલાં રાણીજીને એમ લાગ્યું કે વેળાસર રાજભવનમાં પહોંચાય તો ઠીક એમ ધારી મને બોલાવી, વીરુને ઘોડા લઈ આવી તૈયારી કરી રાખવા કહ્યું, વીરુને સંદેશો આપી તેને કામે મોકલી દીધો. પછી શું કરવું. સહવારના પહોરનો ઠંડો વાયુ સેવન કરતી કરતી બાગમાં આમ તેમ ફરવાનો નિશ્ચય કર્યો. બાગમાં ફરતાં ફરતાં છેડાપર ઉંચી જગ્યાએ લતામંડપ છે, તેમાં જઇને બેઠી. ત્યાં આગળ કનકપુરથી આવતી વાટ મળે છે. તે બાજુથી કોઈ હથિયારબંધ ટોળી આવતી મારી નજરે પડી. મને પ્રથમ તો એમ લાગ્યું કે રાણીસાહેબ આ **વિનોદ વિહાર**માં છે અને સહવારના પહોરમાં વ્હેલાં જનાર છે, એ હકીકત આ લોકોને ખબર પડી હોવી જોઇએ. એ લોકો નક્કી એકાએક છાપો મારવાના ઇરાદાથી આવતા હોવા જોઇએ. વળી આ

વિચાર પણ બંધ બેસે નહિ, કારણ કે માણસોની સંખ્યા ઝાઝી ન હતી. અને તે ઉપરાંત વળી તેઓ આ બાજુ આવતા હતા. મનની શંકા બળી જાય નહિ. છેવટે મનમાં વિચાર કર્યો કે લાવને તે શું કરે છે? ક્યાં બેસે છે ને છૂપાઈ રહે છે તે છાની માની જોઉં. એમ વિચાર કરી તે ભાગના એક ઝાંપામાંથી ધીમે ધીમે બહાર નીકળી અને ધીમે ધીમે પગલાંનો અવાજ ન થાય તેમ આ બાજૂ આવવા લાગી. મેં દૂરથી જોયું તો તે માણસો ચાર ચારની ટુકડીમાં વ્હેંચાઇ છૂટા પડી ગયા. મેં વાડની અડોઅડ ધીમે ધીમે ચાલવાનું ચાલુ રાખ્યું. એટલામાં ઘોડેસ્વાર આવતા હોય એવો ભણકારો મને થયો. એટલામાં તો ઘોડેસ્વાર પાસે આવતાની વાર ચાર જણાએ વાડમાંથી કૂદી હુમલો કર્યો. પાસે આવતાંજ તમને ઓળખ્યા. વ્હાલા! તરતજ વાડની બાજુમાંથી હું નીકળી અને પછી શું થયું તે તો આપ જાણો છો. મને કંઇ યાદ નથી.”

“પછી એ જ કે તેં મારો પ્રાણ બચાવ્યો!” રણધીરે હર્ષગદ્‌ગદિત સ્વરે કહ્યું:-“તેં દુષ્ટ મારાઓનો ભોગ થતાં અટકાવ્યો. વ્હાલી! મારા પ્રાણની રક્ષા બીજા કોઇને હાથે ન થતાં તારે હાથે થઈ, એ ઘણી આનંદની વાત છે. તે પરમ કૃપાળુ ઈશ્વરે આવા કટાકટીના પ્રસંગે મારા રક્ષણમાટે એક દેવાંગનાની માફક અંતરિક્ષથી મોકલી આપી હોય, એમ અણધારી આવી પહોંચી એમાં કંઇ દૈવનો સારો હેતુ જણાય છે. પ્રથમ તો તને અહીં આવવાની પ્રેરણા થવી એ જ કંઈ ઈશ્વર તરફનું સુચિહ્ન છે. આપણો અન્યોન્યનો પ્રેમ તેને માન્ય છે એમ જ જણાય છે. આ શું આપણા ભાવિ સુખના મંગલમય શુભશુકન નથી?”

“મને પણ એમ જ ભાસે છે, વ્હાલા!” લવંગિકા બોલી:-“પણ પ્રિયતમ! જે નરાધમોએ આપનો પ્રાણ લેવા માટે માણસને અહીં મોકલ્યા તેને કંઈ શિક્ષા કરવા આપનો વિચાર નથી કે શું?” એ લોકો ફરીથી એવું ન કરે એનો ભરોંસો શો? એ મારા મોકલનાર કોણ હોવા જોઇએ, એ તો આપ એ દુષ્ટોની સાથે વાતચીત કરતાં જ કળી ગયા હતા. અને જ્યારે થેલીની વાત આવી ત્યારે તે કોણ હોવા જોઇએ એની મારા મનમાં પણ શંકા રહી નહિ.”

“પ્રિયે!” રણધીરે કહ્યું:-“જો સ્વતઃ રાણી સાહેબ, રાજકીય કારણોને લીધે રાજ્ય વિરુદ્ધ ખટપટ કરે છે. છતાં પ્રસ્તુત સ્થિતિ તરફ લક્ષ આપી, તે તરફ દુર્લક્ષ કરી તેમને શાસન કરતાં નથી, તો પછી હું તે શું લેખામાં છું? મારો પ્રાણ લેવાનું તર્કટ રચે તોપણ મારે રાણીશ્રીના જેવી નીતિ ધારણ કરવી એ શું મારી ફર્જ નથી? મારે તો એ બાબતમાં એક અક્ષર પણ કાઢવો જોઇએ નહિ. આજ કાલ

કેટલાક દિવસ થયાં મન્દાર્ક દેશના રાજા અને રાણીશ્રી વચ્ચે ચકમક ઝરવાનો પ્રસંગ આવી અટકી જાય છે; ત્યારે આવે વખતે હું જ યુદ્ધનું નિમિત્ત થઈ પડું, અને બન્ને પક્ષના લાખો માણસોનો સંહાર કરાવું એ શું યોગ્ય છે?"

"આપનું કહેવું યથાર્થ છે." લવંગિકાએ કહ્યું:–"વળી એમ પણ છે કે જે દુષ્ટ માણસો છે, તેમને તેમના કર્મનું ફળ અવશ્ય મળ્યા વગર રહેતું નથી. આજ નહિ તો કાલ્ય, કાલ્ય નહિ તો પ્રમન્ન દહાડે, જરૂર તેમનો પાપનો ઘડો ફૂટશે અને તેમનું કર્મ ફળ ભોગવશે. પણ આપને હું એમ પૂછું છું, કે એ નીચ લોકો આમ છાની રીતે આપનો પ્રાણ લેવાનું તર્કટ રચે એવું આપે એમનું શું બગાડ્યું છે? આપનો એ એટલો બધો દ્વેષ કરે એવું કંઈ કારણ આપે તેમને આપ્યું હોય એ સંભવિત નથી."

"તેઓ મારો પ્રાણ લેવા તૈયાર થાય એમાં કંઇ લેશ પણ આશ્ચર્ય કે ગૂઢ રહસ્ય નથી." રણધીરે કહ્યું;–"મને એક ભયંકર બાબતની શોધ મળી આવી છે. તે હું કાલ સ્હાંજે જ તને જણાવવાનો હતો પણ એટલામાં તો તતુડું ફુંકાયું અને તું ચાલી ગઈ."

"ભયંકર શોધ!" લવંગિકાએ આશ્ચર્ય પામી પૂછ્યું:–"એવી તે શી શોધ આપે મેળવી છે?"

"એ તો મેં તને કહ્યું છે કે," રણધીર બોલ્યો:–"મારા હાથમાં શરાસનની જે રેશમી થેલી આવી છે, તેમાં પુષ્કળ કાગળપત્રો મળી આવ્યા છે. એ સર્વ પત્રો આંકડાની પરિભાષામાં લખેલા છે. તે બધાની કુંચી એક જ છે ને એ મંદાર્ક દેશના રાજકીય પુરુષો રાજકીય ખાનગી પત્રોમાં વાપરે છે. એ બેસાડતાં મને કેટલો શ્રમ પડ્યો હતો તે તો તું જાણે છે. આ થેલીમાં તારા કાકાસાહેબે શરાસનપર લખેલો પત્ર મળી આવ્યો. રાણીશ્રી ગિરિદુર્ગથી નીકળી શૃંગદુર્ગ આવ્યાં એ બનાવ બન્યા પછી કેટલેક દિવસે એ પત્ર લખેલો છે. એમાં કેટલીક હકીકત એવી છે કે જે વાંચીને મને ઝાઝું આશ્ચર્ય થયું નહિ, છતાં તને એ જાણીને ભારે સંતાપ થશે. તું આભીજ બની જઇશ. રાણીની પેલી બે સખિઓનો પ્રેમ તે મંદાર્ક દેશના પ્રતિનિધિપર બેઠેલો છે, એ વાત ઘણા વખતથી મારા જાણવામાં આવી છે. આ બાબતમાં મને કંઈ શંકા હતી પણ કાલ રાતે જ્યારથી બારીકાઇથી જોયું ત્યારથી મારી શંકા ટળી ગઈ છે. કાલ રાતે દિવાનખાનામાં રાણીશ્રીની સમક્ષ તે પ્રતિનિધિઓના રાજદ્રોહી અને વિશ્વાસઘાતક કામોની વાત

થતી હતી ત્યારે તે બન્નેના ચ્હેરા ભયથી કેવા કાંપતા હતા અને તેમનાં મ્હોંપર કેવા વિલક્ષણ ફેરફાર થતા હતા તે હું બારીકાઇથી જોતો હતો."

"જગદંબા! આ શું? રણધીર! આપનો કહેવાનો અર્થ શો છે તે મારા સમજવામાં કંઈ આવતો નથી." લવંગિકાએ ચોંકીને પૂછ્યું.

"એ જ કે રાણીની બે સખિઓ અદ્રિલતા, અને કુસુમલતા પક્કી રાજ-દ્રોહી અને નિમકહરામ છે." રણધીરે પ્રત્યુત્તર આપ્યો:–"શરાસને અને જયંતે એ બે બાળિકાઓને પ્રેમમાં ભુરકાવી તેમનાં મન ખરાબ કરી નાંખ્યાં છે. તેમની કપટજાળમાં તે બન્ને ફસાઈ ગઈ છે. તું આમ ભયચકિત અને વિસ્મિત ચ્હેરે મારી સ્હામું જોઈ રહી છે એ બરાબર છે. પણ હું જે કહું છું તેમાંનો એક અક્ષર પણ ખોટો નથી. એ પત્ર મેં અહીં મારી સાથે રાખ્યો નથી. તે રાજ-વાડામાં મારી ઓરડીમાં છે. પરંતુ તારા કાકાએ પ્રતાપદુર્ગથી લખેલો કાગળ મને મોઢે છે. તેઓ લખે છે કે:–

"બિના કેવું સ્વરૂપ લેતી જાય છે તે પર હું ધ્યાન રાખું છું. આપે પત્ર મોકલ્યો તે માટે હું આપનો અંતઃકરણથી આભાર માનું છું. આપના પત્રમાં મહત્વની બિના હોય છે, પરંતુ તે ઉપરાંત આપ વાતચીતની બારીક ખબરો લખો છો તે વાંચી મને ઘણી ગમ્મત મળે છે. આપ એક સાધુના વેષમાં ગિરિ-દુર્ગના રાજવાડામાં ધૂસી ગયા એ વાંચી હું ખૂબ હસ્યો; ખરેખર તે ભગવી કફની, ઝભ્ભો અને બાવા ટોપીમાં મોઢું માથું ઢાંકી દે એવી પિંગટ ખોટી જટા દાઢીથી તમારી શોભામાં વૃદ્ધિ જ થઈ હશે. અદ્રિલતા પણ આપનું એ વખ-તનું દર્શન કરી ખરેખર સંતોષ પામી હશે. પણ આથી વધારે ચાલાકી અને રાજકપટીપણું તો આપે તે બે ભોળી રાણીની સખિઓને વશ કરવામાં દાખ-વ્યું છે. એવી કળા મારા જેવા સૈનિકને કદિ આવડે પણ નહિ. આપને બન્નેની એ યુક્તિને લીધે રાણીના રાજભવનમાં થતી સઘળી ગુપ્ત વાતો જાણવાનું સાધન સરળતાથી મળી આવ્યું છે. આપની અને સરદાર જયંતની કુશળતા ધન્યવાદને પાત્ર છે. વળી અધુરામાં પૂરું આપે એ બન્નેને આંકડાની ભાષા પણ શીખવી દીધી છે. આને માટે આપને જેટલી સાબાશી આપું એટલી થોડી. રાણીશ્રીનો ગિરિદુર્ગથી નીકળવાનો વિચાર બદલાયો એ બીના જણાવવાને કુસુમલતાએ તાબડતોબ ન્હાની ચીઠી લખી અને સઘળાની આંખોમાં ધૂળ નાંખી ઉપરથી નીચે આપનાપર ફેંકી. વળી તે ચીઠ્ઠી આપે પણ તાબડતોડ મારી તરફ રવાના

ફરી. આપે આ બાબતમાં બને તેટલું કર્યું, પણ દૈવેચ્છાથી આપણે ગોઠવેલી સઘળી બાજી ફરી ગઈ, એમાં આપણો દોષ નથી."

"અરે! પ્રભુ! આવી નીચતા! આવી અધમતા મનુષ્ય હૃદયમાં હોય છે?" લવંગિકા ખેદયુક્ત મુદ્રાએ બોલી:-"જે પોતાનું ગળું વિશ્વાસથી તેમના હાથમાં મૂકે તેનું જ ગળુ કાપવા તૈયાર થવું! શિવ! શિવ! અધમતાની હદ!"

"હા, જોની આ જગતમાં એવાં પણ માણસો છે.' રણધીરે પ્રત્યુત્તર આપ્યો:- "પણ, વ્હાલી! એમાં તે બાળિકાનો તને જેટલો વાંક જણાય છે તેટલો મને જણાતો નથી. ગિરિદુર્ગમાં કુસુમલતાએ જે ચીઠ્ઠી લખી તે તેની મૂર્ખતાને લીધે જ. **'નીકળવાનો સમય બદલાયો છે, વિચાર ફેરવાયો છે. સ્હવારના બે ઘડી રાત બાકી રહેશે તે સમયે નીકળશે. સાથે સ્વારમંડળી ઝાઝી નથી'** આ ચીઠ્ઠી લખતી વખતે અને શરાસનને પહોંચાડતી વખતે તે અવિચારી બાળિકાઓને ભાગ્યે જ ખ્યાલ હશે કે રાણીશ્રીને કેવા મહાન્ સંકટમાં ધકેલું છું! કેવો મહાન્ અનર્થ કરું છું? આને લીધે શું થશે? એ વિચાર પણ તેમના મનમાં આવ્યો નહિ હોય! તે બન્ને જણીઓમાં અક્કલ કમ છે, એમ મને લાગે છે. તેઓનાં અંતઃકરણ ક્રૂર છે. કિંવા તેઓ જાણી જોઇને રાણીશ્રીને દુઃખમાં ઉતારવા માંગે છે, એમ નથી. આથી તેમનાં આ કામ બ્હાર પડે નહિ અને તેમની ફજેતી થાય નહિ, એવી ગોઠવણ કરી છે. કાલ્ય રાતે શરાસન અને જયંતને મેં સાફ સાફ જણાવી દીધું છે કે તેમણે પોતાની વગને કામે લગાડી ગમે તેમ કરી, એ બે બાળિકાઓને તાબડતોબ રાજવાડામાંથી ખસેડવી. જો એમ નહિ કરો તો એનું પરિણામ ભયંકર આવશે. મને મારી નંખાવવા માટે શા માટે મારાઓ મોકલ્યા હતા, તે હવે સમજી?"

"આપની આ હકીકત સાંભળી મને તો શું નું શું થાય છે." લવંગિકા ખિન્ન મુદ્રાએ અને અશ્રુપૂર્ણ નયને બોલી.

"પણ વ્હાલી!" રણધીર બોલ્યો:-"હું તને એક બીજી વાત કહું છું તે સાંભળી તને ખચીત આનંદ થશે. તારા ભાઇએ કની બંડખોરોનો પક્ષ છોડી દીધો છે. હું તેને મળ્યો હતો. તેણે એમ પણ કહાવ્યું છે કે તને દિલગીરી થાય અને ખરાબ લાગે એવું કોઈ પણ કૃત્ય તે કરશે નહિ. તું રાણીશ્રીના પક્ષમાં ભળી છે, તેથી તેને જરાપણ માઠું લાગ્યું નથી."

"એ તો ઘણી ખુશીની વાત." ઉત્સાહપૂર્ણ મુદ્રાએ લવંગિકા બોલી:-"પણ આપ મારા ભાઇને ક્યાં મળ્યા?"

"ગમે ત્યાં પણ મળ્યો ખરો." રણધીર બોલી ઉઠ્યો:-"હું આજ વહેલો નીકળી જતો હતો, તે તેને જ મળવા માટે, સમજી? હવે અમે બન્ને જણ એકમેકના મિત્ર થયા છીએ, એક નવું કામ માથે લીધું છે. તેમાં જો ઈશ્વર કરે ને વિજય મળે તો-"

"વળી કંઇ નવી ધાંધલ છે કે?" લવંગિકાએ હસતાં હસતાં આનંદથી કહ્યું;-"ગમે તેમ હો, વ્હાલા, હું કંઈ એ આપને પૂછવા માગતી નથી. ઈશ્વર આપને એમાં વિજય આપે એટલે થયું. અરે પ્રભુ! વખત પણ શો ઝડપથી વહી જાય છે તે જણાતો જ નથી. રાણીજી મારી રાહ એક સરખી જોતાં હશે. અને હું કયાં છું તેની શોધ પણ કરતાં હશે."

"મારો પણ કેટલો બધો વખત આ મારાઓની ઓચિંતી ધમાલમાં ગયો." રણધીર બોલ્યો:-"લલામક વર્ષાદની માફક મારી વાટ જોઈ રહ્યો હશે. ગમે તેમ પ્રિયે! તું અહીં અકસ્માત્ મળી ગઈ એ શું ઓછી આનંદની વાત છે?"

એટલું કહી રણધીરે લવંગિકાને ભુજપાશમાં ભીડી લીધી ને એક મીઠું ચુમ્બન આપી કહ્યું:-"ચાલો ત્યારે આપણે હવે છૂટાં પડીએ." એમ કહી રણધીરે તેને પોતાના બાહુપાશમાંથી મુકત કરી. લવંગિકા નાની પગથીએ થઈ કૌકુટિકના બાગ તરફ વળી અને રણધીર બીજી તરફ વળી દક્ષ જ્યાં ઘોડાને લઈ ઉભો હતો ત્યાં ગયો.

રણધીર અને દક્ષ પોતપોતાના ઘોડાપર સ્વાર થઈ ગયા. અને ઘોડાને પૂર વેગથી દોડાવવા માંડ્યા, છતાં લલામકને મળ્યા ત્યારે લગભગ ત્રણેક ઘડી જેટલું મોડું થયું હતું. રણધીરને ખાત્રી હતી કે મોડું થશે તો પણ લલામક રાહ જોયા વગર રહેશે નહિ. રણધીરનું એ અનુમાન ખરું હતું. કારણ રણધીર અને દક્ષ આ બાજુએ આવ્યા કે તરત જ, નિર્મળ ઝરાની બાજુના ખેતરમાં ત્રણ ઘોડા ચરતા તેમની નજરે પડ્યા. લલામક ઝરાને કિનારે ઝાડની છાયાતળે પડ્યો હતો અને તેના બે નોકરો થોડે છેટે ઘોડા તરફ ધ્યાન રાખી બેઠા હતા. રણધીરે અને દક્ષે પોતાના ઘોડાને વાળ્યા. આ બન્નેને પાસે આવતાં જોઈ લલામક એકદમ ઉઠી ઉભો થઈ જરા સ્હામે આવ્યો. બન્ને જણે એકમેકને પ્રણામ કર્યા.

ઘોડાને સ્હેજ વિશ્રાંતિ આપવા રણધીર ઘોડાપરથી નીચે ઉતર્યો અને દક્ષના હાથમાં લગામ આપતાં કહ્યું:-"રસ્તામાં જે બીના બની તે આ નોકરો કે કોઇના કાનપર જવા દેવી એ ઠીક નથી સમજ્યો?"

ચતુર દક્ષને એ સમજવા કંઈ વાર લાગી નહિ. તેણે પોતાની ગરદન નીચી નમાવી 'આપની આજ્ઞા પ્રમાણે વર્તીશ' એમ જણાવ્યું. રણધીર અને લલામક તે ઝરાને કાંઠે તે ઝાડ નીચે જઈ બેઠા.

જતાં જતાં લલામક બોલ્યો:-"મને લાગે છે કે આપના નીકળવા પૂર્વે કિંવા નીકળ્યા પછી કંઇક નડતર આવી પડ્યું હોવું જોઇએ. કારણ કે આપને માટે તો મારી ખાત્રી જ હતી કે ગુલાબી ઉંઘ આલિંગન આપી, આપની પાસેથી ત્રણેક ઘડી ચોરી લે એ બનવું અશક્ય છે. આપ તેને વશ થઈ બિછાનાપર પડી રહો એ બનવું અસંભવિત છે."

લલામકનું આવા પ્રકારનું બોલવું સાંભળી રણધીર સ્થિર દૃષ્ટિથી ટીકીને તેના સ્હામું જોઈ રહ્યો. લલામકનો ચ્હેરો, ચિંતા, ગભરાટ કે કોઈ પણ જાતના વિકાર રહિત હતો. તેની સરળ મુખમુદ્રા તરફ જોતાં રણધીરના મનમાં એક પળભર જો શંકા આવી હોય તો તરત જ નિરસન થઈ.

"મિત્ર આપનું કહેવું યથાર્થ છે." રણધીરે કહ્યું:-"પ્રસંગ પડતાં શય્યાના સુખમય સહવાસને ત્યાગી, ઘોડાપર સજ્જ થઈ, નીકળવામાં સેવક વિલંબ કરે એમ નથી. પરમેશ્વરની એ દયા છે કે આટલા વિલંબે પણ હું આપની ભેટ લેવા જીવતો રહી શક્યો છું. રસ્તામાં છૂપાઈ હૂમલો કરનાર મારાઓની ટુકડી-માંથી સહીસલામત હું અને મારો નોકર બચી આવ્યા એ અમારું મોટું નસીબ."

"હેં શું કહો છો?" લલામક આશ્ચર્યચકિત થઈ બોલ્યો:-"ક્યાં આગળ, ક્યાં આગળ એ મારા મળ્યા?"

"કંઈ છેટે નહિ. શહેરની બ્હાર પાસે જ. કૌકુટિકનો **વિનોદવિહાર** છે, તેની નજીક."

"આવી તે જગા મારા ધ્યાનમાં." લલામકે કહ્યું:-

"પણ વારુ તેઓ લૂટારુઓ હતા કે મારા? કારણ કે એ બે જણમાં ઘણો ફેર રહે છે."

"આપના કહેવાની મતલબ સમજ્યો." રણધીરે કહ્યું:- "તે લૂટારુઓ ન હતા. પૈસાને માટે કોઇના કહેવાથી ગળું કાપવાનો ધંધો કરનાર મારાઓ હતા. એની મેં પક્કી ખાત્રી કરી લીધી છે."

"ત્યારે તો એમ જ કે," લલામકે કહ્યું:-" કોઈ દુષ્ટ પાપાત્માના કહેવાથી તે લોકોએ તમારા પર હુમલો કર્યો એ જ કે બીજું શું?"

"બરાબર એમ જ." રણધીરે જવાબ આપ્યો:-"પણ એ પાપાત્મા કોણ

હશે વારૂ. એની તમને કલ્પના આવે છે ખરી? કોઇ જ નહિ, મિત્ર! પણ બળવીરસિંહના વિશ્વાસુ પ્રતિનિધિઓ શરાસન અને જયંત."

આ સાંભળી લલામકનું મોં ગુસ્સાથી લાલચોળ થઈ ગયું. તેણે સંતાપ અને તિરસ્કાર દર્શાવતા સ્વરે કહ્યું:-"આહ! તે નીચ અધમોએ એક નિર્દોષ માણસના પર વિશ્વાસઘાત ઢોળી પાડવાની યુક્તિ તો ઠીક શોધી કાઢી. આજ આપણે અમુક ઠેકાણે એકઠા થવાના છીએ, અને આપણે ભેગા પ્રવાસ કરવાના છીએ, તથા આપ સ્હવારે કેટલે વાગે નીકળવાના છો એટલું જ નહિ, પણ કયે રસ્તે થઇ જવાના છો! એ સર્વ મેં તેમને કહ્યું હોવું જોઇએ એવો વિચાર ખચિત આપના મનમાં આવ્યો હોવો જોઇએ. પણ મિત્ર! હું પરમેશ્વરના સોગન ખાઇને કહું છું કે આપણે થયેલ વાતચીતનો એક અક્ષર તેમને જણાવ્યો નથી. એટલું જ નહિ પણ સરત ચૂકમાં કે જાણી જોઇને બીજા કોઇને પણ કંઇ જ કહ્યું નથી."

"સરદારજી!" રણધીરે કહ્યું:-"આપનાપર મારો પૂરો વિશ્વાસ છે. આપની એવી અયોગ્ય કલ્પના મારા મનમાં આવી જ ન હતી; પરંતુ, મને એમ લાગ્યું હતું ખરું કે આપે ભૂલથી કંઇક હકીકત શરાસનને જણાવી હોય. મારા પ્રાણને હાનિ પહોંચાડવાને માટે આપે જાણી બુઝીને એ હકીકત એ બે મંદારકવાસીઓને જણાવી હોય, એવો વિચાર મારા મનમાં આવ્યો ન હતો. પણ આપણે બન્નેએ કાલ્ય એક મોટી ભૂલ કરી કે આપણે એટલી બધીવાર સૂધી વાતો કરતા બેસી રહ્યા. આપણને વાતો કરતા જોઇ એ શાંતપણે બેસી રહે એ કદિ બને જ નહિ. એ વાત આપણા લક્ષમાં રહી નહિ. એવા પાપાત્માઓ બીજાની છાની વાતો અને છિદ્રો જાણવા કેવા તત્પર હોય છે એનો ખ્યાલ આપને નહિ હોય. તેઓના કાનને અને દરવાજાના બારણામાંની ચીર કે ભીંતમાંના ગોખ સાથે ગાઢી મૈત્રિ હોય છે."

"આહ! કેવા નીચ કીડા!" લલામક ગુસ્સામાં બોલી ઉઠયો:-"ઈશ્વરના સમ! જ્યાં સૂધી એ દુષ્ટોને સજા નહિ થાય ત્યાં સૂધી મારા જીવને ચૈન નહિ પડે. એ નરાધમોને યોગ્ય સજા થવી જ જોઇએ. તેમનાં કાળાં કામ લોકોને જાહેર કરી તેમની પૂરેપૂરી ફજેતી થવી જોઇએ. એ લોકો શિષ્ટાચારની જાળ પાથરી કેવા ભયંકર! કેવાં નીચ કામો કરે છે. હરિ! હરિ!"

"મિત્રવર્ય! જરા ધીર ધરો." રણધીર બોલ્યો:-"આપની લાગણીને થોડીવાર દબાવી રાખો. કેટલીકવાર પ્રસંગ એવો આવી પડે છે કે, આપણી મરજી

વિરુદ્ધ, દુષ્ટ લોકોનાં કાળાં કામ તરફ આંખ આડા કાન કરવા પડે છે. અન્યાય અને અપરાધ જાણવા છતાં સહનશીલતા ધારણ કરવી પડે છે. આપ કહો છો તેવી જ જાતના વિચાર મારા મનમાં પણ આવી ગયા હતા. અને હાલ તુરત આ બાબતમાં શું કરવું, એ મેં નક્કી કરી રાખ્યું છે. આ બીના કોઇને કાને જાય તો તે પણ ઠીક નથી. મારા નોકરને પણ હમણાં જ મેં એ જ સૂચના કરી કે તેણે આ બાબતનો એક અક્ષર આપના નોકરોને કે કોઇને જાણવા ન દેવો. આપની સાથે પણ આ વાત ક્યારે છેડી તે આપના ધ્યાનમાં નથી. આપના નોકર આપની પાસેથી આઘે સરી ગયા ત્યારે જ મેં આ વાત કરવા માંડી. સરદાર! આપ જ વિચાર કરો કે એ બે પ્રતિનિધિઓને ન્યાયાસન આગળ લઈ જઉં તો એનું પરિણામ શું આવે? પોતાના દેશની અને પોતાના પ્રતિનીધિઓની આબરૂ જાળવવા માટે તરત જ અનર્ગ દેશ સાથે યુદ્ધ કરવાને રણધ્વજ રોપે. વળી બળવીરસિંહ તો એવાં બ્હાનાની વાટ જ જુવે છે. આ બ્હાનું તેને કંઇ નજીવું નથી. વળી અનર્ગ દેશની સ્થિતિ અત્યારે કેવી છે, એ તો આપનાથી છાનું નથી. આવા પ્રસંગે માત્ર એ દુષ્ટોનાં કાળાં કૃત્ય જગજાહેર કરવાથી બે દેશ વચ્ચે લઢાઈ જાગે અને એ લઢાઇનું કારણ હું થઇ પડું એ શું ઇચ્છવા યોગ્ય છે?"

"સરદાર!" લલામકે કહ્યું:—"આપે જે વિચાર કર્યો છે તે બરાબર દીર્ઘદૃષ્ટિ વાપરીને કર્યો છે અને આપના જેવા માણસને શોભા આપે એવો છે. એ નરાધમોનાં કાળાં કૃત્યપર જો ઢાંકપીછોડો નાખવાની આપની ઇચ્છા છે, તો પછી મારે પણ એ વાત જાણે બની જ નથી, એમ લેખવામાં કંઇ વાંધો નથી. મારે આપનો આભાર માનવો જોઇએ કે એવા શકુનિ જેવા કારસ્થાની નીચ લોકો સાથે મારો સંબંધ તુટચો છે. એવા માણસ સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ રાખવો એ શૂર સૈનિકને માટે લજ્જાસ્પદ અને તેની ઉજ્વળ તલવારને કલંક લગાડવા સમાન છે. એ ઈશ્વરની દયા છે કે જે પ્રકારનો વર્તનક્રમ ભવિષ્ય માટે નક્કી કર્યો છે તેથી એ લોકો સાથે કોઇ પણ જાતનો વ્યવહાર રાખવાનો પ્રસંગ આવશે નહિ."

"આપ આપનો વર્તનક્રમ બદલવાના છો તે શી રીતે?" રણધીરે પૂછ્યું:— "અથવા તો એમ જ કહોની કે આપે જે પક્ષ સ્વીકાર્યો છે; જે તરકટના જાળામાં આપના હાથ પગ ગુંચવાયા છે તેમાંથી મુક્ત થવાને આપે શી યુક્તિ શોધી કાઢી છે? જે હેતુથી હું આપના કાકા સાહેબને મળવા જાઉં છું, તે જો સફળ થયો તો પછી આપને કંઈ વાંધો જ નહિ રહે. પણ ધારો કે હું મારા હેતુમાં સફળતા મેળવવા

સમર્થ ન નીવડું; વા, બળવીરસિંહ તરફથી આવેલું દ્રવ્ય રાણીના હાથમાં ગયું છે, એ જાણવા છતાં શત્રુસાલજી જો પોતાના દુરાગ્રહને વળગી રહે અને પોતાની વિશ્વાસઘાતક પ્રવૃત્તિ ત્યાગવા ના પાડે તો—"

"મિત્ર!" લલામકે કહ્યું:–"બંડખોરોનો પક્ષ મેં છોડી દીધો એવું વચન હું આપને આપી ચુકયો છું. એમાં હવે કંઈ શંકા જેવું છે જ નહિ. હું ગમે એમ કરી મારો બોલેલો બોલ પાળીશ; એટલું જ નહિ પણ બંડખોરોનો પક્ષ છોડવામાટે વિશ્વાસઘાતનો કિંવા તેમના પ્રયત્ન ફળિભૂત થવાની શંકાશીલ સ્થિતિના પ્રસંગે સ્હામા પક્ષમાં ભળ્યો, એવો શક પણ ન આવે, એવી રીતે એ જાળમાંથી હું છુટો થઇશ. આ કામ સાધવા માટે મેં શી યુક્તિ કરી છે તે હું આપને હમણાં જ જણાવીશ. પણ મને એકવાર ફરીથી–છેલ્લીવાર–આપને પૂછવું જોઇએ કે આપે કાકા સાહેબને મળવા નિશ્ચય કર્યો હતો તે મક્કમ છે કે કયેમ?"

"મારો નિશ્ચય પાકો છે." રણધીરે કહ્યું:–"એકવાર મળવું તો જરૂર, પછી થાય તે ખરું."

"સરદાર સાહેબ!" લલામકે કહ્યું:–"મારા કાકા સાહેબ ઉદારચિત્ત સૈનિક છે, કુલશીલવાન છે; તેમનાપર વિશ્વાસ રાખવાને કંઈ હરકત નથી, એમ તમને લાગે છે. તમને કૃતજ્ઞતાની નિશાની તરીકે આપેલી મુદ્રિકા તમારી પાસે છે. તથા તેમણે આપને વચન આપ્યું છે તેપર આપને ભરોસો છે. આ બધી બાબતોપર અવલંબી આપ પ્રત્યક્ષ સિંહની ગુફામાં જવાની છાતી કરો છો, નહિ વારુ? વળી આપને એમ પણ વિશ્વાસ છે કે તેઓ આપનું સુલેહનું કહેણ માન્ય રાખશે કિંવા આપના વચનથી તેમનો નિશ્ચય આપ ફેરવી શકશો, નહિ વારુ? આપે ઉદાર બુદ્ધિથી કરેલાં જનસ્વભાવ વિષેના અનુમાન ખોટાં ઠરે, જનહૃદયમાં આપે કલ્પેલી ભવ્યનિષ્ઠા ભગ્ન થાય એવું કારણ મળે, અને આપની આ સર્વ બાબતમાં નિરાશા થાય તો આપની સ્થિતિ કેવળ દયાજનક બને, નહિ તો બીજું શું? સરદાર રણધીર! આપ કાકા સાહેબને ઓળખો છો તેનાથી હું તેમને વધારે ઓળખું છું. એને લીધે, આપે પોતે સદ્બુદ્ધિથી માથે વ્હોરેલું શાંતિ સ્થાપવાનું અને બન્ને પક્ષ વચ્ચે સુલેહ કરવાનું કાર્ય ફતેહમંદ ઉતરશે કે નહિ, એ બાબતમાં મારું મન શંકાશીલ રહે છે. આ સર્વ બાબતનો વિચાર કરી મેં એક યુક્તિ શોધી કાઢી છે. આપ જે મુદ્રિકાને તમારાં રક્ષણને માટે એક તાવીજ–કે રક્ષામણિ લેખો છો: જે વચનપર આધાર રાખી જીવનું જોખમ ખેડવાનું સાહસ કરી રહ્યા છો: તેના કરતાં મારી આ યુક્તિ હજાર દરજ્જે ફળિ-

ભૂત થાય તેવી છે. આપ જો એ સિંહની ગુફામાંથી સહિસલામત પાછા ફરો તો તે એ યુક્તિના પરિણામે જ ફરી શકશો, નહિ કે બીજાથી."

"મિત્ર !" રણધીરે કહ્યું:–"આપ મારી એટલી બધી કાળજી રાખો છો એ આપનો મ્હોટો ઉપકાર છે. એવા મિત્રભાવથી પ્રેરાઈ આપે મારાં રક્ષણની યુક્તિ શોધી કાઢી છે એ આપની સહાનુભૂતિ છે."

"એમાં સહાનુભૂતિ કંઈ જ નથી." લલામક વચ્ચે જ બોલી ઉઠ્યો:–"એવાં શિષ્ટાચારનાં ભાષણો આપણી વચ્ચે શોભતાં નથી. આપે જ પ્રથમ કહ્યું છે ને કે આપણે હવે મિત્રો થયા. તો પછી આપના સંરક્ષણને માટે હું જે કંઈ કરૂં એમાં કંઈ ઉપકાર જેવું નથી. એ તો મારું કર્તવ્ય છે."

"એવું કર્તવ્ય કરવા તૈયાર કોણ થાય છે?" રણધીરે કહ્યું:-"વારૂ પણ એવી તે શી યુક્તિ છે?"

"તે હમણાં જ હું આપને જણાવું છું." લલામકે જવાબ આપ્યો:–"વારૂ, પણ આપના ઘોડાને આટલી વાર વિશ્રાંતિ મળી એ બસ્સ હોય તો આપણે અહીંથી ઉઠી હવે આપણા માર્ગે લાગવું, એ જ ઠીક છે."

રણધીરે લલામકના કહેવાને હા ભણી. સર્વ જણ પોતપોતાના ઘોડાપર સ્વાર થઈ ગયા. રણધીર અને લલામક આગળ ચાલતા હતા. કારણ કે લલામક રસ્તાનો ભોમિયો હતો. દક્ષ અને લલામકના બે નોકરો વચ્ચે થોડું અંતર હતું અને તેઓ પાછળ પાછળ ચાલતા હતા. અત્રે અમારે વાંચનારને જણાવવું જોઇએ કે લલામકની સાથે જે બે અનુચર હતા, તે ખાસ કારણસર સાથે આણેલા હતા. તેઓ શરીરે સશક્ત અને દૃઢ બાંધાના હતા. લલામક તેમને બળવીરસિંહ તરફથી આવનારી મહોરોની થેલીઓ લઈ જવાના કામમાં મદદ સારુ લાવ્યો હતો; પરંતુ, તે કામ તેમને જણાવ્યું ન હતું. આથી કરીને કામ નિષ્ફળ થઈ વિહલે મ્હોંએ પાછા જવું પડે છે, એવી કલ્પના પણ તેમના મનમાં ન હતી.

આ સર્વ જણ પોતપોતાના વિચારમાં બોલ્યા ચાલ્યા વગર રસ્તો કાપવા લાગ્યા. નિસ્તલની ટેકરી પસાર થઈ ગઈ. એક બે કિલ્લા પણ પાછળ રહી ગયા. નીરહા નામની નદી પણ ઓળંગી ગયા. કનકપુરના રસ્તેથી ફંટાઈ જમણી બાજૂએ ઘણે દૂર તેઓ પહોંચી ગયા. બપોર થતામાં તો આપણા પ્રવાસીઓ કંઈ નહિ તો ભદ્રપુરથી વીસ કોશ જેટલે અંતરે પહોંચી ગયા.

બે પ્રહરના સુમારે તેઓ એક નિબિડ અરણ્ય પાસે આવી પહોંચ્યા. અહીં

જરા વાર કઠણુ વાંકીચુંકી ચઢણુ હતી. ઝાડ લીલાછમ હતાં, હરિયાળી આંખને ટાઢક આપે એવી હતી. બપોરનો વખત અને પ્રવાસનો શ્રમ મનમાં આણતાં કોઇને એમ લાગે કે પ્રવાસીઓના અને જનાવરોના સુખને માટે પૃથ્વી પર ઈંદ્રનું નંદનવન અહીં આણ્યું છે કે શું? રસ્તામાં ચઢણુ પુષ્કળ હતાં પણુ દાટ ઝાડીને લીધે છાયા પણુ સુખકર હતી. અને ઝાડીને લીધે પવન પણુ ફરફર વાતો હતો. ન્હાનાં ઝરણાંમાંથી નિર્મળ પાણી વ્હેતું હતું. આજુબાજુનો દેખાવ પણુ મનોહર હતો. આપણા પ્રવાસીઓ રસ્તો જો કે ધીમે ધીમે કાપતા હતા છતાં તેમને જરા પણુ કંટાળો આવતો ન હતો. તેઓ પરસ્પર કંઈ પણુ બોલ્યા ચાલ્યા વગર વનનું પ્રકૃતિ સૌંદર્ય અને આજુબાજુના પ્રદેશની સૃષ્ટિરચનાનું નિરીક્ષણુ કરતા જતા હતા. આ અરણ્યમાંથી બ્હાર નીકળતાં ડાબી બાજુએ એક ટેકરી આવી. તે દૃષ્ટિએ પડતાં જ લલામકે અંગીકાર કરેલું મૌનવ્રત છોડી દીધું અને કહ્યું:–"સરદાર સાહેબ! આ ડાબી બાજુએ જણાય છે તે વાલુકેશની ટેકરી. એના પાદમૂળ આગળ એક શિવાલય છે અને ત્યાં મહંતની ગુફા છે. એ આ બાજૂમાં ઘણું પૂજ્યસ્થાન લેખાય છે."

"એની કંઈ દંતકથા કે પૌરાણિક કંઈ ઇતિહાસ હશે ખરો." રણધીર બોલ્યો.

"તે છે ખરી" લલામકે કહ્યું:–"પણુ તે ગુફા માત્ર જોવા જેવી છે. જે મનુષ્યે તે તૈયાર કરાવી હશે તે ઘણો વિલક્ષણુ માણુસ હોવો જોઇએ. એમ એ ગુફાની રચનાપરથી જણાય છે. હું તમને એનું થોડું બ્યાન કરું છું. તે પરથી તમને એનો કંઈક ખ્યાલ આવશે. આ ટેકરીના પાદમૂળે એક ખડક છે. તેની એક બાજુએ બાકોરું છે. અને તે એવું છે કે ફક્ત એક જ માણસ એકી વખતે અંદર પ્રવેશ કરી શકે. એ બાકામાં પ્રવેશ કરી દશ બાર પગથિયાં છે. એ પગથિયાં ઉતર્યા કે એક ચોખંડ ઓરડી જેવી ગુફા છે. તે સાફ આઠ દશ માણુસ રહી શકે તેવી છે. આ ગુફાની પાછલી બાજુએ એક ન્હાનો હોજ છે. બે વામ લાંબો પહોળો હશે. એમાં પાછલી બાજુના ખડકમાંથી ઝરાનું પાણી આવે છે. બારે માસ એ ઝરાનું પાણી વહે છે. કદિ સુકાતું નથી. એમાંનું પાણી કંચન જેવું સ્વચ્છ, ઠંડું શીતળ અને સ્વાદિષ્ટ છે. ખૂબી એ છે કે તે હોજ છલોછલ ભરાઈ ગયા પછી પાણી જરા પણુ બ્હાર વહી જતું જણાતું નથી. વળી એમાંથી ગમે તેટલું પાણી કાઢી નાંખવામાં આવે તો પણુ તે પાછો ફરીથી થોડી વારમાં છલાછલ ભરાઈ જાય છે."

"તમારા કહેવાપરથી એમ જણાય છે કે તે ગુફા ઘણી રમણિક હશે," રણધીરે કહ્યું:–"પણ તે કેવળ અંધકારમય હોવી જોઇએ."

"ના જી, તેમ નથી." લલામકે કહ્યું:–"હું આપને કહેતાં વિસરી ગયો કે તે હોજની ઉપરના ભાગના ખડકમાં લાંબા બે ગોખ ખોદી કહાડ્યા છે. એમાંથી અજવાળું આવે છે એટલું જ નહિ પણ હવાનો સંચાર પણ થાય છે. આથી કરીને અંદર બેસનારને ગુંગળાઈ જવાય એવું લેશ પણ ભાસતું નથી. આ ગુફા સંબંધી અહીંના લોકોમાં એક અજબ તરેહની માન્યતા છે. અને તે એ કે, આ તરફ જતાં આવતાં જે કોઈ માણસ આ ગુફાનું દર્શન કર્યા વગર કિંવા તે પવિત્ર હોજમાંનું પાણી પીધા વગર જાય તેનાપર કંઇને કંઈ આપત્તિ આવ્યા વગર રહે નહિ. આ સિવાય વળી એમાંનું પાણી પણ એવું સ્વાદિષ્ટ અને પાચક છે, કે, એક વાર જેણે તે પીધું હોય તેને ફરી પીવાનું મન અવશ્ય થાય."

"એમ કે?" રણધીરે કહ્યું:–"ભલે ત્યારે તમારાં માણસો પોતાની તરસ છિપાવે. તેમને આ લાંબી મુસાફરીથી તરસ પણ લાગી હશે. આપણે આપણા ઘોડાને અહીં જરા થોભાવીશું."

"હા, તેમ જ કરીએ." લલામકે કહ્યું:–"પણ હું તો સહુથી પહેલો એ ગુફામાં દાખલ થવાનો."

"રણધીરે લલામકના સ્હામું જોયું. કારણ કે તેના કહેવામાં કંઈ ગૂઢ અર્થ હોય એમ રણધીરને ભાસ્યું. જાણે લલામક એમ વાત કરી તેને સૂચવતો ન હોય!"

"મારી કહેવાની મતલબ સમજ્યા કે નહિ?" લલામકે પૂછ્યું.

"નહિ" રણધીરે જવાબ આપ્યો.

"ત્યારે હું કહું છું." એમ કહી રણધીરને તે કંઈ કહેવા લાગ્યો. આ મહંતની ગુફા બાબત તેણે જે યુક્તિ રચી હતી તે સઘળી ઝીણવટથી કહી, જે સાંભળી રણધીરને ભારે અચંબો અને આનંદ થયો. આ યુક્તિ શી હતી તે આગળની હકીકતપરથી તરત જ વાંચનારના ધ્યાનમાં આવશે.

આ વાતચીત પૂરી થતાં રણધીરે અને લલામકે પોતાના ઘોડાને તે ટેકરીના પાદમૂળ તરફ છોડી મુકયા અને થોડા વખતમાં તેઓ પોતાના ધારેલા સ્થાન આગળ આવી પહોંચ્યા. એક મ્હોટો ખડક છૂટો જણાતો હતો. લલામકે આંગળી વતી તે ગુફાનું પ્રવેશ મુખ બતાવ્યું.

થોડીવારમાં દક્ષ અને લલામકના નોકરો પણ આવી લાગ્યા. લલામકના નોકરો દક્ષને તે ગુફા બતાવતા હોય એમ જણાતું હતું, પણ, તેમનો કહેવાનો ભાવાર્થ રણધીરને લલામકે કહ્યો હતો તેથી જૂદા જ પ્રકારનો હતો.

લલામક ઘોડાપરથી નીચે ઉતરી પડ્યો અને પોતાના નોકરોને ઉદ્દેશી બોલ્યોઃ- "કયેમરે? આપણે આ પવિત્ર ઝરાનું જરા પાણી પીશું કે નહિ? પાણી પીધા વગર જવું એ મને તો ઠીક લાગતું નથી. તમારો શો વિચાર છે? કેમ સરદારજી? તમારો શો વિચાર છે? આ પવિત્ર જળ પ્રાશન કરશોને?"

"મને કંઈ તરસ લાગી નથી." રણધીરે જવાબ આપ્યોઃ-"ખરી વાત કહું? અમુક ઝરાનું પાણી પીધાથી શુભ થાય છે અને તે ન પીધાથી અશુભ થાય છે એ વાતમાં મને કંઇ ઝાઝો વિશ્વાસ નથી. મારી માન્યતા કંઇક જૂદા જ પ્રકારની છે. આપની માન્યતાની આડે આવવા મારે કંઇ કારણ નથી. ભલે આપ પધારો અને જળ પીઓ. દક્ષ! તારે જોઇએ તો તું પણ એમની પાછળ જા. એટલીવાર ઘોડા સંભાળવાનું કામ હું કરીશ."

"ભલે જેવી આપની મરજી." લલામકે કહ્યું:-"ચાલો ત્યારે આપણે તો જરા પાણી પીને સ્વસ્થ થઇએ."

એટલું કહી લલામકે તે ગુફાના મુખમાં પ્રવેશ કર્યો. અને તેના નોકરોને ફરી હાક મારી. બે નોકરો પણ પોતાના માલિકની પાછળ તે બાકોરામાં દાખલ થયા. એટલામાં રણધીરે દક્ષને હાક મારી અને હવે શું કરવાનું છે, તે સંબંધમાં સ્પષ્ટ પણ ટૂંકામાં સર્વ ખૂલાસો કહી સંભળાવ્યો. દક્ષ તે હકીકત આશ્ચર્ય અને રસથી સાંભળવા લાગ્યો. રણધીરનું કહેવું પુરું થતાં, શું કામ કરવાનું છે? અને તે બજાવવા તૈયાર છું, એમ દક્ષે પોતાની મુદ્રા અને આંખ્યના ઈશારાથી જણાવી દીધું.

રણધીર ઝટ તે ગુફાના મુખ આગળ ગયો અને ઉભો રહી બોલ્યોઃ-"સરદાર લલામક! આપને મારે કંઇ કહેવાનું છે. વસ્તુસ્થિતિ એવી વિલક્ષણ પ્રકારની છે કે મને અમુક રીતે વર્તવાની ફરજ પડે છે. ટૂંકામાં કહું તો એટલું જ કે, આપ સઘળા મારા કેદી છો."

"શું કેદી?!" ગુફાની અંદરથી લલામક મોટેથી ચોંકીને બોલી ઉઠયો. તેની સાથે તેના નોકરોના મ્હોંમાંથી પણ એવા જ આશ્ચર્યના અને ગુસ્સાના ઉદ્ગાર બહાર પડ્યા.

"હા કેદી." રણધીરે બહારથી જવાબ વાળ્યોઃ-"એ શબ્દનો અર્થ એટલો તો સ્હેલ છે કે મારે તે સમજાવવાની જરૂર પડે એમ નથી. સાંભળો. મારે કંઇ અગત્યના કામ માટે અહીંથી થોડે દૂર જવાનું છે. હું ત્યાંથી પાછો ફરું ત્યાં સૂધી મારો આ વિશ્વાસુ દક્ષ અહીં ઉઘાડી તરવારે પહેરો ભર્યા કરશે. જો

તમારામાંથી કોઇ પણ આ ગુફાના ન્હાના મ્હોમાંથી ડોકું બહાર કાઢવાની છાતી કરશે, તો તરત જ તેનું ડોકું ધડથી જૂદું થતાં એક ક્ષણ પણ નહિ લાગે. એ વાત પક્કી ધ્યાનમાં રાખજો."

"દગો! કપટ! વિશ્વાસઘાત!!" લલામકના નોકરો ગુફાની અંદરથી બોલી ઉઠયા:–"આનું વેર લીધા વગર અમે રહીશું નહિ."

"ચૂપ રહો મારા વિશ્વાસુ બહાદુરો!" લલામકે કહ્યું:–"આપણે બરાબર આ સરદારના સકંજામાં આવ્યા છીએ. આમ કરવામાં એનો હેતુ શો છે તે તો જરા જાણી લઇએ." એટલું કહી લલામક તે ગુફાની અંદરથી બોલ્યો:– "અહો સરદાર! આપનું બીજું કંઈ કહેવું છે?"

"તરૂણ સરદાર!" રણધીર અધિકાર દાખવતો હોય તેવા નિશ્ચયદર્શક સ્વરે બોલ્યો:–"હું અહીં સૂધી આપની સાથે આવ્યો તેમાં મારો એક જ હેતુ હતો અને તે એ કે મારે દુર્ગાધિપતિ સચિવ સામંત શત્રુસાલજીની મુલાકાત લેવી. એ વાત આપ સારી રીતે જાણો છો. વળી આપે એ પણ કહ્યું છે કે શત્રુસાલજીનો મુકામ અહીં આટલામાં છે. વારુ તો તેઓ કયા સ્થાને છે, તે બરાબર કહો, અને ત્યાં જવાનો માર્ગ કયો? તે પણ જણાવો. શત્રુસાલજીની મારી પ્રત્યે કેવી સારી લાગણી છે, તે બાબતની મને ઘણી ભારે શંકા છે; માટે, હું અહીં સહિસલામત પાછો આવું ત્યાં સૂધી તમે લોકો મારા જામીન છો,–દક્ષ! તું જરા વાર ઘોડાને સંભાળવાનું રહેવા દે. હમણાં તેને પેલા ઝાડ સાથે બાંધ. જોને! અહીં તહીંથી સુકાં લાકડાં એકઠાં કર અને ગુફાના મુખ આગળ ઢગલો કર. થોડાં સુકાં ઝાંખરાં અને પાંદડાં પણ લેતો આવજે કે સળગતાં વાર જ ન લાગે. સમજ્યો."

"તરૂણ સરદાર!" ફરીથી લલામકને ઉદ્દેશી રણધીર બોલ્યો:–"જુઓ અત્યારે સૂર્ય આકાશની મધ્યમાં છે. તે પશ્ચિમ આકાશમાં અસ્ત થાય, ત્યાં સૂધીમાં હું અહીં પાછો ન આવું તો મારા મોતનું વેર કેમ લેવું, એ આ મારો વિશ્વાસુ નોકર બહુ સારી રીતે જાણે છે. આ એકઠા કરેલા સુકાં લાકડાના ઢગલાને સળગાવી દીધો કે તમે લોકો કુંભારના નિભાડામાં સપડાયલી બિલાડી પ્રમાણે ગુંગળાઇને મરી જશો. ઉપરના બે ગોખ કેમ બંધ કરવા તે તેને શિખવવું પડે એમ નથી. જો બ્હાર નીકળવા પ્રયત્ન કર્યો તો તેની તરવાર તમારું માથું છેદવા વાર લગાડે એમ નથી."

તે નોકરોના ત્રાસનો પોકાર અને ગુસ્સાનો ફડફડાટ રણધીર અને દક્ષને કાને પડ્યો; પણ એક હિંસક પ્રાણીને લોઢાના ગજના પાંજરામાં બંધ કર્યું હોય અને વ્યર્થ ઘુરકે, તેના જેવો તેમનો ઘુરકાટ હતો.

"જરા તમારો બડબડાટ બંધ રાખશો ?" અધિરાઇથી લલામકે તેના નોકરોને કહ્યું:–"આ પાષાણહૃદયી સરદારને તે સિવાય બીજું શું કહેવાનું છે, તે પુરું સાંભળવા તો દો. એનું કહેલું શું છે? નહિ તો એમ જ થાય કે અહીંથી આપણે છૂટવાની બારીજ નથી? એમ હિંમત હારે શું વળવાનું છે? જરા ધીર ધરો."

"માટે," રણધીરે કહ્યું:–"મારું કહેવું એમ છે કે, આપ આપના કાકા સાહેબ પર એક કાગળ લખી આપો. તેમાં એમ લખો કે મને મારા નોકરો સહિત અમુક જગ્યાએ કેદ કરવામાં આવ્યો છે–જગાનું નામ માત્ર પત્રમાં લખતા ના, સમજ્યા–અને જો સંધ્યાકાળ પહેલાં આ આદમીને સહિસલામત એ સ્થાને પાછો ફરવા ન દીધો તો જરૂર મારું મોત જ આવી બનવાનું. એ માણસના અહીં સહિસલામત આવવાપર મારી જીંદગીનો આધાર છે. સમજ્યા? આપની પાસે કાગળ ન હોય તો લ્યો. મારી પાસે છે તે હું આપું. ગુફામાં અંધારું હોય તો તેના મુખ આગળ આવી મેં કહ્યું એટલું લખી આપો."

"બધું છે બાપુ ?" ચીઢાયાનો ઢોંગ કરી લલામકે કહ્યું:–"અહીં અજવાળું પણ છે અને કાગળ પણ મારી પાસે છે. તમારા હાથમાં સપડાયા છીએ, તે ફાવે તેમ કરી લ્યો. જૂઓ તમારી વાત હું સઘળી માન્ય કરું છું. આ કાકાસાહેબને કાગળ લખું છું. તેના પર વક્રદુર્ગે જવાનો રસ્તો પણ દોરું છું. કાકા સાહેબનો મુકામ વક્રદૂર્ગમાં છે, જે અહીંથી સુમારે અઢી કોશ દૂર છે."

થોડી વાર સર્વ મંડળી ચૂપચાપ રહી. પછી લલામકે કહ્યું:–"જૂઓ સરદાર! આ કાગળ લખ્યો છે તે બરાબર છે ને? એ આપને રુચે તેમ લખાયલો છે કે નહિ? વળી આ રસ્તો દોર્યો છે, તે પણ આપને સમજણ પડે એમ છે કે નહિ?" એટલું કહી લલામકે ગુફામાંનાં કેટલાંક પગથિયાં ચઢી તે ગુફાના મુખ આગળ માત્ર હાથ પહોંચે એટલે છેટે ઉભા રહી બે કાગળો ધર્યા.

"લાવો." એમ કહી રણધીરે તે કાગળો પોતાના હાથમાં લીધા. તેપર નજર ફેરવી જોઈ કહ્યું:–"ઠીક છે. એથી મારું કામ ચાલશે. માત્ર હવે એટલું જ જોવાનું છે કે આપના કાકા સાહેબનો મારા પ્રત્યે ક્રોધ વધારે બળવાન્ છે કે તેમની આપનાપરની પ્રીતિ?"

એટલું કહી રણધીરે તે કાગળો પોતાના કમરબંધમાં મૂકયા. અને ઘોડાપર સ્વાર થયો.

"શૂર બચ્ચા, દક્ષ." ગુફામાં સંભળાય તેવા મોટા સ્વરે રણધીરે કહ્યું:–"તું તારા સ્થાને ઉભો રહે. તરવાર બ્હાર કાઢ અને પ્રસંગ પ્રમાણે તારું કર્તવ્ય યોગ્ય રીતે બજાવજે."

એટલું કહી રણધીર પોતાને માર્ગે વળ્યો. હક્ષે પોતાની તરવાર મ્યાનમાંથી કાઢી અને ગુફાના મુખ આગળ નાગી તરવારે પહેરો ભરવા લાગ્યો. કેટલીક વાર સુધી લલામકના બન્ને નોકરોનો ગુસ્સો અને બડબડાટ પાંજરામાં પૂરેલા વાઘના ધુરકવાના માફક તેને કાને પડતો હતો.

## પ્રકરણ ૧૬ મું

## વક્રદુર્ગ

મહંતની ગુફાથી નીકળી રણધીર વક્રદુર્ગને રસ્તે પડ્યો. રસ્તે જતાં તેના મનમાં અનેક તરેહના વિચાર આવવા લાગ્યા. ગયા થોડા વખતમાં તેના પર શા શા બનાવ બનવાનો પ્રસંગ આવ્યો હતો અને દૈવકૃપાથી તે તેમાંથી સહિસલામત પાર પડ્યો હતો. અને મહંતની ગુફા આગળનો બનાવ, લલામકની સાચા દિલથી મદદ, તેણે બતાવેલી યુક્તિ, એ સર્વ સાંભળતાં તેનું અંતઃકરણ પોચું બની જતું. લલામક જેવો મિત્ર મળ્યો અને તેને રાણીના પક્ષમાં-સાચા માર્ગે વાળી દીધો, એ જાણી આનંદ પણ થતો હતો. લલામકની યુક્તિથી તેણે હાથમાં લીધેલું કામ પાર પડશે, એમ તેના મનને લાગતું હતું. તેની અણધારી મદદથી પોતે માથે ઉઠાવેલું કાર્ય ઈશ્વરને માન્ય છે અને દૈવ અનુકૂળ છે એમ તે લેખતો હતો. આમ વિચારમાં ને વિચારમાં તેને લવંગિકાની યાદ આવી. જે અવનવી બીના બની આવતી હતી તેને યોગે લવંગિકા તેને વધારે પ્રિય થતી જતી હતી. તેને ગમે તેવા વિચાર આવે પણ છેવટે લવંગિકાની મૂર્તિ તેની આંખ આગળ ખડી થતી હતી. આશાના પ્રકાશથી તેનું મન પ્રમુદિત થયું હોય, કિંવા સંકટરૂપી અંધારાથી તેનું મન વ્યાપ્ત થયું હોય, તેવે વખતે પણ લવંગિકાનું સ્મરણ તેને થતું ને થતું જ. આ વખતે રણધીરના મનમાં જે વિચાર ચાલતા હતા, તેથી તેના મનમાં એક પ્રકારનો ઉત્સાહ અને અભિમાન પેદા થયું હતું. તેણે સાહસનાં અને શૌર્યનાં જે જે કામો અહીં આવી કર્યાં હતાં, તે એક પરમ સદ્‌ગુણી અને લાવણ્યમૂર્તિ રાણીની સેવા માટે કર્યાં હતાં; અને એ કાર્યો એક નિષ્કપટ અને પ્રેમાળ તરુણીના લલિત મુખપર હાસ્યછટા વિલસાવવાને કારણભૂત નિવડશે એવી તેના મનને પક્કી ખાત્રી હતી. આ પ્રમાણે અનર્ગદેશમાં આવતાંની વાર બે રમણીઓએ તેના મનપર જાદુ કરી, તેના અંતઃકરણ પર સામ્રાજ્ય-હકુમત-મેળવ્યું હતું. રાણી તેની નિષ્કપટ નિષ્ઠા અને

ભક્તિની માલિક બની હતી, જયારે લવંગિકાએ તેના પ્રેમને પોતાના હૃદય કબાટમાં પૂરી રાખ્યો હતો.

મહંતની ગુફાથી વક્રદુર્ગ સુમારે અઢી, કે ત્રણ કોશ છેટે હતો, એ અમે આગળ ઉપર જણાવ્યું છે. રસ્તો ડુંગરાળ અને જંગલવાળો હતો. રણધીરે લગભગ પોણો ભાગ જેટલો રસ્તો તો કાપી નાખ્યો હતો. એક ઝાડી વટાવી આગળ વધ્યો કે એક કોટ અને તેના બૂરજો તેને જણાવા લાગ્યા. લલામકે તેના કાગળ પર ચિતરી આપેલા નકશાપરથી તે સમજી ગયો કે આ જ તે વક્રદુર્ગ. તે પોતાના મનમાં શત્રુસાલ સાથેની ભાવી મુલાકાત સંબંધી વિચાર કરતો હતો. "શત્રુસાલજી મળવા કબુલ કરશે? વારુ, મુલાકાત થઈ તો તેનું પરિણામ પોતાની ઇચ્છાનુસાર આવશે કે નહિ."

તે પોતાના મનમાં આ પ્રમાણે વિચાર કરતો હતો, એટલામાં પાસેની ઝાડીમાંથી બે ઘોડેસ્વાર બહાર નીકળતા રણધીરની દૃષ્ટિએ પડ્યા. તેઓના મૂલ્યવાન બખ્તર, ઘોડાપરનો કિંમતી સરસામાન જોતાંની વાર રણધીર તાડી ગયો કે તેઓ કોઈ સરદાર છે, એમાં કંઈ શક નથી. જેવી રણધીરની દૃષ્ટિ તેમના પર પડી તેવી જ તેમની દૃષ્ટિ પણ રણધીરપર પડી. તે બન્ને જણે પોતપોતાનાં શિરસ્ત્રાણ માથે ચઢાવ્યાં. આથી તે કોણ હતા, તે રણધીરના ધ્યાનમાં આવ્યું નહિ. અને તેમને જોઈ લેવાની તક પણ મળી નહિ. માત્ર એટલું સ્પષ્ટ જણાયું કે એ બે જણમાં એક ઘણો જ પાતળા બાંધાનો છે અને બીજો પુરુષ તે દૃઢ બાંધાનો અને શરીરમાં જરા સ્થૂલ છે. તેણે મનમાં ધાર્યું કે આ બે જણ વક્રદુર્ગથી આવવા જોઇએ. મારે પણ એ જ તરફ જવું છે તો પછી શિરસ્ત્રાણ નાંખી મોઢું ઢાંકવાની જરૂર શી છે? એમ વિચાર કરી તે બન્ને સરદારોને શિષ્ટાચાર પ્રમાણે પ્રણામ કરવાનો અને કંઈ પૂછવાનો ઇરાદો કરતો હતો, એટલામાં તો તે બન્ને જણ સામટા બોલી ઉઠ્યા:–"અરે આ તો પેલો ખોટો રણધીર, હરામખોર."

તે બન્ને જણે એકી વખતે રણધીરને ઓળખ્યો અને તેથી જ તેમના બન્નેના મ્હોંમાંથી એવો સામટો વિલક્ષણ ઉદ્ગાર નીકળ્યો. તરત જ બન્ને જણે ઘોડાને એડી મારી. પોતાની તરવાર મ્યાનમાંથી કાઢી અને રણધીર પ્રત્યે ધાઈ આવ્યા અને કહ્યું:–

"એ ઢોંગી હરામખોર! એકદમ શરણે આવ, નહિ તો તારું શિર ધડથી જૂદું જ થયું સમજ."

"હરામખોર!" રણધીરે કહ્યુંઃ–"હરામખોર તો આપ કે આપના બાપ-દાદામાંથી કોઈક હશે." એટલું કહી આંખના પલકારામાં તો તેણે પોતાની કદિ અપયશ ન લાવનારી તરવાર બ્હાર કાઢી અને લાગલું શિરસ્ત્રાણ ચઢાવ્યું.

એક ક્ષણમાં લઢાઈ શરુ થઈ. માત્ર અત્રે એટલું ન્યાયની ખાતર જણાવવું જોઇએ કે એ બન્ને સરદારોએ સામટા સાથે મળી એકલા પ્રતિપક્ષીપર હુમલો કર્યો, છતાં તેમનો પ્રથમ વિચાર તેને નિઃશસ્ત્ર કરી કેદ કરવાનો હતો. આથી કરીને જે દૃઢ બાંધાનો હતો, તે રણધીરના હાથમાંની તરવાર પોતાના શસ્ત્રથી ભાંગવા યત્ન કરવા લાગ્યો. બીજાએ તેને ઘોડાપરથી પાડી નાંખવાને માટે પોતાનો ઘોડો રણધીરના ઘોડાની અડોઅડ આણ્યો. આ પ્રસંગે આપણા નાયકે પોતાના અંગની ચતુરાઈ, ધૈર્ય અને પ્રસંગાવધાનની ખરી ખૂબી બતાવી. તેણે પોતાની છેક પાસે આવેલા સરદારના શિરસ્ત્રાણપર તલવારનો ઘા એવો તો લગાવ્યો કે તેથી તેનું શિરસ્ત્રાણ તુટીને તેને ઝખ્મ લાગ્યો નહિ, પરંતુ પોતાનું ઘોડાપરનું આસન ડગમગ્યું અને તેને સ્હેજ પાછા હઠવાની જરૂર પડી. એટલામાં લાગ સાધી તે પાતળા શરીરના સરદારના મોંપર પોતાના બખ્તર ધારણ કરેલા હાથથી એવી વજ્ર મુષ્ટિ લગાવી કે તે મુર્ચ્છા ખાઈ જમીનપર પડ્યો. તરત જ વિજળી ચમકારાની માફક પ્હેલા શત્રુપર ધાયો. અને તેનાપર તરવારના વ્હારનો વર્ષાદ વરસાવવા લાગ્યો. ઘડીકમાં માથાપર, તો ઘડીક હાથ ઉપર. એક પળે છાતીપર તો બીજી પળે ખભાપર તરવાર ઉછળવા લાગી. ઘડાઘડ વ્હાર થવા લાગ્યા. પરંતુ તે સરદારનું બખ્તર એવું તો મજબૂત હતું કે રણધીરના આઘાતની કંઇ અસર થઈ નહિ, માત્ર તેની ચપળતાને લીધે તે સ્થૂલ શરીરના સરદારને પોતાનું સંરક્ષણ સિવાય બીજું કંઇ કરવાની સંધી મળી નહિ. પણ એટલામાં ઝટ ઝપાઝપીનો અંત આવ્યો. રણધીરે દાવ સાધી એક એવો ફટકો માથાપર માર્યો કે તેનું શિરસ્ત્રાણ સાંધામાંથી કપાઇ ગયું અને ધબ લઇને જમીનપર પડ્યો. રણધીર લાગલો ઘોડાપરથી કૂદી પડ્યો. તેની છાતીપર ઘુંટી મુકી તેના માથાનો ટોપ બાજુએ કર્યો અને તરત જ તે ઓળખી શકયો કે એ તો સરદાર રુદ્રસેન.

"સરદાર! બોલો, શરણે આવો છો કે નહિ?" એટલું કહી તેણે પોતાની તરવાર ઉંચી પકડી અને જાણે કટાર મારતો હોય તેમ તેની અણી તે જમીનપર પડેલા સરદારની છાતીપર રાખી કહ્યુંઃ–"કયેમ! રુદ્રસેન શો વિચાર છે."

"તરુણ સરદાર આપે મને પરાજીત કર્યો છે." રુદ્રસેને કહ્યુંઃ–"આપ કહો તે મારે માન્ય કરવું પડશે."

રણધીરે પોતાની નજર મૂર્ચ્છિત પડેલા બીજા શત્રુ તરફ ફેંકી તે હજી પહેલાંની માફક નિશ્ચેષ્ટ અવસ્થામાં પડેલ છે એમ જોઈ રુદ્રસેનની છાતીપર પોતાની તલવારની અણી હતી તેમ ધરી રાખી કહ્યું:-"સરદાર! આપ પ્રથમ સોગન લ્યો. આપ આપના કુળના સોગન લઇ કહો કે હું જે શરતો કહું તે બરાબર પાળીશ. આપ ધર્મના સોગન લઇ કહો કે બોલેલા બોલથી પાછો નહિ ફરું. આપ સરદાર તરીકે વચન આપો કે કરેલી પ્રતિજ્ઞા પૂર્ણપણે સફલ કરીશ. આપ આ શસ્ત્રના સમ ખાઓ કે મારું કહેલું અક્ષરશઃ માન્ય છે. તો જ હુ આપને જીવનદાન આપીશ."

"મેં આપને એકવાર કહ્યું કે આપની શરતો મારે માન્ય છે." રુદ્રસેને કહ્યું:-"લ્યો આપ કહો છે એ પ્રમાણે હું ઈશ્વરને સાક્ષી રાખી, મારા કુળ, ધર્મ અને શસ્ત્રનું સ્મરણ કરી પ્રતિજ્ઞા કરું છું કે આપની શરતો મારે કબૂલ છે."

"તો ઠીક છે." એટલું કહી રણધીરે રુદ્રસેનની છાતીપરથી પોતાનો પગનો ઘુંટણ લઇ લીધો. પોતાની સદા વિજયી તરવારને મ્યાનમાં મૂકીઃ રુદ્રસેનની હાથમાંની તુટેલી તરવારના બે કકડા કર્યા અને તેને જમીનપર નાંખી દીધી. પછી મૂર્ચ્છિત પડેલા સરદારની તરવારને પણ ઘુંટણના જોરથી વાળી તેના પણ બે કકડા કર્યા અને તે પહેલી તરવારના ટુકડા સાથે તેને પણ ફેંકયા.

"તરુણ સરદાર!" રુદ્રસેન બોલ્યો:-"આપની શી શરતો છે તે હજી સુધી આપે જણાવી નથી."

"જરા ધીરજ રાખો, સરદાર!" રણધીર બોલ્યો:-"પ્રથમ આપના બેશુદ્ધ થયેલા મિત્રની શી હકીકત છે તે જરા જોવા તો દો."

એટલું કહી રણધીરે તે બેશુદ્ધ પડેલા સરદારનું શિરસ્ત્રાણ કાઢી નાંખ્યું અને જોતાંની વાર બોલ્યો. "અરે આ તો શ્યામરાય છે. અરે એમની તો આશા જેવું જણાતું નથી. પ્રભો બદ્રિકેશ! એનો દોષ મારે માથે નથી. એમાં એમનો પોતાનો જ દોષ છે; કારણ કે એમણે જાણી જોઇને આ પ્રસંગ ઉપસ્થિત કર્યો. અરે હજી તો નાડી ચાલે છેઃ જીવ છે. જરા અહીં કહીંથી પાણી મળી આવે તો કેવું સારું."

રણધીરે તે ઘાસની પથારીપર પડેલા સરદારનું શિરસ્ત્રાણ કાઢી નાંખ્યું હતું. તેના માથાપર પવનનો ઠંડો સ્પર્શ થતાં તેના વાળ હાલવા લાગ્યા. ક્ષણેકમાં હોઠ પણ હાલતા જણાયા. શરીરની નાડીઓમાં લોહી ફરવા લાગ્યું. રણધીરના લોઢાના હાથમોજાંવાળા હાથનો ફટકો એવો સખ્ત લાગ્યો હતો કે કપાળથી લમણા સુધી લીલું ચકામું પડ્યું હતું. ઘોડાપરથી પડી જવાને લીધે એક મ્હોંની એક બાજુ છોલાઈ ગઈ હતી.

"આ પેલી તરફ ઝાડની બાજુમાં એક વહેળિયું છે." રણધીરને પાણી માટે આમ તેમ જોતો જોઈ રુદ્રસેને કહ્યું; એટલું કહી તેણે પોતાનું તુટેલું શિરસ્ત્રાણ કાઢી નાખ્યું અને 'હાસ' કરી જમીન પર પડ્યો.

રણધીર શ્યામરાયનું શિરસ્ત્રાણ હાથમાં લઈ તે વહેળિયા તરફ ગયો અને તેમાંથી પાણી લઈ ઝટ પાછો આવ્યો. તેમાંનું પુષ્કળ પાણી શ્યામરાયના મ્હોંપર છાંટયું. તેના બખ્તરના ભાગ છૂટા કર્યા અને તેને થોડી વાર એમને એમ પડી રહેવા દીધો. ધીમે ધીમે શ્યામરાય શુદ્ધિમાં આવ્યો. તેણે પોતાની આંખો ઉઘાડી, થોડીવાર તો શૂન્ય દૃષ્ટિએ તે રણધીરની સામું જોઈ રહ્યો. પછી શુદ્ધિમાં આવતાં સઘળી વસ્તુસ્થિતિ તેના ધ્યાનમાં આવી.

"સરદાર !" રણધીરે કહ્યું:–"રુદ્રસેનજીનો મેં પરાભવ કર્યો છે. તેઓએ પોતાના કુળના, ઈશ્વરના અને પવિત્ર શસ્ત્રના સોગન લઈ હું જે કહું તે શરતો માન્ય કરી, તે પ્રમાણે વર્તવા કબુલ કર્યું છે. આપ પણ તે પ્રમાણે સોગન લ્યો, નહિ તો મરવા તૈયાર થઈ જાઓ." એટલું કહી રણધીરે પોતાના કમરબંધમાંથી કટાર કાઢી શ્યામરાયની છાતી તરફ ધરી. શ્યામરાયે પોતાની દૃષ્ટિ પોતાના મિત્ર તરફ વાળી. તેના દુ:ખદ મ્હેરાપર માનભંગ અને પરાજયનાં ચિહ્ન જોઈ, તેને રણધીરના કથનની યથાર્થતા જણાઈ.

"પણ આપ કદાચ એવી શરતો કહો," શ્યામરાય બોલ્યો કે;–"તેના કરતાં મરણ હજાર દરજ્જે સારું ભાસે તો ?"

"સરદાર !" રણધીરે પ્રત્યુત્તર આપ્યો:–"હું પોતે પણ એક સરદાર છું. એક સરદારને જે શરતો પાળતાં હલકું લાગે, તેની આબરુને હિણપત આવે એવી શરતો હું કહું ખરો ? સૈનિક ધર્મને તિલાંજલિ આપવા જેવી શરતો નહિ કહું. જે યોગ્ય હશે તે, યોધાના યુદ્ધના ધર્મને અનુસરી શરતો કહીશ."

"વારુ તો સરદાર !" શ્યામરાય બોલ્યો:–"આપના કહેવાપર મને વિશ્વાસ છે. હું મારી હાર કબુલ કરુ છું અને આપની શરતો માન્ય કરુ છું. થયું ?"

"વારુ ત્યારે કરો પ્રતિજ્ઞા." રણધીરે કહ્યું.

શ્યામરાયે પણ કહ્યા પ્રમાણે પ્રતિજ્ઞા લીધી. રણધીરે પોતાની કટાર કમરબંધમાં મૂકી દીધી અને કહ્યું:–

"સરદાર ! જરા આપ આ શિતળ જળ પી સ્વસ્થ થાઓ. આપનું ગળું સુકાઈ ગયું હોય એમ લાગે છે."

શ્યામરાયે તે શિરસ્ત્રાણ–ટોપ–માંનું થંડું પાણી તૃપ્તિ થાય ત્યાં સુધી પીધું.

રણધીર ક્ષણભર મનમાં વિચાર કરવા લાગ્યો. બાદ તે સરદારોની ભાંગેલી તરવાર ડાબા પગતળે રાખી ઉભો થઈ તેમને કહેવા લાગ્યો:–

"સરદારો ! મારે આપને જે શરતો આપની પાસેથી કબુલ કરાવવાની છે, તે સર્વ એક બીનાને લગતી છે; અને તે એ કે આપ રાજનિષ્ઠાનો ત્યાગ કરી આપની સ્વામિની-રાજ્યરાણી સાથે વેર બાંધવા તૈયાર થયા છો: જે રાજગાદિની ઉદારતાને લીધે આપના વૈભવ કાયમ છે, તે રાજગાદિની માલિક સાથે કૃતઘ્નતા કરી, તેના વિરુદ્ધ બંડ કરનારાઓને મદદ આપો છો, તે હવેથી કોઈ દિવસ ન આપવાના અને ફરીથી તે કૃપાળુ રાણીના રાજનિષ્ઠ સેવકમાં દાખલ થવાના સોગન લ્યો. આપ તે પ્રમાણે ચાલવાને બંધાયલા છો. એક જિત મેળવનાર તરીકે મારે આપની પાસે શરત પળાવવાનો હક છે. આપની સત્તાધ્વંસનું ચિહ્ન જે મારા પગતળે છે, તે આપને એ પ્રમાણે સોગન લેવા ફરજ પાડે છે."

"સરદાર !" આજથી અમે એ પ્રમાણે વર્તવા સોગન લઇએ છીએ." બન્ને જણા એકી સામટા એક જ સ્વરે બોલ્યા. પરંતુ આમ બોલતાં તેમની ખિન્નતા તેમના ચ્હેરાપર અધિક જણાઈ.

"વારુ સરદાર રુદ્રસેનજી !" રણધીર બોલ્યો:–"હું આપને એમ પૂછું છું કે બંડખોરોને મદદ કરવા આપે કેટલું સૈન્ય સાથે આણ્યું છે?"

"અત્યારે તો માત્ર પચાશ માણસો સાથે લઇને આવ્યો છું." રુદ્રસેને જવાબ આપ્યો.

"હં: હં સમજ્યો." રણધીર બોલ્યો:–"ત્યારે એમ કહોને કે સચિવ સામંત શત્રુસાલજી પોતાના સૈન્ય સાથે ભદ્રપુરીને ઘેરો ઘાલવા નીકળે, તે વખતે તમારાં માણસો લઈ તમે તેમને રસ્તામાં મળવવાનો નિશ્ચય કર્યો હશે."

"બરાબર છે. એવો જ મારો વિચાર હતો." રુદ્રસેને કહ્યું.

"વારુ તો શ્યામરાયજી !" રણધીરે તે સરદારની તરફ વળી પૂછ્યું:–"આપે આપની સાથે કેટલો રસાલો આણ્યો છે?"

"એથી પણ થોડો." શ્યામરાયે કહ્યું:–"માત્ર ચાળીશેક માણસો સાથે આવ્યો છું."

"વારુ તો આપે પણ સરદાર રુદ્રસેનજીના જેવો જ વિચાર કર્યો હોવો જોઇએ નહિ વારુ ?" રણધીરે પૂછ્યું.

"હા, મેં પણ તેવો જ નિશ્ચય કર્યો હતો." શ્યામરાયે પ્રત્યુત્તર આપ્યો.

"વારુ તો રુદ્રસેનજી આપના માણસોનો મુકામ ક્યાં છે ?" રણધીરે પૂછ્યું.

"ચિત્રપુર કરીને એક મારું ન્હાનું ગામ છે ત્યાં." રુદ્રસેને જવાબ આપ્યો:–"માત્ર મારા બે નોકરો જે સાથે આવ્યા હતા તે માત્ર વક્રદુર્ગમાં છે."

"આપના માણસોનો મુકામ ક્યાં છે? શ્યામરાયજી?" રણધીરે પૂછ્યું.

"અહીંથી બે એક કોસ પર નગદ્વાર કરીને ગામ છે ત્યાં." શ્યામરાયે જવાબ વાળ્યો.

રણધીરે આ પછી તે બન્ને સરદારોને તેમના ગામની દિશા પૂછી, જે તેઓએ આંગળીવતી દર્શાવી. તેઓએ જે દિશામાં તેમનાં ગામ બતાવ્યાં તે પરથી રણધીર સમજ્યો કે તેમને પોતાને ગામ જવામાટે મહંતની ગુફા બેમાંથી એકના પણ રસ્તામાં આવશે નહિ. રણધીરની આ પૂછવાની મતલબ શું હતી, તે સ્હેજે વાંચનારના જાણવામાં આવી શકશે. રણધીરનો હેતુ એ હતો કે એ બે જણમાંથી કોઈ પાછાં ફરતાં દક્ષને મળે નહિ. આ બાબતની તેની ખાત્રી થઈ ગઈ, તેથી તેણે તે સરદારોને ઉદ્દેશી કહ્યું:–

"સરદારો! આ પછી આપે કેમ વર્તવું તે તરફ લક્ષ આપો. આપ રાણીશ્રીના પક્ષનું શી રીતે સમર્થન કરશો તે સાંભળો. રુદ્રસેનજી, આપ હમણાં ને હમણાં આપના ઘોડાપર બેસી ચિત્રપુર જાઓ. આપના બે નોકરો વક્રદુર્ગમાં રહ્યા છે, તેની ચિંતા કરતા ના. ત્યાં જઈ એક પત્ર તાબડતોબ લખો અને આપે બંડખોરોનો પક્ષ છોડી દીધો છે એમ સ્પષ્ટપણે જણાવો; અને તે પત્ર એક ખેપિયા જોડે સચિવ સામંત શત્રુસાલજીને ચાર ઘટિકામાં મળવો જોઇએ. આપે બંડખોરોનો પક્ષ શા માટે છોડ્યો, તેને માટે આપને જે યોગ્ય લાગે તે કારણ આપજો કિંવા પ્રસંગને ઘટે તેવું બ્હાનું કાઢજો. એમાં મને કંઈ વાંધો નથી. હું આપની હકીકતની વિરુદ્ધ જઇશ નહિ. શ્યામરાયજી આપે પણ રુદ્રસેનજીની માફક અત્યારેને અત્યારે ગામ જઈ, કાગળ લખી, ચાર ઘટિકામાં શત્રુસાલજીને પહોંચતો કરવો. બાદમાં આજ સંધ્યાકાળે કિંવા કાલે આપને સવડ પડે તે પ્રમાણે આપ બન્ને જણે આપની જાગીરના મુખ્ય ગામમાં આપનો મુકામ છે તે કિલ્લામાં જઈ રાણીશ્રીની માફી માંગવાની યોગ્ય તજવીજ કરવી."

"પણ સરદાર!" રુદ્રસેને કહ્યું:–"રાણી સાહેબની માફી અમને જરૂર મળશે, એવું આપ અમને વચન આપો છો ને?"

"વચન!" રણધીરે અભિમાનપૂર્વક કહ્યું:–"એવું વચન બચન આપવું, એ મારું કામ નથી. હું કોઈ પણ બાબતનું આપને વચન આપતો નથી. હું કંઈ આપની રાણીશ્રીની સાથે સમાધાની કરાવવા નથી આવ્યો કે આપની વકિલાત

પણુ મેં માથે લીધી નથી. મારી જે શરતો છે તે હું આપને કહું છું અને આપને તે તકરાર વગર માન્ય કરવી જ પડશે. આપના અપરાધની રાણીશ્રી ક્ષમા કરે, તેને માટે આપને ફાવે તે યોગ્ય બંદોબસ્ત કરો. આપને જો એમ લાગતું હોય કે આપનો અપરાધ ક્ષમાને પાત્ર નથી, રાણીશ્રી ક્ષમા આપશે નહિ તો તમને તમારા રક્ષણુને માટે જે ઉપાય જણાતો હોય તે કરો. દેશ છોડી ચાલ્યા જાઓ. મને કંઈ એમાં લેવા દેવા નથી. આપનું સંરક્ષણ જે પ્રમાણે થાય, તે પ્રમાણે ફાવે તેવી વ્યવસ્થા યોજો."

આટલું બોલી રણધીર અટકયો. તે બન્ને સરદારોનાં મ્હોં વ્હીલાં પડી ગયાં. રણધીરનું ભાષણ સાંભળતાં તે બન્ને સરદારોના મ્હોંપર ચિંતા, નિરાશા, માનભંગની છાયાનાં ચિહ્ન જણાવા લાગ્યાં. હતાશ થઈ તેઓ એકમેકના સ્હામું જોવા લાગ્યા. રણધીરે ફરીથી બોલવું શરુ કર્યું:-

"સરદારો! આપને મેં આપની કર્તવ્યદિશા બતલાવી તે સમજ્યા ને? આપને અહીં આપના ગામે જવું, ત્યાં જઈ તાબડતોબ પત્ર રવાના કરવો અને તે પણ ચાર ઘટિકા પહેલાં શત્રુસાલજીને મળવો જોઇએ. બંડખોરોનો પક્ષ આપે છોડ્યો છે એમ સ્પષ્ટ જણાવવું જોઇએ. શા માટે આપે એમ કર્યું તે બાબતમાં આપ ફાવે તે કારણ જણાવજો. એમાં મારે કોઈ પણ જાતનો વાંધો નથી. તમારી કલ્પનામાં જે બ્હાનું સારું લાગે તે લખજો. મેં આપને હરાવ્યા અને તેથી આપને મારી શરતો કબૂલ કરવી પડી, તેના યોગે તમને બંડખોરોનો પક્ષ છોડવો પડ્યો છે. એવું કાગળમાં લખવાનો મારો આગ્રહ નથી. હું તેમ કહેતો નથી. આપને જ્યેમ યોગ્ય લાગે ત્યેમ આપની આબરુ બચાવી લ્યો. માત્ર મેં કહ્યું તેટલા સમયમાં જો શત્રુસાલજીને પત્ર નહિ મળે તો મારે સઘળી હકીકત જાહેર કરવી પડશે. આપના શૌર્યની હકીકત જગજાહેર કરીશ. આપે બન્ને જણે હું એકલો હતો, છતાં સામટા મળી મારાપર હલ્લો કર્યો. યુદ્ધના નિયમને વિસરી એક સૈનિકને ન છાજે એવું નિંદ્ય કામ કરી આબરુને પાણીમાં મેળવી. મેં એકલાએ તમને બન્ને જણને હરાવી શરણ આવવાની ફરજ પાડી. આપ બન્ને જણે સ્ત્રીઓની માફક દીનતાથી દયાની ભિક્ષા માગી તથા કુળ ધર્મના સોગન ખાધા એ સર્વ ઉઘાડું પાડીશ. વળી આ બાબતની ખાત્રી માટે આપની આ બન્ને તરવારો હું સાથે લઈ જવાનો છું. તેના પર મિનાકારી કામ છે. આપનાં દરેકનાં નામ અને મુદ્રાલેખ છે. તેથી તમારી છે, એમ માનવાને વાર લાગશે નહિ અને મારું કહેવું ખરું છે, એની પણ

પૂરી ખાત્રી થશે. આપને જેમ વર્તવું હોય તેમ વર્તજો. આપની આબરૂ અને ગેરઆબરૂ આપના હાથમાં છે. આપ જો એ બ્હાર પાડવાનો પ્રસંગ નહિ આણો તો પછી એ વાત કોઇના જાણવામાં આવવાની નથી."

એટલું કહી રણધીરે તે ભાંગેલી તરવારના કકડા ઉંચકી લીધા અને પોતાના ઘોડાના જીનની અંદર બરાબર વ્યવસ્થાપૂર્વક બાંધી દીધા. રુદ્રસેન અને શ્યામ-રાયને ગુજરેલા પ્રસંગનું બરાબર ભાન હતું. તેઓ સારી રીતે સમજતા હતા કે અમારી સર્વ આબરૂ આ સરદારના હાથમાં છે. તે શસ્ત્રો પણ તેના હાથમાં છે, તેથી એનું કહેવું દરેક જણ માનવાનું. વળી આપણે બે જણે સાથે મળી હલ્લો કર્યો, એ પણ ઘણું ખોટું કામ કર્યું. શૂરવીર અને કુલિનને એવું કરવું અયોગ્ય છે અને જો આ વાત બ્હાર પડી તો આખા સરદાર વર્ગમાં બૂડી મરવા જેવું થશે, એ તેમના લક્ષ્યમાં બરાબર આવ્યું હતું. આથી તેમણે જીવિતદાન આપવા માટે અને પરાભવ પામ્યા પછી અતિ માનપૂર્વક વર્તવા માટે, ઉપર ઉપરથી રણ-ધીરનો આભાર માન્યો. તેણે કહેલી શરતો અક્ષરશઃ પાળવા કબુલ કર્યું અને છેવટે "સરદાર! અમારી આબરૂ આપના હાથમાં છે." એમ નમ્રપણે કહી તે ન વિસરવા ઇશારો કર્યો.

"સરદાર સાહેબ!" રણધીરે કહ્યું:-"આપ આપની આબરૂની બાબતમાં જરા પણ કાળજી કરતા ના. એટલું જ નહિ પણ, જો મને આપનું વર્તન યોગ્ય લાગશે તો હું રાણી સાહેબને, આપને ક્ષમા આપવા માટે પ્રાર્થના કરીશ. જો આપને કહેલી શરતો બરાબર પાળશો તો મારાથી હું બનતું કરીશ. હું હમણાં વક્રદુર્ગ તરફ જાઉં છું. ત્યાં જઈ શત્રુસાલજીની મુલાકાત લઇશ. અત્યારે જે બાબત બની તેના સંબંધી એક લેશ પણ ઇશારો તેમને મ્હોંએ કરીશ નહિ. પરંતુ જો મેં કહ્યું તેટલા વખતમાં આપ તેમને પત્ર પહોંચતો નહિ કરો તો પછી મારું મ્હોં સીવેલું નહિ રહે. આખા ગામમાં એ વાત ફેલાશે અને પછી તેનો દોષ મને દેશો તે બધો નકામો. સમજ્યા? વારુ તો આપ હવે ઘોડો પલાણીને આપને કામે લાગો."

તે બન્ને સરદાર રણધીરે કહ્યું તે પ્રમાણે પોતપોતાના ઘોડાપર સ્વાર થઈ જૂદે જૂદે માર્ગે પોતપોતાને ગામ ચાલી નીકળ્યા. રણધીર તે કયે માર્ગે જાય છે, તે જોતો થોડીવાર ત્યાં ઉભો રહ્યો. બાદમાં તે વહેળા આગળ જઈ તેણે તેના થંડા જળમાંથી થોડું પાણી પીધું. પછી પોતાના ઘોડાપર સ્વાર થઈ વક્રદુર્ગ તરફ રવાના થયો.

વક્રદુર્ગ એક મોટો પ્રચંડ જંગલી કિલ્લો હતો. તેને કોઈ ભોંયકોટ કહે, તો તેવા પ્રકારનો ન હતો, તેમ. તેને ડુંગરી કિલ્લો એ નામ પણ આપી શકાય એમ ન હતું. કારણ કે તે સપાટ મેદાનપર બાંધેલો ન હતો, તેમ તે એકાદ પર્વતના શિખરપર પણ ન હતો. તે એક સાધારણ ડુંગરની કરાડપર બાંધવામાં આવ્યો હતો. આથી આ કિલ્લાપરથી આસપાસનો પ્રદેશ નજરે પડતો અને જો તેના કોટપરથી મારો ચાલુ કરવામાં આવે 'તો આજુબાજુના પ્રદેશ સુધી પહોંચતો હતો. નીચે દાટ અરણ્ય હતું અને આસપાસનો મુલક ડુંગરી અને જંગલી હતો. અમે જે વખતનો ઇતિહાસ લખીએ છીએ, તેના પહેલાં ત્રણસોં ચારસો વર્ષ ઉપર આ કિલ્લો બાંધવામાં આવ્યો હતો. અનગ દેશમાં જંઘિલ નામે એક મહાપ્રતાપી સેનાધિપતિ થઈ ગયો હતો, તેણે આ કિલ્લો પ્રથમ બાંધ્યો હતો. આ સેનાધિપતિના વંશમાં કેટલાક નામાંકિત સરદારો થઈ ગયા હતા અને તેમણે રાજ્યને લાભ કરી આપ્યો હતો તથા સારી કીર્તિ સંપાદન કરી હતી. રાજ્યમાં ભારે અધિકાર તેમણે મેળવ્યો હતો. પરંતુ ત્રણ ચાર પેઢીથી આ કુટુંબના માણસમાંના કોઇને રાજ્ય તરફથી અધિકાર મળ્યો ન હતો, આથી કરીને આ વંશના હાલના વૃદ્ધ વારસ જીમૂતને રાજકુટુમ્બપર ભારે રોષ હતો. આ વૃદ્ધ સરદારને ત્રણ શૂરવીર પુત્રો હતા. એમાંના બે મોટા હતા અને એક નાનો હતો. બે મોટા પુત્રોનું શિક્ષણ વક્રદુર્ગની બાજુમાંના અરણ્યમાં જ થયું હતું અને તેમના ગુરુમાં તો જંગલના વાઘ, રિંછ વગેરે હતા. જો કે એ તરુણો અંગમાં બળવાન્ અને શૂર હતા, છતાં રાજદરબારને ઉચિત રીતભાત કે પોતાનાથી મોટા માણસની સાથે કેમ વર્તવું, એનાથી તેઓ કેવળ અજાણ્યા હતા. ઘોડાપર બેસવું, શિકાર કરવો, નિશાનબાજી તાકવી, હથિયાર ચલાવવા વગેરેમાં ઘણાજ કુશળ હતા. વળી તેઓ સ્વભાવે તાઉ અને એટલા તો ક્રોધી હતા કે તેમની આગળ કોઇનું કશું ચાલતું નહિ. તેઓ પોતાને અન્યાય થયેલો સમજી રાજકુટુંબ પ્રતિ વિરોધ રાખતા હતા અને રાજની વિરુદ્ધ મંડળ હોય, તેમાં તેઓ ખૂશીથી જોડાતા. શત્રુસાલને તો આ વાત મનભાવતી હતી. તેણે જોયું કે આ સરદાર અને તેના પુત્રોને આપણા પક્ષમાં ભેળવવાથી લાભ છે; માટે સચિવ સામંતે યુક્તિથી આ સરદાર અને તેના બે પુત્રોને પોતાના પક્ષમાં મેળવી લીધા હતા. શત્રુસાલે તેમના પર એવી ભુરકી નાંખી હતી કે સરદાર અને તેના બે પુત્રો, તેના. પક્ષનું સમર્થન કરવા માટે પ્રાણ આપતાં પણ પાછા હઠે નહિ.

આ કુટુમ્બના માણસો પ્રથમથી જ અભિમાની હતા અને ધર્મચુસ્તપણું

વંશપરંપરાથી તેમનામાં ઉતરી આવેલું હતું. દારુણસિંહ કરીને એક જીમૂતના પૂર્વજ થઈ ગયા હતા. તેમણે રાજસેવાનાં ભારે કામ કર્યાં હતાં. મોટમોટી લઢાઇઓ જય મેળવી પોતાની મહત્વાકાંક્ષાને માટે હજારો માણસોનું બળિદાન આપ્યું હતું. વૃદ્ધાવસ્થામાં પશ્ચાત્તાપ થવાથી કે અન્ય કોઈ કારણથી પોતાના બાકીના દિવસો પરમાર્થમાં કાઢ્યા હતા. સાઠ વર્ષની વયે ભદ્રપુર છોડી, રાજસેવા ત્યાગી, તે પોતાના કિલ્લામાં આવી રહેવા લાગ્યો. ત્યાં આવી તેણે પોતાનો અવશિષ્ટ કાળ તપોનુષ્ઠાનમાં ગાળવાનો નિશ્ચય કર્યો. આ કામમાં કંઈ અંતરાય ન નડે માટે તેણે કિલ્લાની ભીંત પાસે એક જાડી પત્થરની દિવાલની, જાણે પર્વતમાંથી કોતરી કાઢી હોય એવી અંધાર કોટડી બનાવરાવી અને તેમાં ઈશ્વર ચિંતનમાં દિવસો વ્યતીત કરવા લાગ્યો. આગળ જતાં તેને એમ લાગ્યું કે અહીં રહેવામાં શાંતિનો ભંગ થાય છે અને તાપસવૃત્તિમાં પ્રત્યવાય પડવાનો સંભવ છે એથી કરીને તેણે વક્રદુર્ગથી થોડે અંતરે એક ગુફા તૈયાર કરાવી હતી. અને ત્યાં વાસો વસી અંતકાળના દિવસ ઈશ્વરભજનમાં અને એકાંતવાસમાં વ્યતીત કર્યા હતા. વાંચનાર! આપણે એ ગુફા જોઈ છે. લલામક તથા તેના નોકરો એ ગુફામાં કેદ થયેલા છે અને દક્ષ બહાર પહેરો ભરતો ઉભો છે. તે વૃદ્ધ સરદારે પોતાના દિવસો એવા તો દેહકષ્ટમાં અને ચમત્કારિક રીતે ત્યાં ગાળ્યા હતા કે, લોકોમાં તેની વિશ્વામિત્ર સરખી કીર્તિ થઈ હતી. એ તરફના લોકો એ ગુફાને અને કિલ્લામાંની તેની બેસવાની જગાને તપોમંદિર સમાન પૂજ્ય માનતા હતા. એ તો સ્વાભાવિક છે કે જીમૂત અને તેના દીકરાઓ દારુણસિંહના નામને માટે અભિમાન ધરાવતા હતા. વક્રદુર્ગ અને તેના સ્વામીની આટલી હકીકત આપણે જોઈ. હવે આપણે આપણી વાર્તાની બીના તરફ વળીએ.

જે દિવસે રણધીર વક્રદુર્ગના કિલ્લામાં દુર્ગાધિપતિ સામંત સચિવ શત્રુસાલજીને મળવા જવાનો હતો, તે દિવસે આ કિલ્લામાં એક મોટો મેળાવડો ભરાવાનો હતો. બૌદ્ધ ધર્માનુયાયી સર્વ સરદારો અને તેમના પક્ષનાં બીજાં માણસો આજ અહીં એકઠાં થવાનાં હતાં. ત્યાં એક કાગળ પર કંઇક ઠરાવ નક્કી કરી તેના પર બધા પોતપોતાની મહોર કરવાના હતા. રાણીના વિરુદ્ધ જે સર્વ સરદારો હતા તેમણે અહીં એકઠા થઈ શાં શાં પગલાં ભરવાં તે નક્કી કરી, શી રીતે વર્તવું એ નક્કી કરવાને આ સર્વ મંડળ આજ અહીં પ્રથમવાર એકઠું મળવાનું હતું. આ સર્વ કાર્ય ગંભીર ભવ્ય અને વિધિપૂર્વક થવું જોઇએ, એમ જીમૂતે દુર્ગાધિપતિ શત્રુસાલજીને સૂચવ્યું હતું. આવા ગંભીર કામની શરુઆતને માટે આ તપો-

મંદિર કરતાં બીજું શ્રેષ્ઠ સ્થાન શું હોય ! આથી કરીને તેઓએ આ સ્થાન પસંદ કર્યું હતું. શત્રુસાલને પોતાને આ સ્થાન બાબત ઝાઝો પૂજ્યભાવ ન હતો, પરંતુ પોતાના પક્ષના ઘણા સરદારો અને ઈતર માણસો આ સ્થાનને ભવ્ય, પૂજ્ય માનતા હતા અને ધાર્મિક ભીતિ તેમના મનમાં હતી. આથી કરીને આ સ્થાનમાં કરેલી પ્રતિજ્ઞા કોઈ તોડવાને હિંમત કરશે નહિ, એમ જાણી આવા શુભ કાર્યને માટે આના જેવું બીજું કોઈ સ્થાન જ નથી એમ ઠેરવ્યું હતું. આ કામને માટે બંડખોર પક્ષના સર્વ માણસો આજ અહીં એકત્ર થવાનાં હતાં.

એ તો અમે આગળ ઉપર કહ્યું છે કે આ તપોમંદિર કિલ્લાની દિવાલને અડોઅડ હતું અને મુખ્ય રાજગૃહ તેનાથી ઘણે છેટે હતું. આ અંધાર કોટડી જાણે એક પર્વતમાંથી ખોદી કાઢી હોય એવી એની ભીંતો હતી. અંદર હવાને આવવાને માટે એક ભીંતમાં અને એક ઉપરની બાજુએ ગવાક્ષ હતો. મંદિરની અંદરની જમીન ભોંય કરતાં નીચે ન હતી એટલે કંઈ પગથિયાં કે પાયરી ચઢવાની ન હતી. અંદર પ્રવેશ કરવાને માટે માત્ર એક જ બારણું હતું. તે ઘણું ન્હાનું અને મજબૂત હતું. તેને અંદરની બાજુએ એક કડી અને બ્હારની બાજુએ મોટી આડી હતી. અંદર પ્રવેશ કરવાને માટે દરેક જણને ગરદન વાંકી વળી જવું પડે એવી રીતે એ બાંધ્યો હતો કે જાણ્યે અજાણ્યે નમન કર્યા વગર છૂટકો જ નહિ. ભર બપોરે પણ સૂર્યનું એકાદ કિરણ અંદર પ્રવેશ કરી શકતું નહિ. આ મંદિરમાં એક સંગેમરમરનો ચોતરો હતો અને તેમાં દારુણસિંહની પાદુકા બેસાડેલી હતી. પાછળ અલાહદી ઓરડી જેવું બનાવી તેની અંદર એક પાલખી રાખી હતી. આ પાલખીમાં દારુણસિંહનાં શસ્ત્રો અને તપાયુધો રાખ્યાં હતાં. મંદિરમાં દરરોજ નંદાદીપ તો બળતો હતો, પણ આજ આવો મ્હોટો સમારંભ થવાનો હતો, તેથી ન્યાં ત્યાં દીવા લગાડી મંદિરને પ્રકાશિત કરી દીધું હતું. ભીંતાપર આયુધો ગોઠવ્યાં હતાં. ફરસ પર જાજમ પાથરી હતી અને ગાદી તકિયા ગોઠવી આસન બિછાવ્યાં હતાં. દુર્ગાધિપતિ સામંત સચિવને માટે મધ્ય ભાગે સ્હેજ ઉંચી બેઠક બનાવી હતી.

આ મંદિરમાં સરદારમંડળ ભરાવા લાગ્યું. બધા મળીને વીસ પચિશ સરદારો હાજર થયા હતા. શત્રુસાલે પણ આવીને પોતાનું આસન શોભાવ્યું હતું. તે તપોમંદિરની નિરવતા, તેમાં બતીનો લાલ પ્રકાશ, તેમના મ્હોંપર પડી, એ નિર્જન સ્થાનની ભયંકરતામાં વધારો કરતો હતો. શૂન્યશ્યામતાને લીધે આ સ્થાન અત્યારે સ્મશાન ભૂમિ પ્રમાણે ઉદાસ અને ભયંકર દીસતું હતું. તેમાં બેઠેલા

માણુસો ભૈરવ અને પિશાચ મંડળ સમાન જણાતા હતા. જે અમંગળ કામને માટે આ મંડળ અહીં એકઠું થયું હતું, તેને અનુરૂપ સ્થાન અને તેવો જ દેખાવ જણાતો હતો.

આજની સભાનું પ્રમુખ સ્થાન શત્રુસાલજીને આપવામાં આવ્યું હતું. તેમણે સર્વ મંડળીને નમન કરી પોતાના આસન પર બેસી, એકવાર ચોમેર દૃષ્ટિ ફેરવી કહ્યું:—

"શૂર સરદારો અને સભ્ય ગૃહસ્થો ! આજ આપણે જે કાર્યને માટે અત્રે મળ્યા છીએ તે કાર્યની શરુઆત કરવી એ ઠીક છે."

"પણ સરદાર!" એક જણ બોલી ઉઠયો:-"હજી બધા આવી પહોંચ્યા નથી. રુદ્રસેન અને શ્યામરાય હજી આવવાના બાકી છે. તેમનાં આવ્યા પહેલાં-"

"તે હમણાં જ આવી પહોંચવા જોઇએ." શત્રુસાલે તેને પૂરું બોલવા ન દેતાં વચ્ચે જ કહ્યું:-"તમારામાંના ઘણા જણને તો એ વાત માલમ છે, કે લલામકને મેં ખાસ કામ માટે ભદ્રપુર મોકલ્યો છે, તે હજી આવવાનો છે. તેની હું પણ રાહ જોઉં છું. તેને શા મહત્વના કામ માટે મોકલ્યો છે, તે આપમાંના કેટલાકને ખબર છે, છતાં સર્વ જણને એ વાત જણાવવી એ ઉચિત છે. આપણા હિતચિંતક, બૌદ્ધધર્મના ખરા અભિમાની, સત્યપક્ષના સંબલ, મંદાર્ક દેશના મહા પ્રતાપી રાજા બળવીરસિંહે આપણે ઉપાડેલા કામને મદદ આપવા વચન આપ્યું હતું. તે વચનને અનુસરી તેમણે આપણા કાર્યને માટે તેઓએ પંદરહજાર મહોર તેમના વિશ્વાસુ નોકર સાથે, કાલ્ય રાતે સરદાર શરાસનજીને ત્યાં ભદ્રપુરીમાં મોકલી છે. તે તાબડતોબ અહીં લઈ આવવા માટે મેં લલામકને મોકલ્યો છે."

જે સરદારોને આ બીના માલમ ન હતી તેમના મ્હોંમાંથી આ સાંભળી આનંદના ઉદ્ગાર નીકળ્યા. આ જોઈ શત્રુસાલને પરમ સંતોષ થયો. તેણે પોતાનું બોલવું જારી કરતાં કહ્યું:-

"લલામક આજ બપોર પહેલાં અહીં આવી પહોંચવો જોઇતો હતો. પણ આવતાં કંઈક વાર થઈ જણાય છે. માટે મેં મારા પરમ મિત્ર સરદાર રુદ્રસેનજી તથા શ્યામરાયજીને તે જે રસ્તે આવનાર હતો તે રસ્તે સ્હામા મોકલ્યા છે. ભદ્રપુરમાં આ મહોરો શરાસનજી ત્યાં કયે દહાડે અને કયે વખતે પહોંચશે તે પણ નિશ્ચિતપણે નક્કી કરવામાં આવ્યું હતું. માટે મને લાગે છે કે લલામક હમણાં આવી પહોંચવો જોઇએ અને સાથે તે સરદારો પણ આવવા જોઇએ. આપણા આ કાર્યની શરૂઆત માટે આજનો દિવસ જાણી જોઇને નક્કી

કર્યો હતો. એમ કરવામાં મારો હેતુ એ હતો કે મહારાજ બળવીરસિંહને આપણા પક્ષનું કેટલું બધું માન છે અને તેઓ આપણું શ્રેય કરવા કેવી ઉદારતા બતાવે છે, તે તેમના તરફથી આવેલી સુવર્ણ મુદ્રાથી સિદ્ધ કરી બતાવવું.''

"ત્યારે તો આપના કહેવા પ્રમાણે તરુણ સરદાર લલામકજી તે દ્રવ્ય લઈ આવી પહોંચવા જોઇએ.'' એક જણ બોલી ઉઠયોઃ-"પણ કદાચ રસ્તામાં કંઈ હરકત નડી હોય તો પ્રભુ જાણે. નહિ તો અત્યાર પહેલાં આવી પહોંચવા જોઇએ.''

"ઈશ્વર કરેને એવી કંઈ આફત ન આવે.'' શત્રુસાલે આ અપશુકન જેવું વચન સાંભળી જરા અચકાતાં કહ્યું:-"પણ એમ કંઈ થવાનો સંભવ નથી. કારણ કે આ બાબતની બધી ગોઠવણ તે ચતુર મહારાજાએ એવી બારીકાઇથી અને હોંશિયારીથી ગોઠવી છે કે ન પૂછો વાત. આ યોજના ગુપ્ત રીતે કરી છે એટલું જ નહિ પણ લલામક પણ શૂર અને ધૂર્ત છે. રસ્તામાં કંઈ એવો પ્રસંગ બને તો તે સહીસલામત દ્રવ્ય સાથે સટકી આવે એમાં કંઈ શંકા જેવું નથી. હા પણ હું જે મુખ્ય વાત આપને જણાવવા માંગું છું તે એ છે કે સરદાર રુદ્રસેન અને શ્યામરાયજી પધારે ત્યાં સુધી આપણે આપણા કામની શરુઆત ન કરવી એ દુરસ્ત નથી. કારણ કે આપણે જે કામ હમણાં કરવાનું છે તે એ ઉભય સરદારોને વિદિત છે. તે ઉપરાંત તેમાં તેમનું અનુમોદન પણ છે. આજનું મુખ્ય કામ એ છે કે આપનામાંના ઘણા જણની ઇચ્છા છે તે પ્રમાણે એક પ્રતિજ્ઞાપત્ર તૈયાર કર્યું છે. આનો હેતુ શો છે, તે આપને માલમ છે, માટે તેનું વિવેચન કરવાની જરૂર નથી. આ લેખ વાંચી તેનું કોઈ પણ પ્રકારે ઉલ્લંઘન ન કરવાના આપ સર્વને સોગન લેવાના છે અને આ પત્રિકા-પર દરેક જણે પોતાના સ્વાક્ષરે સહી કરવાની છે. આ લેખ આપણા તે બે સરદાર રુદ્રસેન તથા શ્યામરાયને માન્ય છે અને તેઓ અહીં આવ્યા કે તરત જ વિધિ-પૂર્વક પ્રતિજ્ઞા કરી સહી કરશે.''

"સરદારો!'' જીમૂતે પોતાના આસન પરથી ઉઠી, ઉભા થઈ મંડળીને સંબોધી ગંભીર મુદ્રાએ કહ્યું:-"આપણે જે કાર્ય કરવાને માટે એકઠા થયા છીએ તે કંઈ ન્હાનું સુનું કામ નથી. આપણે જે સ્થાનમાં એકત્ર મળી બેઠા છીએ તે સ્થાન પણ સાધારણ નથી. એક સાધુના તપોમંદિરમાં આપણે ભેગા થયા છીએ. તે સાધુ દેહરૂપે અહીં નથી, એ ખરી વાત, પણ તેનો પ્રાણ અહીં સાક્ષીભૂત છે. એ બાબત આપણે વિસરવી જોઇતી નથી. તે મહાપુરુષ આપણને જો કે અદૃશ્ય છે; છતાં, આપણે અહીં શું બોલીએ છીએ, શું કરીએ છીએ, તે સર્વ તે સાંભળે

છે અને સમજે છે. હું આપના ધ્યાનમાં એ બીના ખાસ લાવવા માગું છું કે આપણે જે સોગન લેવાના છે, તે કંઈ એક ક્ષુદ્ર બાબત નથી પણ ઘણી મહત્વની બાબત છે. એકવાર પ્રતિજ્ઞા લીધા પછી જો કોઇએ તે પ્રતિજ્ઞા ભંગ કરી, તો તેનું સત્યાનાશ જશે, એટલું જ નહિ પણ કુલક્ષય પણ થશે. હું જે આપને આ વાત, સ્પષ્ટપણે કહું છું તેનું કારણ એ છે કે આ સ્થાનનું માહાત્મ્ય કેવું છે? તે હું સારી પેઠે સમજું છું. આ સ્થાનમાં બેસીને આપ જે કામ કરશો તે તમારી શ્રદ્ધા પ્રમાણે સુખકર નિવડશે કિંવા તમારો હેતુ કંઈ સારો નહિ હોય તો તે જરૂર ભયંકર પણ નિવડશે. માટે યોગ્ય વિચાર કરી, મહત્વ બરાબર ધ્યાનમાં લઈ જે યોગ્ય લાગે તે પ્રમાણે કરજો.” આટલું બોલી સર્વ સરદારોપર દૃષ્ટિ ફેરવી જીમૂત પોતાના આસનપર બેઠો.

તેના આ ભાષણથી સર્વના મનપર એક પ્રકારની ગંભીર અસર થઈ. એટલું જ નહિ પણ ખુદ શત્રુસાલ જેને આવી બાબતમાં થોડી જ શ્રદ્ધા હતી; જેની ધર્મબુદ્ધિ સોઈ પડે તે પ્રમાણે દિશા બદલવા તૈયાર હતી, તેના મનપર આ ભાષણથી કંઇક ભયભવ્ય છાપ પડી. પોતાના મનપર આવી અસર શાથી પેદા થઈ તેને માટે તેને પોતાને આશ્ચર્ય થયું. સઘળા સ્તબ્ધ પુતળાની માફક ચૂપ બેસી રહ્યા.

થોડીવાર પછી શત્રુસાલે તે પ્રતિજ્ઞાપત્ર કાઢ્યું. ગંભીર અવાજે ઉભા થઈ વાંચવા માંડ્યું. તેમાંની શરતો ઘણીક કડક હતી અને મંડળના હિત આગળ સર્વ ઇતર બાબતોનો ભોગ આપવાની વાત મુખ્ય હતી.

(૧) સર્વ જણે—સહી કરનારાઓએ એકમેકની સાથે ખરા ભ્રાતૃભાવથી વર્તવું.

(૨) પોતે અંગીકાર કરેલા કાર્યને માટે તન, મન અને ધન અર્પણ કરતાં અચકવું નહિ.

(૩) ઇષ્ટ કાર્યની સિદ્ધિ માટે સગાં સંબંધી, આપ્ત ઇષ્ટ, પિતા પુત્ર આદિનાં બંધન ગૌણ ગણી મુખ્ય કાર્યને પ્રાધાન્ય આપવું.

(૪) જે માણસ પ્રત્યક્ષ રીતે કિંવા અપ્રત્યક્ષ રીતે મંડળને નુકસાન કરવા, નાશ કરવા, કે તેનો હ્રાસ કરવા પ્રયત્ન કરે તેને દેહાંતદંડની શિક્ષા કરવી.

(૫) એવા માણસ પ્રતિ કોઈ પણ પ્રકારની સહાનુભૂતિ કિંવા કોઈ પણ પ્રકારની દયા દર્શાવવી નહિ.

(૬) આ પક્ષમાં એકવાર જોડાયા પછી સ્હામા પક્ષમાં જનારને વૈરી સમજી તેને સખ્ત શિક્ષા મંડળની નજરમાં આવે તે કરવી.

(૭) જ્યારે આ મંડળ મળે ત્યારે વધારે મતથી કામ કરવાનું મંજૂર થાય તેમ કરવું.

(૮) આ મંડળનું નેતૃત્વ દૂર્ગાધિપતિ સામંત સચિવ શત્રુસાલજીને આપવું અને તેમણે બંધુવર્ગના અનુમોદનથી સર્વ કામ કરવું.

આ પ્રમાણે તે પત્રિકાની કલમો હતી. સંરક્ષણને માટે તેમજ હુમલાને માટે જોઇએ તેવી બાબતો એમાં સમાવી હતી. આ પત્રિકા પર સહી કરતાં જે સોગન લેવાના હતા, તે અતિ ભયંકર અને અમંગળ હતા. જે કાર્યને માટે આ રાજદ્રોહી મંડળ અહીં એકઠું થયું હતું, તે કાર્ય જ ભયંકર હતું. જે ઠેકાણે એકઠા મળી તે કાર્યનો વિચાર કરતા હતા તે સ્થાન પણ ભયંકર હતું. જે બંધનથી તે સરદારો પોતે બંધાવા માગતા હતા તે ભયંકર હોય એમાં નવાઈ શી હતી?

પ્રતિજ્ઞાનો વિધિ શરુ થયો. તે ચોતરા આગળ તે પ્રતિજ્ઞાપત્ર મૂકવામાં આવ્યો. તે પત્રિકા પાસે દારુણસિંહની તરવાર મૂકવામાં આવી. પ્રત્યેક સરદારે ઉભા થઈ, ચોતરા પાસે જઈ, વિધિપૂર્વક પ્રતિજ્ઞા બોલી, તે શસ્ત્રને તથા પ્રતિજ્ઞા-પત્રને નમન કરી, પછી તે પર નામ મુદ્રા કરી સ્વસ્થાને બેસવું. એ પ્રમાણે સર્વ ક્રિયા થઈ. શત્રુસાલે પ્રતિજ્ઞા લેનાર સરદારોના નામની જૂદી યાદિ તૈયાર કરી અને તેને પણ તે મુખ્ય પત્રિકા આગળ મૂકી. આ ક્રિયા પૂરી થઈ નહિ એટલામાં એક હજૂરિયાએ આવીને બારણું ઠોક્યું. બારણું ઉઘાડી તેને અંદર દાખલ કર્યો કે તેણે દૂર્ગાધિપતિ સામંત સચિવ શત્રુસાલજીને નમન કરી કહ્યું:–"મહારાજ! બ્હાર એક સરદાર આવેલ છે અને હમણાંને હમણાં આપની સાથે મળવા માગે છે."

"કોણ છે તે?" શત્રુસાલે પૂછ્યું:–"શું તેણે પોતાનું નામ બામ જણાવ્યું નથી?"

"જી, સરકાર" નોકરે કહ્યું:–"રણધીર એવું નામ કહાવ્યું છે."

આ નામ તે નોકરના મ્હોંમાંથી નીકળતાં તે મંડળના સર્વ જણ પર એકદમ આશ્ચર્યની છાયા જણાઈ અને ખળભળાટ થયો. જીમૂતનો મ્હોટો છોકરો પ્રભંજન જે તાઉ સ્વભાવનો હતો તે એકદમ આનંદ અને ઉત્સાહથી મ્હોટેથી બોલી ઉઠયો:–"વાહ! વાહ! આ તો ખૂબ થઈ. આરંભમાં જ એકાએક બળિ સપડાયો, પછી શું! આપણો કટ્ટોવેરી પોતે આપણા પંજામાં આવે છે, પછી શું જોઇએ?"

"બસ્સ તેને કરો દેહાંતની શિક્ષા. આવા પ્રસંગે આપણે આરંભેલા યજ્ઞમાં પ્રથમ બળિ તરીકે તેને જ હોમી દેવો, એથી બીજી શુભ શરુઆત શી હોય!" પ્રભંજનનો ન્હાનો ભાઈ બોલી ઉઠયો.

"જરા શાંતિ પકડો તરુણ સરદારો!" શત્રુસાલે કહ્યું;–"આ બાબતપર

જરા ધ્યાન આપો; તે મહત્વની છે. તે સરદાર અહીં આવ્યો શા માટે? પોતાની મેળે આવ્યો છે કે કોઇના મોકલવાથી એ જાણવું જરૂરનું છે.''

"તેની શી જરૂર છે?" જીમૂતના બન્ને છોકરા બોલી ઉઠયા:-"તે ગમે તે ઠેકાણેથી આવ્યો હોયને તેથી શું થયું? તેને ગમે તેણે મોકલ્યો હોય તેનું શું કામ છે? તે આપણો શત્રુ છે કે નહિ? જો તે શત્રુ છે તો તેને દેહાંતની શિક્ષા થવી જોઇએ. આપણે હમણાં શી પ્રતિજ્ઞા લીધી છે તે, ધ્યાનમાં છે ને? બસ્સ આપણે આપણી પ્રતિજ્ઞા પૂરેપૂરી પાળવી જોઇએ."

"ખરી વાત!" શત્રુસાલે કહ્યું:-"પણ તે અહીં આવી આપણા બધાની પાસેથી ન્હાસી જવાનો થોડો છે? આપણું પૂછવામાં જાય છે શું? પછી આપણે ફાવે તેમ કરીશું."

"બરાબર છે. આપનું કહેવું" એક સરદાર વચ્ચે બોલી ઉઠયો:-"અહીં આવવા દો. તેને પૂછવા દો. તે શું કરે છે તે સાંભળીએ તો ખરા. આટલા બધા છીએ. આપણને જે યોગ્ય લાગશે તે કરીશું."

"યોગ્ય શું લાગવાનું છે?" પ્રભંજને કહ્યું:-"એ દુશ્મન છે એ વાત તો સિદ્ધ જ છે. પછી એને માટે દેહાંતની શિક્ષા સિવાય બીજો યોગ્ય માર્ગ શો છે? આપણે આપણી શરતમાં દુશ્મનને શિક્ષા કરવા બંધાયલા છીએ. ભલે એને અંદર બોલાવી પૂછો. પણ દેહાંત આપવા સિવાય બીજો કોઈ યોગ્ય ઉપાય જ નથી."

"બરાબર છે." કંઈક માઠા સમાચાર છે એવી અંતરમાં પ્રતીતિ થઈ હોય એવા ચ્હેરે શત્રુસાલે કહ્યું:- "અરે તું જા અને તે સરદારને અહીં લઈ આવ."



## પ્રકરણ ૧૭ મું

## થાપ આપી, સટકયો

રણધીરને તે તપોમંદિરમાં બંડખોર સરદારો સમક્ષ હાજર કરીએ ત્યાર પહેલાં, તે રુદ્રસેન અને શ્યામરાયથી છૂટા પડી વક્રદુર્ગમાં આવ્યો; ત્યાં આગળ એક સામાન્ય બીના બની, તે અત્રે જણાવવી આવશ્યક છે. આપણો નાયક જેવો ઘોડો દોડાવતો વક્રદુર્ગની દેવડી આગળ આવી પહોંચ્યો કે તરત તેણે બે ત્રણ હથિયારબંધ સિપાઇને દેવડી આગળ દીઠા. રણધીરે પોતાનો ઘોડો થોભાવ્યો અને તે હથિયારબંધ સિપાઇમાંના એકને પૂછયું:-"શું દુર્ગાધિપતિ સામંત-સચિવ શત્રુસાલજી અહીં છે? તેમની મુલાકાત તાબડતોબ થઈ શકશે કે?"

તે પહેરેગીરે રણધીરના પ્રશ્નનો સીધો જવાબ આપવાને બદલે સ્હામો તેને પ્રશ્ન કર્યો:-"આપ કોણ છો? સરદાર?"

"મારું નામ રણધીર છે. શત્રુસાલજીને મારું નામ માલમ છે. તેઓ મને સારી રીતે ઓળખે છે." રણધીરે કહ્યું.

આ નામનો ઉચ્ચાર થતાંની વાર તે પહેરેગીરના ચ્હેરાપર જે વિલક્ષણ ફેરફાર થયો તે રણધીર કળી ગયો. એ નામ સાંભળીને તે પહેરેગીર અચંબો પામે એમાં નવાઈ જેવું હતું શું? રાણીશ્રીની સ્વારી ભદ્રપુરથી જતી હતી ત્યારે રસ્તામાં તેમનાપર છાપો મારી, તેમને કેદ કરી લઈ જવાનો શત્રુસાલજીનો ઇરાદો છેલ્લી ઘડીએ ભારે ખૂબીથી કોણે ફેરવ્યો હતો વારુ? તે યાદગાર દિવસે શત્રુસાલજીએ જે બધી તૈયારી કરી હતી, તે કોણે ધૂળમાં મેળવી હતી? આ બીના શત્રુસાલના સૈન્યમાંના કયા માણસને માલમ ન હતી? આ બીના જે જાણતો હોય તેને રણધીરના નામથી ક્રોધ શા માટે ન આવે? રણધીરનું નામ સાંભળતાંની વાર તે પહેરેગીરનું આશ્ચર્ય જતું રહ્યું અને તેને બદલે તેને અતિશય ક્રોધ વ્યાપ્યો હોય, એમ તેના ચ્હેરા પરથી જણાયું. રણધીર તેના ચ્હેરાપરનો આ ફરક સમજી ગયો, પણ તે શાંત વૃત્તિથી એક સજ્જન માણસની પેઠે એક અક્ષર બોલ્યો નહિ. તે સ્તબ્ધ અને નિર્ભયપણે ઘોડાપર બેસી રહ્યો. તેણે પોતાની મુદ્રાપર શંકાશીલતા કે શત્રુતાની છાંય પણ જણાવા દીધી નહિ. આટલું છતાં રણધીરની આંખ બંધ ન હતી. તે પહેરેગીરની હિલચાલ બારીકાઇથી જોતી હતી. જો તે પહેરેગીરને ખુલ્લી દુશ્મનાવટ જણાવવાનો વિચાર થઈ આવત તો એવા પ્રસંગે પોતાની ડાબી બાજુએ લટકતી તરવારને મ્યાનમાંથી ખેંચી બ્હાર કાઢવાને એક ક્ષણ લાગત નહિ.

"હું આપનો સંદેશો અમારા સરદાર જીમૂતને પહોંચાડું." તે પહેરેગીર બોલ્યો:-"અને આપનું નામ જણાવી તેમની પરવાનગી લઈ પાછો આવું ત્યાં સૂધી આપ આ અંદરના ચોકમાં પધારો."

"અહો નાયક મારે જીમૂતજીની સાથે કામ નથી." રણધીર દરવાજામાંથી પટાંગણમાં દાખલ થઈ ઘોડાપરથી ઉતરતાં બોલ્યો:-"તું ચાલાકીથી શત્રુસાલજીની વાત ઉડાવી દે છે અને તેઓ અહીં છે કે નહિ, એ ન જણાવવાની સાવધગીરી રાખે છે, એ ઠીક છે. પણ તેઓ અત્યારે અહીં છે એ જો મને ખબર ન હોત તો હું અહીં દોડતો આવત નહિ. સમજ્યો? તે ગમે તેમ હો. મને કંઈ તેની પંચાત નથી. તું શત્રુસાલજી પાસે જઈ મારા માટે જવાબ લઈ આવે એટલે બસ્સ છે."

રણધીરના આ જવાબથી તે પહેરેગીરને સારું લાગ્યું નહિ. તેણે એક હજુરિયાને હાક મારી પાસે બોલાવ્યો અને તેના કાનમાં કંઈ કહ્યું. તે હજુરિયો તાબડતોબ તે તપોમંદિર ભણી દોડ્યો.

"કેમ નાયક !" રણધીરે ફરી પાછું તે પહેરેગીરને કહ્યું:-"એક લાંબી મુસાફરી કરી આવેલા માણસને કંઈ મદદ કરવા કે તેનું સ્હેજ કામ કરી આપવા કંઈ વાંધો નથી ને? આ મારા ઘોડાને સ્હવારથી અત્યાર સૂધી જરા ઠરીને ઉભા રહેવાનો વારો મળ્યો નથી. તેણે બિચારે કંઈ નહિ તો વીસ પચીશ કોશની મજલ કરી છે. તેને જરા છાંયડામાં ઉભા રહેવાની થોડી જગા, થંડુ પાણી અને એકાદ ઘાસની પૂળી નાખવાને તમો ના નહિ જ કહો. તમારાથી એને તબેલા સૂધી પહોંચતો કરવા ન અવાય એમ હોય તો કોઇને કહો તો હું સાથે જઈ ત્યાં ઘોડાને રાખીશ. હું જાતે એને ઘાસબાસ નાંખીશ. એમાં મને કંઈ શરમ નહિ લાગે."

રણધીરનું આવું ખુલ્લા દિલનું બોલવું સાંભળી તે પહેરેગીર જરા શરમાયો. તેણે રાજીખુશીથી કે મનથી નહિ પણ સરદાર તરફ વિવેક બતાવવો જોઇએ, એમ સમજી તેણે એક રાવતને હાંક મારી, અને રણધીરનો ઘોડો તબેલામાં લઈ જવા કહ્યું.

"જો વાંધો ન હોય તો હું જાતે તબેલામાં જઈ જોઉં કે તેને ઘાસ પાણી નાંખી બરાબર આરામ મળશે." રણધીરે કહ્યું.

"સરદાર! આપ અહીં જ રહો તો વધારે સારું." અધિકાર યુક્ત સ્વરે તે પહેરેગીર બોલ્યો:-"તે હજુરિયો આપના સંદેશાનો જવાબ લઈ આવે ત્યાં સૂધી આપ અહીં ઉભા રહો."

"ખૂશીથી. મને કંઈ તેમાં વાંધો નથી." રણધીરે જવાબ આપ્યો:-"પણ મારા ઘોડામાં એક ખરાબ એબ છે. તેની લગામ કોઈ નવો માણસ કાઢવા જાય તો ઝટ લઇને બચકું ભરે છે અને પાછળથી સામાન કાઢવા જાય તો લાતો મારે છે. હું પાસે ઉભો હોઉં તો ગરીબ ગાય જેવો રહે છે. એટલા માટે કહું છું. બાકી ભલેને રાવત લઈ જાય, તેમાં મને કંઈ વાંધો નથી."

"જો એમ જ હોય તો ભલે, સરદાર! આપ તબેલા સૂધી પધારો." તે પહેરેગીર બોલ્યો; ને તે રાવત તરફ વળી તેના કાનમાં કહ્યું:-"અત્યાર સૂધીમાં આપણા પક્ષનું નુકશાન કરવામાં કંઈ એણે બાકી રાખ્યું નથી, કે, તબેલામાં ઘોડો રખાવી હવે રાવતનું ડોકું ફોડવા દઉં."

રણધીરે પોતાનો ઘોડો રાવતને સ્વાધીન કર્યો અને તે સાથે સાથે ચાલવા લાગ્યો. તબેલો કંઈ સારો કે મોટો ન હતો. કિલ્લાની ભીતને અડોઅડ એક મોટી પડાળી હતી અને તે પણ ઘણી નીચી હતી. અહીં ત્રીશેક ઘોડા બાંધેલા હતા અને તેમનો કીંમતી સરસામાન ભીંતપર ખીલે ટાંગેલો હતો. આ જોઈ રણધીર મનમાં બોલ્યોઃ–"હંઃ ઠીક સમજ્યો, આજ અહી બંડખોર સરદારો એકઠા થયા લાગે છે. હવે શું કરવું એને માટે વિચાર કરવા ભેગા થયા હોવા જોઇએ એજ હવે ખુલ્લા યુદ્ધ સિવાય છૂટકો નથી, માટે તેનો કંઈ ઘાટ ઘડવા એકઠા થયા લાગે છે." તબેલા આગળ લાદના ઢગલા હતા. સાફસુફ કઈજ ન જેવી હતી. પાટિયાં બાંધીને જૂદા જૂદા ભાગ કર્યા ન હતા કે વાંસથી છૂટી છૂટી જગા પણ ભરી લીધી ન હતી. થોડે થોડે અંતરે ઘોડા બાંધ્યા હતા. જમીનમાં કડાં અને ખીલા મારેલા હતા. માત્ર બે એક ભાગ એવા વાંસ ભરીને કર્યા હતા. આમાંના એકમાં ત રાવત ઘોડાને લાવ્યો અને રણધીરને કહ્યું:–

"સરદાર! આપે કહ્યું તેમ ઘોડામાં જો એવી ખોડ હોય તો આપ પાસે ઉભા રહો અને મારે શું કરવું તેની આજ્ઞા આપો. જો ઘોડો લાત બાત મારે કે ડાકું ભરે તો મારા ગરીબની કોઈ સંભાળ લે એમ નથી."

"વાહ તું તો ઘણો હોંશિયાર જણાય છે જો!" રણધીરે કહ્યું:–"નવા પ્રાણી પાસે જતાં હમેશાં એવી સાવધગીરી રાખવી. જા ત્યારે તું જરા એને માટે ટાઢું પાણી આણ. થોડી ઘાસની પુળીઓ નાંખ. બસ્સ, પછી કંઈ બીજું કરવાની જરૂર નથી. તેના પાયબંધ બાંધવાની પણ અગત્ય નથી. માત્ર તેની પાસે જતો ના. નહિ તો પાછલા બે પગ જોરથી ઉછાળી લાત મારશે."

રણધીરે ઘોડાની લગામ કાઢી ખીંટીએ મુકી અને દોરડાને ઘોડાના ગળામાં નાંખી તેને ભીંતની કડીમાં બાંધી દીધું. ઘોડાપરનો બાકીનો સામાન હતો તેમ રહેવા દીધો. એટલામાં તે રાવત ઘાસ અને પાણી લઇને આવ્યો. ઘોડાને પાણી પાઈ, ઘાસ નાંખી તે તબેલામાંથી બહાર નીકળ્યો અને ચોકમાં પાછો આવ્યો. ત્યાં આગળ તે હજુરિયો જવાબ લઈ આવી ઉભો હતો. તે રણધીરને જોતાં જ બોલી ઉઠયો:–

"સરદાર! આપ મારી સાથે ચાલો. શત્રુસાલજી તે તપોમંદિરમાં છે અને આપને ત્યાં લઈ આવવા મને આજ્ઞા કરી છે." તે હજૂરિયાએ તપોમંદિરમાં સંદેશો કહેવા ગયો ત્યારે જીમૂતના પુત્રોના મુખમાંથી જે શબ્દો નીકળ્યા હતા તે તેના ધ્યાનમાં હતા. તેથી તેના બોલવામાં પેહેરેગીરના જેવું ચિઢિયાપણું નહતું, પણ દિલગીરીની છાંટ હતી.

"શું કહ્યું તપોમંદિરમાં!" રણધીરે તે હજૂરિયાની સાથે જતાં જતાં આશ્ચર્યથી અને નિશ્ચિતપણે પૂછ્યું:–"આ કિલ્લામાં તપોમંદિર એ શું! શત્રુસાલજીને તપોમંદિરમાં શું કામ હશે? અહીં કોઈ તપસ્વી આવ્યા છે કે કોઇએ મશ્કરીમાં તપોમંદિર એવું નામ આપ્યું છે?"

"સરદાર! આપ આ ભાગમાં પૂર્વે કદિ આવ્યા નથી તેથી જ આમ પૂછો છો." તે હજૂરિયાએ કહ્યું:–"ઘણાં વર્ષ પૂર્વે હારુણસિંહ નામે એક આ કિલ્લાના માલેક હતા. તેમણે મોટાં મોટાં યુદ્ધમાં વિજય મેળવી ભારે કીર્તિ સંપાદન કરી હતી. તેમની વૃદ્ધાવસ્થા થઈ ત્યારે તેમના મનમાં એમ થયું કે બાકીનો કાળ ઈશ્વરચિંતનમાં ગાળવો. આથી કરીને સર્વસંગ પરિત્યાગ કરી આ કિલ્લામાં એક અંધારી કોટડી બનાવી તેમાં તેઓ એકાંત કાળ ઈશ્વરચિંતનમાં ગાળવા લાગ્યા."

"એમ, ત્યારે તેઓ તેમના અંતકાળ સુધી આ અંધારી કોટડીમાં જ રહેતા હતા કે? તેમનું નિધન પણ ત્યાં જ થયું હશે નહિ વારુ?" રણધીરે પૂછ્યું.

"ના, સરદારજી, એમ નથી." તે હજૂરિયાએ જવાબ આપ્યો:–"એ ખરી વાત છે કે તપોમંદિર એ એક અંધાર કોટડી જેવું છે, પણ ગમે તેટલું તોએ આ કિલ્લામાં અને માણસોનો અવર જવર, રહેવું કરવું એ તો ખરું ને. આથી કરીને એમને એમ લાગ્યું કે અહીં ખરો એકાંતવાસ મળશે નહિ, માટે તેમણે અહીંથી બે એક કોશ ઉપર અરણ્યમાં એક ગુફા બનાવરાવી અને ત્યાં રહેવા લાગ્યા. તેમનો અંતકાળ પણ તે જ ગુફામાં થયો. પણ સરદાર! એમ કહેવાય છે કે તેઓ પોતે આ તપોમંદિરમાં આવી દેખા દે છે. ઘણા જણને એ પ્રમાણે તેમનાં દર્શન થાય છે, એવું સાંભળ્યું છે."

"એમ ત્યારે તેઓ ઠેઠ સૂધી અહીં વસતા ન હતા?" રણધીરે કહ્યું.

"ના, ના" હજૂરિયો બોલ્યો:–"મેં કહ્યુંકની કે અરણ્યમાં ગુફા તૈયાર કરાવી ત્યાં તેમનો અંતકાળ થયો. એ ગુફા હજી સૂધી એવી ને એવી છે. તેને લોકો **મહંતની ગુફા**ના નામે ઓળખે છે. ગુફામાં કની એક ન્હાની ગંગા વહે છે અને તેનું પાણી મીઠું સાકર જેવું છે. તે કદિ ઉભરાતી નથી કે પાણી ભર ઉન્હાળામાં જરા પણ ઓછું થતું નથી. એ જગા ઘણી પૂજવા લાયક ગણાય છે."

"ત્યારે તો પાછાં ફરતાં મારે પણ એ પવિત્ર ગુફાનાં દર્શન કરવાં પડશે." રણધીર બોલ્યો.

રણધીરની આ વાતથી તે હજૂરિયાને જરા દિલગીરી થઈ. કારણ કે આટલી વાતચીત કર્યા પછી તેને એમ લાગ્યું હતું કે આ કોઈ સારા

સ્વભાવનો માણસ છે. પણ તપોમંદિરની વાત તેના મનમાં આવતાં, તેને એમ થઈ આવ્યું કે આ બાપડાને ક્યાં ખબર છે કે એ ગુફા ફરીથી જોવાનો વારો આવવાનું તેના નસીબમાં લખાયલું નથી. તેની મોતની ઘડિયો ગણાઈ ચૂકી છે. અરેરે ! એને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય કે આ તપોમંદિરની બહાર નીકળવાનું નથી. આ તપોમંદિરમાં જ સમાધિ થઈ જવાની છે.”

આમ તે હન્નૂરિયાના મનમાં આ પ્રમાણે વિચાર ચાલતા હતા ત્યારે રણધીરના મનમાં બીજી તરેહના તર્ક ઉત્પન્ન થતા હતા. કિલ્લામાંનો કેટલોક ભાગ વટાવી આગળ હન્નૂરિયો અને પાછળ રણધીર એમ તેઓ તપોમંદિર પાસે આવી લાગ્યા. અંદર સર્વ જણ શાંત બેઠા હતા. સઘળા રણધીરને આવવાની રાહ જોતા હતા. તે શા માટે આવ્યો છે? શું ખબર લાવ્યો છે? રાણી તરફથી કંઈ તહની તો વાત લઇને આવ્યો નથી? વગેરે બાબતનો તે ખુલાસો કરશે, એ જાણવાને તેઓ ઘણા જ ઉત્સુક હતા. આ મંડળીમાં વળી બીજા કેટલાક લોહીનાં તરસ્યાં હિંસક પશુના જેવા સરદારો પણ હતા. તેમના મનમાં વળી બીજા જ પ્રકારના વિચાર ચાલતા હતા. રણધીરે તેમના પક્ષનું અતોનાત નુકસાન કર્યું હતું, તેમની બધી મહેનત ધૂળમાં મેળવી હતી, તેમનું કિનારે આવેલું આશા વ્હાણ બુડાડ્યું હતું, આ સર્વને માટે તેનાપર વેર લેવા તેઓ ઈચ્છતા હતા. ક્યારે રણધીર અંદર આવે કે તેના લોહીમાં તરવાર બોળીએ.

તે હન્નૂરિયાએ બારણું ઉઘાડ્યું “સરદાર શ્રી રણધીરજી” એટલા શબ્દો દરવાજાની અંદર દાખલ થઇને બોલ્યો અને તરત પાછો ફર્યો.

રણધીર અંદર દાખલ થયો. બારણું તરત જ એની પાછળ બંધ થયું, પણ બહારથી કંઈ આડ પડવાનો અવાજ થયો નથી. રણધીર ધીર પગલે આગળ સર્યો અને માથું નમાવી સર્વને પ્રણામ કર્યાં. તેની ચાલવાની છટા, તેની શાંત વિકારહીન મુદ્રા, તેનો નિડર ચ્હેરો, વીરોચિત લઢણ, તેનું એકંદર મોહક વર્તન અને શિષ્ટાચારથી, આ બંડખોર મંડળના કેટલાક સરદારો અંજાઈ ગયા અને તેમના મનમાં રણધીરને માટે એક પ્રકારની સહાનુભૂતિની લાગણી ઉત્પન્ન થઈ. જેઓના ક્રૂર વર્તનથી તેમની વૃત્તિ પ્રાણઘાતક બની ગઈ હતી, જેમના મનમાં રક્તપાત સિવાય બીજા વિચાર ભાગ્યે જ ઉત્પન્ન થતા, તેમના દિલપર કંઈજ અસર થઈ નહિ. આવી વૃત્તિના જે સરદારો ત્યાં હતા તેમણે પોતાની લોહીની તરસી અને દ્વેષથી સળગી ઉઠતી નજર રણધીર તરફ ફેરવી અને એક ભુખ્યા વરુની માફક તેનાપર તુટી પડવાની રાહ જોતા બેઠા. શત્રુસાલની મુદ્રા શાંત અને નિર્વિકાર હતી. પોતાના

મનમાં શા વિચાર ચાલે છે, તે સામાને કેમ ન જાણવા દેવા, એ કળા શત્રુસાલને સારી રીતે અવગત હતી. રણધીરે માથું નમાવી ચારે મેર ફરી પ્રણામ કરતી વખતે, કોણુ કોણ જણ તેને કેવી દૃષ્ટિથી જુએ છે, એ જોઈ લીધું હતું. અને તેણે પોતાની મુદ્રા એવી નિશ્ચલ રાખી હતી કે તેના મનમાં કોઈ પણ પ્રકારનો ભય કે શંકા તેને સ્પર્શ કરતી નથી એવી કોઇની પણ ખાત્રી થાય. "સરદાર રણધીર!" શત્રુસાલે સ્નેહહીન સ્વરે કહ્યું:–"આપને મને મળવું છે? આપને મારી સાથે શું કામ છે?"

"હા જી," રણધીરે જવાબ આપ્યો:–"આપની એકલાની સાથે મારે કંઈ વાતચીત કરવાની ઇચ્છા હતી."

"એ વાત અહીં બને નહિ." પ્રભંજન બોલી ઉઠયો.

"બરાબર! અહીં કંઈ ખાનગી બાનગી જેવું છે જ નહિ. અહીં બધા એક જ સરખા વિચારના છીએ." પ્રભંજનના ભાઇએ ઉમેર્યું.

"બરાબર એમજ હોવું જોઇએ." સરદાર જીમૂતે કહ્યું.

"યથાર્થ છે." રણધીરે મનનું લેશ પણ સમતોલપણું ખોયા વગર જવાબ આપ્યો:–"જો એમજ છે તોપછી આપ સર્વની સમક્ષ સ્પષ્ટપણે અને નિર્ધાસ્તપણે કહેવામાં કંઈજ હરકત નથી. શૂરા સામદો, સરદારો અને સજ્જનો, મારે જે પ્રથમ કહેવાનું છે તે એ કે આપ સર્વ આપનાં હથિયાર છોડી દો અને રાણીશ્રીને શરણે જાઓ. જે આપના દેશની માલેક છે, તેની સાથે રાજદ્રોહ, કરવો એ આપના સરખા કુલિન સરદારોને શોભતું નથી. આપને તો રાજ્યની ખરી સેવા કરવી ઘટે છે અને એમાં જ આપનું હિત સમાયલું છે."

"હં: આ સરદારોને શિખામણ આપવાની ધૃષ્ટતા!" પ્રભંજન બોલી ઉઠયો:–"આટલી હદ સુધીનું છછાંછળાપણું? ખરેખર મારા પૂર્વજોના સમ! આને માટે તો સખ્ત શિક્ષા આપવી ઘટે છે."

"અહો તરૂણ સરદાર! જરા શાંત થાવ. જરા ધીરજ ધરો. એમ ઉતાવળા થાઓ ના." શત્રુસાલે પ્રભંજનને ઉદ્દેશી કહ્યું:–"આ સરદાર આપણને ઉપદેશ કરે છે એ ખરી વાત, પણ એમ કરવાને એમને શો અધિકાર છે! શું કોઈએ એમને એમ કરવાની સત્તા આપી છે? શા આધારે એ એમ કરે છે તે તો જરા પૂછવા દો."

"અધિકાર! જો અધિકારની વાત પૂછતા હો તો તે એટલી જ કે કોઈ પણ જાતના સ્વાર્થ વગર આ દેશની સદ્ગુણી અને નીતિવાન્ રાણીની સેવા કરનાર હું

એક ગૃહસ્થ છું. એજ મારો અધિકાર" રણધીરે કહ્યું:-"સત્તાની બાબત પૂછતા હો તો? મારી સહૃદયતા એજ મારી સત્તા. આધારની જો વાત કરતા હો તો તે ઘણો સબળ છે. આપનું કાર્ય ફતેહમંદ નિવડવાનું નથી એ તો સ્પષ્ટ છે. આપના પ્રયત્ન નિષ્ફળ નિવડવા માંડ્યા છે. માટે મારાથી બનતો પ્રયત્ન કરી આ નાહકનો રક્તપાત અટકાવવો. તમારામાંના કેટલાકને બને તો રાજદંડમાંથી બચાવવા, એટલા માટે આ કામ મેં મારી મેળે પત કર્યું છે."

"શું અમારા પક્ષને વિજયની સંભાવના નથી?" પ્રભંજન આવેશથી બોલ્યો:-"વાહ! શાબાશ! ભલું કહ્યું. તમે જોશ જોનાર તો બહુ હોંશિયાર લાગો છો-હોં! જો થોડીવાર અહીં તમને જીવતા ઉભા રહેવા દેવામાં આવે તો, અમારા પક્ષને બમણું જોર આવે એવું ચકચકિત પ્રમાણ તમારી નજરે પડશે."

"એના અભાવે તે વૈદિક ધર્મની ખોટી અભિમાની રાણીના હાથ પગ લુલા લચ્ચ થઈ ગયા છે." એક સરદારે વચ્ચે ટાપશી પૂરી:-"અને હવે તેને જ વિજય મળવાનાં ફાંફાં છે, એટલું જ નહિ પણ તેને માટે હવે એકાદ કારાગૃહમાં એકાંતવાસ કરવાના દિવસ પાસે આવી લાગ્યા છે. સમજ્યા?"

"સભ્ય સરદારો!" શત્રુસાલે કહ્યું:-"આપ ઉત્સાહના આવેશમાં આપણી ગુહ્ય હકીકત જણાવી દેતા જણાવ છો."

"આ ઉન્મત્ત સરદારની સાથે આપણે ગમે તેટલા મોકળા મનથી બોલવામાં વાંધો શો છે?" પ્રભંજને જવાબ આપ્યો. "આ ગૃહસ્થ હવે મુવા બરાબર તો છે. તે હવે અહીંથી જીવતો પાછો જવાનો થોડો છે? તો પછી આપણું ગુહ્ય આ વક્રદુર્ગની બહાર જવાનું જ કયાંથી? આ રાણીપક્ષના કટ્ટા અભિમાની ગૃહસ્થને ભલે ને ખબર પડે કે પેલા ચોતરાપર પત્રિકા પડી છે. એ પત્રિકામાં જે કંઈ લખ્યું છે તે પાળવાને અમે બંધાઈ ચુકયા છીએ અને એકમેકની સાથે એવા તો બંધાઈ ચુકયા છીએ કે કદિ પણ છૂટા પડીશું નહિ."

"હા" પ્રભંજનનો નાનો ભાઈ બોલ્યો:-"વળી અમે સર્વ જણે આ પવિત્ર શસ્ત્રના સોગન લીધા છે કે અમારા શત્રુને પ્રાણવધની શિક્ષા કરવી."

"પ્રથમ શું કહ્યું તે લ્યોની હું જ ખુલ્લું સમજાવું." એક ત્રીજો બંડખોર રણધીરની થટ્ટા કરવાના હેતુથી બોલ્યો:-"તમને તે બરાબર સમજાયું નહિ હોય. હમણાં થોડા જ વખતમાં આ ચોતરાપર સો ટચના સોનાની સોનામહોરની થેલીઓ આવી પડશે, જેની આપના રાણીશ્રીના ખજાનામાં હાલ બહુ જરૂર છે. સમજ્યા? તમે કેવું ખોટું ભવિષ્ય ભાખો છો તે હમણાં જ જણાશે. વાર નહિ લાગે."

"વારૂ તો મારે પણ કહેવું જોઇએ કે, તમારા એ પત્રની એક કોડી જેટલી કિંમત નથી. તમારી પ્રતિજ્ઞા જળની રેખા સમાન ફોકટ છે. જે સોના મહોરની આશાપર તમે આટલા બધા ઝુંઝો છો, તે આવવાના ફોગટ ફાંફાં છે." રણધીરે કહ્યું.

"ખોટી ધમકી." "નકામી બ્હીક" "ખોટી મગજમાં રાઈ" "ખાલી દમ" "એની જીભ બહાર ખેંચી કાઢવી જોઇએ" "એને દેહાંતદંડ આપવો જોઇએ" આવા પ્રકારના ઉદ્‌ગાર તે બંડખોર મંડળમાંના ઘણાના મ્હોંમાંથી નીકળ્યા.

"અહો રાજદ્રોહી સરદારો! કૃતઘ્ની ગૃહસ્થો!" રણધીર બોલી ઉઠયો:–"હું ખાત્રીથી કહું છું કે, રાજા બળવીરસિંહની સહાનુભૂતિ તમને લેશ પણ કામે લાગવાની નથી. તેણે મોકલેલી મદદ તમારા હાથમાં કદાપિ કાળે આવવાની નથી. તમારું સઘળું તરકટ જણાઈ ગયું છે. બળવીરસિંહનું કાવતરું જાહેર થઈ ચૂકયું છે. તેણે મોકલેલી સોનામહોર સહિસલામત આનગે દેશની રાણીના ખજાનામાં આવી પડી છે."

"ખોટી વાત"–"એમ કદાપિ બનેજ નહિ"–"અરે એમ તે થાય ખરું?" એવા ઉદ્‌ગાર કેટલાકના મ્હોંમાંથી નીકળ્યા ખરા; પણ ઘણાખરાનાં મ્હોં રણધીરના શબ્દ સાંભળી એકદમ લેવાઈ ગયાં.

"શું મારું કહેલું તમને સાચું જણાતું નથી?" રણધીર મોટેથી બોલ્યો અને તેના બોલવાની સાથે તે બડબડતા સરદારો ચૂપ થઈ ગયા. તેણે કહ્યું:– "જો એમ છે તો હું એ વાત પૂરાવાથી સિદ્ધ કરી આપું છું. અહો સામંત સચિવ શત્રુસાલજી! આપ જ કહો કે, રાજા બળવીરસિંહની તરફથી સોનાની મહોરો લઈ કુન્તલરાય નામનો ગૃહસ્થ કાલ ભદ્રપુરીમાં આવવાનો હતો કે નહિ? તે દ્રવ્યને લેવા માટે આપે લલામકને શરાસનને ત્યાં મોકલ્યો હતો કે નહિ? કુંતલરાયને એ થેલીઓ લઇને આવતાં રસ્તામાંથી પકડવામાં આવ્યો. તે સોના મહોર લઈ લેવામાં આવી અને રાણીશ્રીના ખજાનામાં કયારનીએ જઈ પડી છે. આપનો કરેલો નિશ્ચય સર્વ ભદ્રશ્યામાના જાણવામાં આવ્યો છે. એ બીના જાણી રાણીશ્રીએ સર્વ વફાદાર સરદારોને ભદ્રપુરી હાજર થવાને માટે આજ્ઞાપત્રિકા આજ સહવાર પહેલાં રવાના થઈ ચૂકી છે અને અત્યારે નહિ તો પાંચ દશ હજાર માણસોનું સૈન્ય ભદ્રપુરીમાં આવી પહોંચ્યું હશે."

"સરદારો! મિત્રો!" ઉતરેલે ચ્હેરે, ખિન્ન સ્વરે, અને શૂન્ય દૃષ્ટિએ શત્રુસાલે કહ્યું:–"સરદાર રણધીરનું કહેલું ખોટું હોય એમ મારાથી કહી શકાય એમ નથી."

શત્રુસાલના મુખમાંથી આ શબ્દો નીકળતાની વાર ઘણાના મ્હોંમાંથી સંતાપના, ક્રોધના અને વૈરના ઉદ્દગાર નીકળ્યા. પ્રભંજન ચીઢાઈ મોટેથી બોલ્યોઃ-"ખચિત! આમાં કંઈ વિશ્વાસઘાત લાગે છે. ગમે તેમ પણ કહો ના કહો આમાં કંઈ ઘોટાળો છે."

"વારુ પણ સેનાપતિ લલામક ક્યાં છે?" બીજાઓએ પૂછ્યું:-"તે હજી સુધી કેમ જણાતો નથી? તેનું શું થયું, તેની કંઈ ખબર?"

"સરદારો!" ગુસ્સાભર્યા મ્હેરે શત્રુસાલે કહ્યું:-"જો આપના મનમાં લલામક સબંધી શંકા આવી હોય ને તેણે કંઈ વિશ્વાસઘાતનું કામ કર્યું હોય, તો તમારી શંકા ખોટી છે, પાયા વિનાની છે, એમ ખાત્રીથી માનજો. તેના વિશ્વાસુપણા-માટે હું મારા પોતાના પ્રાણ અર્પવા તૈયાર છું. સરદાર રણધીર! આ બાબતમાં ચૂપ રહેવાનું કંઈ કારણ નથી. આપને જે હકીકત માલમ હોય, તે સ્પષ્ટ બોલી નાંખો."

"શત્રુસાલજી! હું અહીં આવ્યો છું તે એટલા માટે કે મારે આપની સાથે જે કંઈ હોય તે સ્પષ્ટ બોલી નાંખવું." રણધીરે પ્રત્યુત્તર આપ્યો:-"આ વાત મને કહેવાને હરકત નથી કે રાણીને આ હકીકત બીજા જ માર્ગે ખબર પડી છે. સેનાપતિ લલામકે આપનો ભેદ ફોડ્યો નથી ને તેને આ બીના સાથે કંઈ લેવા કે દેવા નથી. કુંતલરાય સોના મહોર લઈને ભદ્રપુરમાં આવતો હતો, એ બીના નિરાળી રીતે ખબર પડી. પછી કુંતલરાયને કેદ કરવામાં આવ્યો અને તેણે સર્વ હકીકત કબૂલ કરી દીધી. જે મહોરો તેની પાસેથી લેવામાં આવી, તે હવે સૈન્ય તૈયાર કરવામાં કામે લગાડવામાં આવી છે. અહો સરદારો! હું કહું છું તે સાચું માનજો કે રાજરાણીએ રણધ્વજ રોપ્યો છે. તે ધ્વજના રક્ષણ માટે હજારો લોકો આજ ભદ્રપુરી ભણી જાય છે. એ પ્રચંડ સૈન્ય આગળ આપના સર્વ પ્રયાસ મિથ્યા છે."

"મિથ્યા છે કે નહિ, તે હજી જોવાનું છે." પ્રભંજન એકદમ બોલી ઉઠયો:-"અમે સર્વે પ્રતિજ્ઞા લીધી છે તે કંઈ નકામી નથી. આ પેલો પ્રતિજ્ઞાપત્ર પડ્યો. એ પર અમે સહીઓ કરી છે. અમે અમારા વચનથી તલભાર પણ પાછા ફરવાના નથી."

"બરાબર છે." પ્રભંજનનો ન્હાનો ભાઈ અભિમાન અને તિરસ્કાર દર્શાવતાં બોલ્યો:-"શૂર માણસો પોતાનો બોલેલો બોલ બરાબર પાળે છે. અહીં કંઈ રાંડીરાંડો એકઠી થઈ નથી. અમે અમારું બોલેલું સિદ્ધ કરી બતાવીશું."

"શાબાસ મારા શૂર પુત્રો !" જીમૂત પોતાના પુત્રો તરફ ગર્વ ભરી દૃષ્ટિ કરી બોલ્યો:-"તમારા બોલ એક ખરા સૈનિકના મ્હોંમાંથી નીકળે તેવા છે. તમારું બોલવું એક શૂરવીર માણસને શોભે તેવું છે. આવી એક ન્હાની સરખી આપત્તિથી બ્હીવું, એ આપણું કામ નથી. એમ કરીએ તો આપણા કુળને અને નામને કલંક લાગે."

"ખરેખર એમાં શક શો છે?" તે વૈતાળમંડળમાંના કેટલાક લોહીના તરસ્યા પિશાચ આરડી ઉઠયા:-"આપણે સોગન લીધા છે તે બરાબર પાળીશું. આપણે જે સંપ કર્યો છે તેને દૃઢતાથી વળગી રહીશું. ભલેને પ્રાણ જાય તો પણ શી પરવા છે? મર્દ માણસો પોતાનાં વચન વ્યર્થ થવા દેતા નથી."

"અને આપણે કરેલી પ્રતિજ્ઞા કેવી રીતે પાળીએ છીએ, તે બતાવવાને માટે આ સરદારને પ્રાણવધની શિક્ષા થવી જોઇએ. શું આપણે આપણા દુશ્મનને દેહાંત દંડની શિક્ષા કરવાને સોગન લીધા નથી?" પ્રભંજન તે મંડળના માણસો તરફ જોઈ બોલ્યો:-"આપણને બળવીરસિંહ તરફથી આવતી મદદ શી રીતે રાણીના હાથમાં ગઈ, એ બાબતની સઘળી હકીકત આ સરદારને માલમ છે; તો પછી એણે જ એ મદદ આવતી અટકાવવામાં ભાગ નહિ લીધો હોય, એમ માનવાને આપણી પાસે શું કારણ છે?"

"તે ગમે તેમ હો." પ્રભંજનનો ન્હાનો ભાઈ ગર્જી ઉઠયો:-"આપણે આપણો અક્ષર ખરો કરી બતાવવાનો છે. આપણે જો શત્રુપક્ષના માણસનું વેર લેવું, એ પ્રમાણે સોગન લીધા છે તો તે પ્રમાણે વર્તવું જોઇએ અને આ સરદાર આપણો દુશ્મન છે; તો પછી એનાથી જ આપણે આપણી પ્રતિજ્ઞા પાળવાનો આરંભ કરવો જોઇએ.'

"એને મોતની શિક્ષા થવી જ જોઇએ." એક બે સરદાર બોલી ઉઠયા:-"સામંત સચિવ શત્રુસાલજી! આપ તેને શિક્ષા કહી સંભળાવો કે, અમે એને ઘસડી બ્હાર લઈ જઇએ અને શિક્ષા અમલમાં આણીએ."

આ શબ્દો નીકળતાંની વાર કેટલાક સરદારો ઉભા થઈ આગળ વધવા લાગ્યા. પ્રભંજન જાણે રણધીરપર તડપવા જતો હોય એમ આગળ ધસ્યો.

"અહો તરુણ સરદારો !" રણધીરે અધિકારયુક્ત ગર્વભર્યા સ્વરે કહ્યું:-"આકળા ન થાઓ. જરા ધીરજ ધરો. શત્રુસાલજી ! આપે મને લલામકના સંબંધમાં જાણતો હોઉં તે કહેવા કહ્યું છે, તો સાંભળો. લલામક સેનાપતિને મેં મારા સુરક્ષિતપણા માટે સાનમાં રાખ્યો છે, સમજ્યા?"

રણધીરે અધિકારયુક્ત સ્વરે બોલવાનું શરુ કરતાંની વાર, જે સરદારો આગળ વધતા હતા તે પાછા સ્થિર થઈ, બેઠા હતા ત્યાં જઈ બેઠા. રણધીરનું ઉપર પ્રમાણે બોલવું સાંભળ્યું કે તરતજ તેમનાં મ્હોં કાળાં ઠિકરા જેવાં થઈ ગયાં. સઘળા આશ્ચર્યચકિત થઈ ગયા. કેટલાકના મ્હોમાંથી દુ:ખ, સંતાપ અને આશ્ચર્યના ઉદ્દગાર નીકળ્યા.

"શત્રુસાલજી! આ કાગળ લ્યો અને વાંચો. જૂઓ તેમાં શું લખ્યું છે?" રણધીરે તે પત્ર કાઢયો અને શત્રુસાલજીની પાસે જઈ તે પત્ર તેમના હાથમાં મૂકયો. શત્રુસાલે જો કે રણધીરને બેસવાની સૂચના કરી હતી, પણ તે અત્યાર સુધી ઉભો જ રહ્યો હતો. તેણે જતાં જતાં તે ચોતરા પર દૃષ્ટિ ફેરવી અને તે પ્રતિજ્ઞાપત્ર અને ચાદી પડી હતી, તે સર્વે જોઈ લીધું.

"સરદારો!" શત્રુસાલે કહ્યું:–"આ અક્ષર તો મારા લલામકના જ દીસે છે. મને લાગે છે કે આ સરદારે આપણને જે કહ્યું, તે સર્વ ખરું હોવું જોઇએ."

"વાંચો, વાંચો તો ખરા કે તેમાં શું લખ્યું છે." કેટલાક જણ સાથે જ બોલી ઉઠયા.

"સાંભળો સરદારો!" શત્રુસાલે કહ્યું અને લાગલો જ તે પત્ર વાંચવા માંડ્યો.

"જનક સદૃશ, તીર્થ સ્વરૂપ વડિલ,

આપની આજ્ઞાનુસાર ભદ્રપુરમાં બરાબર વખતે પહોંચ્યો; પરંતુ, મારું અહીં આવવું વિફળ હતું. આ હકીકત સરદાર રણધીરસિંહને વિદિત છે અને તે પોતે આપને રૂબરૂમાં જણાવશે. એ હકીકત પરથી આપને અવશ્ય એમ લાગશે કે રાણીના પક્ષને તે પરમ દયાળુ પ્રભુની સહાય છે. નહિ તો એમ બને જ કેમ? હું ધારેલે વખતે પાછો ફર્યો નહિ એ જાણી આપને ખેદ થશે, પણ તેનો કંઈ ઉપાય મારા હાથમાં નહતો. "दैवमन्यत्र चिन्तयेत्." સરદાર રણધીર આપની મુલાકાતે આવે છે અને તે સુખરૂપ પાછા ફરે, તેના પ્રાણને કોઈ પણ જાતની હાનિ પહોંચે નહિ, તેટલા માટે મને તેણે અહીં કેદ કરી રાખ્યો છે. હું કયે સ્થાને છું, તે જણાવવાની પણ મને મના કરવામાં આવી છે. જો આજ સંધ્યાકાળ સુધીમાં રણજિત સુરક્ષિતપણે વક્રદુર્ગમાંથી પાછા નહિ ફરે તો આપના આ પુત્રનું મૃત્યુ થયું છે, એમ નિશ્ચિત સમજી લેજો. તેના મરણનો શોક કરતા ના. તેનું ઔર્ધ્વદૈહિક વિધિપૂર્વક થાય એટલી સંભાળ લેશો. સંસારમાં આવી મરવું તો છે જ. પછી શોક શાનો? એ જ

લી० ચરણરજ લલામકના પ્રણામ."

પત્ર વંચાઈ રહ્યા પછી સર્વ મંડળી સ્તબ્ધ બેસી રહી. હવે કરવું શું? તેની કોઇને સૂઝ પડે નહિ. આખરે થોડાક જણ માંહોમાંહે કાનમાં અરસપરસ કંઈ કહેવા લાગ્યા. પણ કોઇની મોટેથી સૂચના કરવાની હિંમત થઈ નહિ. એક મેકના નેત્ર સ્હામ સ્હામાં સૂચના કરતાં હતાં. જાણે જિહ્વા સુંદરીને આવા કઠોર પ્રસંગે ભય ઉત્પન્ન થયો હોય ને તેણે પોતાનું કઠોર કામ નેત્રને સોંપ્યું હોય એમ જણાતું હતું. સરદાર મંડળીના પ્રશ્નોત્તર માત્ર નેત્રદ્વારા જ થતા હતા. રણુધીર સ્વસ્થપણે ચોતરા નજીક ઉભો રહ્યો હતો. તે ગંભીર મુદ્રાએ નિર્ભયપણે આ સર્વ જોયા કરતો હતો.

આ નીરવતા ઝાઝી વખત ટકી નહિ. શત્રુસાલે પ્રસંગોચિત ધૈર્ય આણી કહ્યું:-

"સરદાર બંધુઓ! આ બાબતનો નિકાલ શો કરવો, એ કાર્ય હું આપ સર્વને સોંપું છું. એ આપના અધિકારની વાત છે."

શત્રુસાલે આ પ્રમાણે કહ્યું છતાં કોઇની ઉભા થઈ કંઈ કહેવાની હિંમત થઈ નહિ. આખરે વૃદ્ધ જીમૂત પોતાના સ્થાનપરથી ઉભો થઈ, તે ચોતરાપરની પત્રિકા તરફ આંગળી કરી ઉગ્ર સ્વરે બોલ્યો:-

"સરદારો! આપ આટલા બધા ઉંડા વિચારમાં શાથી પડ્યા છો? આપણા સમક્ષ આ પત્રિકા છે. તે પર આપણે સર્વે સહી કરી છે. હજી એ સહી સુકાઈ નથી, એટલામાં આપણે શું આપણી પ્રતિજ્ઞા વિસરી ગયા છીએ? આપણે શું કરવું તે શું એમાં નથી? આપણા વૈરીને દેહાંત શાસન કરવાનું એમાં લખેલું છે કે નહિ?"

"આ સરદાર આપણો વેરી-કટ્ટો વેરી છે, એમાં કંઈ સંદેહ નથી." પ્રભંજન ગર્જી ઉઠયો:-"અને તેને દેહાંત દંડ દેવો જોઇએ, એ કેવળ વ્યાજબી છે."

"આ સુલેહની વિષ્ટિ લઈ નિરપેક્ષ બુદ્ધિથી આપણી પાસે આવેલ છે." શત્રુસાલે કહ્યું:-"વળી એના જીવનની રક્ષાપર લલામકની જીન્દગીની સલામતીનો આધાર છે, એ આપણે ભૂલવું જોઇતું નથી."

"આપણે કરેલા કરારની પત્રિકા આ રહી." વૃદ્ધ જીમૂત આગ્રહી સ્હેરે તે ચોતરા પરની પત્રિકા તરફ હાથ લંબાવી બોલ્યો:-"તે પત્રિકામાંની સર્વ કલમો વ્રજલેપ સમજવાની છે. એ કરાર પત્રની કલમો પ્રમાણે આપણે વર્તવાને બંધાયલા છીએ. અરે આપણે પવિત્ર સોગન લીધા છે. જે સમયે આપ એ પત્રિકાપર સહી કરવા તૈયાર થયા, એ પત્રિકાપર સહી કરી પ્રતિજ્ઞા લેવા તત્પર થયા, તે વખતે મેં આપ સર્વને સ્મરણ આપ્યું હતું કે, આ પવિત્ર સ્થાન છે અને સોગન લેતા પહેલાં પૂરેપૂરો વિચાર કરજો. એકવાર સોગન લીધા પછી

તેમાંથી પાછા ફરશે નહિ. નારીજનના કોમળ હૃદય પ્રમાણે આપ આપના અંતઃકરણને નરમ કરી, જ્યાં દયા દેખાડવી અયોગ્ય છે, એવા અપાત્ર સ્થાને દયા દેખાડવા માટે, જો આપ પ્રતિજ્ઞા તોડશે, તો, ખાત્રી રાખજો કે જે મહાતપોનિધિના આત્માને સાક્ષી રાખી, આપે પ્રતિજ્ઞા કરી છે, તેજ તપસ્વી તેની અલૌકિક શક્તિવડે આપ સર્વનો નાશ કરશે. તેના ક્રોધાગ્નિમાં આપ બળીને ખાખ થઈ જશો. વારુ એ તો ઠીક, પણ આપે શી પ્રતિજ્ઞા કરી છે, તે શું આપના ધ્યાનમાં નથી? આપણે તે પત્રિકાપર સહી કરી છે, તેમાં શું એક એવી કલમ નથી, કે આપણા પક્ષનું જો હિત થાય તેવો પ્રસંગ આવી બને તો તેવા પ્રસંગે આપણે આપણા ઇષ્ટમિત્ર, સગાં સંબંધીનો નાતો વિસરી જઈ આપણા પક્ષનું હિત થાય એમ વર્તવું? આ પ્રમાણે એક કલમ તે પત્રિકામાં છે. આપણે તે પ્રમાણે વર્તવા સોગન લીધા છે. અને તે પણ ક્યાં. મહાપ્રતાપી દારુણ સિંહના તપોમંદિરમાં અને તે તપસ્વીના આયુધને સાક્ષીભૂત રાખીને. એ પ્રમાણે પ્રતિજ્ઞા કરી, બે ઘડીમાં તે પર પાણી ફેરવવા તૈયાર થશો તો આગળ પર એથી વિકટ પ્રસંગ આવતાં શું કરશો? સરદારો! એ ખરી વાત છે કે, જો આપણે આ સરદારના પ્રાણ લઇશું તો તેની સાથે આપણે આપણા પક્ષનો એક તરુણ વીર ગુમાવવો પડશે. એ ખરેખર ઘણી દુઃખદ બીના છે. પણ આપણે એ પણ વિસરવું જોઇતું નથી કે, આ સરદાર આપણો જૂનો વેરી છે. તેણે આજ સૂધીમાં આપણા પક્ષનું કેટલું બધું નુકસાન કર્યું છે. આજ જો તે અહીંથી સહિસલામત છટકી જશે તો આપણું તે શું નુકસાન નહિ કરે? રોગ અને શત્રુને ઉગતા ડામવા, એ નીતિવાક્ય છે. આપણા સર્વના હિતને માટે આ કાંટાને આપણા માર્ગમાંથી સદાને માટે દૂર કરવો, એ શું જરૂરનું નથી? લલામક જેવા વીર તરુણનો મૂલ્યવાન્ પ્રાણ આવી વખતે જાય, તેની પરવા કરવા જેવું નથી. આવા કામમાં આપણે આવા કેટલા ભોગ આપવા પડશે! શા શા સ્વાર્થત્યાગ કરવા પડશે! જો આટલેથી ગભરાઈશું તો આગળ પર આપણા હાથે શું થવાનું છે?"

"સરદાર જીમૂતજી!" શત્રુસાલે કહ્યું:--"આમાં એક એવી પણ કલમ છે કે, જો કોઈ બાબતમાં મતભેદ પડે તો ઘણા મતે જે વાત મંજૂર થાય તેમ કરવું. ખરું કે નહિ?"

"બરાબર છે. શામાટે નહિ?" જાણે મત લેતાં વધારે મત પોતાની તરફમાં પડવાની ખાત્રી હોય એવા સ્વરે જીમૂતે કહ્યું:--"એમાંની બધી કલમો

બરાબર મારા ધ્યાનમાં છે. સર્વ જણના મત લ્યો. મને કંઈ એમાં વાંધો નથી. માત્ર હા, એક બાબત છે. સરદારો! માત્ર હું એક બાબત આપના લક્ષપર લાવવા માંગું છું. આ સરદારને આપણે અહીં આવવા દીધો છેઃ આપણે કોણ કોણ અહીં એકઠા થયા છીએ તે એણે જોયું છેઃ આપણે શા શા વિચાર કર્યા તે પણ એણે સાંભળ્યા છેઃ ટુંકામાં એટલુંજ કે આપણું સર્વ ગુહ્ય એ હવે જાણે છે. આવી આપણી સ્થિતિ છે અને જો આપણે એને છોડી દઇશું, તો તેનું પરિણામ શું આવશે, તે આપ જ વિચાર કરી લ્યો. પરમેશ્વર ન કરે ને આપણે આપણા કાર્યમાં ફત્તેહમંદ ન નિવડીએ તો રાણીના કોપમાંથી બચવાની એક ગુપ્ત વાટ છે, તે પણ આપણે આપણા હાથે બંધ કરી દીધા બરાબર થશે. આપણા વિરુદ્ધ જે કંઈ પૂરાવો એકઠો કરવામાં આવે તેનું જેટલું પરિણામ નહિ આવે, એથી અધિક પરિણામ આ સરદાર જો પ્રતિજ્ઞાપર બે શબ્દ કહેશે તેનું આવશે. સરદારો! હવે આપને જે યોગ્ય લાગે તેમ કરો. મારે કંઈ બીજું કહેવાનું નથી."

"જો આપણું ગુહ્ય બહાર પડે એની જ ચિંતા હોય," શત્રુસાલે કહ્યું.—"તો તેનો ઉપાય થઈ શકે એમ છે. આ ગૃહસ્થની પાસે આપણે સોગન લેવરાવીએ કે અહીં તેણે જે જોયું છે અને સાંભળ્યું છે, તે કોઇને પણ કદાપિ જણાવવું નહિ. બસ્સ, પછી શું છે?"

"સરદાર શત્રુસાલજી! એક ગુહ્યને સમાધિમાં દાટી બંધ કરવાથી જેટલું સચવાય છે, તેટલું તે હોઠને બંધ કરવાથી સચવાતું નથી." જીમૂતે દુરાગ્રહથી જવાબ આપ્યોઃ—"પણ આ બધી ભાંજગડની શી જરૂર છે. એ પત્રિકા પડી છે, તેને અનુસરી જે કંઈ કરવું હોય તે કરો."

"વારુ ત્યારે આપણે જે વધારે મતે મંજૂર થાય એ વાત કરવી." શત્રુસાલે કહ્યું.

"બોલો સરદારો! આપ આપનો મત જે હોય તે સ્પષ્ટ કહેજો." અભંજન બોલી ઉઠચો.

"બોલો સરદારો! આપ સર્વ બાબતનો વિચાર કરી જવાબ આપો. રણધીરને દેહાંત દંડની શિક્ષા આપવી?" ત્રણ ચાર સરદાર સિવાય સર્વના મત રણધીરને શિક્ષા કરવાના થયા.

તે બંડખોર સરદારોનો દેહાંત શિક્ષા આપવાનો ઠરાવ સાંભળી રણધીર ભયથી ડરી ગયો નહિ. તે મૂર્ચ્છા ખાઈ જમીનપર પણ પડ્યો નહિઃ તેણે ન્હાસી

છૂટવા માટે તે સરદારોને પગે પડી માફી પણ માગી નહિ. તેના અંતઃકરણે સંતાપનો વિકાર સુદ્ધાં અનુભવ્યો નહિ. અચલ પર્વતની માફક તે સ્થિર ઉભો રહ્યો અને ગર્વભરી દૃષ્ટિ ફેંકી બોલ્યોઃ–

"સરદારો! જરા થોભો. મારો છેવટનો બોલ સાંભળી લ્યો."

રણધીર આ પ્રમાણે બોલવા જતો હતો, એટલામાં પ્રભંજન અને તેનો ભાઈ તથા એકાદ બે સરદારો તેને પકડવા આગળ આવતા હતા. આ જોઈ વૃદ્ધ સરદાર જીમૂતે એકદમ ઉભા થઈ, પોતાના બે હાથ ઉંચા કરી, અધિકારદર્શક સ્વરે કહ્યું:—

"ઉભા રહો, ઉભા રહો. એટલી ઉતાવળ કરો મા. આ સરદારને જે બોલવું હોય તે ખુશીથી બોલવા દો. તે મૃત્યુના દ્વાર પાસે ઉભો છે, એવી વખતે તેને જે કંઈ કહેવાનું હોય, તે આપણે શાંતપણે સાંભળવું જોઇએ."

"સરદારો!" રણધીરે કહ્યું:–

"આ વૃદ્ધજનનું કહેવું બરાબર છે કે હું અત્યારે મોતના દરવાજામાં ઉભો છું. આવી સ્થિતિમાં બિનસ્વાર્થપણે હું જે કહું છે તે પર લક્ષ આપો. મને મરવાનો ભય નથી. હું માત્ર આપના હિતને માટે મને જે યોગ્ય લાગે તે કહું છું. આપના પર જે ભયંકર વાદળ તૂટી પડવાનાં ચિન્હ જણાય છે, તેથી સાવધ કરવા, એ મારું કર્તવ્ય છે. હું અત્યારે આપની સમક્ષ નથી ઉભો, માત્ર મારી દેહ આપની સમક્ષ છે. મારો પ્રાણ અમરભૂમિમાં પ્રયાણ કરી રહ્યો છે. સરદારો! આપ ક્યાં ઉભા છો તે શું આપ જાણતા નથી? ઘણાક શતક પૂર્વે જે વીરપુરુષે આ જગતમાં ઐહિક નામના મેળવી હતી અને ઐહિક નામનાને યઃકશ્ચિત્ ગણી, તેનો ત્યાગ કરી, આ સંસારની વાસના અને બંધનને ત્યાગી, કેવળ ઈશ્વરારાધન અને તપોનુષ્ઠાનમાં પોતાનો કાળ વ્યતીત કર્યો હતો; એવા વિશ્વામિત્ર સમાન પવિત્ર અને પૂજ્ય મહાત્માના તપોમંદિરમાં આપણે ઉભા છીએ. તે પવિત્રાત્માનાં પાદચિન્હ અહીં છે. તે મહાન્ યોધાની–તપોનિધિની સામગ્રી આપની સમક્ષ છે. તે પાપહારી ધર્મમૂર્તિનાં શસ્ત્રો અને તપાયુધ આ પડદાની અંદર વિદ્યમાન છે. આપને એ પણ માલમ હશે કે, એ સાધુપુરુષ આ તપોમંદિરમાં કોઈ કોઈ વખત દર્શન દે છે. સરદારો! ધ્યાનમાં આણો કે આપે આ પવિત્ર સ્થાનમાં રાજદ્રોહના અમંગળ સોગન લીધા છે. આ જ ઠેકાણે તે પાપી પત્રિકાપર સહી કરી તે મલિન વસ્તુને અહીં રાખી છે. સરદારો! જો આપને આપનું કાર્ય માંગલીક અને શુભ લાગતું હોય, આપને આપનું ભરેલું

પગલું સ્તુત્ય જણાતું હોય તો ભલે, પણ આ કાર્ય તે મહાત્માને માન્ય છે કે નહિ તે તરત જ જણાશે. જો આપનું પગલું તે પવિત્ર પુરુષને સંમત હશે તો તેને અનુકૂલ શુકન જરૂર થવાના. જો આ વાત તેમના પવિત્ર આત્માને રૂચતી નહિ હોય તો અપશુકનનો પરચો તરત જણાયા વિના રહેવાનો નથી. અરે પણ આ શું? આ દિવાનો પ્રકાશ લાલ અને મંદ કેમ જણાય છે વારૂ? આ અંધારી ગુફામાં આવો શિતળ મંદપવન શરીરને ઉરાડી મૂકે એવો ક્યાંથી વહે છે? અરે જૂઓ! જૂઓ! આ પેલી મેરનો પડદો કેવો હાલે છે? પ્રભો બદ્રિકેશ! આ શું? આ શું? તે પડદાની આડમાં આ ભવ્ય મૂર્તિ કોની ભાસે છે? જૂઓ! જૂઓ! તે ભવ્ય સાધુ મૂર્તિ આગળ સરે છે! અરે એ તો સાક્ષાત્ દારૂણસિંહ મહારાજ જણાય છે. ને—"

રણધીરનો બોલતાં બોલતાં સ્વર ઉચ્ચ થતો ગયો. વર્ષાદની ધારા માફક તેના મ્હોંમાંથી વાક્યો એક પછી એક ઝડપથી પડવા લાગ્યાં. તેનો ચ્હેરો બેબાકળા જેવો, તેની દૃષ્ટિ સ્થિર થઈ ગઈ. તે દિવાનાની માફક જ પડદાની તરફ જોઈ રહ્યો. તેનો વિલક્ષણ દેખાવ, તેની ગંભીર વાણી તેના હાવભાવથી મંડળી છક થઈ ગઈ. તેઓ સર્વ પડદાની તરફ એક ટશે જોઈ રહ્યા.

પછી જે બનાવ બન્યો તેને અર્ધી નિમિષ પણ લાગી નહિ. આંખ મિંચાય નહિ એટલામાં તો રણધીરે ડગલું આગળ ભર્યું. તે ચોતરાપરના બે કાગળો ડાબા હાથથી પકડી જમણા હાથથી તે દારૂણસિંહની અજસ્ર તરવાર ઉંચકી લીધી અને ઝટ ફલંગ ભરી તપોમંદિરના દરવાજા તરફ વળ્યો.

"અરે એ ભાગ્યો! નાઠો!" જીમૂતના બે છોકરા મોટેથી બોલ્યા અને એટલું બોલતાંની વાર તેઓએ દરવાજા ભણી ફલંગ મારી. જેમ રણધીરને દરવાજે પહોંચવાને એક ફલંગ બસ્સ હતી, તે પ્રમાણે તરવારનો એક જ પટો તે બન્નેની ખબર લેવાને બસ્સ હતો. તેની તરવાર ઉછળતાંની સાથે જ તે બન્ને તરૂણ જખ્મી થયા અને જમીન પર પડ્યા. એકના હાથમાંથી અને બીજાની પગની નળીમાંથી લોહીની ધાર વહેવા લાગી. રણધીર સપાટાભેર તે દરવાજાની બ્હાર નીકળી ગયો અને ઝટ દરવાજો જોતજોતામાં બંધ થઈ ગયો. એટલામાં તો બેચાર શુદ્ધિમાં આવ્યા અને ઝટ બારણાપર પડ્યા; પણ એટલામાં તો બ્હારની આડ પડી.

આપણા નાયકે આ કામ અતિ ત્વરાથી અને પ્રસંગાવધાનની ખરી ખૂબીથી કર્યું. અકસ્માત્ એકાએક મહાન્ અપરિહાર્ય સંકટ આવે છે, ત્યારે માણસના ધૈર્યની ખરી કસોટી થાય છે. જેઓ ખરા બહાદુર હોય છે, જેઓમાં આત્મ અભિમાન

હોય છે, તેઓ આવા પ્રસંગે પોતાના સંરક્ષણને માટે નીચા નમી પ્રાણની ભિક્ષા માગતા નથી. તેઓ પોતાના બાહુબળ અને બુદ્ધિબળના જોરપર મુક્ત થવાનો પ્રયત્ન કરે છે. તેઓ પોતાની બુદ્ધિના બળે એવા સમયે ગર્ભગળિત ન થતાં, શું કરવું? તે ઝટ શોધી કાઢે છે, અને તે તરત અમલમાં મૂકી કાર્ય સાધી લે છે. રણધીરે ઝટ જોયું કે, આમાંથી બચવાનો એક જ ઉપાય છે, અને તે એ કે આ વ્હેમી સરદારોને દારુણસિંહની દેખા દેવાની વાત કરી, તેમનું ધ્યાન પડદા તરફ રોકવું. તેણે ચાલાકીથી તેમના મનપર અસર કરી અને તે કામમાં ઈશ્વરે તેને વિજય પણ આપ્યો.

રણધીર સારી રીતે જાણતો હતો કે, તે તપોમંદિરમાંથી બહાર પડ્યા એટલે કંઈ વક્રદુર્ગમાંથી પાર પડ્યા એમ સમજવાનું નહતું. તેણે બહાર નીકળી આસપાસ નજર કરી તો કોઈ જણાયું નહિ. આથી તેના મનને શાંતિ થઈ. તેણે પોતાના હાથમાંનું શસ્ત્ર બાજુએ ફેંકી દીધું અને તે કાગળોને પોતાના ચિલખતમાં મૂક્યા. જાણે કંઈ જ બન્યું ન હોય એવી શાંત મુદ્રા ધારણ કરી તે તબેલા તરફ ચાલ્યો. તે હજુરિયો તેને રસ્તામાં મળ્યો. તે પોતે રણધીરને તપોમંદિરરૂપી મૃત્યુ દરબારમાં મૂકી આવ્યો હતો, તેથી રણધીરને સહિસલામત પાછો ફર્યો જોઈ તેને ઘણું આશ્ચર્ય લાગ્યું અને આનંદ પણ થયો. રણધીર તેની મુખમુદ્રાપરથી આ સર્વ કળી ગયો અને હસતાં હસતાં તેણે તેને પૂછ્યું:–

"હા, હું સમજ્યો તને આશ્ચર્ય કેમ લાગે છે તે. હું મારી સ્હાડા ત્રણ હાથની દેહ સહિસલામત લઇને પાછો ફર્યો, તેમાં નહિ વારુ? કે તારા માલિકના બે પુત્રોના હાથે બચવું મુશ્કેલ છે એમ તને લાગ્યું હતું નહિ વારુ? આહ! પણ એ તપોમંદિરમાં એકઠા થયેલા સરદારોને મારા અહીં આવવાના હેતુની ખબર ન હતી. હું શી ધારણાથી અહીં આવ્યો હતો, તે મેં તેમને જણાવ્યું, અને પરિણામે હું જેવો વક્રદુર્ગમાં આવ્યો હતો તેવો જ સુખરૂપ પાછો ફરું છું."

"સરદાર!" તે હજૂરિયાએ જવાબ વાળ્યો:–"આપ અહીં આવ્યા અને પછી જ્યારે હું તપોમંદિરમાં જઈ આપના આવ્યાની ખબર કહી પાછો ફર્યો તે વખતે આપને અંદર લઈ જતાં મને ઘણું માઠું લાગ્યું. આપને હવે સુખરૂપ પાછા ફરેલા જોઈ મારા મનને ઘણો આનંદ થાય છે. મહારાજ, આપ હવે અહીં સ્હેજ વિશ્રાંતિ લઈ, જળબળ પીને જ પધારજો."

"છી:"–રણધીરે જવાબ આપ્યો:–"તને એમ લાગે છે કે મારું ઉતાવળનું કામ હતું તે પૂરું થયું, પણ તેમ નથી. હું જેટલી ઉતાવળથી અહીં આવ્યો હતો

તેથી બમણી ઉતાવળે મારે જવું જોઇએ. તારી વિનંતિને માન્ય કરી અહીં જરા વાર વિશ્રાંતિ લેવાનું બને એમ નથી. માફ કર બાપુ ?"

એટલું કહી રણધીર અને તે હજૂરિયો તબેલા આગળ આવી લાગ્યા. રણધીરે પોતાના ઘોડા ભણી નજર ફેંકી અને ઘોડાપરનો સામનસુમન યથાસ્થિત છે, એમ જોઈ લીધું. ઘોડા પાસે જઈ રુદ્રસેન અને શ્યામરાયના ભાંગેલાં શસ્ત્રો મૂકયાં હતાં તેમ છે, એની ખાત્રી કરી લીધી. આટલા માટે રણધીરે વક્રદુર્ગની દેવડીપર આવતાં કહ્યું હતું કે ઘોડો એબવાળો છે. તેને બચકાં ભરવાની અને લાતો મારવાની ટેવ છે. આમ વિનાકારણ ભય દેખાડવાનું કારણ એ કે, કોઈ રાવત ક્ષુદ્ર જિજ્ઞાસાથી તે ઘોડાપરના સામાનપર હાથ નાંખી કંઈ જોઈ લે નહિ.

રણધીરે ઘોડાની ડોકપરનું દોરડું છોડી નાંખ્યું. તેને લગામ ચઢાવી અને તબેલાની બહાર કાઢયો. તે રાવતને બક્ષિસ આપી અને તે હજૂરિયાને પાન સોપારી માટે એકાદ બે મ્હોર હાથમાં મૂકી હસતો હસતો વક્રદુર્ગની બહાર નીકળ્યો. તે પહેરેગીર મનમાં વિમાસતો રહી ગયો કે આવો પક્કો શત્રુ ઘેર ચાલીને આવ્યો, તેને સૂળીએ ચઢાવવાને બદલે જીવતો શા માટે છોડયો હશે !

આણી તરફ તપોમંદિરમાં જે દેખાવ થઈ રહ્યો હતો તે ઘણો જ અપૂર્વ હતો. રણધીર નાઠો એ જાણી તે મંડળમાં પ્રથમ ગભરાટ ફેલાયો. તે એકાએક સજ્જડ થાપ આપી સટકી ગયો એ જાણી સઘળાને ઘણો જ ક્રોધ વ્યાપ્યો અને સંતાપથી હોઠ કરડવા લાગ્યા. માત્ર શત્રુસાલને રણધીરના નાસી છૂટવાથી એક પ્રકારનો આનંદ થયો. કારણ કે હવે લલામકના પ્રાણને કોઈ પણ પ્રકારની હાનિ નહિ થાય એવી શત્રુસાલને આશા લાગી. તપોમંદિરમાં ભારે ધાંધલ મચી રહી હતી. હવા અને ઉજાશ આવવાને ઉપરના બે બાકોરાં સિવાય બીજું કંઈ હતું નહિ. બારણું માત્ર એક જ હતું અને તે એવું તો મક્કમ હતું કે ગમે તેટલું ઠોકે પણ બહાર અવાજ જાય જ નહિ. વળી અધુરામાં પૂરું જરૂરના કામ વગર તપોમંદિરમાં ન આવવા માટે જીમૂતે પોતાના નોકરોને સખ્ત આજ્ઞા કરી હતી. કારણ કે તપોમંદિરમાં શું થાય છે, તે નોકરો જાણે નહિ. કોઈ કામ નિમિત્ત આવીને દરવાજો ઉઘાડે નહિ ત્યાં સુધી એ અંધારી કોટડીમાં કેદ ભોગવ્યા વિના છૂટકો ન હતો.

જીમૂતના બન્ને છોકરાને સખ્ત જખ્મ લાગ્યા હતા. પ્રભંજનને હાથપર કારી ઘા લાગ્યો હતો, જ્યારે બીજાને પગની નળી આગળ જખ્મ થયો હતો. તેઓને લોહી પુષ્કળ વ્હેતું હતું. મહા મહેનતે પાટા બાંધી લોહી બંધ કરવામાં

આવ્યું. તેઓને તપોમંદિરમાં એક બાજુએ સુવાડવામાં આવ્યા. આટલીવાર પછી તે સરદારોનો ગભરાટ ઓછો થયો હતો અને તેમનો ક્રોધ પણ શાંત થયો હતો. હવે મહત્વની બાબતનો વિચાર તેમણે શરુ કર્યો. બળવીરસિંહે મોકલેલું દ્રવ્ય રાણીના ખજાનામાં પહોંચી ગયું. હવે સૈન્યના ખર્ચની શી વ્યવસ્થા કરવી ? રાણીની તો સૈન્ય એકઠું કરવાને તડીમાર તૈયારી ચાલી રહી હતી. આનો અટકાવ શી રીતે કરવો? વળી રણધીર તે પ્રતિજ્ઞા પત્ર અને તે પર સહી કર-નાર સરદારોના નામની ટીપ પોતાની સાથે લઈ ગયો હતો. તેનો કોણ જાણે તે શો ઉપયોગ કરશે? આવી બાબતોનો તે માંહોમાંહ વિચાર કરતા હતા. માત્ર જીમૂત ખિન્ન મુદ્રાએ ચિંતાક્રાંત બેઠો હતો. રણધીરે કહ્યું હતું કે, આ બીના મહાત્મા દારુણસિંહને માન્ય નથી તે અક્ષરશઃ ખરું છે, એમ તેના મનમાં થતું હતું. રણધીરનું સટકી જવું, પ્રતિજ્ઞાપત્ર દુશ્મનના હાથમાં જવો, દારુણસિંહના પૂજ્ય શસ્ત્રથી જ પોતાના પુત્રોનો રક્તપાત થવો, આ સર્વ અપશુકન છે, એમ તેના મનને લાગતું હતું. આ લાગણીની સ્હામે થવા તે મનમાં તર્ક કરતો હતો, પણ તેના મનનું સમાધાન થતું નહિ.

"રૂદ્રસેન અને શ્યામરાયનું શું થયું? તેઓ હજી સુધી પાછા કેમ ફર્યા નહિ?" શત્રુસાલે, બારણું ઉઘડે નહિ એટલી વારમાં, કંઈ નહિ તો સો વખત કહ્યું હશેઃ–"આવા પ્રસંગે એ બે સરદારોની હાજરી વગર આપણે કોઈ પણ મહત્વના ઠરાવ પર આવવું એ યોગ્ય નથી."

"કદાચ તેઓ લલામકને મળવાની આશામાં ને આશામાં આગળ ને આગળ ચાલી ગયા હશે." એક સરદારે કહ્યું.

"કદાચ લલામક પણ સંધ્યાકાળ સૂધીમાં આવી પહોંચશે." બીજો એક સરદાર બોલી ઉઠયોઃ–"આપણે રણધીરને દેહાંત દંડની શિક્ષા ઠરાવી હતી તેને માટે તે એના પર વેર લે તો કોણ જાણે?"

"મને લાગતું નથી કે તે સરદાર એવી નીચતા બતાવે" શત્રુસાલે જવાબ આપ્યો.

"બળવીરસિંહે મોકલેલી મદદ પર તો પાણી ફરી વળ્યું." વિદ્રંસ નામે એક સરદાર બોલ્યોઃ–"હવે આપણે શું કરવું તેનું કંઈ નક્કી તો કરવું."

"હવે એજ કે આપણે જેમ બને તેમ જલદીથી ભદ્રપુર તરફ કુચ કરવી." શત્રુસાલે કહ્યુંઃ–"રાણી પોતાનું સૈન્ય તૈયાર કરે ત્યાર પહેલાં આપણે તેની સ્હામે થવું કે તેનું કંઈ વળશે નહિ. જો આપણે ત્વરા કરી ભદ્રપુર ન પહોંચ્યા તો રાણીનું લશ્કર તૈયાર થશે અને એક વખત તે તૈયાર થયું કે પછી આપણને

હલ્લો કરતાં વાર લાગશે. પણ જ્યાં સુધી હજી દુશ્મન પૂરેપૂરો સાવધ નથી ત્યાં સુધીમાં દાવ સાધવામાં હરકત પડશે નહિ.”

“અરે સાંભળો સાંભળો. કોઈ દરવાજો ઉઘાડતું હોય એમ લાગે છે.” એ મંડળમાંનો એક જણ બોલી ઉઠચો.

ખરે જ કોઈ દરવાજાની આડ કાઢી લેતું હોય એવો અવાજ તેમને કાને પડ્યો. દરવાજો ઉઘડ્યો અને રણધીરને અંદર લઈ આવ્યો હતો, તે જ હજૂરિયો એક લખોટો લઈ અંદર દાખલ થયો. બહારથી આડ પડેલી જોઇ, તે હજુરિયાને આશ્ચર્ય લાગ્યું હતું, પણ અંદર દાખલ થતાંની વાર રણધીર શી રીતે છટકી ગયો, એ વાત બરાબર તેના લક્ષમાં આવી ગઈ.

“મહારાજ! કોઇ સ્વાર આવ્યો હતો અને આ લખોટો તે આપી ગયો છે.” વાંકા વળી પ્રણામ કરી તે હજૂરિયાએ કહ્યું.

શત્રુસાલે તે લખોટો ફોડ્યો અને તે પર દૃષ્ટિ ફેરવતાંની વાર તેમનું મ્હોં શ્યામ પડી ગયું. શત્રુસાલને પોતાના મનપર એટલો તો અધિકાર રહેતો હતો કે પોતાના મનના વિકારની છાયા મુદ્રાપર આવવા દેતો નહિ. તેમની મુખમુદ્રા શાંત, ગંભીર અને હમેંશા નિશ્ચલ રહેતી હતી. આ પત્ર વાંચતાંની વાર તેમના ચ્હેરામાં એકાએક આવો ફેરફાર જોઈ ઘણાને આશ્ચર્ય લાગ્યું.

“કોનો પત્ર છે? એમાં શા સમાચાર છે?” કેટલાક જણુ બોલી ઉઠયા.

“શ્યામરાય તરફથી એ પત્ર આવ્યો છે.” શત્રુસાલે પ્રત્યુત્તર આપ્યો:– “સરદાર સાહેબે આપણો પક્ષ છોડ્યો છે, એમ લખી મોકલ્યું છે.”

“શું શ્યામરાયનો પત્ર છે? આપણો પક્ષ છોડ્યો?!” આશ્ચર્યચકિત સ્વરે કેટલાક બોલી ઉઠયા.

“છોડ્યો. એમ તેઓ ચોકખું લખે છે.’ શત્રુસાલે કહ્યું:–“એમ કરવાને કારણ પણ ઘણું સબળ બતાવે છે. “અમારા જેવા સન્માન્ય ગૃહસ્થ પાસેથી પ્રતિજ્ઞાપત્રપર સહી લેવી, એ ઘણું લજ્જાસ્પદ છે, એમ લાંબા વિચાર પછી મને લાગે છે. અમારા બોલેલા શબ્દ પર જેમને વિશ્વાસ નથી એવાની સાથે સંબંધ રાખવો, એ ઇષ્ટ લાગતું નથી. માટે મેં આપની સાથે-આપના પક્ષની સાથે સર્વ પ્રકારનો સંબંધ છોડ્યો છે અને આપનાથી છૂટો પડું છું.”

આ વાંચવાનું પૂરું થયું નહિ હોય, એટલામાં એક બીજો હજૂરિયો લખોટો લઈ દાખલ થયો. તેણે પ્રણામ કરી તે લખોટો શત્રુસાલના હાથમાં મૂકયો. સઘળાની દૃષ્ટિ, એ પત્રમાં શું હશે તે જાણવાની જિજ્ઞાસાથી શત્રુસાલ તરફ વળી.

"લ્યો આ રુદ્રસેનજીનો સંદેશો.' શત્રુસાલે રોષમાં કહ્યું:-"એ એમ જણાવે છે કે આપણા પક્ષ સાથે એમને પણ સ્નાનસૂતક નથી. એમનું દર્શાવેલું કારણ પણ શ્યામરાયના જેવું જ લુલું છે. આ બન્નેને નામર્દ કહેવા કે વિશ્વાસઘાતકી ?"

મંડળીમાં ચારેમેરથી આશ્ચર્ય અને ખેદના ઉદ્ગાર નીકળ્યા. માત્ર સરદાર જીમૂત પોતાના જમણા હાથ પર હડપચી રાખી વિચારગ્રસ્ત બેસી રહ્યો હતો. રણધીરના ન્હાસી ગયા પછી આ સરદારોના પત્રો સંબંધી વિચાર કરતી મંડળી બેઠી હતી. માત્ર જીમૂતના બે પુત્રો જે જખ્મી થયા હતા, તેને સારવાર માટે બ્હાર લઈ જવામાં આવ્યા હતા. અને વૈદ્યને બોલાવવામાં આવ્યો હતો. જીમૂત પણ એ તપોમંદિરમાં જ હતો. એટલામાં લલામક તે તપોમંદિરના દરવાજા આગળ આવી પહોંચ્યો. ત્હેનો ચ્હેરો સફેદ પૂણી જેવો હતો. તેના કપાળમાં કરચલીઓ પડી હતી, તેની મુખમુદ્રા બદલાઈ ગયેલી જણાતી હતી.

"સરદારો, પ્રિય બંધુજનો!" લલામકે રોષ અને ભર્ત્સના દર્શાવતા સ્વરે કહ્યું:-"હું આપની સમક્ષ સુખરૂપ આવી ઉભો છું, એ શું આપની ઉદારતાના પરિણામે ? આપે આપની ઉદારતા અને બંધૂપ્રીતિ બહુ ઉત્તમ રીતે દર્શાવી આપી! સરદારો દૂતને કોઈ પણ પ્રકારની શિક્ષા ન કરવાના પરાપૂર્વથી ચાલતા આવતા સંપ્રદાયને તિલાંજલિ આપી, ક્રૂરપણાથી આંધળા બની જઈ આ જ બે પાપ કરવા તત્પર થયા હતા. જે ઉદાર અંતઃકરણનો શત્રુ, આપની મોટાઈ પર, આપની સજ્જનતા અને સુશિલતા પર વિશ્વાસ રાખી, નિઃસ્વાર્થ આપની પાસે શાંતિની માગણી કરવા આવ્યો હતો, તેનો વધ કરવાને અને તેની સાથે તમારા એક બંધુના પ્રાણનો બળિ આપવાને આપે અનુમોદન આપ્યું. આ જ આપની ઉદારતા! આ જ કે આપની સુજનતા! આ જ કે આપની બંધુપ્રીતિ! મિત્ર કરતાં શત્રુ કોઇક વાર વધારે ઉદારતા દર્શાવે છે, એનો આજ મેં નવીન અનુભવ લીધો."

"લલામક! એમાં મારો કંઈ ઉપાય નહતો." શત્રુસાલે ખિન્ન મુદ્રાએ તેની તરફ જોઈ કહ્યું:-"મંડળીનો બહુ મતે એવો વિચાર પડ્યો, એટલે લાચારીએ તે માન્ય કર્યા વગર છૂટકો નહતો. તને સુખરૂપ પાછો ફર્યો જોઈ કેટલો આનંદ થાય છે, તે પરમેશ્વર જાણે છે. તું તો હજી અમારા પક્ષમાં છેને? તારા વિચાર તો કંઈ ફર્યા કર્યા નથીને? તને તો આપણે આરંભેલા કાર્યની લાગણી છેને?"

ઉદાસ ચ્હેરે લલામકે પોતાની ડોક હલાવી અને કહ્યું:-"કાકા સાહેબ! મને આપના પક્ષનો હવે ગણતા ના. હું આ સરદારોની રજા લેવામાટે આવ્યો છું."

"શું વળી એક વિશ્વાસઘાતકી બીજો પાકયો કે?" સરદારોમાંના કેટલાક બોલી ઉઠયા.

"સરદારો! પ્રથમ મારું કહેવું સાંભળો અને પછી આપને જે યોગ્ય લાગે તે અભિપ્રાય આપો." લલામકે આધકાર અને રોષમાં કહ્યું:–"મારે આપનો પક્ષ છોડવાનો જે પ્રસંગ આવ્યો, તે કેવળ આપના અવિચારનું ફળ છે. આપ જો રણધીરની સાથે શિષ્ટાચારથી વર્ત્યા હોત તો આવો પ્રસંગ આવત જ નહિ. આપ સામટા મળી તે સરદારનો પ્રાણ લેવા તૈયાર થયા અને તે તેમાંથી છટકી ગયો, તે કેવળ તેના પ્રસંગાવધાન અને શૌર્યના બળે જ. આપે તેનો પ્રાણ લેવાનો ઠરાવ કર્યો એટલે આપને મેં કાગળમાં જણાવેલી શરત પ્રમાણે, તેને મારો પ્રાણ લેવાનો અધિકાર પ્રાપ્ત થયો. હું તેનો કેદી હતો અને તેને મને દેહાંત દંડની શિક્ષા આપવાની સત્તા હતી. એવા સંજોગમાં મારે તેનું કહેવું માન્ય કર્યા વગર છૂટકો નહતો. તેણે મને અને મારા આ બે સાથીઓને છૂટા કર્યા, તે માત્ર એક જ શરતપર અને તે એ જ કે હવે પછી મારે રાણી વિરુદ્ધ પક્ષમાં ભળવું નહિ, તેમનાથી છૂટા પડવું અને તેમને–એ રાજદ્રોહી મંડળને કોઈ પણ પ્રકારની સહાય કરવી નહિ. આ પ્રમાણે વર્તવાની તે મહંતની ગુફામાં દારુણસિંહ મહારાજની સમાધિ આગળ પ્રતિજ્ઞા લેવી પડી છે. જો હું ખોટું કહેતો હોઉં તો પૂછી જૂઓ મારા બે સાથીદારોને, કે તે પૂજ્ય તપસ્વીના ગુફા મંદિરમાં મારે પ્રતિજ્ઞા લેવી પડી છે કે નહિ?"

"શું મહંતની ગુફામાં!" જીમૂત ચોંકીને પોતાના આસનપરથી ઉભો થઈ લલામકના સ્હામું જોઈ બોલી ઉઠયો:–"ત્યારે શું આ બધું તે પૂજ્ય દારુણસિંહ મહારાજની ગુફામાં બન્યું?"

"હા, તે પવિત્ર ગુફામાં મને પ્રથમ કેદ કરી રાખવામાં આવ્યો હતો. લલામકે કહ્યું:–"અને તે પવિત્ર સ્થાનમાં મારે આ પ્રમાણે પ્રતિજ્ઞા કરવી પડી."

"થયું, તો હું પણ તમારો પક્ષ છોડું છું." વૃદ્ધ સરદાર જીમૂતે ઉભા ઉભા કહ્યું:–"મને એમ લાગતું હતું કે અમારા પૂજ્ય પૂર્વજ દારુણસિંહ મહારાજને આ કામ માન્ય હશે. તેમ કંઈ જણાતું નથી. તેમને આ રાજદ્રોહ માન્ય નથી. મારે એમાં જોડાવું નહિ, એવી એમની સ્પષ્ટ આજ્ઞા જણાય છે. તે સરદાર રણધીરનું કહેવું અક્ષરશઃ ખરું, એમાં કંઈ શક નથી. આજ આરંભથી જ સઘળી પ્રતિકૂળ બીના બને છે અને અપશુકન સ્પષ્ટ જણાય છે. આ તપોમંદિરમાં આટલાં બધાં માણસોની વચ્ચેથી એ સરદાર ન્હાસી જાય

એ શું બતાવે છે ? તે તપસ્વીની એને પૂરી સહાય આપવાની મરજી. નહિ તો બધા જ આંધળા બને એમ બને કેમ ? ગમે તેમ, પણ મેં જે પ્રતિજ્ઞા લીધી હોય તે વિફળ છે. જે વાત તે પૂજ્ય પુરુષના આત્માને માન્ય નથી, તે મને પણ માન્ય નથી. એવા હજાર સોગન લીધા હોય તો શું ? આ કામમાં મારાથી સહાય નહિ થાય. હવે હું પણ આપના પક્ષથી છૂટો પડું છું. શત્રુસાલજી ! મને આપના પક્ષમાં હવેથી ગણતા ના કે મારી મદદની અપેક્ષા રાખતા ના."

આટલું કહી તે વૃદ્ધ સરદાર તપોમંદિરમાંથી નીકળી ગયો. તાબડતોબડ લલામક પણ એની પાછળ એ સ્થાન છોડી ચાલ્યો ગયો.

આ બન્ને જણને જતા જોઈ બીજા કેટલાક સરદારોનાં મન પણ ફરી ગયાં. તેઓ ઝટપટ ઉભા થયા "વૃદ્ધ સરદાર જીમૂતજીનું કહેવું અમને પણ વ્યાજબી લાગે છે. ખરેખર ! દૈવ આપણને સાનુકૂળ ભાસતું નથી. આપણા પાસા સવળા પડે એમ જણાતું નથી. અમે પણ આપનો પક્ષ આજથી છોડી દઇએ છીએ." એ પ્રમાણે કહી રજાની પણ વાટ જોયા વગર એક પછી એક ચાલતા થયા.

તે તપોમંદિરમાં જ્યાં એટલા સરદારો એકઠા મળ્યા હતા તેમાંના ઘણા ખરા આ પ્રમાણે પોતપોતાની વાટે પડી ગયા. માત્ર આઠ નવ જણ શત્રુસાલની સાથે બાકી રહ્યા.

# પ્રકરણ ૧૮ મું

## અંતે ગઈ ખરી

આપણે ભદ્રશ્યામાને કૌકુટિકના ઉદ્યાન ગૃહમાં તેના પતિ અને અનુચર વર્ગ સાથે મૂકી છે. ચાલો આપણે ત્યાં જઇએ. રણધીર વક્રદુર્ગ તરફ જતો હતો, તે વખતે લવંગિકાની સાથે કેવા વિલક્ષણ પ્રસંગે, કૌકુટિકના બાગમાંથી તે સ્હેજ ફરવા નીકળી તે વખતે એકાએક ભેટ થઈ હતી, તે વાંચનારના સ્મરણમાં જ હશે. રણધીર વક્રદુર્ગ તરફ વળ્યો અને લવંગિકા બાગ તરફ વળી. તે જઈ પહોંચી તે વખતે રાણીસાહેબ પ્રાતઃકાર્યમાંથી પરવારી ગઈ હતી. જે ભયંકર બીના રસ્તાપર બની હતી તે સંબંધી કંઈ પણ ઈશારો સુદ્ધાં તેણે રાણીને કર્યો નહીં. તેની મુખમુદ્રા હમેશ જેવી ઉલ્લસિત જણાતી નહતી. રણધીર પર જે હુમલો થયો હતો, તે સંબંધી વિચાર તેના મનમાંથી નષ્ટ થયા નહતા, છતાં તેણે પોતાની મનોવૃત્તિ દાબી દઈ હમેશની પ્રફુલ્લ મુદ્રા ધારણ કરવા પ્રયત્ન

કર્યો હતો; છતાં તેનો પ્રયત્ન પૂરેપૂરી રીતે સફળ થયો નહતો. બારીક દૃષ્ટિથી જોનારને તેના મનની સ્થિતિ લક્ષમાં આવ્યા વગર રહે નહિ તેવી હતી.

રાજાસાહેબે યથેચ્છ સુરાપાન કર્યું હતું અને રાતોરાત જવાનો વિચાર બદલી રાણીને ત્યાં રહેવાની જરૂર પડી હતી, એ વાત આગલા પ્રકરણમાં વાંચનારને વિદિત થઈ છે. લવંગિકાને નીકળવાની સર્વ તૈયારી કરવા કહી, વસ્ત્રાભૂષણ સજી, રાણી રાજાજીના શયનખંડમાં ગઈ. દારુક તરત જ ઉંઘમાંથી જાગ્રત થયો હતો. ભદ્રશ્યામા ધીમેથી તેના પલંગ પાસે જઈ ઉભી રહી. મ્લાન વદને, દુઃખદ સ્વરે તેણે પૂછ્યું:–"પ્રિય! આપની પ્રકૃતિ હવે કેમ છે?" દારુકના ધ્યાનમાં રાત્રીની સ્થિતિ આવી. કંઈ ખાસ કારણને લીધે રાત્રે પારકાને ત્યાં આવવું પડ્યું. અહીં આવીને કૌકુટિક અને તેની મહેમાન મંડળી સમક્ષ બેહોશ થઈ જવા જેટલું સુરાપાન કર્યું, એ ઠીક કર્યું નહિ. બીજાની નજરમાં હલકા પડવા જેવું થયું ખરું. પરંતુ રાણી જાણી જોઇને રાતની હકીકતનું સ્મરણ આપવા માટે ઠપકો આપે છે; માટે એને એમ કરવા દેવું એ ઠીક નથી, એમ જાણી તેણે તે સુકુમાર બાળા સાથે તોછડાઇથી, અને નીચતાથી કઠિન શબ્દો કહેવાનું શરુ કર્યું. તેની સામે ક્રોધ કરી "તું મને ઠપકો આપવા આવી છું નહિ વારુ?" એમ કહી તે તેના પર ઉતરી પડ્યો. રાણીને બોલવા જેવું કંઈ રહ્યું જ નહિ. તેને તેના વિચાર મનમાં દાબી દેવા પડ્યા. રાણીને પદવી યોગ્ય જેવું અભિમાન હતું તેવું સ્ત્રી-યોચિત તેનું અંતઃકરણ ઘણું જ કોમળ હતું. તેના પતિના આવા કઠોર શબ્દોથી તેને ઘણું લાગી આવ્યું. તેનું અંતઃકરણ ફાટી જવાની તૈયારી કરતું હોય એમ ભાસ્યું. તેની આંખમાંથી દડ દડ આંસુની ધાર તેના ગાલપર વહેવા લાગી. તે સ્થિર ઉભી રહી. જાણે પૃથ્વી માર્ગ આપે તો સમાઈ જઉં, એમ તેના મનમાં થવા લાગ્યું.

કોઈ પણ મનુષ્યને રાણીની સ્થિતિ જોઈ દયા આવ્યા વગર રહી નહોત. પરંતુ મનુષ્ય જ્યારે પોતાનું મનુષ્યત્વ વિસરી જઈ અધમતાએ પહોંચે છે, ત્યારે તેનું અંતઃકરણ કેટલું ક્રૂર અને દયાશૂન્ય બને છે તેનો નિયમ નથી. જો દારુકના અંતઃકરણમાં પશુ જેટલી દયા અને પ્રીતિ હોત તો પોતાની સૌંદર્યમૂર્તિ પત્નીની આંખમાંથી ઝરતાં અશ્રુ બિંદુને ઓષ્ટવડે લુચ્છી નાંખ્યાં હોત. તેના સ્કંધપર હાથ મૂકી તેને શાંત પાડવાને અને મનાવવાને પ્રયત્ન કર્યો હોત. આ સુકુમાર સૌંદર્ય-લતાની અત્યારની સ્થિતિ જોઈ એક પિશાચ અને ક્રૂર સખ્સનું અંતઃકરણ પણ ગળગળું બની ગયું હોત. એક જંગલી ઘાતકી મનુષ્યે પણ આવી વખતે આ સૌંદર્યલતાને ભુજમાં ભીડી હોત; સ્નેહશૂન્ય હૃદયના વશિષ્ટ કે વિશ્વામિત્ર

જેવા તાપસીને પણ ખિન્ન મુદ્રા જોતાં હૃદયમાં પ્રેમનું ઝરણ ફૂટયું હોત: વ્યસનાધીન મનુષ્યને પણ આ સ્થિતિ જોઈ બે મિઠાં વચનો કહી, માફી માગવાનું સૂઝયું હોત, પરંતુ દારુકનું હૈયું પાષાણવત્ હતું. તેનું ચરિત્ર પશુવત્ હતું. બ્હારથી તેની કાંતિ કંદર્પ જેવી દીસતી હતી, પરંતુ તેના અંતઃકરણમાં ક્રૂરતા, નીચતા, વ્યસનાધીનતા, દયાહીનતા હતી, એટલું જ નહિ પણ અત્યંત અધમ સ્થિતિએ પહોંચાડનારી સ્વહિતપરાયણતા, દુર્બળતા અને પ્રપંચ તેના અંતઃકરણમાં એવાં તો પૂર્ણપણે વાસ કરી રહ્યાં હતાં કે બીજા સદ્‌ગુણને રહેવાને સ્થાન પણ હતું નહિ. તેના અંતઃકરણને સેરી નાંખે એવા શબ્દો કહેવાથી, આપણો તેનાપર દાબ બેસશે, ફરીથી તે કદાપિ કહેવાની હિંમત નહિ કરે અને આપણા તાબામાં રહેશે, એવી કલ્પના દારુકના મનમાં થઈ અને તરત તેણે પોતાની પ્રિયતમાને અશ્લિલ અને હલકા શબ્દો કહી હાથ ઉગામ્યો.

ભદ્રશ્યામા તરત જ તે ખંડમાંથી બ્હાર નીકળી પોતાના ખંડમાં આવી. ત્યાં એક આસનપર પડી, મોં મોકળું મૂકી ખૂબ રોઈ. રોવાથી તેનું અંતઃકરણ કંઇક નરમ થયું. તેણે મોં સાફ કરી, પોતાના વિચારને અંદર દાબી દઈ, માણસોને ભદ્રપુર જવા તૈયાર થવા આજ્ઞા કરી. કૌકુટિક અને તેના કુટુમ્બના માણસોની રજા લઈ, ઘોડાપર સ્વાર થઈ પોતાના અનુચર અને સખીઓ સાથે ભદ્રપુર જવા નીકળી. રસ્તામાં તે પોતાની સખીઓ સાથે પણ બોલી નહિ. તેનો ચ્હેરો એકદમ ઉતરી ગયો હતો. પણ તેમ થવાનું શું કારણ હશે, તે કોઇને કળવા દીધું નહિ. તેનું મન નિગ્રહી હોવાને લીધે, તેનો સ્વભાવ અભિમાની હોવાના કારણે, તેની આંખમાં તેણે આંસુ આવવાં દીધાં નહિ, એટલું જ નહિ પણ તેનું હૈયું વારંવાર ભરાઈ આવતું હતું, છતાં એક ઉચ્છ્વાસને બહાર નીકળવા દીધો નહિ. તેનું અંતઃકરણ અંદર ને અંદર રુંધાઈ જતું હતું. પોતાનો સ્વામી ઉદાર અંતઃકરણનો નથી અને કેવળ સ્વાર્થી છે. તે પોતાનું સ્વાર્થ સાધવા મારી સાથે લગ્ન સંબંધમાં જોડાવા માગે છે, એવો સંશય એકવાર ભદ્રશ્યામાને બાગમાં દારુકની સાથે ફરતાં આવ્યો હતો, તેને ઝાઝા દિવસ થયા નહિ, એટલામાં તેની પૂર્ણપણે ખાત્રી થઈ. તેણે ન ધારેલા દુર્ગુણ પણ તેનામાં વાસ કરે છે, એ પણ તેને જણાઈ આવ્યું. 'અરેરે મેં જે પતિસુખની કલ્પના બાંધી હતી તે આવી જ' એમ તેના મનમાં થઈ આવ્યું. રસ્તે જતાં નદીના તીરપર રાજઘરના માણસોનું સમાધિ સ્થાન તેની દૃષ્ટિએ પડ્યું. તે જોતાંની વાર તેના મનમાં એમ થઈ આવ્યું કે, આ સમાધિમંદિરમાંના પાષાણ નીચે પડી ચિર શાંતિ ભોગ-

વવાનો સમય જલદી આવે તો સારું. તેના અંતઃકરણને કારી ઝુખ્મ લાગ્યો હતો. તે પોતાનું દુઃખ મનમાં જ દાબી દેતી હતી, પરંતુ આવા વિચારો તેના હૃદયને અંદરથી કોતરી ખાતા હતા. આવા દુઃખદ વિચારમાં ને વિચારમાં તે આગળ ચાલી. થોડા સમયમાં તે ભદ્રપુરના પોતાના રાજગૃહમાં આવી પહોંચી. ઘોડાપરથી ઉતરી તે પોતાના શયનખંડમાં ગઈ. કોઇને પણ ત્યાં દાખલ થવું નહિ એવો સખ્ત હૂકમ કરી, બારણાં બંધ કરી તે પલંગપર પડી. અત્યાર સૂધી દાબી રાખેલા વિચાર બમણા જોરથી બ્હાર નીકળ્યા. આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. કેટલાં આંસુ તેની આંખોમાંથી વહ્યાં હશે! કેવા હૃદયવિદારક અને મર્મઘાતક વિચાર બ્હાર નીકળ્યા હશે! કેટલા નિશ્વાસ તેણે નાંખ્યાં હશે, તે તેને કિંવા પરમેશ્વરને માલમ!

વાંચનાર! વિપુલ વૈભવમાં મહાલતા રાજ્યવૈભવના ઠાઠમાઠમાં ફરતાં માણસોને જોઈ મનમાં ઓછું આણતો ના. બ્હારનો વૈભવ એ અંતરના ખરા સુખનું પ્રતિબિંબ નથી. આ દુનિયાની સ્થિતિથી કંટાળી, ઉચ્ચતર સ્થિતિની અભિલાષા તારા મનમાં ઉત્પન્ન થાય અને તેમ કરતાં દૈવને દોષ દેતા પૂર્વે એકવાર ભદ્રશ્યામાની સ્થિતિનો વિચાર કરજે. ભદ્રશ્યામાને રાજ્યાધિકાર હતો, તે સુયંત્રિત રીતે ચલાવવાને તેનામાં બુદ્ધિસામર્થ્ય હતું. વિદ્યાથી વંચિત ન હતી. નંદક જેવા મસલતગાર હતા. લવંગિકા, અનુપમા જેવી સખીઓની સ્નેહકુપી હતી, રણધીર જેવા બિનસ્વાર્થી વીરની સહાય્ય હતી, છતાં દુઃખ અને ચિંતાએ તેને છોડી ન હતી. જો તેના મનની સ્થિતિ ક્લેશરહિત હોત તો સમાધિ મંદિરના પાષાણ નીચે પડી ચીર શાંતિ ભોગવવામાટે ઉદ્ગાર તેના મુખમાંથી નીકળ્યા ન હોત.

ભદ્રશ્યામા પલંગપર પડી. તેના અંતરની વરાળ બ્હાર નીકળી ગઈ. તેના દુઃખનું વાદળ વેરાઈ ગયું. તે થોડી શાંત થઈ અને શુદ્ધિમાં આવી. એટલામાં શહેરમાં વાગતાં રણશીંગાનો અવાજ તેને કાને પડ્યો. તેની સાથે તેને ભાન થયું કે મારા પોતાના સુખદુઃખ સિવાય મારે માથે અન્ય કર્તવ્ય છે. આ કર્તવ્ય તરફ મારે દુર્લક્ષ કરવું ઇષ્ટ નથી. એવો વિચાર મનમાં આવતાં તેણે પોતાનું સ્ત્રીપણું છોડી, રાજની અધિકારી–રાજ રાણીને યોગ્ય પોશાક ધારણ કર્યો. તેમ કરતાં તેનું પોતાનું હમેંશનું સ્વરૂપ પ્રાપ્ત થયું. તેનો સ્વાભાવિક નિગ્રહ અને ગંભીરપણું તેનામાં આવ્યું. તેની મુખમુદ્રામાં પણ ફેર પડ્યો. તેની નિસ્તેજતા ઘણી જ ઓછી થઈ ગઈ. તેણે દરવાજો ઉઘાડી પોતાની સખીઓને અંદર બોલાવવા

આજ્ઞા કરી. લવંગિકા અને અનુપમા રાણીની આજ્ઞાની જ રાહ જોતાં હતાં તે બન્ને જણીઓ અંદર દાખલ થઈ. લવંગિકાની દૃષ્ટિ સહજ રાણી ભણી વળી. અને રાણીના ચ્હેરા પર એક પ્રકારની ફિકાશ તેના જોવામાં આવી. તેમની સાથે થોડી વાતચીત કરી. આથી કરીને રાણીની ઉદાસીનતા હતી તે ટળી ગઈ. તેનું મન શાંત થયું. પછી તેણે નંદકને બોલાવવા આજ્ઞા કરી. અને બીજા કેટલાક સરદારોને પણ બોલાવી મંગાવ્યા. મામાસાહેબને સૈન્યની હકીકત પૂછી; તે ઘણી જ આનંદકારક હતી. આજ્ઞા પત્ર મોકલતાં વાર થઈ નહિ, એટલામાં તો ચાર પાંચ હજાર માણસો ભદ્રપુરના મેદાનમાં આવી ઉતર્યાં હતાં. દૂતના કહેવા પરથી એમ જણાતું હતું કે બીજાં એટલાં માણસો આવી મળવાની સંભાવના છે. કિલ્લાની મરામતનું કામ ઝપાટાબંધ આગળ ચાલતું હતું. આ હકીકત સાંભળી તેના મનમાં નવા વિચાર સ્ફુરવા લાગ્યા. તેનીપર આનંદની છટા ખેલવા લાગી. તેના નેત્રમાં તેજ ચમકવા લાગ્યું. તેને એમ લાગ્યું હતું કે "હું પતિસુખથી વંચિત છું. મારા નસીબમાં કંઈ જ સુખ નથી. આ જગતમાં જીવવું વૃથા છે. એના કરતાં મોત આવે તો સારું" એમ તેના વિચાર હતા તે બદલાયા. તેને એમ ભાસ્યું કે જગતમાં સર્વ સુખ તેને ત્યજીને જતું રહ્યું નથી. જે પ્રજાના સંરક્ષણની જવાબદારી મારા શિરપર છે, તે પ્રજાની મારાપર મમતા છે, તેઓને મારાપર શ્રદ્ધા અને પ્રેમ છે; ત્યાંસુધી આ જગત્ નિ:સાર છે, એમ માનવાને કંઈ કારણ નથી. આવા વિચાર મનમાં આવતાં તે પોતાના કર્તવ્ય તરફ લાગી.

રાણી કૌકુટિકના બાગમાંથી નીકળી તે વખતે રાજા સાહેબની સ્વારી ત્યાં જ હતી. સંધ્યાકાળ થવા આવી ત્યાંસુધી તેઓ ત્યાં જ હતા. રાતના ઘૃણાપાત્ર આચરણથી તેમનું માથું દુ:ખી આવ્યું હતું, અને એકંદર રીતે શરીરને સુસ્તી આવી ગઈ હતી. બે પ્રહર સૂત્રી તેઓ બિછાનાપર પડી રહ્યા હતા. બપોર પછી તેઓ બિછાનાપરથી ઉઠયા. ઉઠીને જરા આમ તેમ મંડળી સાથે ગપ્પાં હાંકયાં. પછી મિત્રમંડળી અને આવેલા પરોણા સાથે જરા છાંટો પાણી લઈ ભોજન કીધું અને બાદમાં જરા વામકુક્ષી કરી સરકાર સાયંકાળ થતાં રાજગૃહ તરફ પાછા ફર્યા.

રાજાજી રાજમહેલમાં આવ્યા કે તેમને એમ માલમ પડ્યું કે રાણી તો પોતાની સખીઓ સાથે બાગમાં છે. તરત જ તેઓએ બાગભણી પગલાં ઉપાડ્યાં. ભદ્રશ્યામા પોતાની બે સખીઓ લવંગિકા અને અનુપમાને લઈ બાગમાં એક ન્હાની વાટિકામાં ફરતી હતી. અદ્રિલતા અને કુસુમલતા બન્ને જણી

કોઇ સગાને ત્યાંથી બોલાવવા આવ્યું હતું, એમ કહી તેઓ રજા લઈ ચાલી નીકળી હતી, તે હજી સૂધી પાછી આવી ન હતી. દારુકને દૂરથી આવતાં રાણીએ જોયો. તેની ચાલવાની ઢબથી રાણી ચેતી ગઈ કે પોતાના સ્વામીએ ફરીથી પાછો છાંટો પાણી લીધો છે. રાજાની આવી સ્થિતિ પોતાની સખીઓને નજરે ન પડે તો ઠીક, અને, વળી ફરીથી જો સ્હવારના જેવો પ્રસંગ આવે તો તે કોઈ જોઈ જાય એ પણ સારું નહિ, એમ જાણી રાણીએ પોતાની સખીઓને રાજમહેલમાં જઈ ત્યાં તેની રાહ જોવા કહ્યું. લવંગિકા અને અનુપમા થોડે છેટે ગઈ એટલામાં તો દારુક રાણી પાસે આવી લાગ્યો.

"તેં સારું કર્યું કે એ બે જાણીઓને અહીંથી મોકલી દીધી." રાજાજીએ કહ્યું:--"ઠીક થયું કે એ બલાઓ ગઈ. મારે તારી સાથે એકાંતમાં કંઈ વાતચીત કરવાની છે."

તે ભોળી રાણીના નિર્મળ મનમાં એમ થયું કે પોતાનો પ્રિય સ્વામી સ્હવારના તેના પશુતુલ્ય વર્તન માટે ખેદ દર્શાવશે. વગર વાંકે કનડગત કરવા માટે પશ્ચાત્તાપ જણાવશે. મીઠા શબ્દોથી મારું મન મનાવશે. આવા પ્રેમના શબ્દો સાંભળી તેણે શું ન કર્યું હોત?

"કંઈ નહિ, પ્રિયતમ! એમાં શું! હું તો આપના ચરણની દાસી છું." વગેરે શબ્દો કહી પોતાના પતિપર વ્હાલ કરવા તે તૈયાર થઈ. દારુકે યથેચ્છ મદિરાપાન કર્યું હતું. તેની આંખો લાલચોળ થઈ ગઈ હતી. તેનાથી ટટાર ઉભું રહેવાતું પણ ન હતું. તેના પ્રત્યેક નિશ્વાસની સાથે તેના મ્હોંમાંથી દુર્ગંધ છૂટતી હતી છતાં ક્ષણભર તે ભોળી ભામા આ સર્વ વિસરી ગઈ. તેની આંખમાં પ્રેમાશ્રુ આવ્યાં. જો તે આ વખતે માત્ર એક પ્રેમનો મીઠો શબ્દ બોલ્યો હોત તો રાણી પોતાની પ્રથમની હકીકત વિસરી ગઈ હોત. તેના મનની કુશંકા નાશ પામી હોત અને તે દારુકને પૂર્વવત્ પ્રેમાળ નિરભિમાની સુંદર, સુશિલ માની તેના પગમાં પડી હોત. પણ આ સર્વ આશા ફોકટ હતી. દારુકના જોવામાં એક પ્રકારનું મિથ્યાભિમાન અને અધિકારનો સંચાર જણાતો હતો.

"આજ હું સારો દિવસ કૌકુટિકના બાગમાં રહ્યો તેથી તને કદાચ આશ્ચર્ય લાગશે." દારુકે વાતની શરુઆત કરી;--"પણ મારે તેમ કર્યા વગર છૂટકો જ ન હતો. તારાં એ લાંબાલચક ભાષણો, તારો બોધ અને તારી ઝાટકણી મને નથી પાલવતી. ઘરમાં બે ઘડી સુખ ન મળે તો પછી બ્હારથી શોધી લેવું એ વગર બીજો ઉપાય છે?"

"હારુક! હારુક! આપ આ શું કહો છો?" રાણીએ સજલ નેત્રે કહ્યું:–"મને–મને આપ ઉલ્ટા ઠપકો આપો છો? આજ સ્હવારે મને જેમ આવે તેમ કહ્યું. મને હડસેલો મારી ફેંકી દેવા આવ્યા અને મારો દોષ કાઢો છો. એ શું આપને ઘટે છે?"

"તેમાં મારો વાંક થોડો છો?" હારુકે જવાબ આપ્યો:–"તું કુતરીની પેઠે વળગતી આવે તો હું શું કરું? તું આવતાંની વાર ધારી ધારીને મારા સ્હામું જોવા લાગી અને પછી અંતરમાં ઝાળ લાગે એવા તો બોલ બોલી."

"વ્હાલા! આપ મને ખોટો દોષ દો છો." રાણીએ પ્રત્યુત્તર આપ્યું:–"આપની સ્થિતિ જોઈ મને ભારે ફિકર થઈ આવી. પારકે ઘેર આપની જે ફજેતી થઈ તેથી મારા મનને સ્હેજ ઓછું આવી ગયું. એક રાણી તરીકે નહિ પણ આપની પત્ની તરીકે આપની ખબર પૂછવી, એ શું મારો ધર્મ ન હતો? એક ગૃહિણી તરીકે મારે આપને સાવચેતીના બે શબ્દો કહેવા શું ઘટારત નથી? જો હું કંઈ બોલી હોઉં તો મારા મનની તે વખતની અસ્વસ્થતાને લીધે એની મેળે બોલી જવાયું હશે."

"બસ્સ રહેવા દે તારા ટકટકારો." ચીઢાઇને હારુકે કહ્યું:–"તું જાણી જોઇને મને કડવાં વચન કહે છે. તું એમ સમજે છે કે હું તારો નોકર છું. પણ એમ નથી. અરેરે એક શબ્દ પ્રેમનો તો બોલવાનો ક્યાંથી હોય! પણ તેને બદલે મહેણાં ટૂણાં. હું એક વારાંગનાને ત્યાં વેચાયલો ગુલામ નથી કે તે વિષયલંપટ જેમ તેના બોલ સાંખી રહે અને લાતો ખાઇ પડી રહે તેમ હું પડી રહું. એ સારું છે કે હજી સૂધી હું એવી સ્થિતિએ પહોંચ્યો નથી. તેં મારી સાથે લગ્ન કર્યાં છે તો તારે જાણવું જોઇએ કે હું તારો પતિ છું નહિ કે દાસ. તું રાણી છે, રાજની માલેક છે, તેથી શું? હું ગમે તેટલો તોએ તારો પતિ છું અને તેથી તારા કરતાં મારો દરજ્જો શ્રેષ્ઠ છે. તારે મારી આજ્ઞામાં રહેવું, એ તારો પતિવ્રતાનો ધર્મ છે. સમજી?"

રાણીની આંખમાંથી દડ દડ આંસુની ધારા વહેવા લાગી. તે ગળગળી થઈ ગઈ અને બોલી:–

"બસ્સ! બસ્સ! વ્હાલા! આવા કઠણ શબ્દો કહેવા એ આપને છાજતા નથી. આપ શું કરવા આ ગરીબ અબળાને ડામો છો?" એટલું કહી તેણે પોતાના સ્વામીનો હાથ પોતાના બે હાથમાં લીધો.

"પ્રિયતમ! આ દીન અબળાપર એટલો રોષ શા માટે કરો છો? આપણે એકમેકની સાથે ચરભડી ઉઠીએ એમાં શું લાભ છે. કલહથી આપણા બન્નેનાં મનને કેટલું કષ્ટ થાય છે! પ્રિય! આપે સ્હવારે મને ન કહેવાના બોલ કહ્યા છતાં હું એ વિસરી ગઈ છું. વહાલા! આપ જરા સ્નેહભીની નજરે મારી તરફ જુઓ. આ દીન દાસીને મીઠા પ્રેમના બોલ કહો. સ્મિત હાસ્યથી મારા પ્રતિ જુઓ. આપના બોલથી આ હૃદયમાં કેવી શાંતિ થાય છે! વહાલા! એકવાર–ફકત એકવાર, કૃપા કરી હૃદયને સ્નેહસિક્ત કરો. હું એમ સમજીશ કે આપ કદિ પણ મારાપર ગુસ્સે થયા નથી."

દારુકે સઘળી વાત મનમાં વિચારી જોઈ. અને તેને એમ જણાયું કે ગુસ્સે થવા કરતાં જરા લાડ બતાવવાથી કામ જલદી થાય એમ છે, અને એ જ ઉપાયવડે, જે હેતુ બર આણવાનો છે, તે ખાત્રીથી પાર પડશે. તરતર જ દારુકે બાજી ફેરવી અને બીજો જ ઢોંગ ધારણ કર્યો. ભદ્રશ્યામાના સ્કંધપર હાથ નાંખી આ નવીન સ્વાંગને શોભે એ પ્રમાણે પ્રેમાર્દ્ર દૃષ્ટિએ તેની તરફ જોઈ કહ્યું:-

"પ્રિય શ્યામા! ચાલ હવે એ વાત આપણે જવા દઇએ, જાણે કંઈ બન્યું જ નથી. થયું? પ્રિયે, તારાપર મારો કેટલો પ્રેમ છે, એ તું કયાં જાણે છે? તું ઘેલી છે. મારા સ્વભાવને બરાબર ઓળખતી નથી. મને એવું છે કે મારા મોજશોખની કોઈ આડે આવે કે પછી મારો મિજાજ મારા હાથમાં રહેતો નથી. પછી મારો પિત્તો ઉકળી આવે છે. તુંજ કહેની કે ભલભલા માણસોને સુરાનો પ્રતિકાર કરવો એ કેટલી કઠણ વાત છે? સુરા એ તો ઈંદ્રને પણ પ્રિય છે. શુક્રાચાર્ય જેવા પણ તેનો ઉપયોગ કરતા હતા. યજ્ઞમાં પણ એમ કહેવાય છે કે તેનો ઉપયોગ થતો હતો. ધર્મને બ્હાને હું તેનો ઉપયોગ કરું છું, એમ નથી. મને છાંટો પાણી લેવાનું બીજું કારણ છે. તું જાણે છે કે મનુષ્યને ચિંતા અને દુઃખમાંથી મુક્ત થવાને માટે આના જેવી બીજી ઔષધિ નથી."

"દારુક, ચિંતા!" આશ્ચર્ય પામી ભદ્રશ્યામાએ પૂછયું–"એવી કયી બળી આપને ચિંતા છે?"

"બીજી શી? પૈસાની." દારુકે જવાબ આપ્યો:–"જ્યાં માણસની પાસે દ્રવ્યની થેલી ખાલી થઈ કે પછી એના જેવી ભયંકર ચિંતા આ દુનિયામાં બીજી કોઇ જ નથી. પ્રિયે! મને કંઈક પૈસા દેવા પેટે ભરવાના છે. અને તે એવા કામને માટે કે મારાથી ના કહેવાય નહિ."

"હારુક! આપે દ્યૂતમાં પૈસા ગુમાવ્યા છે તેની વાત તો નથી ને?" રાણીએ દીર્ઘ નિશ્વાસ નાંખી પૂછ્યું.

"ફરી ફરીને આવી પાછી ઠેકાણે. થઈ પાછી શરૂઆત. હું ગમે એટલો નરમ પડું પણ તું તારી ટેવ ભુલવાની નહિ." રાજાએ ચીઢાઇને કહ્યું:–"કોઈ વખત મેણાંથી તો કોઈ વખત દૃષ્ટિથી, નહિ તો છેવટ નિ:સાસાથી તારે બાણ મારવાં. ગમે તે વાત કરું તેમાં તારો ટિકટિકારો તો ખરો જ. હું ગમે તેટલો પ્રેમ કરતો આવું, પણ તારે તો તેનો બદલો આ પ્રમાણે આપવા સિવાય બીજું કંઈ જ કરવાનું નથી."

"નહિ, નહિ વ્હાલા! હું તો સ્હેજ પૂછું છું." હારુકના બોલવાથી રાણી મનમાં ભય પામી બોલી:–"ચાલો હું ભૂલી. માફ કરો થયું. હું સોગન ખાઇને કહું છું કે આપને કષ્ટ આપવા હું એ શબ્દો બોલી ન હતી. વ્હાલા! આપને જ એકલાને દ્રવ્યની ચિંતા છે શું? આપની પત્નીને પણ એવી જ ચિંતા છે. તે પણ આપની ભાગિયણ છે. આજ કાલ દ્રવ્યની કેવી મારામારી છે તે તો આપ જાણો છો."

" મારામારી?" આશ્ચર્ય અને સ્હેજ રોષ દર્શાવતાં હારુકે કહ્યું:–"હજી કાલ્યે તો દશ હજાર મહોરો ખજાનામાં આવી છે ને તું મને દ્રવ્યની મારામારી છે, એમ કહે છે. એ શું?"

"પ્રિય! એ દ્રવ્યને તો મને હાથ લગાડવાનો પણ અધિકાર નથી.' ભદ્રશ્યામાએ પ્રત્યુત્તર આપ્યો:–"કેવા સંજોગો વચ્ચે આપણને એ દ્રવ્ય પ્રાપ્ત થયું છે, એનો તો કંઈ વિચાર કરવો જોઇએ ને? આજ સાંભળ્યું ને સારી નગરીમાં દાંડી પિટાય છે. આપણે આજ્ઞાપત્રો મોકલ્યાં છે. ભદ્રપુરની બ્હાર કેટલું સૈન્ય એકઠું થયું છે. અને હજી હજારો આદમીની ભરતી કરવાની છે. વ્હાલા! આ દ્રવ્ય સર્વ સૈન્ય ઉભું કરવાના કામમાં વાપરવાનો આપણે કાલ્યે નિશ્ચય કર્યો તે આપને શું માલમ નથી?"

"છી: એમાં શું?" હારુકે જવાબ આપ્યો:–"આપણને જરૂર પડે તો એમાંથી થોડી રકમ કાઢવામાં શી હરકત છે? મને કંઈ ઝાઝી રકમ જોઇતી નથી."

"નહિ, નહિ એમ ના કહો.' રાણીએ જવાબ વાળ્યો:–"આપણી આવી સ્થિતિ જોઈ તે પરમ દયાળુ ઈશ્વરે તે રકમ આપણે સ્વાધીન કરી છે. તે જે કાર્યને માટે નિર્માણ થઈ છે, તે જ કાર્યમાં વપરાવી જોઇએ. ઈશ્વરે જ કંઈ તે સરદાર રણધીરને સદ્બુદ્ધિ આપી કે એવી ભારે રકમ આપણા હાથમાં આમ અચાનક આવી પડી. રણધીરની અમૂલ્ય મદદ વગર આજ આપણા સૈન્યનું ઠેકાણું પણ

હોત નહિ. આપણે એ રકમને જો ધૂતના કાર્યમાં વાપરીએ તો ખરેખર ઈશ્વર પણ આપણા પર કોપે. એ પૈસા એમ વેડફાય નહિ."

"ત્યારે એમ જ કહોને કે હું માત્ર નામનું પુતળું જ છું." અતિશય સંતાપી દારુકે કહ્યું:-"મારો અધિકાર શો? કંઇ જ નહિ. તમે બધાએ મોટો સમારંભ કરી મારે માથે રાજમુકુટ મુક્યો, તે માત્ર નામનો જ. પુતળું શણગારવાને માટે. હું એક ન્હાનો છોકરવાદ ન હોઉં કે દરેક જણ આવી મને હુકમ કરે. મારા પર અમલ બજાવે. સઘળાએ મને કહેવું અને મારું કોઇએ જ સાંભળવું નહિ! ભદ્રશ્યામા! તું તારા પતિના શબ્દને જેટલું માન આપતી નથી એથી વધારે માન તે ઘરડા ધુવડ નંદકના બોલને આપે છે!"

"મહારાજ! મામા સાહેબ આપણા હિતચિંતક છે." રાણીએ ધીમેથી કહ્યું:-"મારા મામા છે એ વાત જવા દો; પણ તે આપણા બન્ને જણનું ભલું ચ્હાય છે અને આપણા મિત્ર છે, એમ તો માનશો ને?"

"બસ્સ, મારે તો કોઈ મિત્ર પણ નથી અને સ્નેહી પણ નથી. મારા સુખની પરવા છે કોને!" અતિશય ચિઢાઈ, ન્હાના છોકરાંની માફક લવારો કરતો હોય તેમ દારુક બોલ્યો:-"તે ડોસલો નંદક તો મારી વિરૂદ્ધ જાય છે. તે તમારો હિતકર્તા અને પ્રિય મિત્ર રણધીર, તે પણ મારી તરફ તુચ્છકારની નજરથી જુએ છે. જ્યારે મારી પોતાની સ્ત્રી મારા શબ્દને જરા પણ માન આપતી નથી તો બીજાની વાત જ શી? ઠીક છે બધું. ખજાનામાં હજારો મહોરો પડી છે, તેમાંથી બસો ચારસો મારે જોઇએ તેમાં પણ ના. આ જોજો અમે રાજા! શાના રાજા કરમના! આતો રાજાની મશ્કરી છે. આ પ્રમાણે મારી સાથે તું વર્તે છે અને કહે છે કે 'મારો પ્રેમ છે-પ્રેમ છે.' બળ્યો એ પ્રેમ અને બળ્યું એ નામનું રાજસુખ. ઠીક જ છે બધું. અમે ક્યાં ધણી છીએ. ગમે તેમ પણ હવે બહુ થયું. આ હવે આપણાથી સહન થશે નહિ. કાલે જ હું ચાલ્યો જઉં હું કેરળમાં. બળ્યું આ રાજપણું, આગ લાગે ને તેમાં. આના કરતાં તો મંદાર્કે જઈ મારી જાગીરમાં જઈ પડીશ. ભલેને જે કરવું હોય તે બળવીરસિંહ કરી લે. આના કરતાં એ જે કરશે તે બહેતર છે."

"દારુક, આપ શું બોલો છો?" રાણીએ ગભરાઇને કહ્યું!-"ગાંડાની માફક બોલવું આપને ઘટે છે?"

"તુંજ જોને કે હું કેટલો દુઃખી છું." દારુકે જવાબ દીધો:-"મારી આવી સ્થિતિમાં હું છાંટો પાણી લઉં કે ધૂત રમું એમાં અચંબો પામવા જેવું છે શું?

ત્રુંજ વિચાર કરને કે મારી ચિંતા શમાવું શી રીતે? હું માત્ર મનની શાંતિ મેળવવા આમ કરું છું, એમ તને કદિ પણ લાગે છે ખરું?"

"પ્રિયતમ!" રાણીએ ગળગળી થઈ કહ્યું:-"હું ન્હોતી ધારતી કે આપને આવી ચિંતા હશે. આપ ચિંતાને વિસારે પાડવા વ્યસનાધીન થતા હશો, એને મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. જો હું એમ જાણતી હોત તો આપને એ પ્રકારની મદદની ના પાડત નહિ. કંઈ નહિ હજી શું વહી ગયું છે? આપના સુખ આગળ એ મ્હોરો કંઇ જ વિસાતમાં નથી."

આટલું બોલતાં બોલતાં તે ભોળી રાણીને એમ લાગ્યું કે ચિંતાને લીધે પોતાનો પતિ વ્યસનાધીન થાય છે. આ કલ્પનાના કાચા સુતરનો તાર મળતાં તે સ્વર્ગ સુધી પહોંચી. તેને લાગ્યું કે જો આમ છે તો મારે મારા પતિને સહાય કરવી જોઇએ. અને હવે એમને એકવાર આ ચિંતામાંથી મુક્ત કર્યા કે તેમનું આચરણ બદલાઈ જશે. પછી સુખનો પાર નહિ રહે.

"વ્હાલા! તમે પહેલાં મને આ સર્વ જણાવ્યું કેમ નહિ? આમ શા માટે મુંગાં મુંગાં દુઃખ સહન કર્યાં કર્યું. જો દ્રવ્ય ન હત તો મારા શરીરપરના અલંકાર ઉતારી આપત. ચાલો. હમણાં જ આપણે જામદારખાનામાં જઇએ. આપને જોઇએ તેટલી રકમ લ્યો. આપના સુખ કરતાં મને કંઇ જ વધારે નથી."

આ ભોળી રાણીનું આ પ્રમાણે નિષ્કપટ અને પ્રેમાળ બોલવું સાંભળી દારુક પોતાના મનમાં હસ્યો. તેને એમ લાગ્યું કે રાણીને મેં આજ ઠીક ફસાવી. એમ જાણી તે ક્રૂર પશુ સમાન દારુકને પોતાના મનમાં ઘણો જ આનંદ થયો. પ્રથમ તેને એમ લાગ્યું હતું કે ગુસ્સો દેખાડવાથી કામ સધાશે. જો એ રીતે કામ પાર નહિ પડે તો તેના પર અતોનાત પ્રેમ બતાવી તેનું અંતઃકરણ પીગળી જાય એવી વાત કરવાથી કામ કાઢી લેવાશે. આ બન્ને ચીજો તેણે અજમાવી રાણીના ચિત્તને ભ્રમમાં નાંખી દીધું. રાણીનું બોલવું પુરું થયું કે ઝટ તે સર્પ સમાન વિષારી દારુક, રાણીને કંઠે વળગી પડ્યો, આમ કરવામાં તેનો જૂદો જ હેતુ હતો. કંઈ પ્રેમને લીધે કિંવા આદરબુદ્ધિથી પ્રેરાઈ તેણે તેમ કર્યું ન હતું. તેના સંશયી મનને એમ લાગતું હતું કે રખેને ઘડી પછી રાણી પોતાનો વિચાર બદલે આટલા માટે તે સરળ હૃદયની રાણીના મનનો ભ્રમ ભાગે ત્યાર પહેલાં તે તેનો હાથ પકડી જામદારખાના તરફ વળ્યો.

અરે! પણ જામદારખાનાની કુંચીઓ ક્યા છે? તે તો રાણી પાસે નથી. તે થોડાજ વખત પૂર્વે નંદકને આપવામાં આવી હતી. આ વાત જાણતાંની વાર

દારુકની મુખમુદ્રા પલટાઈ. તેનો આનંદ નષ્ટ થઈ ગયો અને તે મનમાં બોલ્યો:– " નંદક–નંદક–જ્યાં જુઓ ત્યાં એ ઘરડો ઘુવડ છે–છે ને-છે. કોણ જાણે કયાંથી એ ખાઈ પીને મારી પાછળ લાગ્યો છે? મારી પ્રત્યેક ખોડ ખાંપણ એની નજરે પડવા માટે કોણ જાણે ઈશ્વરે એને નિર્માણ કર્યો છે કે શું? મારી કૃતઘ્નતા, મારી ભીરુતા, સ્વાર્થીપણું, મારી વ્યસનાધીનતા એ સર્વ એની દૃષ્ટિએ કોણ જાણે શાથી પડે છે? કાગડાની માફક જરા વાત પરથી તે ચેતી જાય છે." આવા વિચાર તેના મનમાં આવ્યા ખરા, પણ તે વિચારોને તેને મનમાં દાટી દેવા સિવાય બીજો ઉપાય ન હતો. કારણ કે વળી તે બોલી દેખાડવાથી રાણીને માઠું લાગશે અને રકમ હાથમાં આવતી કંઈ સરી જશે. રાણીનો નંદક પ્રતિ સદ્‌ભાવ હતો, એ વાત દારુકને પક્કી રીતે માલમ હતી, આથી કરીને આટલી બધી કરેલી મહેનત પાણીમાં ન મળે એ કારણસર તે મુંગોજ રહ્યો. રાણીએ મામા સાહેબને બોલાવવા એક નોકર મોકલ્યો હતો. મામા સાહેબ તે ઓરડીમાં આવતાંની વાર દારુકે પોતાના મનમાંનું ઝેર દાબી રાખી ઉપરથી અતિશય પ્રીત અને સદ્‌ભાવ બતાવ્યો. જેનું કારણ વાંચનાર તરતજ સમજી શકશે.

" મામા સાહેબ! ખજાનામાંથી પાંચસેં મહોરની એક થેલી કાઢો અને મહારાજને તે આપો." ભદ્રશ્યામા બોલી. રાણીનું આ પ્રમાણે બોલવું સાંભળી નંદકના મુખપર સેજ ગ્લાનિની છાયા પથરાઈ અને કંઇક આશ્ચર્ય પણ લાગ્યું; કારણ કે મામાને બરાબર ખબર હતી કે આ પૈસા શા કામમાં વપરાશે. દ્રવ્યની આટલી આપત્તિ છતાં આવા કઠિન પ્રસંગે આટલી રકમ મોજમજા અને વ્યસન પૂરું પાડવામાં અપવ્યય થાય એ પરવડે કયેમ! રાણી મામા સાહેબના સામું જોઈ રહી અને બોલી:–

"કંઈ જરૂરના કામ માટે મહારાજને એ રકમ જોઇએ છીએ. હમણાંને હમણાં જ જોઇએ છીએ માટે તમને અહીં બોલાવવાની જરૂર પડી છે."

"કેટલી! પાંચશે કની?" નંદકે વિનયથી અસંતોષ જણાવતાં કહ્યું.

"હા, મામા સાહેબ!" દારુકે સ્નેહ દાખવતો હોય એમ મામા ભણી જોઈ કહ્યું:–"મને હમણાં કંઈ કામને માટે પાંચશે મહોરની જરૂર છે. એટલા માટે આપને આ તસ્દી આપવી પડી છે. રાણી આજ મારાપર ઘણી જ તુષ્ટમાન થઈ છે. સમજ્યા? જરા જલ્દી કરો અને એટલી રકમ કાઢી આપો તો. અરે! હમણાં જ હું રાણીને કહેતો હતો કે આપનો મારાપર કેટલો બધો પ્રેમ

છે અને હું પણ તમને કેવો ચાહું છું! મારે માટે તમે એટલી બધી કાળજી રાખો છો કે ન પૂછો વાત.'

નંદક રખેને કંઈ ફાંચ મારે અને ભદ્રશ્યામા રકમ આપવા ના પાડે એવી ભીતિને લીધે દારુક હડહડતું જુઠું બોલ્યો. તેમ કરતાં તે સ્હેજ પણ ખમચાયો નહિ. દારુક જે બે ઘડી પૂર્વે મામાને માટે દ્વેષ દેખાડતો હતો, તે અત્યારે તે જ મામાની આવી નીચ ખુશામત કરતો જોઇ રાણીને અત્યંત દુઃખ થયું. તેના મનમાં પોતાના પતિને માટે જે સારા વિચારનો અંકુર ફૂટયો હતો, તે આ ઢોંગ જોઈ કરમાઈ ગયો. બે મહિના અગાઉ પોતાના પતિને સદ્‌ગુણની ખાણ સમજતી હતી. તેનામાં આટલા દુર્ગુણ વાસ કરે છે; તે પોતાનો હેતુ સાધવા માટે અસત્ય બોલતાં પણ અચકાતો નથી, જેને સદ્‌ગુણનો નિધિ માનતી હતી તે દોષનો જ ભંડાર છે; આ વિચાર રાણીના અંતઃકરણમાં શૂળની માફક ખુંચવા લાગ્યો. વળી તેના દુઃખમાં વધારો થવાનું બીજું પણ કારણ હતું. દારુકનું બોલવું સાંભળી મામા સાહેબના ચ્હેરામાં જે ફેરફાર થયો, તે ભદ્રશ્યામાના દીઠામાં આવ્યો અને તે ચતુર રાજબાળા સમજી ગઈ કે મારા પતિનો આ દોષ મામા સાહેબની જાણની બ્હાર નથી.

પોતાના પતિનો દોષ અન્યને જાહેર થાય એ કઈ સ્ત્રીને ગમે? સ્ત્રીઓનો સ્વભાવ પુરુષ કરતાં વધારે અભિમાની હોય છે. તેઓની બુદ્ધિ આવી બાબતમાં સૂક્ષ્મ હોય છે. પોતાના સ્વામીના દોષથી સ્ત્રી વાકેફગાર હોય, તે દોષ જાણી તેને ગમે તેટલું દુઃખ થતું હોય છતાં, તે બીજાની નજરે ન આવે એમ તેની સ્વાભાવિક ઇચ્છા હોય છે. ઘણીક સ્ત્રીઓ પોતાના પતિના આચરણથી મનમાં ઝુરી મરે છે, છતાં પોતાનું મનનું દુઃખ અન્યને જણાવતી નથી. કારણ કે તેમ કરવાથી પોતાના પતિના દોષ અન્યના જાણવામાં આવ્યા વગર રહેતા નથી. ભદ્રશ્યામા પોતાના મામાને અંતઃકરણથી ચ્હાતી હતી, છતાં, પોતાના સ્વામીનો દોષ અન્યની નજરે પડે એવી તેની ઈચ્છા ન હતી. આ પ્રસંગ જેમ બને તેમ જલ્દી પતી જાય તો ઠીક એમ જાણી રાણીએ કહ્યું:-

"મામા સાહેબ! જરા જલ્દી કરો. મારે જરા બીજું કંઈ કામ છે. તમે જાતે જ તાળું ઉઘાડી એટલી રકમ કાઢી આપોને."

નંદકે ત્રીજોરીની મોર ફોડી, તાળું ઉઘાડી થેલી કાઢી તેમાંની મ્હોરનો ઢગલો કર્યો અને જોઇતી રકમ ગણી કાઢી અને એક નાની કોથળીમાં ભરી જુદી બાજુએ રાખી. આમ કરતાં તે વૃદ્ધ પુરુષના હાથ કમ્પતા હતા. રાજ

સાહેબના હાથ તે થેલીને લેવાને માટે સળવળી રહ્યા હતા. થેલી ઝટ હાથમાં લીધી અને સરકાર સ્વારી ચાલવા લાગી; પણ મનમાં વિચાર આવ્યો કે આમ એકાએક ચાલી જવું ઠીક નથી. એમ જાણી સ્હેજ ખમચાઈ. એમ કરતાં દારુકની દૃષ્ટિ મામાપર પડી તો તેને અત્યંત દુ:ખનો આવેગ આવ્યો હોય તેમ ખિન્ન મુદ્રાએ ભદ્રશ્યામા તરફ જોઈ રહેલ જણાયો. ભદ્રશ્યામાની તેના ભણી પીઠ હતી, તેથી મામાનો દુ:ખદ ચ્હેરો તેના લક્ષમાં આવ્યો નહિ.

"પ્રિય શ્યામા! તારી ઉદારતાને માટે હું તારો ઋણી છું." શિષ્ટાચારથી દારુકે કહ્યું:–"અને મામા સાહેબ! આપને પણ જે તસ્દી આપવી પડી છે, તેને માટે ક્ષમા કરશો."

આ પ્રમાણે સભ્યતાનો ઢોંગ કરી, હસ્તાં હસ્તાં રાજા સાહેબ તે સ્થળેથી ચાલી નીકળ્યા. માત્ર મનમાં તો મામા સાહેબપર એટલું ઝેર વ્યાપ્યું હતું કે ન પૂછો વાત. તે ઓરડો વટાવીને બ્હાર નીકળ્યો કે તરતજ તેના મનનો ઉભરો બ્હાર નીકળ્યો:–

"એ ખૂંધો મરતો પણ નથી? કોણ જાણે ક્યાંથી એ ખાઈ પીને મારી પૂંઠે લાગ્યો છે? એને સાપ પણ ડસતો નથી?" આમ ફડફડાટ કરતો દારુક જતો હતો એટલામાં સરદાર જયરાજ તેની નજરે પડ્યો. તે આગળ આવ્યો અને પ્રણામ કરી બોલ્યો:–

"મહારાજ! આપ ગુસ્સામાં લાગો છો. માફ કરો મહારાજ, પણ મને લાગે છે કે આપને ગુસ્સો આવે એવી રીતે કોઈ આપની સાથે વર્ત્યું હોય એમ લાગે છે."

જયરાજ રાણીના સલાહકાર મંડળમાંનો એક સરદાર હતો. તેનો મોભો પણ સરદાર વર્ગમાં સારો હતો અને તે દરબારમાં એક મોટા અધિકારપર હતો. કંઇક કારણસર નંદકપર તેને ખાસ દ્વેષ હતો. એ તો અમે આગળ ઉપર જણાવી ગયા છીએ કે, અનર્ગ દેશના સરદારો મામાની તરફ સ્નેહની નજરથી જોતા ન હતા.

"શું હું ગુસ્સામાં છું. એવો મારો ચ્હેરો જણાય છે?" દારુકે એટલું કહી મૌન્ય ધારણ કર્યું કારણ કે જયરાજના પ્રશ્નનો શો જવાબ આપવો, તેની તેને સૂજ પડી નહિ.

"હાજી, આપનું મ્હોં લાલચોળ થઈ ગયું છે." જયરાજે જવાબ આપ્યો:– "અને જો આપ અનુમાન કરવાની આજ્ઞા આપો તો હું એમ કહી શકું છું કે આપની સાથે એમ ઉદ્ધતાઈથી વર્તનાર તે વૃદ્ધ નંદકજ હોવો જોઇએ."

દારુક થોડીક પળ જયરાજના સ્હામું જોઈ રહ્યો. જયરાજની મુદ્રાપરથી તેને એમ ભાસ્યું કે આની સાથે વાત કરવામાં કંઈ વાંધો નથી. આવો વિશ્વાસ ઉત્પન્ન થતાં તે બોલ્યો:—

"હા, જયરાજ! આપનું અનુમાન બરાબર છે. તે ડોકરો આજ કાલ બહુ ઉદ્ધતાઇથી વર્તે છે. અને તેના પર મને એવો તો ગુસ્સો આવે છે કે કંઈ બોલવાની વાત જ નથી. મારા મનમાં એને માટે તિરસ્કાર સિવાય કંઇ જ નથી."

"આપને એકલાને એમ લાગે છે એમ નથી" જયરાજે પ્રત્યુત્તર આપ્યો:–"આપની જેવી જ લાગણી બીજાઓને પણ એને માટે છે."

"શું કહો છો?" જયરાજના આ શબ્દો સાંભળી હર્ષથી ઘેલો બન્યો હોય અને તે સુસ્વભાવના નિઃસ્પૃહ વૃદ્ધ નંદકનો દ્વેષ કરનાર બીજો છે, એ જાણી આંખોનાં મચકારાં કરતો દારુક બોલ્યો:–"મેં સાંભળ્યું હતું કે દરબારમાં ઘણા જનો તેની હાંસી કરે છે. તેને દરેક બાબતમાં હસી કાઢી તેનો તિરસ્કાર પણ કરે છે."

"કેવળ તિરસ્કાર નહિ પણ અંતઃકરણથી તેનો દ્વેષ કરનાર ઘણા જન છે." જયરાજે જવાબ વાળ્યો:—"તે ઘરડો ખચ્ચર કંઈ કમી નથી. તે ખુંધિઓ કંઈ કાચું પુતળું નથી. ધીમે ધીમે સઘળી સત્તા પોતાના હાથમાં લેવા માંગે છે. રાણીશ્રીનો સ્વભાવ ભોળો છે અને તેમનો તેના પર પ્રેમ છે, એટલે તે બીજા કોઇને લેખામાં જ ગણતો નથી. જેવું તેનું શરીર વાંકું ચુકું છે તેવું જ તેનું અંતઃકરણ પણ છે. આ જ સુધીમાં કંઇ નહિ તો તેણે કેટલા સરદારનાં અપમાન કરાવ્યાં છે. જો તેને અત્યારથી જ રોકવામાં નહિ આવે તો આગળ જતાં શુંનું શું કરી બેસશે? અમારા જેવા જુના સરદારોને દરબારમાંથી પણ હાંકી કાઢશે."

"અને મને પણ આગળ જતાં નાચ નચાવશે." દાંત પીસી દારુકે કહ્યું:–"રાણીને તો ફાવે તેમ કહી પોતાનું ધાર્યું કરે છે. મને પણ પોતાના હાથમાં રમકડું બનાવશે."

"મહારાજ!" કરાળ અને સંતાપજનક સ્હેરે જયરાજે કહ્યું:–"આપને એક વાત કહું. પૂર્વે આ અનર્ગ દેશમાં એક મહાન્ કપટી ને મોટા અભિલાષી માણસ હતો. ધીમે ધીમે હલ્કી જગાપરથી અમાત્ય પદ સુધી પહોંચ્યો. તેનો દોર એટલો બધો વધી ગયો કે રાજાને પણ કંઈ વિસાતમાં નથી એમ ગણવા લાગ્યો. રાજાને એક વખત ભારે સંતાપ આવ્યો અને સંતાપના આવેશમાં બોલી ઉઠયા કે, 'આ નીચ માણસના ત્રાસમાંથી મને કોઈ છોડવનાર નથી?' એટલા શબ્દો નીકળ્યા કે તાબડતોબ તેને તેજ દિવસે એ અમાત્ય ઠેકાણે પડી ગયો. સંધ્યા

કાળે દેવ દર્શને જતાં મંદિરના ચોગાનમાં જ તેને યમદૂત મળ્યા. અને ત્યાંથી જ તેને સીધા યમના દરબારમાં લઈ ગયા. આપને પણ આ ત્રાસમાંથી છૂટકારો કરતાં ક્યાં વાર લાગે એમ છે? નંદક તે કયો મોટો રાજ્યનો સ્તંભ છે?"

આ સાંભળતાં જ દારુકના ચ્હેરામાં વિલક્ષણ ફેરફાર થયો. તેની આંખ્યો લાલચોળ થઈ ગઈ. તેનાં ભવાં ઉંચા ચઢી ગયાં. તેના કપાળમાં કરચલીઓ પડી અને એકાદ હિંસક પશુ કે જંગલી મનુષ્યના જેવો તેનો ચ્હેરો થઈ ગયો. જયરાજનો ચ્હેરો પણ તેનાથી ઉતરે એવો ન હતો. જાણે નરકમાંથી બે યમદૂત આવ્યા હોય એવો તે બન્નેનો ક્રૂર દેખાવ હતો. આ બન્ને માનવી શરીરધારી રાક્ષસમાંથી વધારે ક્રૂર કોણ હશે એ શોધી કાઢવું અતિ તીવ્ર બુદ્ધિ સિવાય કહી શકવું અશક્ય છે.

જયરાજે ફરીથી કહ્યું:-

"મહારાજ! મેં તો આપને ખુલ્લા મને સઘળી વાત કહી દીધી છે. આપને જેમ યોગ્ય લાગે તેમ વિચાર કરજો. માત્ર આપના હુકમની જ વાર છે. આપના મ્હોંમાંથી શબ્દ નીકળતાંની વાર સઘળી વ્યવસ્થા તૈયાર છે એમ સમજજો. માત્ર યોગ્ય વખત આવે ત્યાં સુધી આપણે મ્હોંએ તાળાં મારવાં."

"સમજ્યો! સમજ્યો! ાપ શું કહો છો તે." દારુકે હર્ષમાં કહ્યું અને તેમ કરતાં જોરથી જયરાજનો ાથ પકડી ઉમેર્યું:-"સમજ્યો! વખત આવે ત્યાં સુધી ચૂપ."

આટલું કહી એકમેકના સામું જોઈ તે બન્ને જણ પોતપોતાને રસ્તે પડ્યા. અને જતાં જતાં આ દુષ્ટ કાર્ય શી રીતે સાધવું, તેનો મનમાં વિચાર કરવા લાગ્યા.

આ દુષ્ટ માણસોને તેમના દુષ્ટ વિચારમાંજ છોડી આપણે ભદ્રશ્યામા શું કરે છે તે જોઇએ. રાણીને આપણે જામદારખાનામાં મૂકી, દારુકની પાછળ અહીં સુધી આવ્યા હતા. દારુકના જવા પછી તે પણ ત્યાં ઉભી રહિ નહિ. ભદ્રશ્યામાને એમ લાગ્યું કે પોતાના સ્વામીની માગણીનો સ્વીકાર કરવામાં તેણે પોતાના મનની નબળાઈ બતાવી હતી. આવા અણીના પ્રસંગે આવી રકમ નકામી જવા દેવી, એ એક ભયંકર અપરાધ કરવા બરાબર છે, એમ તેને લાગ્યું. અને વળી આ મહોરોનો ઉપયોગ પણ કેવા કામમાં થવાનો હતો? જુગારમાં કે એવી બીજી હલકી બાબતમાં. વળી મામા સાહેબ પૂછશે તો શું કારણ બતાવીશ? મેં ભૂલ કરી છે. એ મામા સાહેબ આગળ કબુલ કરવું એ તેને રુચ્યું નહિ. આથી કરીને ભદ્રશ્યામા ચટ-લઈને કોષાગારમાંથી ચાલી ગઈ. પોતાના આરામગૃહમાં જઈ એક આસન

પર પડી. તેના મનમાં એક પ્રકારની મ્લાનતા આવી ગઈ હતી. તેના જીવને બેચેની થતી હતી. એકાંતમાં એકલું બેસી રહેવું તેને ગમ્યું નહિ. તેણે પોતાની દાસીઓને હાક મારી બોલાવી અને પોતાની સખીઓને હાજર કરવા કહ્યું. લવંગિકા અને અનુપમા ક્યારની રાણીના બોલાવવાનીજ વાટ જોતી હતી. તેઓ બન્નેને અંદર આવતાં જોઈ રાણીએ કહ્યું:—

"સખીઓ! આજ આપણી બે સાહિયરો સ્હવારની હજી સુધી આવી નથી. કોણ જાણે એથી આજે જાણે કંઈ ઉદાસી જણાય છે. વારુ લવંગિકે તું પેલી વીણાલે અને બ્હેનાં અનુપમા તું જરા પેલું ગીત ગાની વારુ."

લવંગિકાએ વીણા છેડી. અનુપમાએ મીઠા સુરે ગાવાનુ શરુ કર્યું.

ગાન પુરુ થયું રાણીનું ચિત્ત અસ્વસ્થ હતુ તેવુંને તેવુંજ રહ્યું. તેણે કહ્યું:- "બસ્સ કરો બ્હેનો. કોણ જાણે કયેમ આજ મને કંઈ ગોઠતું નથી. હું જરા સ્વસ્થ પડુ છું તમે મારી પાસે બેસો."

રાણીની આ સ્થિતિનું કારણ કંઇક અંશે લવંગિકા અને અનુપમા કળી શકી, પરંતુ આ વેળાએ તેને સ્વસ્થ જરા આરામ લેવા દેવો, એમ તે બન્નેને લાગ્યું. અનુપમા બાજુપર એક આસનપર ઢળી પડી. લવંગિકા બારી પાસે બેસી સુંદર વનશ્રીની અને સૂર્યાસ્તની શોભા નીરખવા લાગી. આકાશમાં વિવિધ રંગો ફુટી નીકળ્યા હતા. નારંગી અને પીરોજી પટા જણાતા હતા. આમ ઝાઝી-વાર થઈ નહિ એટલામાં ધબ લઇને બારણું ઉઘડ્યું અને કુસુમલતા અંદર દાખલ થઈ. રાણી ચોંકીને બેઠી થઈ. કુસુમલતા એક ક્ષણ પૂતળાની માફક સ્તબ્ધ ઉભી રહી પણ તરત જ જાણે કંઇ તરગ ઉઠી આવ્યો હોય એમ ઝટ લઇને રાણીને પગે પડી. આ વિચિત્ર પ્રકાર જોઈ રાણીને વિસ્મય લાગ્યું અને અનુપમાના મ્હોમાંથી આશ્ચર્યનો ઉદ્દગાર નીકળ્યો. પણ એટલામાં તો આદ્રલતા પણ ધીમેથી અંદર આવી અને તે પણ રાણીને પગે પડી. આ જોઇ રાણી અને તેની બે સખીઓ આભી બની ગઈ. આખરે રાણીએ કહ્યું:-

"અહો! તમે આવી પહોંચીઓ કે? હું ક્યારની તમારી રાહ જોઉં છું. અરે! પણ આ શા નવા ઢોંગ! તમે કંઈ ઘેલડી થઈ છો કે શું? અરે! ગાંડીઓ હું તો તમારી સખી છું. આ શું કરો છો? આવતાં વાર થઇ માટે? એમાં શું થયું. જાઓ—જાઓ એમ ગતકડાં ન કાઢો. આમ કરવું શું તમને શોભે છે? આમાં એમ ગભરાવા જેવું છે શું? થાઓ—બેઠાં—થાઓ."

એમ કહી રાણીએ બન્ને જણને રાંત પાડી બેઠી કરી. આ બન્ને જણનું



પૃ. ૩૨૦ **લવંગિકે તું પેલી વીણા લે.** ચિત્રકાર શ્રીયુત માલંકર.

આવા પ્રકારનું વિચિત્ર વર્તન શાથી થયું, તે રાણીને કિંવા અનુપમાને માલમ ન હતું. લવંગિકાને આનું કારણ બરાબર માલમ હતું. અને હવે તેઓ શું કહેશે તે પણ તે જાણતી હતી છતાં તે એક અક્ષર બોલ્યા કર્યા વગર આ સર્વ પ્રકાર સ્વસ્થપણે જોતી ઉભી રહી.

કુસુમલતા જાણે ડસ્કાં લેતી હોય તેવે સ્વરે બોલી:-"બા સાહેબ! ક્ષમા કરો. આજથી હું હવે આપનાથી છૂટી પડીશ. આપની પાસે રજા લેવા આવી છું."

"શું છૂટી પડવા માંગે છે?" આશ્ચર્ય અને ખિન્નતાદર્શક સ્વરે રાણીએ પૂછ્યું.

"બા સાહેબ! મારે પણ આજથી આપનો સહવાસ મૂકવો પડશે." અદ્રિલતાએ રડતાં રડતાં કહ્યું.

"તમે બન્ને શું કહો છો?" રાણીએ આશ્ચર્યથી ચકિત મુદ્રાએ તેમના સ્હામું જોઈ કહ્યું. પણ તરત જ રાણીના મનમાં કંઈ બીજી જ કલ્પના આવી અને તેની સાથે તેના ચ્હેરાપર આનંદની છાયા છાઈ. તેના નેત્રમાં તેજ છટા ચમકવા લાગી. તે હસ્તાં હસ્તાં બોલી:-

"હા, હું સમજી તમારાં કારસ્થાન. તમે છો તો મુંગી માખો જેવી પણ અંદરખાનેથી બહુ જ ઉંડી છો."

'કારસ્થાન' શબ્દ સાંભળતાં જ કુસુમલતા અને અદ્રિલતા ગભરાઈ. અને બોલી ઉઠી:-

"કારસ્થાન-શાં બળ્યાં કાર-"

"હવે રહેવા દો તમારું ડહાપણ." રાણી વચ્ચે જ બોલી ઉઠી:-"જોને આ તમારા ગાલ. સખીઓ! એ ભારે ચુગલીખોર છે જો. તારા મનની કની બધી વાત એ ધીમેથી બીજાના કાનમાં કહીદે છે. કયેમ હું કહું છું તે બરાબર છે કે નહિ? તે ચતુરાએ તમને જે પાઠ શિખવ્યો તે આટલી જલ્દીથી તમે પણ કરી બતાવશો એમ હું ધારતી ન હતી. ગમે તેમ પણ સખીઓ તમારી બુદ્ધિ તો ઘણીજ તેજ જણાય છે જો. જબરી બાઈ તમારી ચાલાકી. તમારા જેટલું લપ્પન છપ્પન મને આવડે નહિ. તમે આમ છોડીને જાઓ છો તેથી મને કેટલું દુ:ખ થાય છે? બ્હેનો આપણે રમતું, જમતું, સુતું, બેસવું સાથેની સાથે? કેટલો બધો વખત આપણે એકમેકની સાથે કાઢ્યો છે. ઘડીકમાં હસ્તાં તો ઘડીકમાં ચીઢાતાં વળી બીજીજ પળે આપણે સઘળાં મળી વિનોદ કરતાં. તમારી યાદ તો ઘડી પણ વિસરાશે નહિ. મને ડગલે ડગલે તમે સાંભરશો. પણ શું કરું. તમારા સુખની આડે આવવું ન જોઇએ."

આટલું બોલતાં બોલતાં રાણીનું હૈયું ભરાઈ આવ્યું. તેનો અવાજ મંદ પડી ગયો. તેના મનની લાગણી એવી તો ઉભરાઈ આવી કે તેના મ્હોંમાંથી એક શબ્દ પણ નીકળ્યો નહિ. તે ગળગળી બની ગઈ. કુસુમલતા અને અદ્રિલતા સ્વભાવની કંઈ ખરાબ ન હતી. તેઓની લાગણી છેક બુઠ્ઠી થઈ ગઈ ન હતી. એ ખરી વાત છે કે રાજદ્રોહ અને સ્વામીદ્રોહ સરખો ભારે અપરાધ તેમણે કર્યો હતો, છતાં તે ઇરાદાપૂર્વક તો નહિં જ. તેમનામાં જો કંઈ દોષ હોય તો તે માત્ર અવિચારીપણું અને બુદ્ધિચાંચલ્ય તેમના આ સ્વભાવનો લાભ લઇને નરાધમોએ તેમને ભોળવી ભુરકી નાંખી હતી, તેમની શિખવણીથી તેમણે એમ કર્યું હતું. ગમે તેટલી તો એ તે નાદાન હતી. રાણીના આવાં પ્રેમાળ વાકયો સાંભળી બન્નેને અંતઃકરણમાં પશ્ચાત્તાપ થયો અને પોતાની સખીથી છૂટી પડવાના વિચારે તેમના નેત્રમાં પાણી આવ્યું.

થોડીવાર પછી રાણીના મનની લાગણી જરા સમાઈ, જો કે તેની આંખમાંથી ઝળઝળિયાં ગયાં ન હતાં છતાં આનંદિત મુદ્રાએ કહ્યું:-

"સખીઓ! તમે બન્ને લુચ્ચી તો ખરી હોં. તમારે કંઇક તો અમને જણાવવું હતું. તમે કની વચ્ચે એવી રીતે વર્તતી હતી કે કંઇક સુગાવો આવ્યો હતો ખરો, પણ ગમે એટલું તોએ અમે ભોળાં, તમારાં જેવાં પક્કાં નહિ. વારુ સખીઓ! હવે તો કહો કે આ સુંદર દેહ અને કપટી મનનો ખરીદનાર સોદાગર કોણ છે?"

આ બન્ને સખીઓના મુખ પર કંઇક ચમત્કારિક અને અવર્ણ્ય છાયા ઉત્પન્ન થતી અને ઉડી જતી. આ બન્નેનું વદન તે જાણે સાયંકાળનું આકાશ ન હોય! તેમાં જેમ જાતજાતના વર્ણની છાયા ક્ષણમાં વિકાશ પામે છે અને ક્ષણ પછી ઉડી જાય છે તેમ આ બન્નેના ચ્હેરામાં અનેક વિકારની છાયા ઉદ્દ્ભવતી અને ક્ષણમાં ઉડી જતી. પ્રેમ, લજ્જા, પશ્ચાત્તાપ, દુઃખ આદિ મનોવિકારે તેમના અંતઃકરણને એક રણભૂમિ બનાવી દીધી હતી આને લીધે વિવિધભાવ પરિવર્તન તેમના ચ્હેરામાં જણાતું હતું. રાણી આટલું બોલી પણ આ બન્ને જણના મ્હોંમાંથી એક અક્ષર સરખો બ્હાર નીકળ્યો નહિં. તે આમ એકાએક ચાલી જવાને માટે કારણ પૂછતાં જે થાપ મારવાનો નિશ્ચય ઘેરથી કરીને આવી હતી. તે રાણીની આવી વર્તણુક જોતાં જ ડગી ગયો. તેમની બોલવાની હિંમત થઇ નહિ.

"કેમ અલિઓ કંઈ બોલતી જ નથી." રાણીએ હસ્તાં હસ્તાં પૂછયું:-"જાણે કંઈ ભારે ગુન્હો કર્યો હોયની તેની માફક રાંકડી બની ઉભી શું રહીઓ છો?

આમ બેસો તો ખરી. તમે કંઈ ચોરી તો કરી નથી ને? ભલે તમને તમારા અલબેલાનું નામ અમારાથી છાનું રાખવું હોય તો તેમ કરો. પણ ઘેલી! એમ નામ દીધે એ સુંદર વરને કોઇ વરી જશે નહિ. આ જ નહિ તો કાલે, બે દહાડા પછી પણ નામ કંઈ છુપું થોડું રહેવાનું છે. તમારાં લગ્નવખતે તો અમને બોલાવશો કે નહિ? ખરે! પણ લગ્નના દિવસની તો હજી વાર છે ને? તો પછી આટલી બધી ઉતાવળ શા માટે? ગમે તેમ બહેનો! પણ તમે કંઈ યોગ્ય કારણ વગર ઉતાવળ કરો નહિ. બહેનો! જો કે હું આ દેશની રાણી છું છતાં તમારી તો હું સખી છું, એ વાત વિસરતાં ના. તમે મારી પાસે હો કિંવા મારાથી દૂર હો પણ બહેનો! મને તમારી પ્રિય સખી જ લેખજો.”

“અરેરે! આમ અમારે એકાએક જવાનો પ્રસંગ આવ્યો-” એટલું બોલતાં કુસુમલતાની આંખમાંથી ઝળઝળિયાં આવ્યાં. તેણે પાલવવતી પોતાનું મોં ઢાંકી દીધું.

“ઈશ્વરે અમને જન્મભર આપના સહવાસમાં રાખ્યાં હોત તો કેવા સુખમાં દિવસો જાત.” અદ્રિલતા બોલી અને બોલતાં બોલતાં ડસ્કાં ભરવાં લાગી.

“ઘેલી! એમ શું કહો છો?” અતિ પ્રેમથી બન્નેના ખભાપર હાથ મુકી રાણી બોલી:-“મારા સહવાસને માટે તમે તમારા સંસારસુખનો નાશ કરો, એમ બને ખરું? અને હું એમ કરવા દઉં ખરી? આખો જન્મારો કંઈ કુંવારાં ગળાય ખરો? ગમે તેટલી તો એ હજુ તમે નાદાન છો. જાઓ-જાઓ આમ શું કરો છો? છાનાં રહો બાપુ! મારાપર તમારો કેવો પ્રેમ છે તે આજ જણાઈ આવ્યો. જુઓને તમને મારાથી જુદાં પડતાં કેવું થાય છે? શું કરીએ બહેનો! સંસાર એવો છે. તમારા પ્રેમનો બદલો શી રીતે વાળીશ. જાઓ સખીઓ સુખી થાવ. પતિસુખમાં આનંદથી મ્હાલો. તે જગદંબા તમારું કલ્યાણ કરે.” આટલું કહેતાં કહેતાં રાણીએ એક ઉષ્ણ નિશ્વાસ નાંખ્યો. તેનો અર્થ લવંગિકા અને અનુપમાના ધ્યાનમાં આવ્યો. થોડી વાર પછી રાણીએ કહ્યું:-“તમે આજે જ જનાર છોને? તો ભલે સિધારો. આવા પ્રસંગને નાહક લંબાવવો એ ઠીક નથી.” એટલું કહી રાણી ઉભી થઈ અને બન્નેને કોટી કરી. તેની આંખમાંથી દડદડ આંસુ પડતાં હતાં. કુસુમલતા અને અદ્રિલતાને પણ રડવું આવતું હતું. તેઓ બન્ને જણ ડુસ્કાં ભરતાં હતાં. રાણીની માફક અનુપમા પણ એ બન્ને જણીઓને ભેટી અને વિદાયગીરી આપી. માત્ર લવંગિકાએ દૂરથી જ. “આવજો. જો જો મને વિસરતાં ના. કોઇક વાર સ્મરણ તો કરજો.” એટલું કહી વિદાયગીરી આપી. સઘળાં તેમને દિવાનખાના સુધી વળાવી આવ્યાં.

આ બન્ને જણના જવા પછી રાણી પાછી કલાન્ત ચિત્તે પલંગપર પડી અને બોલી:-

"જોયું કે સખીઓ! આ સંસાર કેવો છે? જન્મ્યાં ત્યારથી તે મરણપર્યંત હસવું અને રડવું એ જ છે. આ જ પતિ સહવાસને માટે આપણને આપણી સખીઓ છોડીને ચાલી ગઈ. આજે આપણા પંચાયતનમાંથી બે જણ વિખુટાં થયાં. હવે માત્ર આપણી ત્રિપુટી રહી." આટલું કહી ભદ્રશ્યામા તર્કના વમળમાં પડી.

અનુપમા અને લવંગિકા બ્હાર આવી બેઠાં. અનુપમાએ લવંગિકાને ધીમેથી પૂછયું:-

"અલિ લવંગિકે! તેં એ બે જણીઓની સાથે કંઈ ઝાઝું ઓળખાણ ન હોય એમ વર્તી એ શું?"

"શું કહ્યું? શું હું અજાણ્યાની સાથે વર્તું એમ તેમની સાથે વર્તી?" ચોંકીને લવંગિકાએ પૂછયું પણ પૂર્વસ્થિતિપર આવી કહ્યું:-"જો હું એમ વર્તી હોઉં તો એમાં નવાઈ જેવું શું છે? હું તો ઘણા વખતથી મારા કાકા સાહેબને ત્યાં હતી એટલે મારે તેમની સાથે ઝાઝો સંબંધ ન હતો. પણ તમે તો જાણે બેનો હોયની તેમ વર્તતાં હતાં. એટલે જરા મારું મન અચકાય એમાં નવાઈ શી છે?" લવંગિકાના આ પ્રમાણે બોલવાથી અનુપમાના મનની ખાત્રી થઈ નહિ. તેને મનમાં એમ વહેમ આવ્યો કે લવંગિકા મારાથી કંઇક વાત છુપાવે છે. કંઇક જાણવાની મિશે સંશયગ્રસ્ત દૃષ્ટિએ તે લવંગિકાની સામું જોઈ રહી પણ એક અક્ષર સુદ્ધાં બ્હાર કાઢયો નહિ. આ બાબતનો તે એકલી મનમાં વિચાર કરવા લાગી. વિચાર કરતાં કરતાં તેને એમ લાગ્યું કે, કુસુમલતા અને અદ્રિલતા આમ આટલી બધી ઉતાવળ કરીને એકાએક ચાલી ગયાં અને તેમ કરવાનું કારણ પણ તેમણે જણાવ્યું નહિ. આ શું? માનો ન માનો આમાં કંઇક ગૂઢ હોવું જોઇએ. ગમે તે હો. પણ તેમ ન હોય તો એકાએક એ ચાલી જાય નહિ.



# પ્રકરણ ૧૯ મું
## સૈન્ય તૈયાર થયું

રણધીર અને દક્ષ વક્રદુર્ગેથી પાછા ફર્યા તે વખતે રાત ઘણી થઈ ગઈ હતી. આથી કરીને સ્હવાર પહેલાં રણધીર અને લવંગિકાનો મેળાપ થયો નહિ. સ્હવારે જ્યારે રણધીર લવંગિકાને મળ્યો ત્યારે આગલા દિવસની સર્વ હકીકત જણાવી.

"કુસુમલતા અને અદ્રિલતાને એક જાસૂસ આવીને ચીઠ્ઠી આપી ગયો હતો." લવંગિકાએ કહ્યું:-"તેમણે એમ ઢોંગ કર્યો કે કોઈ તેમના સગાએ ચીઠ્ઠી મોકલી છે અને તેમને તેડાવ્યાં છે. તે બે જણીઓ એ બ્હાનું કાઢી થોડા વખત માટે ચાલી ગઈ. પણ મને એમ લાગે છે કે એ ચીઠ્ઠી મંદારક દેશના પ્રતિનિધિ તરફની હોવી જોઇએ. તેઓએ જે મારા મોકલ્યા હતા તેઓ પોતાના કામમાં નિષ્ફળ નીવડ્યા એની એ લોકોને ખબર પડી હોવી જોઇએ અને એટલા માટે જ તમારી સાથે કરેલી કબૂલાત પાળવા માટે તેઓએ તજવીજ કરી કે આપને શંકા ન આવે. સ્હાંજે કુસુમલતા અને અદ્રિલતા આવી રાણીજીથી વિદાય લઈ ચાલી ગઈ. રાણીજીનો સ્વભાવ કેટલો સરળ છે વારુ? એ તો એમ જ માને છે કે, બે જણીઓનો અતોનાત પ્રેમ હતો. રાણીને ખૂબ રડવું આવ્યું. તેમને બિચારાંને કયાંથી ખબર હોય કે જેને તેઓએ દૂધ પાઈ ઉછેરી તે કાળી નાગણો છે. તે બન્ને જણીઓ પણ અતિશય રડી. તેઓનો એ ખોટો ઢોંગ ન હતો. મને લાગે છે કે તેમને ખરેખર પશ્ચાત્તાપ થવો હોવો જોઇએ અને છૂટાં પડતાં દુઃખ પણ લાગ્યું હોવું જોઇએ.

"વારુ, પણ એકાએક એમ જવાને માટે તેમણે શું કારણ બતાવ્યું?" રણધીરે પૂછ્યું:-"મને લાગે છે કે, જયંત અને શરાસને તેમને બરાબર ભણાવીને મોકલી હશે."

"તેઓએ ગમે તે શિખવ્યું હોય તેથી શું?" લવંગિકા બોલી:-"રાણીની પાસે આવતાંની વાર તેમના મ્હોંમાંથી એક અક્ષર પણ નીકળ્યો નહિ અને નીકળે પણ કેમ! પથ્થર જેવું હૈયું હોય તો પણ આવે વખતે જૂઠું બોલવાની હિંમત ચાલે નહિ. પણ વાત એમ બની કે તેમને કંઈ કારણ આપવાની ગરજ પડી જ નહિ. રાણીની કલ્પનાએ તેમને ખુલાસો આપવાની જરૂર રાખી નહિ. રાણીને એમ લાગ્યું કે તેમનાં લગ્ન ઠર્યાં હશે કિંવા કરવાનાં હશે, માટે આટલી બધી ઉતાવળ કરી જવા માંગે છે. આટલા દહાડા સુધી કંઈ કહ્યું કારવ્યું નહિ, એનું કારણ પણ રાણીબાએ એમજ માની લીધું કે તેમને એ જણાવતાં શરમ લાગી હશે. આમ તેમને કંઈ કહેવાનું રહ્યું જ નહિ. હજી સુધી રાણીજી તો એમજ ધારે છે કે લગ્નમાં જોડાવા માટે તેમને દરબાર છોડવો પડ્યો છે. પણ હું એમ કહું છું કે અહીં તો જેમ તેમ તેમનું કામ પતી ગયું, પણ તેમના મા બાપને તેઓ શું કારણ બતાવશે?"

"ગમે તેમ પણ લવંગિકે!" રણધીરે કહ્યું:-"તેઓને આમ જવું પડ્યું એ ઠીક જ થયું છે. હવે એમની આંખ ઉઘડશે કે મીઠાબોલા કપટીના વચનમાં

ફસાવાથી કેવી બેઆબ્રુ થાય છે. રાજદરબારમાંથી આમ ભાગવું પડ્યું તે શું ઓછું છે કે? બળી એ વાત, આપણે બીજી વાત કયાં કરવાની નથી?"

"વારુ ત્યારે આપ પહેલાં એ તો કહો કે," લવંગિકાએ પૂછ્યું:-"કાલે મારા ભાઇની સાથે આપ જે કામને માટે જવાના હતા તેનું શું થયું? આપની તૈયારી પરથી મને એમ લાગ્યું હતું કે, જીવસટોસટનું કામ હોવું જોઇએ. મેં તો કેટલીવાર જગદંબાનું સ્મરણ કરી પ્રાર્થના કરી હતી કે આપને સુખરૂપ પાછા આણે. આપને સુખરૂપ પાછા ફર્યા જોઈ મને એવો તો આનંદ થાય છે કે ન પૂછો વાત."

આટલું કહેતાં કહેતાં લવંગિકાની આંખોમાં તરલ તેજ નાચવા લાગ્યું અને રણધીરને માટે જે પ્રેમ અને ઉમળકો હતો તે તેની આંખોએ જણાવી દીધો. પોતાના પ્રિયતમને સહિસલામત પાછો ફરેલો જોઈ તેના ચ્હેરાપર આનંદની છટા ચમકતી હતી. રણધીર પણ લવંગિકાની ઉલ્હાસ વૃત્તિ જોઈ આનંદમાં આવી ગયો. સવારથી સાંજ સુધી કામ કરી, કંટાળી ઘેર પાછા ફરતાં, મીઠાબોલી, વિનયનમ્ર, વિવેકી સ્ત્રીનો "વહાલા! બહુ થાકી ગયા છો શું?" એટલા બોલથી જ કયા પુરુષનો શ્રમ પરિહાર થતો નથી? કોનું અંતઃકરણ આવેગથી ઉછળતું નથી? કોને એવાં હજાર દુઃખને સહન કરવા કે એથી વધારે શ્રમ ઉઠાવવા સ્ફુર્તિ આવતી નથી? આથી ઉલટું જેના નસીબમાં ગૃહસુખ નથી, તેનું જીવન ધૂળ છે. ઘેર આવતાંની વાર "થાકીને આવ્યા છો તે કંઈ નવાઈ કરો છો કે મારાપર ત્રાગું કરો છો? બધા કરે છે ને તમે કરો છો. એમાં નવાઈ શું કરો છો?" આવાં કુહાડાના ઘા જેવાં વાક્યો નીકળે ત્યાં બિચારા પુરુષને આનંદ શાનો રહે? ઘેર જવું એ જાણે અરણ્યવાસમાં જવા સમાન છે કે એકાદ હિંસક પશુની ગુફામાં પેસવા સમાન છે. ત્યાં ગમે તેવા રસિક, વિનોદી અને ચતુર પુરુષનો પણ ઉત્સાહ મરી જાય, તેનો આનંદ સુકાઈ જાય અને જીવન શુષ્ક ભાસે એમાં નવાઈ શું છે?

"હું જે ગયો હતો તે તારા કાકા સાહેબને મળવા માટે." રણધીરે જવાબ આપ્યો:-"તેમણે જે કામ ઉપાડ્યું છે એમાં આખરે જશ નથી. તે સિદ્ધ થાય એવી સંભાવના પણ નથી. આખરે તો ખાસડાં જ છે. આ બાબતમાં તેમની સાથે વાતચીત કરી અને બધી બાજી કથળી જાય તથા તેમને ભયંકર પ્રસંગમાં આવવું પડે, તેના પહેલાં જો કંઈ તેઓ સમજી જાય તો ઠીક, એવા ઇરાદાથી તેમની પાસે ગયો હતો. મારી તો ઘણી ઇચ્છા હતી કે, તેમને આ કામમાંથી રોકું, પણ-"

"વ્હાલા! આપના હૃદયની ઉદારતા અને પ્રેમ હું સમજી." લવંગિકા ગળગળી થઈ બોલી:–"આપે આ બધી મહેનત મારે માટે લીધી તે પણ હું સમજી. મારા સુખને માટે ને કાકા સાહેબને માટે મારા મનમાં લાગણી છે, એ જાણી આપે આ સંકટ ખેડ્યું. કાકા સાહેબને આપે બે વખત હરાવ્યા છે. એટલે કાકા સાહેબને આપને માટે કેટલું હેત છે, તે મારી જાણની બ્હાર નથી. તેઓ સ્વભાવે અભિમાની છે અને તેમાં તમે એકલા તેમની પાસે ગયા, એ કંઈ ન્હાની સૂની વાત નથી. તમે એમની બાજી બધી ધૂળમાં મેળવેલી એટલે એ શુંનું શું કરત. ભલી તમારી હિંમત! હું જો આવું જાણતી હોત તો આપને જવા દેત જ નહિ. વારુ પણ આપે એટલા જોખમમાં જીવ નાંખ્યો, તેનું કંઈ પરિણામ આવ્યું ખરું?"

"એ બાબત જો પૂછતી હો તો તેમાં કંઈ કહેવા જેવું નથી." રણધીરે કહ્યું:– "શત્રુસાલજીની સાથે મારે એકલાને મળવું થયું નહિ. પણ હા, મારો ફેરો ફોકટ પડ્યો નથી. રાણી સાહેબને માટે ઘણી મહત્વની ખબર મેળવી આવ્યો છું. તું જાણે છે કે, રુદ્રસેન અને શ્યામરાયની તારા કાકા સાહેબને કેટલી મદદ હતી. આ બન્ને સરદારોએ તેમનો પક્ષ છોડી દીધો. હવે આથી કરીને બીજા કેટલાક સરદાર પણ તેમના પક્ષમાંથી નીકળી જશે."

"ખરેખર આ તો ઘણી મહત્વની બાબત છે જો.' લવંગિકા બોલી:–"ચાલો આપણે પહેલાં જઇને રાણીશ્રીને ખબર કરીએ."

"કદાચ મામા સાહેબે આ વાત તેમને કાને અત્યાર સુધીમાં નાંખી પણ હશે." રણધીર બોલ્યો;–"મેં તેમને મારું નામ જણાવવાની કે મારી માર્ફત આ ખબર આવી છે, એમ જણાવવાની ના કહી છે."

"વાહ! શાબાસ! યશસ્વી કાર્ય કેમ કરવાં, તે આપ સારી રીતે શિખ્યા છો." લવંગિકા બોલી:–"વા એકથી એક ચઢતી સેવા કરવાપર આપ સારું લક્ષ રાખો છો. પણ એ કાર્યની કીર્તિ કે સેવાના યશની ઇચ્છા રાખતા નથી; અને આપનું નામ બ્હાર ન પડે તેની ખબરદારી રાખો છો. ઠીક, ઠીક આપનાં વખાણ કરું તેટલાં ઓછાં. આપ–"

"હવે રહેવા દો તમારી સ્તુતિ" રણધીર હસ્તાં હસ્તાં બોલ્યો:–"કોઈ પણ કામમાં હું બ્હાર પડવા માંગતો નથી. આનાં ઘણાં કારણો છે. તું જ જો કે ગમે તેટલો તોએ હું પરદેશી છું. અમરપુરનો રહીશ. એ પ્રાંતના સરદારોપર અહિંના લોકોનો સદ્ભાવ નથી. દરેક કામમાં જો મને કીર્તિ મળતી રહે કિંવા દરેક કામમાં

મને મોટાઈ મળે, તો દરબારમાંના કેટલાક માણસોને મારે માટે ઇર્ષ્યા થાય અને તેઓ મારી તરફ શંકાની નજરથી જુએ અને જો તેઓ એમ કરે તો રાણીની જે કંઈ સેવા હું કરું છું તેમાં આડ ખીલી આવે. લોકોની ઇર્ષ્યા મેળવીને મોટાઈ પ્રાપ્ત કરવાની મને લેશ પણ ઇચ્છા નથી. સદાને માટે અહીં રહેવા માટે મારો ઈરાદો પણ નથી, અને જો ખરું કહું તો હું અત્યાર પહેલાં ક્યારનોએ મારા સ્વદેશ ભણી ચાલી ગયો હોત, પરંતુ, આ તારી આંખોમાં કંઈક જાદુ છે, જેણે મને અહીં રોકી રાખ્યો છે. સમજી?"

જે કામણગારી આંખોની મોહકતા રણધીરે સ્વીકાર કરી હતી, તે અતિ લાડથી તેની તરફ વળી. તેના સ્મિત હાસ્યે તેના હૃદયપર વિદ્યુત્ સ્પર્શનો કમ્પ અનુભવાવ્યો. તેના આત્માપર અમિવૃષ્ટિ થવા લાગી. તેણે લવંગિકાનો હાથ પોતાના હાથમાં જોરથી દાબ્યો અને બોલ્યાઃ–

"પ્રિયે! રુદ્રસેન અને શ્યામરાયના ખસી જવાથી બંડખોરોનું પાંસળું નરમ થયું છે. છેલ્લા ચાર પાંચ પ્રહરમાં મેં જે જોયું છે, તેપરથી મારી ખાત્રી થઈ છે કે જો એ બે બળિષ્ઠ સરદારો બંડખોરોના પક્ષમાં સામેલ રહ્યા હોત તો વાત ઘણી વધી પડત. બંડ સમાવવું કદાચ ભારે થઈ પડત. પણ હવે તો બાજી પલટાઈ છે. હવે જો તારા કાકા સાહેબ એ વાતને વળગી રહે તો તેઓ દિવાના છે, એમ જ કહેવું જોઇએ."

"આપને હું શું કહું?" લવંગિકા બોલીઃ–"કાકાસાહેબનો સ્વભાવ કેવો આગ્રહી અને અભિમાની છે એ હું જ જાણું છું. એકવાર તેમણે જો કોઈ બાબતનો આગ્રહ લીધો તો પ્રાણ જતાં તેઓ મૂકવાના નહિ. દોરી બળે પણ વળ જાય નહિ, એવી એમની વાત છે. આનું પરિણામ શું આવશે તે તો અત્યારથી જ જણાય છે. પણ એક વાતનો મને આનંદ થાય છે અને તે એ કે રાણીશ્રીને અનર્થ કરવા તેમણે જે માર્ગ પત કર્યો છે, તે માર્ગે જતાં અટકાવવાને આપે આપનાથી બનતું કર્યું છે. જો કે મારાથી કાકા સાહેબને શુદ્ધિમાં લાવવાને માટે કંઈ થયું નથી, છતાં આપને હાથે તેમને સુબુદ્ધિ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન થયો છે અને પોતાનો નાશ પોતે ન કરી લે, તેને માટે તમે ઘણુંએ કર્યું છે, એ સંતોષની વાત છે."

"આ દુઃખદાયક વાત કરવામાં કંઈ જ માલ નથી." રણધીર બોલ્યોઃ– "પણ બીજી એક તને આનંદની વાત કહેવાની છે. કાલે તારો ભાઇ મારી સાથે એવી ઉદાર રીતે વર્ત્યો કે કોઈ ભાગ્યે જ એમ વર્તશે. એણે મારી પ્રત્યે એવી તો મમતા અને ઉદારતા બતાવી છે કે, અમારે બન્ને જણને જીવનન દોસ્તી

બંધાઈ છે. કાલે હું તારા કાકા સાહેબને મળવા જવાનો છું એ વાત જાણી મારા સંરક્ષણને માટે એણે એવી તો મઝેદાર યુક્તિ શોધી કે ન પૂછો વાત. વધારે શું કહું. તેણે પોતાનો પ્રાણ મારા રક્ષણને જમીનગીરીમાં મૂકયો હતો."

"લલામક બિચારો ઘણોજ ભલો છે.' લવંગિકા બોલી:-'પ્રિય રણધીર! મારા ભાઇને હાથે આપની એટલી પણ સેવા થઇ, એ જાણી મને આનંદ થાય છે."

"વારુ તો તને એ જાણીને બમણો આનંદ થશે કે," રણધીર બોલ્યો:- "લલામકે બંડખોરોનો પક્ષ છોડવાનું મને જે વચન આપ્યું હતું તે તેણે હવે પૂર્ણ કર્યું છે. તેણે બંડખોરોનો પક્ષ સદાને માટે છોડ્યો છે."

"ત્યારે તો હવે તેને પણ ઘરનાં માણસો જોડે કલહ થવાનો." લવંગિકા બોલી:-"તેની સ્થિતિ પણ મારા જેવી જ થઈ. તેને પણ હવે ઘરનાં માણસોને મોં દેખાડવાનું ભારે થઈ પડશે. એ તો આપ જાણો છોને કે ઘરનાં સઘળાં માણસો રાણીની વિરુદ્ધ છે. ઘેર જતાં જ તેઓ સઘળાં તેને મેણાં મારી તેનો જીવ ખાઈ જશે. 'વિશ્વાસ ઘાતકી' 'કુટુમ્બ દ્રોહી' વગેરે શબ્દો તેને સાંભળવા પડશે. બિચારા લલામકને કેવું લાગશે? હરિ! હરિ! એનો સ્વભાવ પણ ભારે અભિમાની છે."

"અભિમાન તો ભાઈ બ્હેન બન્નેમાં સરખું છે." રણધીર મલકમાં બોલ્યો:- "કોઈ કોઇનાથી ઉતરે એમ નથી. પણ તારે લલામકની એટલી ચિંતા કરવાનું કંઈ કારણ નથી. તેણે બંડખોરોનો પક્ષ છોડવામાં એવી તો યુક્તિ વાપરી છે કે, કોઈ તેને 'વિશ્વાસ ઘાતકી' કહી શકશે નહિ, એટલું જ નહિ પણ તેની નિષ્ઠા કે હેતુ બદલ કોઈ શંકા પણ નહિ કરી શકે. તારા ભાઇએ મારા સંરક્ષણને માટે જે યુક્તિ સાધી હતી, તે જ યુક્તિ બંડખોરોથી છૂટા થવાને માટે ઉપયોગમાં લીધી છે. તેની સાથે બે નોકરો હતા એટલે કામ જરા સાવધપણાથી લેવું પડ્યું. પણ લેને હું તને બધી જ હકીકત ખુલાસાવાર કહું."

રણધીરે મહંતની ગુફા આગળ બનેલો સર્વ વૃત્તાંત લવંગિકાને કહી સંભળાવ્યો. લલામક તેના બે નોકરો સાથે કેવી રીતે ગુફામાં દાખલ થયો અને તેણે પોતે જ એ યુક્તિ શોધી કાઢી હતી, એ બધું તેણે વિગતવાર જણાવ્યું. પછી રણધીરે કહ્યું:-

"તારા કાકા સાહેબને મળી પાછો ફર્યો ત્યારે મારો વિશ્વાસુ દક્ષ ત્યાં પહેરો ભરતો હતો. પછી લલામકે ને મેં ઠરાવ કર્યો હતો, તે પ્રમાણે મોટેથી અને સખ્તાઇથી કહ્યું કે, 'જો બંડખોરોનો પક્ષ છોડવાને માટે

કુળદેવના સોગન ને હારુણુસિંહ મહાત્માની પાદુકાના સોગન ન લીધા તો આ ગુફામાં નોકરો સાથે પ્રાણ છોડવા પડશે, બીજો કંઈ જ ઉપાય નથી. ઉપરથી તો એણે ઘણો રોષ દેખાડ્યો. ઘણાએ બરાડા માર્યા પણ છેવટે જાણે કંઈ જ ઉપાય રહ્યો ન હોય તેમ લાચારીએ તેણે પ્રતિજ્ઞા લીધી. પછી તે ત્રણ જણ ગુફાની બ્હાર નીકળ્યા. અમે એકમેકની સાથે બોલ્યા કર્યા વગર જાણે કટ્ટા વેરી હઇએ એમ છૂટા પડ્યા. તેઓ તેમને રસ્તે પડ્યા હું મારે રસ્તે પડ્યો. અંદરથી અમે બન્ને એટલા તો ખુશી હતા કે પરમાત્મા તે જાણે છે. ટૂંકામાં એટલું કે આ ચોકઠું એવું ગોઠવ્યું હતું કે તે બન્ને નોકરો ફસાયા. તેમને એમ લાગ્યું કે લલામકને નિરુપાયે સોગન લેવા પડ્યા. હવે લલામક તે બંડખોરો આગળ જઇને જે કહેશે તે તેમને ખરું માન્યા વગર છૂટકો નથી. કારણ કે આ વાત એ નોકરો સમક્ષ બની છે અને તેઓ તેની સાક્ષી આપશે. હવે કહે લલામકને કોઈ વિશ્વાસ ઘાતકી કહે એમ નથીને?"

આ પછી તેઓ બન્નેએ બીજી કેટલીક વાતચીત કરી, જેની અત્યારે આપણે આવશ્યકતા નથી. આપણે આપણી વાર્તાની બીના તરફ વળીએ.

રણધીર વક્રદુર્ગથી ભદ્રપુરીમાં પાછો ફર્યો ત્યાર પછી ત્રીજે કે ચોથે દહાડે એક જાસૂસ એવી ખબર લઇને આવ્યો કે "કલ્યાણપુરથી બંડખોરોએ પોતાની છાવણી ઉઠાવી છે અને પૂર્વને માર્ગે તેઓ કૂચ કરતા જાય છે. રસ્તામાં તેમણે બે ત્રણ ગામો લૂંટયાં છે. શત્રુસાલે પોતે બંડખોરોના સૈન્યનું સેનાપતિત્વ લીધું છે. સૈન્યમાં આસરે ચાર પાંચ હજાર માણસો છે. તેઓ પલ્લવપુર ભણી કૂચ કરે છે."

રાણીના સૈન્યમાં ભરતી થઈ ગઈ હતી. સૈન્ય સર્વ તૈયાર હતું. રાણીએ દરબાર ભર્યો અને સરદારોને તેડાવ્યા. સર્વ સરદારમંડળ અને દરબારમાં એમ નક્કી થયું કે દશ હજાર સૈન્યમાંથી એકેક હજાર ત્રણ કિલ્લાના રક્ષણ માટે રાખવું. સાત હજાર બાકી રહ્યું તેમાંથી એક હજાર ભદ્રપુરના સંરક્ષણ માટે યોજવું અને છ હજાર સૈન્ય લઈ રાણીએ પોતે બંડખોરોની સામે જવું. બંડખોરોને પલ્લવપુરના રસ્તામાં પકડી તેમની સાથે યુદ્ધ કરવું. આ સૈન્યને ચાર ભાગમાં વહેંચી નાખવામાં આવ્યું હતું. બે હજાર પાયદળ જયરાજના તાબામાં સોંપ્યું હતું અને તેને અગ્રભાગ સોંપ્યો હતો. હજાર પાયદળ દુર્મદસિંહના હાથ નીચે રાખ્યું હતું અને તેને હરોળ સોંપી હતી. સૈન્યનો જે ત્રીજો ભાગ હતો તેનું સેનાપતિત્વ રણધીરને આપવા રાણીની ઘણી ઇચ્છા હતી. પણ રણધીરે આ વાત માનપૂર્વક

અસ્વીકાર કરી. એટલે છેવટે એ વિભાગ સરદાર અનલરાયને સોંપવામાં આવ્યો. ઘણાનો એવો આગ્રહ હતો કે રણધીરે કંઇક તો ઉપરીપણું લેવું. સઘળાની ઇચ્છાને વશ થઈ તેણે ખાસ સેનાના પાંચસે ઘોડેસ્વારની ટોળીનું ઉપરીપણું પત કર્યું. આ ટોળીમાં ઘણા ખરા રાજનિષ્ટ સરદારો જેઓએ રાણીને ગિરિદુર્ગ જતાં મદદ કરી હતી તેજ હતા. તેઓએ જ રણધીરને પોતાની સેનાનો ઉપરી બનાવ્યો હતો. તેઓ રણધીરના શૌર્યથી અને તેના યુદ્ધચાતુર્યથી વાકેફ હતા. એ હજાર સૈન્ય ખુદ રાણી અને દારુકના તાબામાં હતું.

રણધીરની ટુકડીને જે કામ સોંપવામાં આવ્યું હતું, તે ઘણું જ અગત્યનું હતું. તેને શત્રુસાલના લશ્કરની હિલચાલ તપાસી સઘળી હકીકત રાણીને પૂરી પાડવાની હતી. પ્રસંગ આવ્યે શત્રુસાલ જો પોતાનો વિચાર ફેરવે અને બીજે માર્ગે વળે તો શત્રુસાલના સૈન્યને અટકાવવાનું કામ પણ રણધીરની ટુકડીને જ બજાવવાનું હતું. આવી ન્હાની ટુકડીને માટે ખરું જોતાં તો આ કામ ઘણું જ ભારે હતું અને જોખમદારી પણ વિશેષ હતી. એટલું સારું હતું કે રણધીરની ટુકડીમાંના માણસો ચુનંદા અને વીણીને કાઢેલાં હતાં. તેઓ સાહસી અને નિડર હતા. તેમાં જે સરદારો હતા તે પણ એક પરદેશી સરદારના હાથ નીચે કામ કરવામાં હલકું લેખે એવા ન હતા અને રણધીરને ઓળખતા હોવાથી તથા તેમનો સ્વભાવ મળતો આવવાથી રણધીરની સાથે કામ કરવામાં હોંશ લેતા હતા. જે દિવસે જોશીએ મુહૂર્ત આપ્યું હતું તે દિવસે રાણીની સ્વારી નગરમાંથી બહાર પડી. બ્રાહ્મણોએ આશીર્વાદ ભણ્યા. રાજ્યગોરે કપાળમાં તિલક કર્યું. સૈન્યનો ઠાઠ જોવા લોકોની મેદિની રસ્તાપર ભરાઈ. સ્ત્રીવર્ગ ઘરની મેડીની બારીએથી સ્વારી જોવા લાગી. સૈન્યનો ઠાઠ પણ અપૂર્વ હતો. ભદ્રશ્યામા, દારુક, રાણીની સખીઓ સૈન્યના મધ્ય ભાગમાં હતાં. સેનાનાયકો પોતાની ટુકડી સાથે હાજર હતા. સામંતો ઉમદા સૈન્યપોશાક ધારણ કરી હાજર થયા હતા. એક મહાસાગરનું મહાન્ મોજું પ્રતિબંધને ઠોકર મારી નિષ્પ્રતિબંધ ગતિથી આગળ વધે તેવો સૈન્યનો કુચ કરતી વખતનો દેખાવ હતો. મહાસાગરની વિશાલતા સૈન્યમાં આ ઠેકાણે આવી રહી હોય એમ ભાસતું હતું. આ પ્રચંડ મોજાંને નિયમન કરનારી શક્તિ સમાન ભદ્રશ્યામા ભાસતી હતી. જાણે અસુરોની સાથે સંગ્રામ કરવા મહામાયા ઉતરી આવી હોયની તેવી તે જણાતી હતી. રાણીનો પોશાક અને મુદ્રા યુદ્ધના ઉત્સાહને શોભે તેવી હતી. યુદ્ધનો ઉત્સાહ અને શૌર્ય તેનામાં વ્યાપી ગયાં હોય એમ જણાતું હતું. તેણે તેના ઉન્નત થયેલા વક્ષઃસ્થળ પર સુવર્ણની કારીગરીવાળું હલકું

ઉરસ્ત્રાણ ધારણ કર્યું હતું. તેના બાહુપર ભુજત્રાણ લગાવી દીધું હતું. શિરસ્ત્રાણ અને મુખાન્તરણ એક હજૂરિયો હાથમાં લઈ ચાલતો હતો. સિંહ કટિ પર એક નાજુક પાણીદાર તરવાર લટકતી હતી. રાણીએ પોતાના માનીતા ઘોડાપર સ્વારી કરી હતી. ઘોડાને પણ યુદ્ધને ઉપયોગી સામાનથી શણગાર્યો હતો. તેની બાજુમાં એક નોકર રાણીની ઢાલ લઈ ચાલતો હતો. આ ઢાલમાં સુવર્ણથી ઝીણું કમળનું ફૂલ ભર્યું હતું. રાણીની મુદ્રાપર લવલેશ ભયની છાયા જણાતી ન હતી. જો કે સાધારણ રીતે વીરપુરુષની મુદ્રામાં જણાતી ક્રૂરતા અને ઉગ્રતા તેના ચ્હેરાપર ન હતી. છતાં આટલા સૈન્યનું આધિપત્ય સ્વીકારી પોતે અબળા છતાં રણસંગ્રામમાં જતી હતી તેથી સ્વાભાવિક અભિમાન જણાતું હતું. યુદ્ધ પ્રસંગ પૂર્વે કદિ પણ જોયેલો ન હોવાથી તે બાબતનું કુતૂહલ, યોગ્ય કારણને માટે શસ્ત્રધારણ કરવું પડ્યું છે, માટે વિજય અવશ્ય મળે એવી મનની ખાત્રી, અને એથી કરીને એક પ્રકારની નિશ્ચિંતતા અને ઉત્સાહ તેના મ્હોંપર જણાતો હતો.

હારુકે પણ સોનાનો ઢોળ ચઢાવેલું હલકા વજનનું બખ્તર ધારણ કર્યું હતું. એક ઢાલ બાંધી હતી અને કમરે એક પાણીદાર તરવાર લટકતી હતી. જો કે રાજાએ આવું મૂલ્યવાન્ બખ્તર ધારણ કર્યું હતું, છતાં આ ઉપરાંત એક બીજી પણ સાવધગીરી રાખી હતી. પોતાના ઘોડાની સાથે ચાલનાર નોકરના હાથમાં એક સાદું બખ્તર આપી રાખ્યું હતું. આનું કારણ હતું કે, જોખમના પ્રસંગે આ મૂલ્યવાન્ બખ્તર કાઢી સાદું બખ્તર ધારણ કરવું કે સામા પક્ષની માણસોને રાજાની ઓળખાણ પડે નહિ. આમ કરવાથી ભયનું કારણ ઓછું રહે, માટે હારુકે આ વ્યવસ્થા કરી હતી. અત્રે અમારે જણાવવું જોઇએ કે, હારુકે રાણીને જણાવ્યું હતું કે રાજ્યાધિકારી પુરુષોએ પંડે યુદ્ધમાં જવું એ સારું નથી. સેનાપતિ એ કામ કયાં કરી લે એમ નથી. યુદ્ધમાં કદાચ આપણને જખમ થાય તો આખા લશ્કરમાં ગભરાટ ફેલાય. આપણી કાળજી સહુને કરવી પડે અને લઢવામાં જીવ રહે નહિ. એ પ્રમાણે તર્ક કરી રાણીનું મન ફેરવવાને પ્રયત્ન કર્યો હતો. રાણીનો યુદ્ધે ચઢવા આગ્રહ હતો, એટલે લાચારીએ તેને ગયા વગર છૂટકો ન હતો.

ભદ્રપુરીથી થોડે છેટે ગયા પછી એક બાતમીદારે ખબર આણી કે 'શત્રુસાલનું સૈન્ય પલ્લવપુર ભણી જાય છે પણ તે હજી ત્યાં પહોંચ્યું નથી અને સૈન્યમાં માત્ર ત્રણ હજાર માણસો છે.' એટલામાં સરદાર રુદ્રસેન અને શ્યામરાયના વિજ્ઞપ્તિપત્ર પણ આવી પહોંચ્યાં. એ સરદારો મંદાર્ક રાજ્યની સરહદ

તરફ ચાલી ગયા હતા અને ક્ષમાને માટે યાચના કરી હતી. આ બે પત્રો તેમણે પોતાના માણસની સાથે મોકલી આપ્યા હતા. આ પત્રનો જવાબ હમણાં ન વાળવો એમ નિશ્ચય કર્યો હતો. આ સંગ્રામનું પરિણામ શું આવે છે તે જોયા પછી જે કંઈ કરવું હોય તે કરવું, એવો એ સરદારોનો અને મસલતગાર મંડળનો અભિપ્રાય થયો હતો. રાણીને પણ આ વિચાર પસંદ હતો. સરદાર રુદ્રસેન અને શ્યામરાયનો દાખલો બીજા સરદારોએ લીધો હતો. આ વિષે રણધીરે પ્રથમથી જ અનુમાન કર્યું હતું અને એ બીના વાંચનારને અવગત છે. આ સરદારો પક્ષ છોડીને ગયા, એથી કરીને બંડખોરોનું પુષ્કળ જોર નરમ પડ્યું હતું. આવા સંજોગોમાં શત્રુસાલ સિવાય બીજા કોઈ માણસે તો હતાશ થઈ આ કાર્યને છોડી જ દીધું હોત. શત્રુત્વ બાજુએ રાખી રાણીને શરણે ગયો હોત. પણ શત્રુસાલનો સ્વભાવ ઘણો જ આગ્રહી હતો. આ અડચણથી નિરુત્સાહી ન થતાં તેણે પોતાનું કામ બને એટલી યુક્તિ અને હિંમતથી આગળ ચલાવ્યું. શત્રુસાલનું એમ ધારવું હતું કે, એક વખત રાણીને તેના લશ્કર સાથે ભદ્રપુરમાંથી ખસેડી અને પછી ભદ્રપુરપર એકદમ છાપો મારી સર કરી નગર અને ખજાનો હાથમાં લીધો કે પછી કંઈ ઝાઝી આપત્તિ રહેશે નહિ. લોકો આપણા પક્ષમાં આવી મળશે અને રાણી સામે પછી યુદ્ધ કરવામાં ઝાઝી અડચણ આવશે નહિ.

શત્રુસાલના જાસૂસોએ શત્રુસાલને ખબર પહોંચાડી કે, "છ હજાર માણસોના સૈન્ય સાથે રાણીએ ભદ્રપુરીથી કુચ કરી છે અને પલ્લવપુર ભણી જાય છે. ભદ્રપુરના રક્ષણ માટે માત્ર એક હજાર સૈન્ય રાખ્યું છે." આ ખબર મળતાંની વાર શત્રુસાલે પોતાનું સૈન્ય ત્યાંથી જરા આગળ ખસેડ્યું. રાણી સૈન્ય સાથે વેગથી પલ્લવપુર જઈ પહોંચી. આમ કરવામાં તેના બે હેતુ હતા. એક તો એ કે, પલ્લવપુરનું રક્ષણ કરવું અને બીજું એ કે શત્રુસાલના સૈન્યને આગળ જતું અટકાવવું. પલ્લવપુરની પ્રજાએ રાણીનું ઘણું સન્માન કર્યું. આપણા ઉપર ભારે આફત આવવાની છે, એમ તે નગરના લોકોના જાણવામાં આવ્યું હતું. આથી તેમનાં મન ભારે ઉદ્વિગ્ન હતાં. પરંતુ શત્રુસાલનું સૈન્ય આવીને કનડગત કરવા માંડે ત્યાર પહેલાં રાણીની સ્વારી સૈન્ય સહ આવી પહોંચેલી જોઈ લોકોમાં ભારે ઉત્સાહ ફેલાયો. રાણીએ એક દિવસ આ શહેરમાં મુકામ કર્યો અને બીજે દિવસે શત્રુસાલના સૈન્યે જ્યાં પડાવ નાંખ્યો હતો ત્યાં જવા વિચાર કર્યો. શત્રુસાલનો પડાવ નંદીગ્રામ આગળ છે, એમ રાણીના જાસુસો ખબર લાવ્યા હતા. રાણીનું સૈન્ય બીજે દિવસે

પલ્લવપુર આગળની નદી ઓળંગી આગળ વધ્યું. જરા આગળ વધતાં ઋતુમાં ફેરફાર જણાયો. ચોમાસું પૂરું વ્યતીત થયું ન હતું. થંડોગાર પવન છૂટયો. આકાશમાં કાળાં ઘોર વાદળાં ફેલાવા માંડ્યાં. દિશામાં અંધારું વ્યાપ્યું. આજ કંઈ ભારે તોફાન જરૂર થવાનું છે એવાં ચિહ્ન સર્વને સ્પષ્ટ જણાવા લાગ્યાં. હવાની આ સ્થિતિ જોઈ રાણી લેશપણ ગભરાઈ નહિ. ઉલટું એના અંગમાં વધારે જોર આવ્યું. રાજાનો વિચાર આજ કુચ માંડી વાળવાનો હતો; પણ રાણીએ એવી ઇચ્છા જણાવી કે આજ તોફાન થવાનો સંભવ છે, માટે જેમ બને તેમ જલદી કુચ કરી આગળ વધવું. શત્રુસાલનું સૈન્ય કદાચ આજનો તોફાની દિવસ જાણી નંદીગ્રામ જ પડી રહેશે. માટે આપણને એકાએક તેમના પર છાપો મારવાને હરકત નહિ આવે. માટે જેમ બને તેમ ઝડપથી કુચ કરવી, એ જ આપણા લાભની વાત છે."

રાણીનો આ વિચાર ઘણા સરદારોને પસંદ આવ્યો અને સૈન્યે ઝડપથી કુચ કરવા માંડી. સઘળાને એમ ભાસતું હતું કે, આજ લઢાઇનો પ્રસંગ ક્યારે આવશે એનો કંઈ નિયમ નહિ; માટે સૈન્યની તૈયારી અને બંદોબસ્ત બરાબર રાખ્યો હતો. દારુકે પણ તૈયારી કરી હતી. પોતાના શરીરપરનું મૂલ્યવાન્ બખ્તર કાઢી નાંખ્યું હતું. મુદ્રાલેખ અને રાજચિહ્નવાળી ઢાલ પણ બદલી નાંખી હતી. ઘોડાના શરીરપરનો સામાન પણ ફેરવી નાંખ્યો હતો કે કોઈ એમ ન જાણે કે આ રાજગૃહનો કે કોઈ સરદાર છે. એક સાધારણ સૈનિકના જેવો દેખાવ ધારણ કર્યો હતો. રાણીનો પોતાના પતિપર પ્રેમ હતો અને દારુકે પોતાના સંરક્ષણને માટે જે સાવધગીરી લીધી હતી, તેથી તે નાખુશ થઈ ન હતી. પરંતુ જો દારુકે વધારે હિંમત દેખાડી હોત તો તેથી તેના વીરાંગના જેવા સ્વભાવને અતિશય આનંદ થયો હોત. ભદ્રપુરથી નીકળતાં સૈન્યની જે રચના કરી હતી તે પ્રમાણે સૈન્ય ગોઠવાઈ આગળ ચાલ્યું. રણધીર પોતાની ટુકડી સાથે અગાડી ગયો હતો. થોડી જ વારમાં વરસાદ જોરથી પડવા માંડ્યો. પવન સુસ્વાટ ભેર વાવા લાગ્યો. નદીનું પાણી પવનથી જોસભેર ઉછળવા લાગ્યું.

"આપણે અહીંથી પાછા ફરીએ એ ઠીક નથી?" દારુક પોતાનો ઘોડો રાણીની પાસે લાવી બોલ્યો:—"વરસાદ જોરથી પડવા માંડ્યો છે. પવન જોસથી ફુંકાય છે. તોફાનનાં ચિહ્ન સ્પષ્ટ જણાય છે. આ તરફનો વરસાદ કેવો ભયંકર હોય છે તે તો તું જાણે છે." આટલું કહી ધીમેથી ઉમેર્યું:—"હું મારે માટે કહેતો નથી, પણ તારી સુકુમાર દેહની મને ચિંતા થાય છે."

"મારે માટે તમે જરા પણ ધાસ્તી રાખતા ના." રાણીએ ઉત્સાહ અને આનંદ ભરી મુદ્રાએ કહ્યું:-"મને કંઈ આથી ભય લાગતો નથી. મને તો ઉલટું એમ લાગે છે કે આજનું આ તોફાન આપણને મદદ કરવા જ આવે છે."

આટલું કહેતાં તો એક મોટું ઝાપટું એવા તો સપાટાથી પડ્યું ને પવન એવો તો જોસથી ફુંકાવા માંડ્યો કે પાણીની વાછંટ શરીરપર પડવા લાગી. જાણે કોઈ પાણીની છોળો મારતું ન હોય એમ શરીરપરનાં બખ્તર વગેરે ભીંજાવા માંડ્યાં.

"પૂળો મુકાય એ તોફાનમાં!" દારુકે કહ્યું:-"તું કહેતી હતી ને કે આ પ્રકૃતિનાં તત્વો તને મદદ કરવાં આવ્યાં છે. લે લેતી જા. જો આ તેમની મદદ! તું હજી પણ કંઈ વિચાર કર. તારો શો વિચાર છે એ જ ખબર પડતી નથી."

"વિચાર એ કે બંડખોરો તો એમ જ માની બેઠા હશે કે આવા તોફાનમાં આપણે અહીંથી નીકળીશું નહિ." રાણીએ જવાબ આપ્યો:-"આવી આશામાં ને આશામાં તેઓ નંદીગ્રામ પડી રહેશે. તેઓ આમ બે ફિકરથી પડ્યા હશે એવી સ્થિતિમાં આપણે જઇએ ને તેમનાપર અચાનક છાપો મારીએ, તો ભારે યુદ્ધ કર્યા વગર આપણી ઇચ્છા પૂર્ણ થશે. જો એમ થાય તો પછી આ તોફાન આપણને સહાય્ય કરવા જ આવ્યું છે, એમ તમે પણ કબૂલ કરશો કે નહિ?" આટલું કહી રાણી પોતાની સખીઓ તરફ ફરી બોલી:-

"કહો? બહેનો! તમને આજના તોફાનથી કંઈ ભય લાગે છે ખરો?"

"આપ જ્યાં મોખરે છો" અનુપમા બોલી:-"અને આપ અમને લઈ જાઓ ત્યાં ભીતિ શી હોય!"

"એમાં વળી ભય શો છે જે? એ તો આવે એમાં શું?" લવંગિકા બોલી.

આ તરુણ અને ધૈર્યવાન્ સ્ત્રીઓનું ભાષણ સાંભળી મનમાં તો ભારે ચીઢ ચઢી, પણ એક અક્ષર બોલ્યા વગર ઓઠ ચાવતાં દારુકે પોતાનો ઘોડો આગળ હાંક્યો. વાદળાં વેરાયાં નહિ. વરસાદ મુસળધાર પડવા લાગ્યો. વિજળીના કડાકા થવા માંડ્યા. પવન સુસ્વાટાભેર વાવા લાગ્યો. પાણીની વાછંટ સમુદ્રનાં મોજાં પ્રમાણે શરીરપર ઉડવા લાગી. નદીમાં જોતજોતામાં પાણી વધવા માંડ્યું. ખેતરોમાં ઘુંટણપૂર પાણી થઈ ગયાં, નાળાંઓ ભરાઈ ગયાં. રસ્તાપર પણ એટલું પાણી ફરી વળ્યું કે સર્વ જળમય દેખાવા લાગ્યું. ઝાડની ડાળીઓ જોરથી હાલવા માંડી. કેટલાક ઝાડ તો પવનના સપાટાથી મૂળમાંથી જ ઉખડી પડતાં. આવી સ્થિતિમાં સૈન્યની શું દશા થઈ હશે! સૈનિકોનો પોશાક પાણીથી લથડપથડ થઈ ગયો હતો. જેમ તેમ કરી તેઓ આગળ પગલાં ભરતાં હતા. સામાન પણ

ભીંજાઈ પાણીથી તરબોળ થઈ ગયો હતો. સામાનના ગાડાને મુશ્કેલીથી ઘસડવા પડતાં. જમીનપર ઘુંટણભર પાણી થઈ ગયું હતું. જનાવરોની દશા પણ તેવી જ હતી. કેટલાક ઘોડા ચમકીને પાછા ફરતા. કેટલાકપરથી સ્વાર નીચે પડતા. રાણીને પણ સૈન્યની આવી દૈન્ય સ્થિતિ જોઈ મનમાં એમ થઈ આવ્યું કે દારુકનું કહેવું માન્યું નહિ તે ઘણું ખોટું કર્યું. પણ હવે પસ્તાવો કરવામાં કંઈ સાર ન હતો. કારણ કે પલ્લવપુર તો ઘણું જ પાછળ રહી ગયું હતું. આગળ વધ્યા વગર છુટકો જ ન હતો.

મેઘરાજે પણ પોતાનું કામ સપાટીને ચાલુ રાખ્યું હતું. આકાશ જાણે તૂટી પડશે એમ ભાસતું હતું. અંધારું એવું તો પ્રસર્યું હતું કે દશ હાથ છેટે શું છે તે મુશ્કેલીથી જણાતું. ખેતરોમાંના નાનાં ઢોર ઢાંખર પાણીમાં તણાતાં હતાં. આકાશમાં કાન ફાડી નાંખે એવી ગર્જના પ્રકૃતિએ ધારણ કરેલી ભયંકરતામાં વધારો કરતી હતી. રસ્તામાંનાં નાળાં સૈન્યની ગતિ રોકવાને માટે ઉન્મત્ત થયાં હતાં. પંચભૂતે ધારણ કરેલું ઉગ્ર સ્વરૂપ જોઈ એમ ભાસતું હતું કે પૃથ્વીનો પ્રલયકાળ સમીપ આવી લાગ્યો છે. ઝાડીની ડાળીઓ તૂટી પડતી. જાણે નાનાં રોપાઓ હોય તેમ ઝાડ મૂળમાંથી ઉખડી પડતાં અને પવનના સપાટાથી પાણીપર તરતાં સરતાં હતાં અને વખતે વખતે સૈન્યની ગતિ ભંગ કરવાને પ્રકૃતિને મદદ કરતાં હતાં. આવા પ્રસંગે ગમે તેવા નિડર અને ધૈર્યશાલી વીર પુરુષનું હૃદય ડગે. ગમે તેવા નિગ્રહી નરનું પ્રસંગાવધાન ગળી જાય. એવા પ્રસંગે રાણીએ ખરી હિંમત અને ધૈર્ય દાખવ્યું.

રાણીના ધૈર્યની ખરી પરીક્ષાનો પ્રસંગ પણ આ જ હતો. રાણીનું શરીર સઘળું ભીંજાઈ ગયું હતું. વાછંટ તેનાં મ્હોંપર ઉડતી હતી, પવન તેને ઘોડાપરથી ફેંકી દેવા પ્રયત્ન કરતો હતો. એવે વખતે પોતાના મનની શમતા કાયમ રાખી આસપાસનાંને ધૈર્યના શબ્દો કહી ઉત્સાહ અને ઉત્તેજન આપતી હતી.

રાજા સાહેબની સ્થિતિ માત્ર વિલક્ષણ હતી. તે મનમાં ને મનમાં આજના દુર્દિનને દોષ દેતો હતો. મનમાં આજ નીકળવાને માટે રાણીની બૈરક બુદ્ધિને શ્રાપ આપતો હતો. તેના મનનું ધૈર્ય જતું રહ્યું હતું. તેની સાથે બોલવાનું બંધ કર્યું હતું. મ્હોંપર અને માથાપર વાછંટ ન લાગે માટે શિરસ્ત્રાણ અને મુખાવરણ ચઢાવ્યું હતું. ખિન્ન મને જેમ તેમ ઘોડાપર આસન રાખી માર્ગક્રમણ કરતો હતો.

ભદ્રપુરીથી સૈન્ય નીકળ્યું તે વખતની સ્થિતિ અને અત્યારની સ્થિતિમાં કેટલો ફેર હતો ક્યાં તે દિવસનો થાટ અને આજની દુર્દશા. ભદ્રપુરીમાંથી નીકળતી વખતે

સૈનિકોનો ઝગઝગિત પોશાક, ચળકતાં બખ્તર, ચમકતાં શસ્ત્રો, ફરફરતા વાવટા, યુદ્ધોત્સાહથી ઉજ્જ્વલિત સૈનિકોનાં મુખ, સૈન્યની રૂઆબદાર કુચ, એ સર્વ કયાં ? ને આજ પાણીથી તરબોળ થયેલો પોશાક, ભીંજાયલા વાવટા, તેજહીન અને પરાણે જાણે ધારણ કરી રાખ્યાં હોય એવાં શસ્ત્રો, સૈનિકોની મલિન મુદ્રા, ભયભીત અને સંભાળી સંભાળીને પડતાં ડગલાં, સૈન્યની અવ્યસ્થિત કુચ એ કેવો વિલક્ષણ દેખાવ હતો ? અહા શું પ્રકૃતિની સીમાહીન શક્તિ ? પ્રકૃતિના તત્વો જો એક વખત ઉગ્ર સ્વરૂપ ધારણ કરે તો કેટલા અલ્પ સમયમાં ગરીબ બિચારા માનવીનો પરાભવ કરે છે. ખરેખર પ્રકૃતિ આગળ માણસ શું વિસાતમાં છે. શું તેનું જોર ! કંઈ જ નહિ.

આ વખતે રણધીર કયાં હતો ? તે અને તેની ટુકડી આગળ નીકળી હતી તેનું શું થયું, તેના કંઈ સમાચાર હજી સૂધી જણાયા ન હતા. આ ચુનંદી ટુકડી ઘણી જ ઝડપે આગળ જતી જણાઈ હતી. પણ પછી તે એકદમ અદૃશ્ય થઈ ગઈ. વરસાદ પડવા પછી રાણીનું સૈન્ય ઘણું ધીમું આગળ વધતું હતું. વરસાદ ઝાઝો પડવા પછી રાણીના સૈન્યની ગતિ એક છિદ્ર પડેલા વહાણના જેવી હતી. એકાદ વહાણમાં છિદ્ર પડી પાણી ભરાવા માંડે, આખરે તે પાણી વધી પડતાં વહાણની ગતિ આસ્તે આસ્તે મંદ થતી જાય અને છેવટે પાણીમાં ડૂબે, તેના જેવી સ્થિતિ આ સૈન્યની હતી. જાણે સઘળું સૈન્ય પાણીમાં તણાઈ જશે એમ ભાસતું હતું. આખરે રાજસૈન્ય નંદીગ્રામની પાસે લગભગ આવી પહોંચ્યું. હવે રસ્તામાં ખરી અડચણ હતી. નાળાં ઓળંગવાનાં હતાં અને તેમાં પાણી તો માતું ન હતું. વરસાદ ઓછો થઈ ગયો હતો પણ છેક બંધ થયો ન હતો.

એકાએક દારુકે પોતાનું મુખાવરણ ખોલી નાંખ્યું અને જાણે કંઈ વિચાર સ્ફુરી આવ્યો હોય, તેમ ખિન્ન મુદ્રાએ રાણીની પાસે આવી કહ્યું:–

" જો શત્રુસાલને આપણી સૈન્યની હીલચાલની ખબર પડી હોય અને તે સામેની ઝાડીમાં હોય તો આ થાકેલું ઉત્સાહ વગરનું આપણું સૈન્ય અત્યારે તેની સાથે લડી શકે એવી સ્થિતિમાં છે ?"

"પ્રિય દારુક !" રાણીએ શાંતિથી જવાબ આપ્યો:–

"અનર્ગ દેશના સૈનિકોની હિંમત અને ઉત્સાહ કશાથી પણ ભાંગતો નથી. તેઓ બહાદુર યોધા છે અને કંઈ ગાંજ્યા જાય એવા નથી."

"તે ખરી વાત." દારુકે જવાબ આપ્યો:–"ગમે તેટલા તોએ તે માણસો છે, નહિ કે દેવ. તેમનામાં ગમે તેટલું શૌર્ય હોય તેથી શું થયું ? વરસાદે સૈન્યની

એવી દુર્દશા કરી નાંખી છે કે અત્યારે જો લડાઇનો પ્રસંગ આવી ઉભો રહે તો બંડખોરોના ન થાકેલા સૈન્યની સામે ટકાવ ધરે, એ આશા રાખવી ફોકટ છે."

"વારુ તો આપણે હવે શું કરી શકીએ એમ છે?" રાણીએ કહ્યું:– "આપણે હવે પાછા ફરી શકીએ એમ પણ નથી. વળી અહીં રસ્તામાં પડી રહીએ એ પણ બનવાજોગ નથી. હવે તો જે થાય તે ખરી. આગળ વધવા વગર છૂટકો નથી. વળી એ પણ યાદ રાખવું કે, આપણું સૈન્ય શત્રુસાલનાથી બમણું છે.

"વારુ પણ તે રણધીરે તો આગળ જઇને બહુ ઉકાળ્યું લાગે છે જો?" આવેલું સંકટ કોઇને માથે ઢોળી પાડવાના ઉદ્દેશથી રાજાએ કહ્યું:–"તે ક્યારનો આગળ ગયો છે પણ પાછું વાળી વાટજ જોતો નથી તેમ કંઈ સમાચાર પણ તેણે મોકલ્યા નથી. આપણે જાણતા નથી ને એકાએક શત્રુસાલનું સૈન્ય કોણ જાણે ક્યારે સામું આવી ઉભું રહે, એનું શું કહેવાય?"

"હારુક!" રાણીએ જવાબ આપ્યો:–"રણધીરની કંઈ હકીકત આપણને જણાઈ નથી તેમાં એનો દોષ કાઢવો એ નકામું છે. એણે જે કર્યું હશે તે વિચારીને જ કર્યું હશે એમ મારી ખાત્રી છે."

"મને તો એમ લાગે છે કે એ કંઈ અડચણમાં તો નહિ આવી પડ્યો હોય!" એક સરદારે શંકા જણાવતાં કહ્યું:–"તે કંઈ તણાઈ તો ગયો નહિ હોય કે વખતે બંડખોરના સપાટામાં આવ્યો હોય તો? તે સિવાય આમ બનવું અશક્ય છે. નહિ તો એ ખબર આપ્યા વગર રહે જ નહિ."

"તે સામેથી કોણ આવે છે વારું?" રાણીએ કહ્યું:–"પેલા પાણીના ખાબોચિયાંમાંથી કોઈ સવાર આવતો હોય એમ જણાય છે. જુઓ. પેલી તરફ– આ બાજુ."

સર્વે જણ એ તરફ જોવા લાગ્યા. "હા કંઈ જણાય છે તો ખરું." તે સરદારે કહ્યું:–"કોઈ ઘોડો પાણીમાંથી બાથોડિયાં મારતો બહાર નીકળતો હોય એમ જણાય છે. પણ ઘોડા પર કોઈ સ્વાર હોય એમ જણાતું નથી."

"નહિ શું?" રાણી જેની દૃષ્ટિ ઘણી તીવ્ર હતી તે બોલી:–"તે ઘોડાપર સ્વાર છે અને પાણીમાંથી તે ઘોડાને આમ વાળીને લાવે છે."

વરસાદ બંધ પડી ગયો હતો અને આસપાસ થોડું દૂર જોઈ શકાતું હતું. ખરેખર એક ઘોડેસ્વાર રાણીના સૈન્યની તરફ આવતો હતો. એમ હવે બધાને સ્પષ્ટ જણાયું. તરત જ જયરાજે પોતાના બે સ્વાર સામા મોકલ્યા. આ સ્વાર

કંઈ **રણધીર** તરફથી ખબર લઇને આવે છે એમ સઘળાનું અનુમાન હતું તે ખરું પડ્યું.

તે સ્વાર **રણધીર** તરફથી સમાચાર લઇને આવ્યો હતો અને તે ઘણા અગત્યના હતા. **રણધીર પલ્લવપુરથી** નીકળી બે પ્રહર પહેલાં **નન્દીદુર્ગ** જઈ પહોંચ્યો. પણ ત્યાં જતાં ખબર પડી કે **શત્રુસાલે** સવારના જ તે સ્થળે પડાવ ઉઠાવ્યો હતો અને **ભદ્રપુર** તરફ કુચ કરવા માંડી હતી. આ ખબર પડતાં જ **રણ-ધીરે** પણ પોતાની ટુકડી સાથે નદી ઓળંગી તે દિશા પકડી. **રણધીરનો** વિચાર એમ હતો કે **ભદ્રપુરના** કિલ્લામાંના સૈન્યની મદદે જઈ ચઢવું કિંવા ફાવે તો **શત્રુસાલના** સૈન્યને રસ્તામાં જ કોક સ્થળે અટકાવી રાખવું. નદી ઓળંગી ગયા પછી **શત્રુસાલનો** હેતુ તેના સમજવામાં આવ્યો અને તેણે તાબડતોબ જાસૂસને રવાના કર્યો. પણ આ તોફાનને લીધે તેનાં આવતાં વાર લાગી. નાળાં ઓળંગવાં ઘણાં મુશ્કેલ હતાં માટે પાણી થોડું ઉતરી ગયા પછી તે આવ્યો હતો. **શત્રુ-સાલને** નીકળ્યાને ઘણો વખત થઈ ગયો હતો અને તેમનું સૈન્ય પણ ઘણું આગળ નીકળી ગયું હતું. તેમનો વિચાર સંધ્યાકાળ પહેલાં **ભદ્રપુર** પહોંચ-વાનો હતો અને ત્યાં જઈ એકદમ એ પાટનગર સર કરવું, એવો તેમનો ઇરાદો હતો. આથી કરીને **રણધીરે** મુખ્ય સૈન્યની વાટ ન જોતાં તેમની પુંઠ પકડી હતી.

રાણીએ આ ખબર સાંભળી કે તરત જ તેનું મોં વ્હિલાઈ ગયું. તેને લાગ્યું કે રાજદંડ હાથમાંથી પડી જઈ હવે તેના ટુકડા થવાના. હવે વૈભવ સૂર્ય અસ્તાચલ સમીપ આવી પહોંચ્યો. હવે રાજમુકુટ મસ્તક પરથી પડવાનો.

**દારુક** આ સમાચાર સાંભળતાંની વાર રાણી પર છંછેડાયો. તે ગુસ્સામાં નિરાશ થઈ બોલ્યો:–"થયું. હું કહેતો હતો તે આગળ આવ્યું ને? સત્યા-નાશ વળ્યો ને? બંડખોરો હવે ખચિત **ભદ્રપુરીમાં** પ્રવેશ કરવાના. ખજાનો બધો તેમના હાથમાં જશે. આ બધું તારા દુરાગ્રહનું પરિણામ, સમજી? મેં કહ્યું હતું કે આપણે **ભદ્રપુરમાં** જ રહીએ તો ઠીક. પણ તેં જરા પણ માન્યું નહિ. વારુ **પલ્લવપુરથી** પણ નીકળવા ના કહી. તો તે પણ સાંભળ્યું નહિ. જો ત્યાં રહ્યાં હોત તો **ભદ્રપુર** પાછાં વળી શકાત. હવે કંઈ એમ થાય એમ નથી. થયું હવે **શત્રુસાલ** શું નહિ કરે. આ બધું બૈરક બુદ્ધિનું પરિણામ છે. શાસ્ત્રકારોએ કહ્યું છે તે ખોટું કે '**स्त्रीबुद्धिः प्रलयावहः**' બધી મહેનત પર પાણી ફરી વળ્યું."

આ પ્રમાણે **દારુક** રાણીને ટોચણી કરવા લાગ્યો. આખરે બીજું કંઈ ન વળ્યું ત્યારે થોડાં આંસુ પણ પાડ્યાં.

"હજી કંઈ બાજી હાથમાંથી ગઈ નથી." આટલું કહેતાં કહેતાં રાણીનું મ્હોં લાલ થઈ ગયું. તેની આંખમાં વિદ્યુત્તેજ ચમકવા લાગ્યું. તે ઉત્સાહથી બોલી:– "આપણા આ શૂરવીર સિપાઇઓ મારે માટે કહું તે કરવા તૈયાર છે. અગ્નિમાં ભૂસ્કો મારતાં પાછા હઠે એમ નથી. આપણી પાસે આટલું સૈન્ય છે. આપણે આમને આમ જોઇએ તો તેમની પુંઠ પકડી શકીશું."

આ પ્રમાણે રાજા અને રાણી વચ્ચે જે ટપાટપ થઈ તે વિસ્તારથી લખવાની જરૂર નથી. જેમ તેમ રાણીનું સૈન્ય નન્દીદૂર્ગ જઈ પહોંચ્યું. નદી ઓળંગીને જવા તૈયારી માટે વાર લાગે એમ હતું તેથી સૈન્ય સાથે રાણીએ ત્યાં જ મુકામ કર્યો. શત્રુસાલને નીકળવામાં ચાર પ્રહર જેટલો અવકાશ મળ્યો હતો. વળી ભદ્રપુરીને રસ્તે વર્ષાદ કંઈ ઝાઝો ન હતો અને રસ્તો પણ સારો હતો. હવે કંઈ રસ્તામાં શત્રુસાલનું સૈન્ય અટકાવાય, એ બનવાજોગ ન હતું. વળી રણધીર એકલો પાંચશે માણસથી એટલા મોટા સૈન્યને ટક્કર આપી અટકાવે, એ આશા પણ આકાશ કુસુમ સમાન હતી. આખરે રાત્રિ તો નન્દીદૂર્ગમાં જ પસાર કરવી, એમ સઘળાનો વિચાર થયો.

આ રાત રાણીએ કેવી ચિંતામાં અને દુઃખમાં પસાર કરી હશે તેની કલ્પના કરવી સ્હેલ છે. બંડખોરોનું સૈન્ય ભદ્રપુરમાં શું પ્રવેશ તો નહિ પામ્યું હોય? શત્રુસાલના ત્યાં પહોંચતાની વાર શહેરની કુંચી તેમને તો સોંપવામાં નહિ આવી હોય? ભદ્રપુર તેમના હાથમાં જવાથી તેમના પક્ષને જોર તો નહિ આવે ને? એથી કરીને મારા પ્રયત્નને હાનિ પહોંચશે? શહેરનાં માણસો એના પક્ષમાં ઢળી જશે તો? આવા અનેક પ્રશ્ન તે પોતાના મનમાં પૂછતી પણ તે એકનો પણ સંતોષકારક જવાબ તેને જડતો નહિ. વિચાર અંતે તેને એમ ભાસ્યું કે, જો શહેરના લોકો શત્રુસાલના પક્ષમાં ઢળશે તો બંડ શમાવવાને ઘણી જ વાર લાગશે.

આમ રાણીના મનમાં આવા વિચાર સાગરનાં મોજાની માફક ઉઠતા હતા. તેના મનને આ દુઃખદ તર્ક કોતરી ખાતા હતા, છતાં તે ધૈર્ય ધારણ કરી રહી હતી. સૈન્યમાં નિરાશા ન ફેલાય માટે સરદારોને ઉત્સાહ આપતી અને પોતાના અંતરની શંકા કોઇને જણાઈ ન આવે, એની સંભાળ રાખતી હતી.

રાણીની જ્યારે આવી સ્થિતિ હતી ત્યારે મહારાજ દારુક શું કરતા હતા? તેઓએ પોતાનું દુઃખ વિસારે પાડવા માટે મદિરાદેવીનો આશ્રય લીધો હતો.

રાત્રભર વિશ્રાંતિ મળવાથી સૈન્યનાં માણસો તાજાં થયાં હતાં. નાયકો પોત-

પોતાના હાથ નીચેના માણસોને લઈ નદીને પાર કરવાની તૈયારીમાં લાગી ગયા હતા. એટલામાં કોઈ ખબર લાવ્યું કે, 'શત્રુસાલે ભદ્રપુરમાં પ્રવેશ કર્યો હતો અને પોતાના નામની દ્વાહી ફેરવી હતી.'

આ સમાચાર સાંભળી રાણીએ સરદારોને બોલાવ્યા અને મસલતગાર મંડળ એકઠું કર્યું. ઘણા મતે એમ ઠર્યું કે, પક્કી બાતમી આવે નહિ ત્યાં સુધી આગળ વધવું નહિ. બહુ તો નદી ઓળંગી પાસે જ કમળદુર્ગમાં જઈ પડાવ નાંખવો.

રાણી અને બીજા કેટલાક જાણુ આશ્ચર્યમાં પડ્યા હતા કે રણધીર તરફની ફરી બીજી બાતમી હજી સુધી કેમ આવી નથી. એનું શું થયું, એની કંઈ ખબર! આમ રણધીરની વાત થતી સાંભળી રાજાના મનમાંનો કીડો સળવળી આવ્યો. વળી રાત્રિના પીધાથી સ્વભાવ પણ ચિડીયો થયો હતો. તેને લાગ્યું કે રણધીરને હલકો પાડવાનો આ ઠીક લાગ છે. એ જોઈ દારુકે કહ્યું:–

"હું સોગનપૂર્વક કહું છું કે, એ હવે ફરી પાછો આવવાનો નથી. ભલું હશે તો તે સંતાઈ બેઠો હશે કે ભલું હશે તો બંડખોરોને મળી ગયો હશે. હવે એ મોઢું બતાવવા બેસી રહે ખરો?"

"ગમે તે કારણથી તેણે સંદેશો ન મોકલ્યો તો તેથી શું?" રાણીએ, દારુકની ખોટી શંકાથી ખેદ પામી કહ્યું:–"એટલું તો ખચિત કે, જે માણસે વિના સ્વાર્થે આપણી આટલી સેવા કરી છે અને કરે છે, તે કદાપિ કાળે શત્રુપક્ષમાં જાય એ બનવાજોગ નથી. એવી નીચ કલ્પના આપણાથી થાયજ કેમ! જે માણસ પોતાનો પ્રાણ અર્પવા તૈયાર થાય, તેને હાથે આવું કૃતઘ્ન કામ બને ખરું?"

"અરે પણ આમ તો જુઓ!" જયરાજે કહ્યું:–"આ સૈન્યની ટુકડી આવી લાગી જણાય છે."

"અરે એ કંઈ આપણું અહીંનું જ સૈન્ય ન હોય?" રાણીએ જવાબ આપ્યો.

"આપણું સૈન્ય તો ઉત્તરની તરફ રાખ્યું છે." જયરાજે જવાબ આપ્યો:– "આ તો કોઈ બીજી જ ટુકડી જણાય છે."

"કદાચ તે સરદાર રણધીરની જ ન હોય!"

"રણધીરની ટુકડીમાં એટલાં માણસ નથી." અનલસચે કહ્યું:–"વારુ તે દક્ષિણ તરફથી આવે છે, એટલે ભદ્રપૂરથી આવતાં હોય એમ કેમ બને?"

"ખરેજ રણધીરનાં હોય તો એ દિશામાંથી આવે નહિ." રાણીએ કહ્યું:– "આ શું? એ આપણી મદદે આવે છે કે પછી દુશ્મનનાં માણસો તો નથીને?"

જ્યારે ઉપર આ પ્રમાણે વાતચીત થતી હતી ત્યારે રાણીની ચાર સખીઓ-

વાંચનારને એ જણાવવું આવશ્યક છે કે કુસુમલતા અને અદ્રિલતાના જવા પછી બીજી બે કન્યકાઓ રાણીની તહેનાતમાં આવી હતી–જે ગઢમાં રાણીનો ઉતારો હતો ત્યાં નીચે આવી આંગણામાં વાતચીત કરતી હતી. એટલામાં એક સૈનિક એકાએક ત્યાં પાસે આવતો જણાયો. તેના શરીરપર બખ્તર હતું. ઢાલ, પાછળ વાંસે હતી. તરવાર કમરે લટકતી હતી. માથે શિરસ્ત્રાણ નાંખ્યું હતું. માત્ર મ્હોં ખુલ્લું હતું. શરીરે કદાવર, ઉંચો હતો અને મુછો લાંબી હતી. તેની ચાલવાની લઢણ કઢંગી જણાતી હતી. તેની એક આંખ કાણી હતી એટલે તેની દૃષ્ટિ સબળ ન હતી. તે દેખાવે જો કે સુરૂપ નહતો તેમ છેક કદરૂપો પણ ન હતો.

આવનારની દૃષ્ટિ નબળી હોવાથી તે સમજી શકયો નહિ કે આ સૈનિક નથી પણ સૈનિકના પોશાકમાં સજ્જ થયેલી તરુણીઓ છે, તેથી તે રોફભેર પોતાની તરવાર કાઢી બોલ્યોઃ—

“દૂર! ખબરદાર જો આગળ વધ્યા તો! જો તમે ઓળખતા હો તો છેટે રહીનેજ વાત કરો અને હું જે કહું તે સાંભળો.”

રાણીની નવી સખી વત્સલા અને લવંગિકા બન્ને આગળ હતાં અને એક-મેકની સાથે વાતો કરતાં હતાં જ્યારે આ સૈનિકે તેમને ઉપર પ્રમાણે સંબોધ્યાં.

“આહ! એનો હેતુ કંઈ સારો જણાતો નથી.” વત્સલા બોલીઃ–“એ કંઈ તોફાન કરવા માંગે છે.” એટલું કહી ઝટ મ્યાનમાંથી તરવાર ખેંચી કાઢી.

“અરે આ તો સરદાર ધનાધિપ છે ને?” લવંગિકા એકદમ બોલી ઉઠી અને તેણે પણ પોતાની તરવાર મ્યાનમાંથી બ્હાર ખેંચી કાઢી.

“ઈશ્વરે! મારા હાથને અબળાની સામે થતાં રોકયો એ ઠીક થયું.” ધનાધિપ બોલ્યો, એટલામાં અનુપમા અને વલ્લરી પણ ત્યાં આવ્યાં. તે સરદારે કહ્યું:–

“કોણ લવંગિકા! હા, બરાબર એ તો તુંજ છે. આપણે ઘણીવાર એક બીજાને મળ્યાં છીએ, તું કયાં મને ઓળખતી નથી. અરે આ તો અનુપમા છેને. ઠીક. તમે આજ સૈનિકનો પોશાક પહેર્યો લાગે છે?”

અનુપમા હિંમતથી બોલીઃ–

“પણ કાકા સાહેબ! આપ અત્યારે અહીં કયાંથી? આપને તો મંદાકે જવું પડ્યું હતું ને? આપને તો રાણીબાએ હદબ્હાર કર્યા હતા અને તમે કયાં અંતરિક્ષથી અહીં આવી પડ્યા કે શું?”

“હા, જોને રાણીને અને મારે ગમે તે વાંધો હોય, તેથી આવી વખતે મારાથી

બેસી રહેવાય ખરું? તેમણે મને દેશનિકાલ કર્યો તેથી શું? મારા જેવા સામંતે અણીને પ્રસંગે મદદ ન કરવી? દીકરી! આ તરવાર રાણીના દુશ્મનોના હૈયાં ચીરવા તૈયાર છે સમજી!"

"એમ, ત્યારે તમે રાણીબાને મદદ કરવા આવ્યા છો? જો એમ હોય તો—"

"તેની તને શંકા આવે છે? જા. રાણીને હું આવ્યો છું એની ખબર આપ તો." સામંત બોલ્યો:—"જો હું સારી નિષ્ઠાથી આવ્યો છું. એની ખાત્રીને માટે સાથે અનુચર પણ લાવ્યો નથી અને એકલો હાજર થયો છું. પણ જો પણે મારાં માણસોની ટુકડી રાણીશ્રીને માટે લડવા તૈયાર છે."

"બ્હેન લવંગિકા જા, જઇને બા સાહેબને આ વાત નિવેદન કર." અનુપમા બોલી.

લવંગિકા મેડીપર જ્યાં સરદાર અને મસલતગાર મંડળ બેઠું હતું ત્યાં ગઈ અને બોલી:—"બા સાહેબ! હું અહીં એમને એમ દાખલ થઈ તે ક્ષમા કરો. પેલી સૈન્યની ટુકડી જણાય છે તે આપની મદદને માટે આવેલ છે. તેના સેનાપતિ પંડે નીચે હાજર છે. સામંત ધનાધિપ."

"કોણ ધનાધિપ!" રાણીએ ચોંકીને પૂછયું:—

"આશ્ચર્યની વાત છે. જે મારું સત્યાનાશ વાળવા તત્પર થયો હતો તે જ મને મદદ કરવા આવે ને બચાવે!"

"બચાવનાર તો બીજો છે. બેટા!" મામાએ દાખલ થતાંની વાર કહ્યું. મામાના ચ્હેરાપર આનંદની છટા ખેલતી હતી. તેમની દૃષ્ટિમાં વિલક્ષણ તેજ રમતું હતું. તેઓ દાખલ થતાંની વાર રાણીને પુત્રીવત્ સ્નેહથી વળગી પડ્યા અને બોલ્યા:—

"ઈશ્વર કૃપાથી આજનું સંકટ ટળી ગયું. દુશ્મનોના મ્હોં કાળા થયાં."

"કોણે? શી રીતે?" સઘળા સાથે બોલી ઉઠ્યા.

"રણધીરે" મામાએ પૂર્વ સ્થિતિપર આવી જવાબ આપ્યો. જો કે આનંદના ઉછળતા તરંગમાં તેઓ ભૂલી ગયા કે ભદ્રશ્યામા હવે મારી પુત્રી નથી પણ રાણી છે અને તેથી તેઓએ તેને છોકરીની માફક છાતીએ દાબી. મનુષ્ય ગમે તેવો નિગ્રહી હોય, ગમે તેવો વિચારી હોય, પણ જ્યાં મનોવિકારની પ્રબળ લાગણી વ્યાપે છે કે તેનું આચરણ ગાંભીર્ય જતું રહે છે. મામા જે એટલી દીનતાથી અને વિનયથી અને મર્યાદાથી વર્તતા હતા તે આજ ભૂલી ગયા કે, હું કયાં છું? રાણી કેવી સ્થિતિમાં છે? અને આસપાસ કોણ છે?

રાણીને પણ આથી ખોટું લાગ્યું નહિ. ઉલટો તેથી તેને આનંદ થયો. પોતાના

મામાનો પ્રેમ જોઈ તેની આંખમાંથી આંસુ ટપકયાં. આ આનંદનો ઉભરો પૂરો થતાં જ કેટલાકે સવિસ્તર હકીકત જાણવા ઇચ્છા દર્શાવી.

નંદકે કહ્યું:—

"શત્રુસાલે જઇને ભદ્રપુરીપર હલ્લો કર્યો અને એક કિલ્લો સર કરી તેઓ અંદર દાખલ થયા. શત્રુસાલને અંદર દાખલ થયેલ જોઈ લોકોનાં મન વિચારમાં પડી ગયાં. પણ એટલામાં તો તે બહાદુર રણધીર ત્યાં આવી ચડ્યો. શહેરના સંરક્ષણ માટે રાખેલી ટુકડીને જેમ તેમ પાછી એકઠી કરી અને શત્રુસાલની સામે તુમુલ રણસંગ્રામ કર્યો. શહેરના લોકોએ પણ આ કામમાં ઠીક મદદ કીધી. શત્રુસાલનો પરાજય થયો. તેઓ નગરી છોડી બાકીનું સૈન્ય લઈ નાઠા. રણધીરનો જય થયો. પણ—પણ—"

"પણ શું?" રાણીએ આધરાઇથી પૂછયું:—"પછી થયું શું?"

"કંઈ નહિ." મામાએ ખિન્ન સ્વરે કહ્યું:—"જે યોધાએ અતુલ પરાક્રમથી દુશ્મનનો પરાજય કરી તેને ભગાડ્યો, રાજધાનીનું રક્ષણ કર્યું, તે ભારે જખ્મી થઈ પડ્યો છે—"

"કોણ રણધીર!" દુ:ખાવેગથી વ્યાકુળ સ્વરે રાણી બોલી:—"શું તે ભારે ઘાયલ થયો છે?"

"હા" મામાએ કહ્યું.

આ છેવટના શબ્દો સાંભળતાં લવંગિકાને આઘાત થયો. તેના મ્હોંપર ચીસ આવી પણ તે બહાર નીકળી નહિ. તે અંદરને અંદર દબાઈ ગઈ. તે એકદમ મૂર્ચ્છા ખાઈ જમીનપર પડી.

---

# પ્રકરણ ૨૦ મું

## ઝખ્મી સરદાર

મહારાત નન્દકે જયના સમાચાર કહ્યા તેના આનંદમાં રાણીની આસ-પાસની મંડળી એટલી તો ગર્ક થઈ હતી કે લવંગિકા મૂર્ચ્છા ખાઈ જમીનપર પડી એ બાબત ઘણાના લક્ષમાં આવી નહિ. જેના જાણવામાં આ બીના આવી તેમને એમ લાગ્યું કે આનંદના એકદમ ઉભરાથી તે દેહભાન ભૂલી મૂર્ચ્છા ખાઈ જમીનપર પડી. માત્ર નન્દકના મનમાં આ વિચાર આવ્યો નહિ. મામાને ઘણા દિવસથી શક હતો કે, રણધીર અને લવંગિકા, બન્નેનાં અંત:કરણ પ્રેમરજ્જુથી

ગંઠાયાં છે. આને લીધે લવંગિકાને શાથી મૂર્ચ્છા આવી, એનું કારણ મામાના કળવામાં આવ્યું. ચતુર રાણીના મનમાં કલ્પના આવી કે, વખતે લવંગિકાનું મન રણધીર પ્રતિ આસક્ત હોય એમ કેમ ન સંભવે? કદાચ પોતાના પ્રીતિ-પાત્રની હકીકત સાંભળી તેને મૂર્ચ્છા આવી હોય એ બનવા જોગ છે.

રાણીએ લવંગિકાને બિછાના પર સુવરાવવાની આજ્ઞા કરી, અને થોડુંક ગુલાબજળ મંગાવ્યું અને તેના મ્હોંપર છાંટી પોતે પંખો નાખવા લાગી. લવં-ગિકા થોડી વારમાં શુદ્ધિમાં આવી, પણ તેનો ચ્હેરો ચિંતાક્રાન્ત હતો. લવંગિકાની આ સ્થિતિ જોઈ રાણીનું અંતઃકરણ વિહ્વળ થયું અને તેણે લવંગિકાને તાબડ-તોબ ભદ્રપુરી મોકલી આપવી, એમ નિશ્ચય કર્યો.

રાણીએ મામા સાહેબને પાસે બોલાવ્યા અને સર્વના સમક્ષ કહ્યું:–

"મામા સાહેબ! આપ હમણાં ને હમણાં ભદ્રપુરી રવાના થાઓ. ત્યાં જઈ તે શૂરવીર, પરાક્રમી, યશસ્વી તરુણ સરદારને મારાવતી અભિનંદન આપો. તે પરમ પરાક્રમી સરદારે પોતાના પ્રાણની પર્વા ન કરતાં આજ આવેલું ભયંકર સંકટનું વાદળ વેરી નાંખ્યું છે. આજ હાથમાંથી જવા બેઠેલું રાજ્ય તેણે જ પાછું મેળવ્યું છે. વિજયવંત બંડખોરોને ન્હસાડી ભગાડ્યા છે. ટુંકામાં આપણી આબરુનું રક્ષણ કર્યું છે. આપણું ડૂબતું વ્હાણ તાર્યું છે. એવા નરનું અભિનંદન કરવું, એ મારું કર્તવ્ય છે. વળી આ સિવાય એ પણ છે કે, તે વીર સરદાર ઝખ્મી થયો છે, એ જાણી મને ભારે ચિંતા થાય છે. માટે આપ તાબડતોબ અહીંથી જઈ તેના આરામને માટે યોગ્ય ઉપચાર કરાવવાનો બંદોબસ્ત કરો. આપના એકલાથી આ કામ નહિ બને. તેના ઉપચારમાં મદદ કરવા કુશળ અને કોમળ હાથની જરૂર છે. આપ સાથે મારી આ સખીઓને લઈ જાઓ."– એટલું કહી પોતાની સખી તરફ વળી–"કેમ લવંગિકા! તું મામા સાહેબની સાથે જઇશને? બ્હેન અનુપમા! તું પણ સાથે જા. જે આપણા રક્ષણને માટે પોતાના પ્રાણની આહુતિ આપતાં પાછો ડગ્યો નથી તેને જલદીથી આરામ થાય, તેને માટે આપણાથી બને તેટલું કરવું જોઇએ. કેમ બ્હેન ખરુંની? કેમ લવંગિકે! તું બોલતી નથી?"

મને મૂર્ચ્છા આવતાં મારી અંતરની વાત રાણી તાડી ગઈ છે, માટે મને ભદ્રપુરી મોકલવાની આ યુક્તિ શોધી કાઢી છે, એ ધૂર્ત લવંગિકા સમજી ગઈ, પરંતુ તે કંઈ બોલી નહિ. પોતાના પ્રિયતમના દુઃખદ પ્રસંગે તેની સેવા સુશ્રૂષા કરવાનો લાભ મળતાં તેણે કંઈ આનાકાની કરી નહિ.

પળમાં જ કંઈ સ્મરણ આવતાં નન્દકે કહ્યું:–

"રાણી સાહેબ! સરદાર ધનાધિપ આપના જવાબની રાહ જૂએ છે."

"અરે! હા," રાણીએ કહ્યું:–"એ તો આપણે ભૂલી ગયાં. જ્યારે એક તરફથી એક જણે આપણે માટે જય મેળવ્યો ત્યારે બીજી તરફથી એક જણ મદદ કરવા હાજર થયો. આપણે એક વખતે એ સરદારને દેશનિકાલ કર્યો હતો એ ખરી વાત છે; પરંતુ, જ્યારે આપણને મદદની ઘણી જ જરૂર છે, એવી વખતે એની મેળે મદદ કરવા આવે તો આપણે એના પહેલાંના ગુન્હા તરફ દરગુજર કરી માફી આપવી એ યોગ્ય છે. આપણી સાથે મતભેદને લઈ તેણે અયોગ્ય કામ કરવા માંડ્યું હશે, પણ તેનામાં રાજનિષ્ઠાનો અંશ નષ્ટ થયો નથી."

રાણીનું આવા પ્રકારનું બોલવું સાંભળી નન્દક કંઇક વિચારમાં હોય એમ ઉભા રહ્યા.

"આપને આ વિચાર કદાચ યોગ્ય લાગતો નહિ હોય." રાણીએ કહ્યું:–"પણ તેમ કરવામાં મારો કંઇક હેતુ છે. એ સરદારે કરેલા રાજદ્રોહ સામું ન જોવામાં ખાસ કારણ છે. આપને એ સરદારના વર્તન સંબંધી શંકા લાવવા જેવાં ખાસ કારણો છે એ હું જાણું છું. એનું વર્તન સ્થિર નથી. આજ એક પક્ષ તો કાલે બીજો. એ ખરું, પણ એ અણીની વખતે મદદ કરવા ધાઈ આવ્યો, તે માટે આપણે ઉદારતા બતાવવી જોઇએ. આ ઉપરાંત એ પણ છે કે અત્યારે ઘણા બળવાન્ સરદારો આપણા વિરુદ્ધ પક્ષમાં ભળી ગયા છે, તે વખતે આવા એક સરદારની આવતી મદદને પાછી ઠેલવી એ યોગ્ય નથી. વળી બીજા સરદારોમાં એનું વજન છે, એ ક્યાં આપણાથી અજાણ્યું છે."

તરત જ રાણી દિવાનખાનામાં ગઈ. તે દરબાર મંડળ યથોચિત ગોઠવાયું. રાણીએ ધનાધિપની મુલાકાત લીધી. તેના ગુન્હાની માફી દર્શાવી. ધનાધિપની મદદનો આદરપૂર્વક સ્વીકાર કરું છું એમ જણાવ્યું.

આણી તરફ મહારાવ નન્દક, લવંગિકા, અને અનુપમા થોડાં માણસો સાથે રાજનગર તરફ જવા નીકળ્યાં. તેઓ ઘણાં ઉતાવળથી ભદ્રપુરી તરફ જતાં હતાં ખરાં પણ રસ્તામાં થોડીવાર વિશ્રાંતિ લીધા વિના છૂટકો ન હતો. અહીં તેમને ભદ્રપુરથી મોકલેલા બાતમીદાર આવી મળ્યા. જેમણે સઘળી વિગતવાર હકીકત જાહેર કરી.

"આગલે દિવસે સાયંકાળે શત્રુસાલ ભદ્રપુરી પાસે આવી પહોંચ્યા. કોટને ઘેરો ઘાલ્યો. તેમનું અનુમાન હતું કે, શહેરના કેટલાક મોભાદાર માણસો

સામેલ થશે પણ એમ કંઈ બન્યું નહિ. પછી તેમણે શહેરના ગઢવીને નગરના દરવાજાની કુંચી સ્વાધીન કરવા કહેણ મોકલ્યું. ગઢવી ગભરામણમાં પડ્યો કે શું કરવું? જો કુંચી શત્રુસાલને સ્વાધીન કરે તો રાજદ્રોહ થાય અને ન સ્વાધીન કરે તો એવા બળવાન્ અને મોટા લશ્કર સાથે ટકાવ શી રીતે કરવો? આખરે હા ના કરતાં છેવટે કુંચી સ્વાધીન કરતો નથી.” એવો સંદેશો મોકલાવ્યો. સૈન્ય કોટને ઘેરાઈ વળ્યું હતું. તેણે હુમલો શરુ કર્યો. એક પ્રહરમાં તો શહેરનો એક દરવાજો સર કર્યો અને શત્રુસાલે શહેરમાં પ્રવેશ કર્યો. શહેરના લોકોની સહાનુભૂતિ તેની તરફ ન હતી એ તરત જણાઈ આવ્યું. શહેરમાં મુખ્ય બજાર અને માર્ગપર થોડું સૈન્ય રાખી બાકીનું કિલ્લાની આસપાસ બ્હાર રાખ્યું હતું. રણધીર રહવાર થતાં કિલ્લા આગળ આવી પહોંચ્યો. કિલ્લાના બ્હારના સૈન્યને હરાવી એક દરવાજેથી તે પોતાના માણસ સાથે શહેરમાં દાખલ થયો. લોકોએ તરત જ દરવાજો ઉઘાડ્યો, અને રાણીનાં સૈન્યનો આગલો ભાગ આવી પહોંચ્યો છે, બીજું સૈન્ય આવે છે એવી બુમ ફેલાઈ. શું કરવું એનો વિચાર કરવા રણધીર રહ્યો નહિ. તેની ટોળીનાં માણસો જીવ પર આવી લઢવા તૈયાર હતા. તરત જ શહેરના રક્ષકને મળ્યો અને રાખેલા સૈન્યના બાકી રહેલાં માણસો એકઠાં કરી કેસરિયાં કરતો હોય તેમ શહેરના દક્ષિણ દરવાજા ભણી વળ્યો. રજવાડામાં શત્રુસાલને પણ ખબર પડી અને તેઓ પોતાના માણસ સાથે આવી લાગ્યા. ચાર ઘટિકા સુધી ભારે લડાઈ ચાલી. શત્રુસાલનાં માણસોની ભારે કતલ થવા લાગી. તેઓ ચારે બાજૂએ નાસવા લાગ્યા. શત્રુસાલને પણ નગર ખાલી કરવું પડ્યું અને તેઓએ પોતાના સૈન્યની સાથે ચાલતી પકડી. છેવટની ઝપાઝપીમાં રણધીરને ડાબી કુખમાં ભારે ઝખ્મ લાગ્યો. તરત જ એક બીજા સરદારે સૈન્યનું સેનાપતિત્વ લીધું અને દુશ્મનોની પુંઠ પકડી. દક્ષ તાબડતોબ પોતાના સ્વામીને કિલ્લાના રાજવાડામાં લઈ ગયો અને ઝખ્મ બંધાવી તરત જ આ વિજયની ખબર રાણીને મોકલાવવા એક ન્હાની ચીઠ્ઠી લખી જાસૂસ સાથે રવાના કરી. આ હકીકત મામાએ રાણીને રજૂ કરી હતી, જે વાંચનારને વિદિત છે.

પોતાના પ્રિયતમની આ હકીકત સાંભળી લવંગિકાના મનમાં શું થયું હશે, તેનું વર્ણન કરવા કરતાં તેની કલ્પના વાંચનાર વધારે સારી રીતે કરી શકશે. જેને તે પોતાનો આત્મા માનતી હતી, જેને હૃદયમંદિરનો દેવ ગણતી હતી, જે તેના જીવનની અમૃતકુપ્પી હતો એવો રણધીર, પરાક્રમી યોધો ભયંકર રીતે ઘાયલ થયો છે અને તેના વિશ્વાસુ નોકર દક્ષ સિવાય તેની ચાકરી કરવા બીજું

કોઈ પારો નથી, એ જાણી લવંગિકાનું હૃદય શત વૃશ્ચિકનો દંશ અનુભવવા લાગ્યું. તે પ્રવાસની એક પળ તે યુગ સમાન તેને જણાવા લાગી. એક ડગલું એક યોજન પ્રમાણે તેને ભાસતું હતું. ક્યારે ભદ્રપુરી પહોંચાશે એમ તેના મનને થતું હતું. આખરે તેઓ રાજનગરીના રાજગઢમાં જઈ પહોંચ્યાં. રણધીર બિછાના પર પડેલો હતો. ઘાને લીધે શરીરનું લોહી વહી જવાથી તેનામાં ઘણી અશક્તિ આવી ગઈ હતી. રાજવૈદ્ય આવી પાટો બાંધ્યો હતો અને બીજા ઇલાજ શરુ કર્યાં હતા. છતાં તેની સ્થિતિ પ્રથમ કરતાં વધારે ભયંકર હતી. તે ઉગરશે કે નહિ એ કહેવું મુશ્કેલ હતું. નન્દકના અને અનુપમાના પૂછવાના જવાબમાં વૈદ્ય કહેતો કે "કંઈ ભારે ચિંતા જેવું નથી." છતાં તેનું મોં તેની આ વાતને જૂઠું પાડતું હોય એમ જણાતું હતું. આવા પ્રસંગે ધૈર્ય કેમ ધારણ કરવું એ લવંગિકા જાણતી હતી, તે વાંચનારને પણ સારી રીતે અવગત છે. તે પોતાનુ હૈયું પત્થર સમાન કઠણ કરી સુશ્રૂષાનું કામ કરવા તૈયાર થઈ. દિવસના પલંગ પાસે બેસી વૈદ્યની આજ્ઞા પ્રમાણે યોગ્ય વખતે ઔષધ પાણી કરવાનું કામ લવંગિકા કરતી હતી અને અનુપમા તેને મદદ કરતી હતી. રાતની વખતે આ કામ ખુદ મામા પોતે અને દક્ષ કરતા હતા. લવંગિકા રાતે બિછાના પર પડતી હતી ખરી, પણ તેના અંતઃકરણને ચેન પડતું નહિ. વખતો વખત રાત્રે તે દક્ષને આવી ખબર પૂછી જતી. ઘણીક વાર મામા ગુસ્સે થઈ કહેતા કે:–"જા, સુઇજા દહાડે તારે એનું એ જ કરવાનું છેને? જરા વિશ્રાંતિ લે." આટલું છતાં તે લાગ પડે દરવાજા પાસે આવી ખબર જોઈ જતી. અનુપમાનું મન પણ ખિન્ન રહેતું હતું. કારણ કે રણધીર પર તેને પરમ મમતા અને માન હતું. રણધીર સારો થાય ત્યાં સૂધી આપણે તેને પલંગપર આરામ લેવા દઈ બીજી બાબત તરફ વળીએ.

શત્રુસાલે ભદ્રપુરીમાં પ્રવેશ કરી રાજવાડામાં જઈ આશ્રય લીધો હતો, એ વાંચનારને માલમ છે. રાજવાડામાં જતાં જ જાણે હવે રાજસૂત્ર આપણા જ હાથમાં આવ્યું એમ માની તેમણે પોતાના નામની દ્વાહી ફેરવી. વળી એવી પણ દાંડી પીટાવી કે "જે લોકો રાણીનો પક્ષ છોડવાની પ્રતિજ્ઞા લઈ શરણે આવશે તેને ક્ષમા આપવામાં આવશે અને જે આથી વિરુદ્ધ વર્તન કરશે કિંવા રાણીના પક્ષમાં રહેશે, તેને કડક શિક્ષા કરવામાં આવશે." આમ આ મહત્વકાંક્ષી સચિવ સામંતે દાંડી પીટાવી ખરી, પણ દુર્દૈવે તેને થોડા પ્રહર પણ રાજ્યાધિકાર ભોગવવા દીધો નહિ. રાજગઢમાં તેનો સામાન જ્યાંનો ત્યાં રહ્યો અને તે મૂકી નાસવું પડ્યું. આ સામાનમાં ખાનગી પત્ર વ્યવહારનું દફતર પણ રહી ગયું

હતું. દક્ષે આ સર્વ સામાન પોતાના કબજામાં લીધો હતો અને પહેરામાં રાખ્યો હતો. મહારાવ નન્દક ભદ્રપુરી પાછા ફર્યા ત્યારે આ સર્વ સામાન દક્ષે તેમને સ્વાધીન કર્યો.

બીજે દિવસે રાણી પોતાના સર્વ સૈન્ય સાથે ભદ્રપુરી પાછી ફરી પ્રજાજનોએ રાણીનું ભારે સ્વાગત કર્યું. સારા નગરમાં તોરણો બંધાયાં. શહેરમાં ચકલે ચકલે સાથિયા પૂરવામાં આવ્યા. રાણીની સ્વારી હાથીપર નીકળી ત્યારે પ્રજાએ ફુલની વૃષ્ટિ કરી. દેવમંદિરમાં પૂજાઓ થઈ. સાંજે દરબાર ભરવામાં આવ્યો. ભાટ ચારણોએ સ્તુતિજનક કાવ્યો ગાયાં. મુખ્ય સરદારોને અને નાગરિકોને યોગ્યતા પ્રમાણે ઇનામ આપવામાં આવ્યાં. આખો દિવસ જ્યોત્સવમાં પસાર થયો. શત્રુસાલની પુંઠ પકડવા સૈન્ય રવાના કરવામાં આવ્યું. સર્વ વ્યવસ્થા પહેલાંની માફક ચાલૂ થઈ.

ઉપલા બનાવ બન્યાને એક પખવાડિયું વહી ગયું હશે. વૃદ્ધ નન્દક પોતાના ઓરડામાં કંઈ કાગળ પત્રો જોતા બેઠા હતા. એટલામાં એક નોકરે આવી વર્દી આપી કે "રાણી સાહેબ આપને પોતાની હજૂર તેડે છે." રાણી જે ઓરડામાં હતાં ત્યાં જઈ મામા વિનયપૂર્વક ઉભા રહ્યા. રાણીની સમક્ષ દુર્મદસિંહ, દારુક, અને એકાદ બે સરદાર હતા. રાણીના હાથમાં એક પત્ર હતો અને તે દુર્મદસિંહ અને દારુકને કંઈ કહેતી હતી. રાણી નન્દકને જોઈ બોલી:–

"મામા સાહેબ! આજ આનંદના સમાચાર કહેવાના છે. આજ આ પત્ર આવ્યો છે. તેનો જવાબ અતિત્વરાથી મોકલવાનો છે. આ પત્રપરથી જણાય છે કે, રાજા બળવીરસિંહ આપણી સાથે દ્વેષ છોડી અને મૈત્રીભાવથી વર્તવા માંગે છે. બળવીરસિંહે પોતે સ્વહસ્તાક્ષરે લખી આ પત્ર મોકલી આપ્યો છે. આજ સૂધી બળવીરસિંહે મહારાજના માતુશ્રીને નજર કેદમાં રાખ્યાં હતાં. તે તો આપ જાણો છો. હવે તેમણે તેમનો છૂટકારો કરી તેમની યોગ્યતા પ્રમાણે રસાલા સાથે અહીં મોકલી આપે છે, એમ આ પત્રમાં જણાવ્યું છે. આ પત્ર આપ એક વાર સમગ્ર જોઈ જાઓ અને તેનો પ્રત્યુત્તર યોગ્ય શબ્દોમાં શી રીતે લખવો, તેનો એક મુસદ્દો તૈયાર કરો. પછી હું તે પ્રમાણે પત્ર લખી એક ખેપિયા જોડે મોકલાવવાનો બંદોબસ્ત કરીશ." આ વાતથી લેશ પણ આશ્ચર્ય ન લાગ્યું હોય તેવી મુદ્રાએ, શિષ્ટાચારને અનુસરી મામાએ કહ્યું:–

"આ ઘણા આનંદના સમાચાર છે. આ માટે હું આપશ્રી બન્નેને ખરા અંતઃકરણથી ધન્યવાદ આપું છું."

"લ્યો મામા સાહેબ આ પત્ર." રાણીએ કહ્યું:–"એક વાર તે ધ્યાનપૂર્વક જુઓ અને તેનો જવાબ ઘટિત શબ્દોમાં કેમ આપવો તે ગોઠવી નક્કી કરો."

નન્દકે તે પત્ર હાથમાં લીધો, છેડા સૂધી વાંચી, નમ્રપણે કહ્યું:–

"રાણીજી! આ પત્રના વળણ પરથી એમ જણાય છે કે જાણે મહારાજ બળવીરસિંહને પોતાના મનમાં આપને માટે અતિ સ્નેહભાવ છે અને તે દર્શાવવા જાણે આ પત્ર લખ્યો હોય એમ—"

"મારા માતુશ્રીનો છૂટકારો કર્યો." દારુક વચ્ચે બોલી ઉઠયો:–"એ સ્નેહભાવ નહિ તો બીજું શું? તમારે આ બાબતમાં બીજું શું કહેવાનું છે? મામા? આપને અહીં જે બોલાવવામાં આવ્યા છે તે ખાલી નકામી ટીકા કરવાને નહિ. આ પત્રના જવાબનો મુત્સદ્દો જલ્દીથી કરી આણો, એવી રાણીની આજ્ઞા છે."

દારુકના આ પ્રકારના બોલવાથી લેશ પણ ક્રોધ ન આવ્યો હોય તેમ શાંતપણે નન્દકે પોતાની ડોક નમાવી, "રાજાજીની આજ્ઞા શિરસાવંદ્ય છે." એમ બોલ્યા વગર સૂચવ્યું. રાણીને પોતાના સ્વામીનું આ કટુ ભાષણ રૂચ્યું નહિ. તે બોલી:–

"મહારાજ! આમ આપ દરેક બાબતમાં ઉતાવળ ના કરો. આવી બાબતમાં મામાના વિચાર ઘણા જ પાકટ અને દીર્ઘદૃષ્ટિના હોય છે, એ આપ શું જાણતા નથી? કારણ વગર એક શબ્દ તેમના મોંમાંથી બ્હાર નીકળ્યો હોય એમ મને સાંભરતું નથી. તેમને કંઈ કહેવાનું હોય તો જ બોલે છે, માટે એમના બોલવાનો કંટાળો ન આણતાં આપણે તેઓ શું કહે છે તે સાંભળવું જોઇએ. મામા સાહેબ! આ પત્રને માટે આપ શું કહેવા જતા હતા?"

"મને એમ લાગ્યું કે," મામાએ રાણીને ઉદ્દેશી કહ્યું:–"બળવીરસિંહનો ખરો પ્રેમ કેટલો છે અને તેમના આ કથન પર કેટલો ભરોસો મૂકવો, એ આપ ઉભયને જણાવવું. એટલા જ હેતુથી હું બોલવા જતો હતો. મહારાજનાં માતુશ્રીનો છૂટકારો થયો અને પોતાને સ્વગૃહ આવવા રજા મળી એ એક નિરપેક્ષ, નિરભિમાની ગૃહસ્થની ગુપ્ત મધ્યસ્થીનું ફળ છે, એ વાત આપને વિદિત થવી જરૂરની છે."

"શાબાસ! મામા! શાબાસ!" રાજાએ તિરસ્કાર અને ઉપહાસ દર્શાવતા સ્વરે કહ્યું:–"આપને આ બધું માન ખાટી જવાની ઠીક અભિલાષા જણાય છે. કાલે એક લંગોટીવાળો આવીને એમ કહે કે, આ અનંગ દેશની રાજગાદી પર મારો

હક્ક છે, અને તેના એ બોલવાથી જેટલું હસવું આવે તેટલું જ હસવું તમારી આ મધ્યસ્થીનું ફળ છે એ સાંભળીને આવે છે."

"માફ કરો મહારાજ!" નન્દકે કહ્યું:-"હું મારા પોતાને માટે કંઈ કહેતો નથી કે કહેવા જતો પણ ન હતો. આપનું અનુમાન ખોટું છે. હું કહેતો હતો તે બીજાને માટે."

"તે બીજું કોણ?" રાણીએ પૂછ્યું.

"રણધીર" મામાએ જવાબ આપ્યો.

"રણધીર! રણધીર! જ્યાં જોઇએ ત્યાં એનો એ. એ ટળતો પણ નથી ને મરતો પણ નથી." દારુક ઇર્ષ્યાથી બડબડી ઉઠયો. તેના મનમાં એમ આવ્યું કે આ સર્વ કામ મારે હાથે થયાં હોત તો મારું પરાક્રમ આખા દેશમાં ગાજી ઉઠત. આવી બીજાની ચઢતી જોઈ મનમાં બળી ઉઠતા દારુકના મનમાં રણધીરને માટે તિરસ્કાર આવે એ શું સ્વાભાવિક નથી? તેને મનમાં શાપ આપે એ શું બનવા જોગ નથી? આપણાથી ન બને એવાં મહાન્ અને અશકય કામ બીજાએ કરેલાં જોઈ તેનું ગૌરવ થતું સાંભળી હૈયામાં ઇર્ષ્યાની હોળી સળગે એવા નરશ્રેષ્ઠ આ જગતમાં શું થયા નથી? આજ પણ એવાની કયાં ખોટ છે?

"મહારાજ!" રાણીએ કહ્યું:-"આપ શું આમ મનમાં બડબડો છો?"

"કંઈ નહિ." રાજાએ ઝટ લઈ પોતાની મુદ્રા ફેરવી હસ્તાં હસ્તાં કહ્યું:-"આ સરદારના પ્રકટ અને ગુપ્ત ઉપકાર કેટલા બધા છે? તેમાં આ એકનો વધારો, બીજું શું? આ ઉપકારના બોજા તળે આપણે ચગદાઈ મરવાનું તો નહિ થાય!"

"મહારાજ! મને લાગે છે કે," મામાએ કહ્યું:-"સાથે બીજી વાત પણ આપના ચરણે નિવેદન કરું તો ઠીક. આજ વાત નીકળી છે ત્યારે મારે કહેવું એ જ યોગ્ય છે. મહારાજનાં માતુશ્રીની મુક્તિ રણધીરને લીધે જ થઈ, એ તો મેં આપને નિવેદન કર્યું છે. તે મંદાર્ક દેશના પ્રતિનિધિની એક થેલી રણધીરને મળી આવી હતી. તેમાં આંકડાની પરિભાષામાં લખેલા પત્રો હતા. આ પત્રો આપશ્રીની આજ્ઞાથી તેણે પોતાની પાસે રાખ્યા હતા. એ વાત આપના સ્મરણમાં હશે જ—"

"હા, એ વાત મારા ધ્યાનમાં છે. પછી?" રાણીએ કહ્યું.

"રણધીરે આ પત્રની બાબતમાં શો માર્ગ સ્વીકાર્યો, તે બરાબર કહી શકવું અશકય છે." મામાએ કહ્યું:-"પણ એટલું તો નક્કી કે, આ કાગળ તેના હાથમાં

આવવાથી તે મંદાર દેશના પ્રતિનિધિ જયંત અને શરાસનને ભીતિ બતાવી મહારાજનાં માતુશ્રીને છૂટકારો કરાવવાની ફરજ પાડી. રણધીર જ્યારે જ્વરમાં લવરી કરતો હતો ત્યારે આ વાત તેના મોંમાંથી બ્હાર પડી. તેણે શુદ્ધિમાં આ વાત કદાચ કોઇને જણાવી પણ ન હોત. આ વાત આપશ્રીને જણાવવાનું કારણ એટલું કે તે મહાત્માએ આપની કેવી સેવા કરી છે તે જાણી આપને સંતોષ થાય. સરદાર રુદ્રસેન અને શ્યામરાયે બંડખોરોનો પક્ષ છોડયો એ સંબંધી જે પત્રવ્યવહાર શત્રુસાલના દફ્તરમાંથી મળી આવ્યો, તે આપશ્રીને સ્વાધીન કર્યો હતો. તે પત્રપર એક મિતિ છે જે–"

"તે મિતિ કઈ વારુ?" રાજા વચ્ચમાં જ બોલી ઉઠયો.

"જે દિવસે રણધીર વક્રદુર્ગે શત્રુસાલને મળવા ગયો હતો તે." મામાએ જવાબ આપ્યો.

"વારુ પણ તેને ને આ વાતને શો સંબંધ છે? દારુકે વચ્ચે માથું માર્યું:– "વળી કંઈ લપ્પન છપ્પન છે કે શું?"

"બીજું કંઈ નહિ મહારાજ!" મામાએ પ્રત્યુત્તર આપ્યું:–

"એ જ કે રણધીરના ઘોડાપરની ખોગીરની થેલીમાં એ બે સરદારોની ભાંગેલી તરવારો અને મુઠ મળી આવી છે. એ બે સરદારોનો એણે ખાત્રીથી પરાભવ કરેલો હોવો જોઇએ, એમાં કંઈ શક નથી."

"શું એ એમ છે?" રાણીએ આશ્ચર્યચકિત મુદ્રાએ કહ્યું:–"ત્યારે તો એમ જ કે એ બે સરદારોએ બંડખોરોનો પક્ષ છોડયો, તે પરાક્રમી રણધીરના પ્રતાપે જ. તેઓ હાર પામવાથી રણધીરની શરતો તેમને માન્ય કરવી પડી હશે. મામા સાહેબ! બીજું કંઈ વિશેષ આપને કહેવાનું છે?"

રાણીનો આ પ્રશ્ન સાંભળી મામાની મુદ્રામાં ફેરફાર થયો. કહું કે ન કહું એમ અનિશ્ચિતપણું અને ખેદ તેમના ચ્હેરાપર જણાયો. મામાની આ સ્થિતિ જોઈ રાજાને લાગ્યું કે, મામાની ફજેતી થાય એવા કંઈ સમાચાર જરૂર હોવા જોઇએ અને તેથી જ આ ડોકટરો અટકે છે. એની ફજેતી એના મોંએ જ થાય તો ઠીક, એમ જાણી દારુકે કહ્યું:–

"મામા! આ ઔદાર્યશીલ રણધીરના સંબંધમાં જે કંઈ હકીકત હોય તો તે બેલાશક જણાવો. એની દરેક વાત સાંભળવાની અમને ઉત્કંઠા છે."

"મામા સાહેબ આપની મુદ્રા આમ ખિન્ન અને સંશયી શા માટે જણાય છે." રાણીએ પ્રેમાળ સ્વરે કહ્યું:–"જે કંઈ હોય તે સ્પષ્ટ કહો."

"રાણી સાહેબ!" મામાએ જવાબ આપ્યોઃ–"આ વાત આપને નિવેદન કરું કે નહિ, આ બાબતમાં મારું મન ઝોલાં ખાય છે. એ વાત આપના હિતને માટે જાણવી એ જરૂરની છે. એ સાંભળી આપને કદાચ ખેદ થશે. રણધીરે પોતે આ વાત કોઇને મ્હોંએ જણાવી નથી. પણ તેની અશુદ્ધિમાં તે બડબડતો હતો ત્યારે બ્હાર પડી છે. માટે આ વાત આપને ન જણાવવી, એમ મારા મનમાં વિચાર આવ્યો. જો કે દક્ષ અને લવંગિકા તથા અનુપમાને આ વાત કદાચ જાણની બહાર નથી."

"મામા!" દારુકે કહ્યું:–"છ કાની વાત છૂપી રહે નહિ. આ તો આઠ કાની થઈ છે માટે હવે એમાં છૂપું શું છે? કહી નાંખોને જે હોય તે. આડાતેડા ફંટાયો છો શા માટે?"

રાણીએ તે વાત જણાવવા મામાને ઇશારો કર્યો. નન્દકે ખિન્ન સ્વરે કહ્યું:-

"રાણી સાહેબ! આપની આજ્ઞા છે તો હું એ વાત આપને વિદિત કરું છું. પરંતુ એ સાંભળી આપના કોમળ અંતઃકરણને આઘાત લાગશે. કદાચ તેથી તે ચીરાઈ જવા જેવું થશે. થોડા વખત ઉપર આપની સંનિધ શત્રુ પક્ષના બે જાસૂસ મિત્રભાવથી રહેતા હતા. એમની માર્ફત આપની દરેક હીલચાલ અને વાતચીતની ખબર દુશ્મનોને મળતી હતી. રણધીરે એક વિલક્ષણ યુક્તિ વાપરી તેમને આપની પાસેથી દૂર કર્યા, પણ તેમના આ કાળાં કામ બ્હાર પડી ફજેતી ન થાય, તે માટે તે ગૃહસ્થે એક શબ્દ પણ કોઇને મોંડે ઉચ્ચાર્યો નથી."

"અરે જગદંબા!" રાણીએ કહ્યું:–"સમજી. હવે મારા ધ્યાનમાં આવ્યું કે કુસુમલતા અને અદ્રિલતા એમ એકાએક રજા લઈ શાથી ચાલી ગયાં. અરે પ્રભુ! હું કેટલો બધો પ્રેમ તેમના પર કરતી હતી. તઃ તઃ" આટલું બોલતાં રાણીની આંખમાંથી આસુ પડ્યાં.

"કેવા નીચ સ્વભાવની રાંડો!" દારુક બોલ્યો:–"તું જ એમને લાડ કરી ફટવતી હતી. આપણે ગિરિદૂર્ગથી નીકળવાના સમાચાર પણ તેમણે જ દુશ્મનોને પહોંચાડ્યા હોવા જોઇએ."

"એમાં શક શો? ખાત્રીથી એમણે જ પહોંચાડેલા." દુર્મદસિંહે કહ્યું:-

"ઈશ્વરે તેમને સૌંદર્ય આપ્યું છે એટલે માણસ ભોળવાઈ જાય છે અને તેમની દયા ખાય છે."

"તાત્પર્ય એ કે રણધીરે-તે ઉદાર મહાત્માએ આપણે માટે શું કર્યું નથી?" રાણી આંખમાંના આંસુ લોહી બોલી:–"તેણે કેટલી વખત આવેલી આફત

ટાળી, આ ડગડગતા રાજગૃહને ટેકો આપી ઉભું રાખ્યું અને છેવટે ઘરનાં માણસનો પણ ભેદ જાણી લઈ યુક્તિથી એ કાંટાને પણ દૂર કર્યો. આ શું થોડું છે?"

"ખરેખર!" દારુકના મનમાં એક કુશંકા આવતાં તે બોલ્યોઃ-"એવા નિઃસ્વાર્થપણે પરોપકારનો ડોળ ઘાલનાર ઘણા હોય છે. મેં પણ ઘણા જોયા છે. મને લાગતું નથી કે આ બધું તે કંઈ સ્વાર્થ વિના કરતો હોય. કેટલાક એવા સાહસી માણસો ઉચ્ચ સ્થિતિની સ્ત્રીઓના મનપર ભુરકી નાંખી પોતાની આકાંક્ષા તૃપ્ત કરવાને એવાં કામ કરે છે. એ કોઈ ઉર્વશીને માટે પુરુરવા થઇને બેઠો તો નથીને? પણ જો એના મનમાં એવી કલ્પના આવી તો તેની કયેમ ખબર લેવી એ હું—"

"છટ! આ શું મહારાજ?" રાણી દારુકની અસભ્ય અને અનુચિત કલ્પનાથી ત્રાસ પામી શરમાઈ બોલીઃ-"મારા દેખતાં અને સરદાર સમક્ષ આવા નિર્લજ્જ શબ્દોનો ઉચ્ચાર કરવો એ સારું નથી. એમાં તમારી શોભા ઘટે છે. રણધીર એ ઉચ્ચ કુળનો સરદાર છે. તેના મનમાં આવી અભદ્ર કલ્પના આવે, એ કદિ પણ બનવા જોગ નથી. તેનું હૃદય સાગર સમાન ગંભીર, તેનું વર્તન પવિત્ર, તેનાં આચરણ શુદ્ધ છે. હું જો ભૂલતી ન હોઉં તો તેનું અંતઃકરણ એવી જ યોગ્ય અને ચતુર કુમારિકા પ્રતિ વળ્યું છે. પણ અત્યારે આવી વાતની શી જરૂર છે? મહારાજ! તેના આવા ઉપકારનો બદલો આમ કૃતઘ્નપણાના શબ્દોથી જણાવવો એ ઘટિત નથી. આવા શબ્દો મારી આગળ આપ ઉચ્ચારતા ના. મામા સાહેબ! હા! એ તો હું પૂછવું ભુલી ગઈ કે રણધીરની પ્રકૃતિ હવે કેમ છે. જો કે હું દરરોજ ખબર તો પૂછાવું છું. પણ મને લાગે છે કે હવે તેનો ઘા રુઝાઈ ગયો હશે નહિ વારુ? માત્ર સ્હેજ હજી અશક્તિ છે, એમ આપ કહેતા હતા."

"હા, જી. એની પ્રકૃતિ હવે ઠીક છે." મામાએ જવાબ આપ્યોઃ-"શક્તિ પણ આવી છે. બેએક દિવસથી તે બાગ સુધી સ્હાંજે ફરવા જઈ શકે છે અને કોઇની મદદ વગર પાછો ફરી શકે છે. તેણે મને આપનાં દર્શનની ઇચ્છા જણાવી હતી. આપની આજ્ઞા હોય ત્યારે એને હું આપની સમક્ષ આણીશ."

"અત્યારે જ આણોને?" રાણી બોલી ઉઠીઃ-"એને આરામ થયો એ જાણી આનંદ થયો છે અને તેણે જે વીરત્વ બતાવ્યું તેને માટે અભિનંદન આપવા મારો કેદા'ડાનો વિચાર હતો પણ તેના મંદવાડને લીધે લંબાયો. ઈશ્વરકૃપાથી સાજો તાજો થઈ સ્વદેશ જવા જેવો થાય એટલે ગંગા ન્હાયાં. આપણા દેશમાં

એણે આટલાં કામ કર્યાં એ થોડું છે? સુખરૂપ સ્વદેશ સિધાવે એટલે થયું. મામા જાઓ. ઝટ્ટ એ સરદારને અહીં તેડી લાવો અને જણાવો, જે અમે બન્ને એની ભેટ લેવા ઉત્સુક છીએ.”

નન્દક પ્રણામ કરી દિવાનખાનામાંથી ચાલી ગયા અને રણધીરને લઈ પાછા દાખલ થયા.

રણધીરને વાંચનારે ઘણીવાર જોયો છે પણ આજની તેની સ્થિતિ અને પહેલાંની સ્થિતિમાં ઘણો ફેર છે. તેના ચ્હેરામાં અને શરીરના વર્ણમાં એક પ્રકારની ફિકાશ આવી ગઈ છે. તેનું શરીર પહેલાંના કરતાં જરા સુકાઈ પણ ગયું છે. આથી કરીને તેના ચ્હેરામાં એક પ્રકારની મૃદુતા જોનારને ભાસે છે. તેના ગાલ પણ સ્હેજ બેસી ગયા છે. પણ આંખનું તે તીવ્ર તેજ હતું તેવું ને તેવું જ દેખાય છે. તેનામાં આવેલી અશક્તિને લીધે તેનું સૌંદર્ય ઝાંખ મારી ગયું ન હતું, પણ તેનામાં એને લીધે એક પ્રકારની કમનીયતા આવી હતી. તેનો એકંદર દેખાવ વીર પુરુષના જેવો હોવાથી આ કોમળતા આવવાને લીધે તેના સૌંદર્યમાં ભર પડી હતી. તે વિલક્ષણ પ્રસંગને લીધે તેના ચ્હેરામાં આ ફેરફાર થયો હતો તે ધ્યાનમાં લેતાં પ્રેક્ષકને રણધીરની કાંતિ આજ વધારે મોહક જણાતી હતી. તેણે શરીરપર સાદો પણ રાજદરબારને યોગ્ય સુંદર પોશાક ધારણ કર્યો હતો. લસલસતો સુરવાળ, કમરે શેલું, માથે એક નાનીશી ફાંકડી મંદિલ બાંધી હતી.

રણધીરના દાખલ થતાં પૂર્વે લવંગિકા અને અનુપમા પણ ત્યાં આવી ગયાં હતાં. મામા સાહેબે જે રણધીરનાં પરાક્રમની વાત કરી, તે વત્સલાએ તેમને કહી સંભળાવી. કુસુમલતા અને અદ્રિલતા એટલી બધી હાયહોયમાં કેમ ચાલી ગઈ, તેનો ખુલાસો અનુપમાને આજ થયો. લવંગિકા, તેમના જવાને દિવસે એટલી સ્નેહશૂન્યતાથી તેમની સાથે કેમ વર્તી, તેનું સમાધાન આજ તેને થયું. તેને એમ પણ લાગ્યું કે, તેમના વર્તનની સઘળી હકીકત રણધીરે લવંગિકાને જણાવી હશે.

રણધીરે દિવાનખાનામાં પ્રવેશ કરતાંની વાર રાણીએ તેને સ્મિત હાસ્યથી વધાવી લીધો. રણધીરે રાણીને પ્રણામ કર્યો અને ઇતર સરદારોને નમન કરી છેટે ઉભો રહ્યો. રાણીએ તેના કુશલ સમાચાર પૂછી અભિનંદન કરતી હતી એટલામાં એક હજુરિયો અંદર દાખલ થયો અને મામાના કાનમાં કંઈક કહી અદબપૂર્વક બાજુએ ઉભો રહ્યો. નંદકે રાણી તરફ વળી નમન કરી કહ્યું:—

“રાણી સાહેબ! અમરપુરથી સરદાર સુરેન્દ્ર પોતાના રસાલા સાથે આવેલ

છે. આપશ્રીનાં ચરણનાં દર્શન કરવા તથા રણધીરની મુલાકાત લેવા આતુર છે અને આપશ્રીની આજ્ઞાની રાહ જુએ છે."

મામાના મોંમાંથી આ શબ્દો સાંભળી રણધીર મનમાં બોલ્યોઃ–'અરે આણે તો ભારે ઉતાવળ કરી જો."

"અવશ્ય તેમને હમણાં જ અહીં હાજર કરો.' રાણીએ કહ્યુંઃ–" સરદાર રણધીરના ઇષ્ટ મિત્રનું સન્માન કરવા આ દરબાર મંડળ તત્પર છે. એમનો મિત્ર એ કોઈ પરકીય માણસ નથી, એમ અમે લેખીએ છીએ. પણ મામા સાહેબ! હું ભૂલતી ન હોઉં તો આ સરદારનું નામ મેં પહેલાં કંઈક સાંભળ્યું હોય એમ મારા સ્મરણમાં છે. અરે! હા, થોડા વખત ઉપર આપણા દક્ષિણના સંસ્થાનોમાં જે સરહદનો વાંધો પડ્યો હતો, તે પતાવવા માટે એક પંચ નીમ્યું હતું. તેમાં એ સરદાર હતા. એ પંચમાં અમરપુરના રાજકુમાર વિરેન્દ્ર પ્રમુખ હતા, નહિ વારુ?"

"હા જી, આપનું કહેવું બરાબર છે." રણધીરે પ્રત્યુત્તર આપ્યુંઃ–"સુરેન્દ્ર એ પંચના એક સભ્ય હતા."

"અને કુમાર વિરેન્દ્ર સાથે તેઓ આવ્યા હતા.' રાણીએ કહ્યુંઃ–"એમની દક્ષતાથી જ એ કામ પાર પડ્યું હતું."

"આપની આજ્ઞા હોય તો હું જ સરદારજીને આપની સમક્ષ તેડી આણું." રણધીરે કહ્યું.

"નહિ, નહિ," રાણી બોલી ઉઠીઃ–"તેમને અહીં આવવા દો અને જોવા દો કે તેમના એક સ્વદેશબંધુ મિત્રની આ દરબારમાં કેટલી પ્રતિષ્ઠા છે. તેમને તેમના મિત્રનો ઉત્કર્ષ જોઈ ખરેખર આનંદ થશે. જો આપ તેમને પ્રથમ મળશો તો તેમનો એ આનંદાશ્ચર્ય નષ્ટ થશે. આ સિવાય આપની સર્વ હકીકત હું મારે મ્હોંઢે જણાવીશ. આપનું નામ આ દેશના પ્રતિષ્ઠિત સરદાર વર્ગમાં દાખલ કરી, આપને એક જાગીર અને સરદારની પદવી અમે આપવા માંડી હતી, તે આપે અમાન્ય કરી, તે આપના મિત્રના કાને નાંખીશ. જોઉં છું કે તેઓ આવી, આપને કંઈ કહે તો તે માન્ય કરો છો કે નહિ? સરદાર! આજ તમારી આ વિનતિ માન્ય કરવી પરવડે એમ નથી. આપ આપના મિત્રને મળવાની ઉત્કંઠા થોડી વાર દબાવી રાખો."

આ ભાષણ ચાલતું હતું, તે વખતે મામા સાહેબ બ્હાર નીકળી ગયા હતા. તે એક પ્રૌઢ વયના સરદારને લઈ અંદર દાખલ થયા.

એક પરદેશી મોટા માનવંત સરદારને માન આપવા રાણી સિંહાસનપરથી નીચે ઉતરી બે ચાર ડગલાં સ્હામી લેવા ગઈ. સુરેન્દ્રે સુવર્ણ મુદ્રાથી રાણીનાં ઓવારણાં લઈ, ચરણ આગળ મૂકી ઘુંટણીએ પડી ત્રણ વાર મસ્તક નમાવી પ્રણામ કર્યાં.

રણધીર સિંહાસન આગળ જમણે પડખે ઉભો હતો તે આ ગરબડમાં સ્હેજ પાછો સર્યો અને લવંગિકાના કાનમાં કહ્યું:-"હવે જે કંઈ જુએ તેથી ગભરાતી ના, પ્રિયે! મેં જરા છળ કર્યો છે." એટલું બોલી તે પોતાની જગાએ આવી ઉભો રહ્યો. લવંગિકાને રણધીરના કહેવાનો અર્થ સમજાયો નહિ. તે બિચારી ગભરાટમાં પડી. તેને રણધીરના બોલથી ઘણું આશ્ચર્ય લાગ્યું. તે બાઘાની માફક જોઈ રહી. પણ રણધીરે ફરી એક વાર નિશ્ચલ વિશ્વાસદર્શક ચ્હેરે તેની સ્હામે નજર કરી. તેને આથી કંઈક સમાધાન થયું અને તે સુરેન્દ્રનું સન્માન કરવા તત્પર થઈ. દારુકને નમન કરી, સુરેન્દ્ર રાણીને પ્રણામ કરી રહ્યા પછી રણધીર તરફ વળ્યો અને જમીન પર શીર લગાડી ત્રણ વાર પ્રણામ કરી કહ્યું:-"મહારાજ આપની આજ્ઞા પ્રમાણે રસાલા સાથે અતિ ત્વરાથી આપની સેવામાં હાજર થયો છું. આચાર્ય સ્વામી શ્રીએ કંઈક અગત્યના પત્રો મોકલ્યા છે, તે લેતો આવ્યો છું. આપની આજ્ઞા થતાં આપને સ્વાધીન કરીશ."

સુરેન્દ્ર આમ ત્રણ વાર જમીનપર નમી રણધીરને પ્રણામ કરતાં જોઈ તે દરબાર મંડળ સ્તબ્ધ બની ગયું. 'મહારાજ' વગેરે સન્માનદર્શક શબ્દો સાંભળી તેમના અચંબાનો પાર રહ્યો નહિ. ઘણાકને એમ લાગ્યું કે, રણધીરના નામની આડતળે કોઈ ઉચ્ચ રાજગૃહનો માણસ હોવો જોઇએ.

"મામા સાહેબ!" રાણીએ હસતાં હસતાં વિનોદમાં કહ્યું:-"આજ તમારે હજી બક્ષીશગીરીનું કામ ફરીથી કરવું પડશે, એમ મને લાગે છે. આજ એકાદ મહાન્ રાજગૃહના કોઈ માણસની મુલાકાત કરાવવાનો પ્રસંગ તમારે માથે આવશે ખરો."

"મહારાણી!" નન્દકે જવાબ આપ્યો. "આ દરબાર મંડળોના માણસોની માફક મને પણ ભારે આશ્ચર્ય ઉત્પન્ન થયું છે. છતાં હું એમ અનુમાન કરું છું કે, આજના આ માંગલિક દરબારમાં કુમારશ્રી વીરેન્દ્રનો પુનર્જન્મ થયો હોય એમ સંભવે છે અને એમની મુલાકાત આપને કરાવવી પડશે એમ લાગે છે."

"મામા સાહેબ! આપનું અનુમાન કદિ ચુકયું છે કે તે આ વખતે ચૂકે?" હસતાં હસ્તાં રણધીર નામ ધારી કુમાર વીરેન્દ્રે મામાની તરફ સસ્નેહ દૃષ્ટિથી

જોઈ કહ્યું. પછી રાણીશ્રીને યોગ્ય મર્યાદાથી ફરીથી સન્માનપૂર્વક પ્રણામ કરી કહ્યું:-"મહારાણી! હું આજ લગભગ મહિના થયાં આપના દેશમાં અન્યનું નામ ધારણ કરી રહ્યો છું, તે માટે આપની ક્ષમા યાચું છું. પણ—"

"પણ તેથી આપના અલૌકિક પરાક્રમને અધિક ઉજ્જ્વલતા પ્રાપ્ત થઈ છે." રાણીએ તેને પૂરું બોલવા ન દેતાં વચ્ચે જ કહ્યું:-"ખરેખર! એક સામાન્ય સૈનિક તરીકે આપના કાર્યોને જે યશસ્વિતા આવી છે, તે એક રાજકુમાર તરીકે ભાગ્યે જ આવી હોત. ખરેખર! હવે જ અમારા સમજવામાં આવ્યું કે આપે શા માટે અમારી જાગીર આપવાની ક્ષુલ્લક માગણી અમાન્ય કરી હતી? અમરપુર જેવા એક મહાન્ સંસ્થાનના તિલક કુમારને અહીંની એક જાગીરનું શું કામ છે? આપના ઉપકારનો બદલો કંઈક અંશે વાળવા મારી ઇચ્છા હતી. પણ આપનું ઉપકારનું વારંવાર સ્મરણ કરવું, એ સિવાય બીજી રીતે એની ફેડ વાળવી એ હવે અશક્ય છે."

"કૃપાળુ મહારાણી!" કુમાર વીરેન્દ્રે કહ્યું:-"એટલો ગૌરવ કરવા જેટલી આપની કંઈ સેવા કરી નથી. છતાં મારી અલ્પ સ્વલ્પ સેવાનો બદલો આપવા આપની ઇચ્છા છે તો એ ઇચ્છાને હું અધીન છું. આપને હું માગું તે બક્ષિસ આપવી પડશે, અને તે મારી અલ્પ સેવા કરતાં હજાર ગણી મૂલ્યવાન્ છે." એટલું કહી કુમાર લવંગિકા તરફ વળ્યો. તેમ કરતાં તેના મુખપર રક્તિમા છવાઈ. તેના ગાલપર લાલાશ જણાઈ. તેની દૃષ્ટિ સ્હેજ શરમથી નીચી વળી. તેણે કહ્યું:-"સદય રાણીજી! આ અમૂલ્ય રત્ન-લવંગિકા તરફ આંગળી કરી-આપ કૃપાવંત થઈ આપવા અનુગ્રહ કરશો, એ જ મારી સેવાનો બદલો છે."

રાણીએ એક અર્થસૂચક દૃષ્ટિપાત હારુક પર ફેંકી જણાવ્યું કે 'હું કહેતી ન હતી કે, તેને યોગ્ય એક તરુણી મળી છે. તમારી કલ્પના માત્ર કેવી નીચ હતી. પછી તરત જ તેણે તે પ્રેમી જોડા તરફ પ્રેમસ્નિગ્ધ દૃષ્ટિથી જોયું અને અંતરના ઉમળકાથી બોલી:-

"શું આપને ઉભયના સંબંધને માટે મારી અનુમતિ જોઇએ છે? ઘણી ખુશીથી. જગદંબા આપને સદા સુખી રાખે અને ઉત્તરોત્તર વૃદ્ધિ કરે, એ જ મારી પ્રાર્થના છે.

લવંગિકા આગળ સરી રાણીને પગે પડવા ગઈ. પણ રાણીએ ઝટ તેને છાતી સરસી ચાંપી. બન્નેની આંખોમાંથી આનંદાશ્રુ વહેવા લાગ્યાં. આ દેખાવ ઘણો જ હૃદયદ્રાવક હતો. અનુપમાને અને બીજી દાસીઓને પણ આંખમાં

ઝળઝળિયાં આવ્યાં. દરબારમાંના બીજાના મુખપર આનંદની છટા ખેલવા લાગી. વૃદ્ધ નન્દકને પણ હેતનો ઉમળકો આવ્યો અને તેઓ બાજૂએ સરી ડૂસ્કાં ભરવા લાગ્યા. દારુક જેવાને પણ આ પ્રસંગ જોઈ હેત બતાવવા અને બે મીઠા શબ્દ બોલવાનું મન થઈ આવ્યું.

"સરદાર રણધીર–!" રાણીએ કહ્યું:–"કુમાર વીરેન્દ્ર? આપે યુક્તિ પ્રયુક્તિથી મારા એક રત્નને આપનું કરી લીધું. તે તો ઠીક, પણ મહારાજ એ રત્નને આપ પ્રાણથી પણ વધારે જાળવજો. એની યોગ્યતા મારે કંઈ કહેવાની જરૂર નથી. પણ હા, કુમાર! આપને આપનું પદવી સૂચક નામ છૂપાવી એક સામાન્ય સરદારનું નામ ધારણ કરવામાં શો હેતુ હતો તે જણાવો.'

"રાણી શ્રી!" વીરેન્દ્રે કહ્યું:–"જે નામે આ દેશમાં મારી ખ્યાતિ થઈ છે, તે નામથી મને બોલાવવાને આપ સંકોચાતાં નહિ. મેં આ દેશમાં મારું ખરું નામ શા માટે છૂપાવ્યું તેના કેટલાંક કારણો હતાં. શ્રીમત્સ્વામી મહારાજે અનુમોદન પત્રિકા મને સ્વાધીન કરી, આપશ્રીનાં લગ્ન પ્રસંગે તેમના પ્રતિનિધિ તરીકે હાજર રહેવા આજ્ઞા કરી હતી, તે તો આપને વિદિત છે. અહીં આવતાં રસ્તામાં અમારું વ્હાણ ભાંગ્યું. એ ભયંકર આફતમાંથી હું એકલોજ બચવા પામ્યો અને કેવી વિપન્નાવસ્થામાં સંગમેશ્વરપર ઉતર્યો, એ પણ આપશ્રી જાણો છો. મારી સાથેના સરદાર અને નોકરો જળસમાધિને પામ્યા. જે વખતે હું સંગમેશ્વર ઉતર્યો તે વખત મારી સાથે એક હલકો નોકર સુદ્ધાં ન હતો. આવી સ્થિતિમાં હું અમરપુરનો તિલકકુમાર છું, એમ જણાવવું મારી અભિમાન વૃત્તિને ઠીક લાગ્યું નહિ. આ સિવાય એક બીજું કારણ પણ હતું. મને અહીં આવતાં ખબર મળી કે, આપશ્રીના લગ્નના વિચારની વિરુદ્ધ ઘણા સરદારો છે અને તેમણે આપના કાર્યમાં વિઘ્ન નાખવા કૃતનિશ્ચય કર્યો છે. આવા પ્રસંગે એક સામાન્ય સરદારનું નામ ધારણ કરી પ્રવાસ કરવાથી કોઈ પણ પ્રકારની અડચણ નડશે નહિ અને સ્વામીશ્રીની પત્રિકા સહિસલામત પહોંચાડાશે. એવા વિચારથી મેં મારું નામ છૂપાવવાનો નિશ્ચય કર્યો. કોનું નામ ધારણ કરવું? એ વિચાર મનમાં આવતાં મારા દુર્દૈવી મિત્ર રણધીરનું નામ ધારણ કર્યું અને જેણે મને પ્રથમ મારું નામ પૂછ્યું, તેને મેં 'રણધીર' એમ કહી દીધું."

"ત્યારે જે સંગમેશ્વરમાં શવ મળી આવ્યું હતું, તે તમારા મિત્રનું કે?" રાણીએ દયા ખાઈ પૂછ્યું.

"હાજી વીરેન્દ્રને નામે જેની ઉત્તર ક્રિયા થઈ તેજ રણધીર" વીરેન્દ્રે જવાબ વાળ્યો.

"એ તો ઠીક, કુમાર!" રાણીએ કહ્યું:–"આચાર્યશ્રીની અનુમોદન પત્રિકા પહોંચાડી, તે વખતે આપનું નામ કેમ ન જણાવ્યું. જો આપે તે વખતે આપનું નામ અમને જણાવ્યું હોત તો આપની યોગ્યતા પ્રમાણે અહીં રહેવા કરવાનો અને માણસોનો બંદોબસ્ત થાત અને આપનો સત્કાર કરવાનો અવસર મળત."

"જી, આપનું કહેવું યથાર્થ છે." કુમાર વીરેન્દ્ર બોલ્યો:–"પણ તેમ ન કરવામાં બે કારણો હતાં. સંગમેશ્વર પગ મૂકતાંની વાર જે બે પરસ્પર વિરોધી કાર્યોની જાળમાં હું સપડાયો, તે સિદ્ધ કરવામાં નામની અપ્રસિદ્ધિ ઉપયોગી થઈ પડશે, એમ મને ભાસ્યું. બંડખોરોના પ્રયત્નને તોડવા માટે રણધીરના એક સામાન્ય નામથી ઠીક કાર્ય સધાશે. જો મેં મારું ખરું નામ જાહેર કર્યું હોત તો આ દેશના કેટલાક સરદાર, સામંત, જાગીરદાર અને આપના આપ્ત સંબંધીને–અહીં કુમાર વીરેન્દ્રે પોતાની દૃષ્ટિ દારુક તરફ વાળી–મારા હેતુ માટે કુશંકા આવી હોત અને આપની સેવા કરવામાં અનેક પ્રકારની નડતર નાંખી હોત. આ સિવાય બીજું કારણ હતું તે તો હવે છાનું રહ્યું નથી–એ સ્પષ્ટ કહેવાની શી જરૂર છે?" એટલું કહી કુમાર વીરેન્દ્રે લવંગિકાની તરફ જોયું.

"હા, સમજી," રાણીએ હસતાં હસતાં કહ્યું:–"કુમાર! આપનું કહેવું મારા ધ્યાનમાં આવ્યું. આપે કુસુમાયુધની પ્રેરણાથી જે કામ પતકર્યું હતું તેની વાત કરો છો, નહિ વારુ? જે કુમારિકાનો આપના પર પ્રેમ છે; તે આપના વિપુલ વૈભવને માટે નથી, અતુલ રાજ્ય સંપત્તિની મહત્વાકાંક્ષાને માટે નથી, વિશાળ રાજ્યને માટે નથી એની કસોટી કાઢવા તથા એનો એવો નિર્મળ પ્રેમ છે, એની ખાત્રી કરી આખરે તેને વિશાળ રાજ્યની અર્ધભાગિની છે, એમ જણાવી આશ્ચર્યમાં છક્ક કરવા આપનો વિચાર હતો, નહિ વારુ?"

રાણીના આ પ્રશ્નનો ઉત્તર વીરેન્દ્રે શબ્દથી વ્યક્ત કર્યો નહિ. તે શરમથી નીચું જોઈ રહ્યો. માત્ર થોડીવાર પછી સ્હેજ સ્મિત હાસ્યથી ઉંચું જોયું. લવંગિકાના ચ્હેરામાં પણ ફેરફાર થયો. તેના મોંપર શરમના શેરડા પડ્યા. તે શરમથી ભૂમિ તરફ નીચું જોઈ રહી. આવા ગુણવાન્ અને સંપત્તિવાન્ સ્વામી મળવાથી તેના મનમાં આનંદ સમાતો ન હતો. તે મનથી ઈશ્વરનો આભાર માનતી હતી.

રાજ્યસભા બરખાસ્ત થતાં આ બાબત આખા નગરમાં વાયુના વેગે પસરી ગઈ. રણધીર નામે જે સરદાર ભદ્રપુરમાં આવીને રહ્યો હતો, તે ખરેખર એક

સરદાર નહિ પણ એક મહાન્ સંસ્થાનનો તિલક કુમાર છે, એમ જાહેર થઈ ચુકયું હતું. સુરેન્દ્ર નામે જે સરદાર આવેલ છે તે ખરેખરી રીતે અમરપુરના અમાત્ય છે અને કુમાર વીરેન્દ્ર જે રણધીરના નામથી અહીં આવી પરાક્રમ કરી શત્રુસાલને હરાવી નસાડ્યા હતા તેની આજ્ઞાથી આવેલ છે. આ સિવાય આચાર્ય તરફથી કંઈ કાગળ પત્રો પણ તે લેતા આવ્યા છે. આ સિવાય બીજી બાતમી પણ નગરમાં ઘેરેઘેર ફેલાઈ હતી અને તે એ કે કુમાર વીરેન્દ્રના લગ્ન અપૂર્વ ઠાઠમાઠથી ભદ્રપુરમાં એક માસમાં થવાનાં છે. આને માટે સર્વ તૈયારીઓ અત્યારથી જ ચાલી રહી છે. રાણી પોતે આ કામમાં ભારે હોંશથી કામ કરે છે. લગ્નનો સમારંભ અપૂર્વ ઠાઠથી થનાર છે.

## પ્રકરણ ૨૧ મું
## કંઇક ઘટનાઓ

શત્રુસાલના પ્રયત્નને યશ મળ્યો નહિ. બંડખોરોનું બળ નરમ પડી ગયું. ઘણાક સરદારોને પકડવામાં આવ્યા. કેટલાક પોતાની બાજી પલટાયલી જોઈ રાણીને શરણે ગયા. કેટલાક બારોબાર દેશ છોડી ચાલ્યા ગયા. બંડની ધાસ્તી સમૂળગી નષ્ટ પામી. રાણીએ માત્ર એકાદ બે જણને કડક શિક્ષા કરી. બાકીનાને સૌમ્ય સજા ફરમાવી અને ઘણાકને તો તે દયાળુ સ્વભાવની રાણીએ પૂર્ણપણે ક્ષમા કરી. શત્રુસાલને દેશની સરહદ બ્હાર ન્હાસી જવું પડ્યું અને ત્યાંથી જ રાણીને શરણે આવવાનું કહેણ મોકલ્યું. દયાળુ રાણીએ આ મહત્વાકાંક્ષી સરદારને ક્ષમા આપી. પરંતુ દેશમાં રહી તેના જેવા ઉત્પાતિયા સ્વભાવના માણસથી સ્થિર બેસી નહિ રહેવાય, એમ ધારી અમુક વર્ષ સુધી યાત્રા કરી આવી પાછા ફરવું એવી આજ્ઞા ફરમાવવામાં આવી. તેમની પદવીને યોગ્ય માણસોનો રસાલો આપી દેશમાંથી રવાનગી કરવાની તૈયારી કરી. પરંતુ શત્રુસાલે થોડા દિવસ, લવંગિકાનું લગ્ન કાર્ય થાય ત્યાં સુધી રહેવાને અને તે કાર્ય પોતાના હાથે થાય તો સારું એવી અરજ ગુજારી. રાણીએ અરજ ઘણી ખુશીથી સ્વીકારી. રાજ્યમાં સર્વત્ર શાંતિ ફેલાઈ. પ્રજાજનો સુખમાં મ્હાલવા લાગ્યા.

લલામકને રાણીએ સેનાપતિનો પોશાક આપ્યો અને સૈન્યની સર્વ દેખરેખ તેના હાથમાં સોંપી. દક્ષની સ્થિતિમાં પણ ફેરફાર થયો. તેના શૌર્ય અને સ્વામીભક્તિથી પ્રસન્ન થઈ રાણીએ તેને એક ન્હાની જાગીર બક્ષિસ કરી અને તેને સરદારની પદવી આપી. કુમાર વીરેન્દ્રની સિફારસથી તેને કૃષ્ણ દુર્ગના કિલ્લેદારનો અધિકાર મળ્યો.

લવંગિકાના લગ્નની ધમાલ ભદ્રપુરીમાં ચાલી રહી. અપૂર્વ સમારંભથી અને ભારે ઠાઠમાઠથી લગ્ન કરવાને માટે સર્વ પ્રકારની તૈયારી કરી હતી. દેશ દેશના રાજાઓને આમંત્રણ કરવામાં આવ્યાં હતાં. કેટલાક ત્યાં આ પ્રસંગે આવ્યા હતા તો કેટલાકે પોતાના પ્રતિનિધિ સરદારોને મોકલ્યા હતા. અમરપૂરથી ઘણા સરદારો અને માણસો આ શુભ અવસરે આવી પહોંચ્યાં હતાં. શહેરમાં ભારે ધામધૂમ નજરે પડતી હતી. કોઇક ઘોડાઓને થનથન નચાવતા, તો કોઈ હાથીપર બિરાજી ડોલતા જતા હતા. કોઇકને માથે હિમના કડકા જેવો શ્વેત ફેંટો, તો કોઇને માથે કેશરિયો પાઘ એમ વિવિધ અલંકાર વસ્ત્ર ધારણ કરેલાં માણસો નગરમાં આમતેમ ડોળથી જતા જણાતા હતા. આખી નગરીમાં ઘેર ઘેર તોરણો બંધાયાં હતાં અને આનંદ ઓત્સવ થઈ રહ્યો હતો. અપૂર્વ ઠાઠમાઠથી લગ્નક્રિયા પૂર્ણ થઈ. રાણીએ વધૂને અને વરને કિંમતી અલંકાર ઇનામ આપ્યા. શત્રુસાલે કન્યાદાનમાં કંઇક ગામ રાણીની અનુમતિથી આપ્યાં. નાગરિક જનોએ પણ કુમારની સેવાની કદર કરી સમસ્ત લોકોએ નગરશેઠને હસ્તે સમારંભ કરી મૂલ્યવાન સ્મરણચિહ્ન અર્પ્યું. વૃદ્ધ મામાના આનંદનો પાર ન હતો. તેમને લવંગિકા અને ભદ્રશ્યામા પોતાના સંતાન સમાન ભાસતાં હતાં. વળી રણધીર નામ ધારેણ કરેલા કુમાર વીરેન્દ્ર પર તેમનો પક્ષપાત અને મમતા હતી. મામાએ લવંગિકાને એક મૂલ્યવાન્ નિલમનો હાર અને અમૂલ્ય હીરાની મુદ્રિકા આપી.

આ માંગલિક કાર્ય પૂર્ણ થયા પછી કેટલેક દિવસે કુમાર વીરેન્દ્ર પોતાની નવ વધૂ સાથે અમપુર જવા નીકળ્યો. તે દિવસે નગરમાંથી ભારે સ્વારી કાઢી. અનુપમા, વત્સલા, વલ્લરી, અને પુરુષ વર્ગમાં મહારાવ નંદક, શત્રુસાલ સેનાપતિ લલામક સરદાર દક્ષ વગેરે બીજા માણસો સાથે રાણી સંગમેશ્વર સુધી વળાવવા ગઈ. અહિં જૂદાં પડવાના વખતનો દેખાવ ઘણોજ કરૂણરસિક હતો. સર્વની આંખમાંથી આંસુની ધારા વહેતી હતી. રાણીએ પોતાની પ્રિય સખીને વળગી પડી કહ્યું:–

"બ્હેન! સુભાગ્યે તને ગુણવાન્ રૂપવાન્ અને પરાક્રમી નરરત્ન પતિ પ્રાપ્ત થયો છે: તેમની આજ્ઞામાં રહેજે. તેમના હિતમાં રત રહેજે. તેમનો પ્રેમ સંપાદન કર્યો છે, તેવોજ જાળવી રાખજે. તું ચતુર છે, તને શું કહું? આ તરફની ખબર રાખજે, મને વીસરીશ માં." એટલું કહેતાં કહેતાં તેને પુનઃ વળગી પડી.

રણધીરની પણ તેવીજ સ્થિતિ હતી. તેને પણ છૂટાં પડતાં અતિ કષ્ટ થતું હતું. રાણીએ તેને ઉદ્દેશી કહ્યું:––

"કુમાર વીરેન્દ્ર! આપ જે અમૂલ્ય રત્નને લઈ જાઓ છો તેને પ્રાણથી વધારે વ્હાલું ગણી જાળવજો. આપે વિલક્ષણ સાહસથી, નિઃસ્વાર્થપણે જે સેવા કરી છે, ને બંધુકાર્ય બજાવ્યું છે તેને માટે આપની સદા ઋણી રહીશ. ઈશ્વર આપને સુખી કરે."

"કૃપાળુ રાણીજી! આપની આજ્ઞા હું નહિ વીસરું. આપે આપના દરબારમાં મારું જે માન વધાર્યું છે, તે હમેશ સ્મરણ કરીશ. આપે આપના ન્હાના ભાઈ પ્રમાણે જે વાત્સલ્ય બતાવ્યું છે, જે કૃપા દાખવી છે, તે કદિ વિસરાય તેમ નથી. આપ આ રણધીરને યાદ કરશો અને તે આપની કંઇક, સેવા કરવા સદા તૈયાર છે, એમ જાણી મારા યોગ્ય કામ હોય તો આપની આજ્ઞા થતાં હાજર થઇશ."

રાણીને અને મામાને પગે પડી રણધીર, લવંગિકા, સુરેન્દ્ર સ્વદેશ સિધાવ્યાં.

ભદ્રશ્યામા પોતાની રાજનગરીમાં આવી સુખથી રાજકારભાર ચલાવવા લાગી. દારુકના દુષ્ટ સ્વભાવને લીધે, તેની વ્યસનાધીનતાને લીધે પતિસુખથી તે વંચિત હતી, છતાં તેનો સ્વભાવ અત્યંત કોમળ હોવાને લીધે તથા ધર્મભાવ જાગૃત હોવાને અંગે, 'એમાં કંઈ આપણું ચાલતું નથી. પૂર્વના સંચિત પ્રમાણે સર્વને સુખ મળે છે. પૂર્વે કરેલું ભોગવ્યા વગર છૂટકો નથી' એમ જાણી સંતોષ માની લેતી હતી. આમ કેટલોક કાળ વિત્યો એટલામાં તેને એક પુત્રરત્નની પ્રાપ્તિ થઈ. તેને ગૃહસુખનો થોડો ઉપભોગ મળવા માંડ્યો. પણ એટલામાં જ એક દુઃખદ પ્રસંગ આવી પડ્યો. સુખ કોઇને સર્વ કાળ ટકતું નથી. સુખથી ઉન્મત્તતા પ્રાપ્ત થશે, એમ જાણીને કે શાથી, સુખદ સ્થિતિ માનવીના નસિબમાં લાંબો વખત રહેતી નથી.

ભદ્રશ્યામા દરેક રાજકાર્યમાં મામાની સલાહ લેતી હતી. હમણાં રાણીએ રાજકાર્યની ધુંસરી તેમનાજ હાથમાં સોંપી હતી. મામાનો સ્વભાવ શાંત અને અપમાનસહિષ્ણુ હતો, છતાં રાજમંડળના કેટલાક માણસો મામાનો અંતરથી દ્વેષ કરતા હતા. રાણીના હિત માટે તે સદા તત્પર રહેતા હતા તેથી દરબારના કેટલાક માણસોની આંખમાં આવી ગયા હતા. જયરાજ જેવા સરદાર મામાનો ઘાટ ઘડવાની યુક્તિ દારુકને શિખવતા હતા. મામાને પણ કોઇકવાર રાજ્યના હિતને અંગે દારુકને દુભવવાનો પ્રસંગ આવી પડતો હતો. આવા પ્રસંગે આસપાસના માણસો રાજાને ચઢાવી મારવાને, અને ખોટી સલાહ આપી આડે માર્ગે વાળવાને તે તકનો લાભ લેતા. એ ખરી વાત છે કે રાજા અને પ્રજા બન્નેને

સંતોષી કામ લે એવા રાજનીતિજ્ઞો વિરલજ હોય છે. મિષ્ટ સાકરના કડકાની આસપાસ ભમનારી માંખોની માફક સંપત્તિના લોભી, સ્વાર્થી માણુસો રાજાની આસપાસ થોડા હોતા નથી. આવા સ્વાર્થી અને નીચ માણુસોને ખુશ રાખી તેમનો દ્વેષ સંપાદન કર્યા વગર રાજાનું હિત સાધનાર રાજનીતિજ્ઞ હજી સુધી ઉત્પન્ન થયો નથી. રાજાનો દ્વેષ દિવસો દિવસ વધવા લાગ્યો. માણુસોની ભંભેરણીથી તે અગ્નિની માફક વધતો ગયો. મામાની વિરુદ્ધ એક જબરો પક્ષ ઉભો થયો. આ કારસ્થાનમાં સરદાર જયરાજ, દુર્મદસિંહ અને દારુક મુખ્ય હતા. એક વખત લાગ જોઈ મામાના શયનગૃહમાં પચીશ મારા મોકલ્યા. મામાએ પોતાના સંરક્ષણુને માટે બ્હાદુરીથી લઢયા. ત્રણુચાર જણુને ઠાર કર્યા. પણુ ઝાઝા માણુસો સાથે એકલા શી રીતે ટકે? તેમના શરીરપર ત્રીશેક ઝખ્મ પડ્યા. અને તરતજ તેમનો આત્મા આ ક્ષણુભંગુર દુનિયા છોડી પરભૂમિમાં ચાલ્યો ગયો. મામાના પર આ હલ્લો થયો તે વખતે દારુક મારાઓની સાથે હતો. નંદકે તેને આ ક્રૂર કામ ન કરવા આજીજી કરી, પણુ તે પશુ સમાન ક્રૂર હૃદયના રાજાના મનપર કંઇ જ અસર થઈ નહિ.

આ ભયંકર ખૂનની હકીકત રાણીને ખબર પડતાં તેના મનની શી સ્થિતિ થઈ હશે, તેની કલ્પના વાંચનાર કરી લેશે. પોતાના માતા પિતાના મરણુ પછી અંતરના સગામાં માત્ર મામાજ હતા. તેઓ તેના હિતકાર્યમાં તત્પર રહેતા, તેનાપર પોતાની પુત્રીવત્ મમતા રાખતા હતા, હમેશ રાજકાર્યની ચિંતા રાખતા અને તેનાજ સુખમાં પોતાનું સુખ લેખતા હતા. આ ઉપરાંત તેઓ રાજકાજમાં કુશળ, નિસ્પૃહી અને નિરભિમાની હતા. આવા માણુસનું ખૂન અને તે રાજગૃહમાં મારાઓને હાથે થયું સાંભળીને તેને અતોનાત દુઃખ થયું. રાણીએ ખૂનની તપાસ કરવા લલામકને આજ્ઞા કરી. આ બાબતની પૂરી તપાસ લલામકે કરી અને રાણીને નિવેદન કરી. આ તપાસના પરિણામમાં એમ જણાયું કે દારુક આ દુષ્ટ કાર્યમાં સામેલ હતો, એટલું જ નહિ પણુ તે મારાઓની સાથે પ્રત્યક્ષ હાજર હતો. મારાઓને રાણીએ કડક શિક્ષા કરી. જયરાજને દેશનિકાલ કર્યો. દુર્મદસિંહને તીર્થવાસ કરવાની આજ્ઞા કરી. એક અઠવાડિયા સુધી રાણીએ રાજાનું મ્હોં જોયું નહિ. આખરે એક દિવસે દારુકને બોલાવી સઘળી હકિકત પૂછી. દારુક સ્વભાવે બ્હીકણુ હતો. વળી આ સરદારોને અને પોતાના પિતા સુદ્ધાંને કડક શિક્ષા થઈ હતી, એ વાત પણુ તેના ધ્યાનમાં હતી. તેણુે પોતાનો ગુન્હો કબૂલ્યો જયરાજ વગેરે સરદારોએ ધાસ્તી બતાવી હતી, તેથી આ કામમાં સામેલ થયો

એમ જણાવ્યું. આંખમાં આંસુ આણી સોગન ખાધા. આખરે રાણીએ તેના બ્હીકણુ સ્વભાવને લીધે આ વાત ખરી માની અને ક્ષમા આપી. દિવસોના જવા પછી તેના અપરાધની પણુ વિસરામણુ આ ભોળીભામાને પડી.

આ બનાવને બે મહિના નહિ થયા હોય એટલામાં તો ભદ્રપુરીમાં શિતળા માતા પધાર્યાં. આખા ગામમાં જ્યાં જૂઓ ત્યાં શિતળાનો જ વા. આખરે રાજા સાહેબ પણુ તેના સપાટામાં આવી ગયા. રાજવૈદ્યોએ ઘણા ઉપાય કર્યા પણુ કંઈ વળ્યું નહિ. રાણીએ ઘણી ચાકરી કરી. પણુ કંઈ પરિણામ આવ્યું નહિ. સરદારોની સલાહથી ગિરિદુર્ગ જઈ રહેવાનું ઠેરવ્યું. ત્યાં દારુકની પ્રકૃતિ છેક લથડી અને તે મૃત્યુ શરણુ થયો. મામાની ક્રૂર હત્યાની શિક્ષા રાણીને હાથે થવી અશકય હતી તે કુદરતે રોગદ્વારા આપી.

રાણીનો દારુક પર પ્રેમ હતો. તે સદા તેના દુર્ગુણુ તરફ લક્ષ કરતી ન હતી. પણુ આ પતિસુખ પણુ તેના નસિબમાં રહ્યું નહિ. ભદ્રશ્યામાએ કદાચ સહગમન કર્યું હોત પણુ બાળકુમારની અવસ્થા અને પ્રજા અનાથ થશે એમ જાણી આ કલ્પના છોડી દીધી. આ પછીની હકીકત રાણીએ લવંગિકાને લખેલા પત્રથી જણાય છે.

"પ્રિયતમ સખી,

મારા પર જે દુઃખના ડુંગર ઢળી પડ્યા છે, તેનાથી તું વાકેફ હોઇશ. મામા સાહેબનું મરણુ, પતિનું પરલોકગમન, એ બન્ને દુઃખ એક પછી એક એવી ત્વરાથી આવ્યાં કે મારું શું થશે એની કલ્પના કરવી અશકય છે. રાજપાટ છોડી સહગમનનો વિચાર કરતી હતી પણુ બાળક કુમારનું શું થશે એ વિચારે મને તેમ કરતાં અટકાવી છે. પ્રિય બ્હેન! આ દુઃખમાં પણુ ઠરી ઠામ બેસવાનો વખત નથી. કેટલાક જણે બૂમ ફેલાવી છે કે દારુકને ઝેર આપવામાં આવ્યું હતું. આ કાર્યમાં સરદાર ધનાધિપનો હાથ હતો એમ બૂમાટો ફેલાયો છે. દુર્મદસિંહ આ બાબતની ચોકસી કરવા સરદારોને પ્રેરે છે. અહા! શું માણસનું સુખ અસ્થિર છે? શરદભ્રની છાય જેવું મનુષ્યનું સુખ છે. તેને પલટાતાં વાર લાગતી નથી. હું કુમારને મોટા કરવાની આશામાં દિવસ વ્યતીત કરવા વિચાર રાખતી હતી. પણુ આ સરદારો મને ઝંપીને બેસવા દે એમ નથી. અહા! જો તારા પ્રિય પતિ અહીં હોત તો મને કેવા મદદરૂપ થઈ પડત! પણુ શું કરું? રાજ્યની આવી સ્થિતિમાં કોઈ ચતુર અને પ્રવીણુ માણસની જરૂર છે. આવો માણસ

આપણા રાજ્યમાં માત્ર એક જ છે અને તે તારા કાકાસાહેબ. મેં તેમને તાબડ-તોબ રાજ્યમાં બોલાવવા માટે માણસો મોકલ્યા છે. વળી તારા સ્વામીને તેમણે આપેલી મુદ્રિકા પણ મોકલાવી છે. તેઓએ અહીં આવી રાજકારભારમાં લક્ષ આપી લલામકને યોગ્ય સલાહ આપતા રહેવું, એમ મારી ઇચ્છા છે. હું માનું છું કે મારી આ વિનતિ તેઓ જરૂર સ્વીકારશે.

પ્રિય બ્હેન! બાદમાં હું થોડો વખત તીર્થયાત્રાએ કાશી જવાની છું. તે વખતે તને અને તારા સ્વામીને મળીશ. આજ કાલ શું થશે? એની ફિકર મનને થયાં કરે છે. તારા પતિને મારા આશીર્વાદ.

લી૦ અભિન્ન હૃદય

**ભદ્રશ્યામા.**"

રાણીએ લખ્યા પ્રમાણે તીર્થયાત્રાએ નીકળી રસ્તામાં તેણે થોડો વખત જતાં અને પાછા ફરતાં અમરપુરમાં મુકામ કર્યો હતો. વીરેન્દ્રે તેનું યોગ્ય આતિથ્ય કર્યું હતું. અને તે થોડો વખત વ્યવસ્થા કરવા રાજમાતા ભદ્રશ્યામા સાથે ભદ્રપુર આવ્યો. અહીં આવી રાજ્યની વ્યવસ્થા તેણે યોગ્ય પુરુષોના હાથમાં મૂકી. શત્રુસાલની સલાહથી. લલામકની દક્ષતાથી રાજવ્યવસ્થા નિર્વિઘ્ન ચાલે છે. રાણી, કુંવરની બાલક્રીડાના સુખમાં, પ્રજાના હિતમાં અને પ્રભુભક્તિમાં પોતાના દિવસો વ્યતીત કરે છે. જે વાવાઝોડાં રાજગૃહને હચમચાવી નાંખતાં હતાં તે શાંત થઈ ગયાં છે. પ્રજા શાંતિમાં મ્હાલે છે.



# છપાય છે

## દિલેર ડાકુ

આ નવલકથાનું રચનાકૌશલ્ય એવું તો મનોહર છે કે વાંચનારનું મન રસના પ્રવાહમાં આપોઆપ તણાતું જાય છે. અદ્‌ભુત અને વીરરસના પ્રસંગો વાંચનારની મનોવૃત્તિને ખળભળાવી મૂકે છે. માત્ર કહેવામાં જ ડાકુ-પરંતુ જે મળે તે ગરીબોમાં છૂટે હાથે વ્હેંચી દેનાર, ભયની સ્હામે ટક્કર ઝીલવામાં પ્રાણની પર્વા ન કરનાર એક મુસલમાન વીરનાં અદ્‌ભુત પરાક્રમ અને સ્વાર્થત્યાગ મનોરમ અને કૌતુહલ ઉપજાવે તેવી રીતે વર્ણવામાં આવ્યાં છે.

**કીંમત ૧-૮-૦**

## પુષ્પરેણુ

સુપ્રસિદ્ધ "ગુજરાતી" પત્રમાં પ્રસિદ્ધ પામેલી, લોકાદરને પાત્ર નીવડેલી કવિત્વમય સુંદર ભાવવાહી ન્હાની વાર્તાઓનો સંગ્રહ.

**કીંમત ૨-૦-૦**

## ગીતાર્થ રહસ્ય

ગીતા જેવા વિશ્વમાન્ય ગ્રંથનું નામ કોણે સાંભળ્યું નથી? સકળ શાસ્ત્રના મંથનથી ગીતારૂપી અમૃત બહાર નીકળ્યું છે. આજ કાલ ચારે તરફ નીતિશિક્ષણની બૂમ સંભળાય છે. તેવે વખતે આ પુસ્તક ઘણું જ પ્રસંગોચિત થઈ પડશે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. ટૂંકામાં, સરળ રીતે ગીતાનો સાર સમજાવવા આ પુસ્તકમાં પ્રયત્ન કરવામાં આવ્યો છે. માબાપોએ આવાં પુસ્તક ન્હાનપણથીજ તેમના સંતાનના હાથમાં મૂકવાં એ તેમનું કર્તવ્ય છે.

**કીંમત ૦-૬-૦**

# અભિપ્રાયો

## મર્હુમ સર ફિરોઝશાહ મહેતાની તસ્વીર

જાણીતા સ્વદેશાભિમાની શેહરી મર્હુમ સર ફિરોઝશાહ મેહરવાનજી મહેતાની તસ્વીરની નકલ મી૦ રમણીકરાય અમૃતલાલ મહેતા તરફથી અમને મળી છે તેની પહોંચ અમે ઉપકાર સહિત સ્વીકારિયે છીએ. મર્હુમ સર ફિરોઝશાહ છબીમાં પોતાનો વાઇસ ચેન્સેલર તરીકેનો ઝભ્ભો પહેરીને બેઠેલા જોવામાં આવે છે અને તેમની એ છબી છેલ્લામાં છેલ્લી છબીમાંની એક છે. છબીની આજુબાજુની ડીઝાઇન ગમે તેવા અજાણ્યા માણસોને પણ તેમની ચળવળનો ખ્યાલ કરાવે છે. એક બાજુપર મ્યુનિસિપલ કોરપોરેશનના મકાનનું ચિત્ર છે અને બીજી બાજુપર યુનિવર્સીટીનો રાજાબાઈ ટાવર છે. જે એ બે સંસ્થાઓના હક્ક અને પ્રજા કલ્યાણ માટે બજાવેલી તેમની લડતની યાદ તાજી કરે છે. મથાળે હિંદ દેવીને મર્હુમ સર ફિરોઝશાહનાં મરણ માટે ખેદ દર્શાવતી તેમનાં અનન્ય સ્વદેશાનુરાગ, અનુપમ સ્વાર્થત્યાગ અને નિડર નાગરીક તરીકેની તેમની સેવાની નોંધ લેતી ચિતરવામાં આવી છે. આ છબી જાડા આર્ટ પેપરપર ત્રણ જાતના રંગમાં છાપવામાં આવી છે તે જોતાં તેની ત્રણ આના જેટલી કિંમત ઝાઝી લેખાશે નહીં.

આ છબી ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસમાં મળે છે.

**પ્રજામિત્ર** તા૦ ૧૪-૧-૧૬

**સ્વ. દેશભક્ત સર ફિરોઝશાહની રંગીન છબી**

**ભારતનું** મુખ ઉજ્જવલ કરનારા, અહોરાત્રિ દેશસેવામાં મચી રહેનારા, દેશના હૃદયની અનેકવિધ પ્રવૃત્તિમાં ભાગ લેનારા, મુંબઇના અનભિષિક્ત રાજા સર ફિરોઝશાહનું દુ:ખદ મરણ હજી તાજું જ છે. આવા મહાન્ પુરુષોનું નામ ભવિષ્યની પ્રજામાં સદૈવ જાગૃત રાખવા, અને ભવિષ્યની પ્રજા તેમને પગલે ચાલે તેને માટે જે વિવિધ ઉપાયો યોજવામાં આવે છે તેમાં તેમની છબીઓ અને જીવનચરિત્રો છે. સર ફિરોઝશાહની એક ઉત્તમ છબી અમને અભિપ્રાય માટે મળી છે. **આ છબી ત્રણ જુદા જુદા રંગની છાયામાં, ઉંચા સુંદર આર્ટ પેપરપર મનોહર રીતે મુદ્રણ કરવામાં આવી** છે. સ્વ. સર ફિરોઝશાહની આ ઉમદા તસ્વીર છે અને ચ્હેરામાં મળતાપણું યથાર્થ જાળવવામાં આવ્યું છે. સર ફિરોઝશાહની ભવ્ય મુખાકૃતિ, ચાન્સેલરના ઝભ્ભામાં સજ્જ થયેલી જોતાં જ તેમના ગુણોનું સ્મરણ થઈ આવે તેમ છે. આ નયનરંજક છબીને એક ખાસ ચિત્રાવેલી બોર્ડરથી દેદીપ્યમાન બનાવવામાં આવી છે. બોર્ડરનું ચિત્રનિર્માણ (line drawing) રેખા ચિત્રમાં નિપુણતાથી યોજવામાં આવી છે. જમણે બાજુએ યુનિવર્સિટીનો દેખાવ છે અને યુનિવર્સિટી દેવી પુસ્તક કરમાં ગ્રહણ કરી બેઠી છે. ડાબી બાજુએ મુંબઇની મ્યુનિસિપાલીટીનો મનોરંજક દેખાવ ચિત્રાંકિત છે. શિરોભાગે હિંદ દેવી અને કીર્તિ સ્વ. દેશભક્તનો ગુણમહિમા લખી રહી છે. ઉપરાંત મુંબઈ જે સર ફિરોઝશાહનું કર્તવ્યક્ષેત્ર હતું તેના કિનારાનો દૃશ્ય છે. **મનોરંજક મુદ્રણ, ઉંચા આર્ટ પેપર, મોટી ૧૨-૧૫ ની છબીનું કદ, એ સર્વ જોતાં મૂલ્ય ૦-૩-૦ આના અલ્પ છે. અમે સર ફિરોઝશાહના પ્રશંસકોને આ છબીની એકેક પ્રત ખરીદવા ભલામણ કરીએ છીએ. આ છબી "ગુજરાતી પ્રેસ"માં વેચવાનો પ્રબંધ કરવામાં આવ્યો છે.**

**ગુજરાતી** તા૦ ૨૬-૧-૧૬

## Sir Pherozeshah's portrait.

We are sure the public will be very pleased with the portraits of the late Sir Pherozeshah M. Mehta, which have been brought out at the cheap price of three annas a copy by Mr. Ramanik A. Mehts and have been printed at the Gujarati Press. The portrait is printed on thick art paper in three different tints. Its great merit is its complete fidelity to the real appearance of the great patriot, just about the time of his death. There are noticeable embellishments too. The border which is specially designed depicts some of the scenes of his manifold activities. On the right hand side is depicted the University and on the left hand side is pictured the Corporation Hall. At the top two lady figures–meant to represent Fame and India are shown inscribing on a tablet the great qualities of the great patriot.

**Induprakash** 18-1-16